## અર્પણ

અંતિમ કેવળજ્ઞાની શ્રી જંબૂસ્વામીના ઉજ્જવળ જીવનના ઇતિહાસની અર્પણ પત્રિકા અંતિમ તીર્થંકર પરમ કૃપાળુ જગદુદ્ધારક ભગવાન મહાવીર દેવને આપી કૃતાર્થ થાઉં છું

વીરબાળ—જીવન.

---

## स्तुति

अर्हन्तो भगवंत इंद्र महिता, सिद्धाश्च सिद्धि स्थिता ।
आचार्या जिनशासनोन्नतिकरा, पूज्या उपाध्यायका ॥
श्री सिद्धांतसुपाठका मुनिवरा रत्नत्रयाराधका ।
पंचैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलम् ॥



શ્રી વીરવિજય પ્રિ. પ્રેસમાં શાહ મણિલાલ છગનલાલે
છાપી, ઠે. મણુપર ટંકશાળ-અમદાવાદ.

# શ્રીમાન શેઠ પિતાંબરદાસ શીવલાલ સાયલાવાળાનો

## ટુંક પરિચય.

કાઠીયાવાડમા આવેલા ગામ સાયલામાં દશા શ્રીમાળી વણિક કોમમા સંવત ૧૯૪૦ ના જયેષ્ઠ શુદિ ૧૦ ના રોજ શ્રીયુત્ પિતાબરદાસભાઇનો જન્મ થયો હતો તેમના પિતાશ્રીનુ નામ શીવલાલભાઇ, અને માતુશ્રીનુ નામ લ્હેરીબાઇ બંને ધર્મ પરાયણ, દેવગુરૂભક્તિના આરાધક અને સુસસ્કારી હતા. પોતે સુખી, છતા નિરભિમાની અને દયાળુ હતા 'યથા નામા તથા ગુણા' એ સુત્રાનુસાર શીવલાલભાઈ અને લ્હેરીબાઇ જનસમાજને કલ્યાણ અને આનદ કર્તા હતા, એમ કહિયે તો વિશેષ અતિશયોક્તિ જેવુ નથી સઘસેવા, એ જેમના જીવનનુ મુખ્ય ધ્યેય હતું, એવા શ્રીમાન શીવલાલભાઈ સ્વધર્મ પ્રેમ, શાત સ્વભાવ અને કુનેહથી સંઘપતિનુ કાર્ય સુવ્યવસ્થિત અને સતોષપ્રદ રીતે બજાવતા હતા

માતાપિતાના સસ્કારો સ્વાભાવિક રીતેજ પુત્રમા ઉતરે, એ નિયમાનુસાર પિતાબરદાસભાઇમા પણ ન્હાનપણથીજ ધર્મના સસ્કારો દાખલ થયા શિક્ષણ વિષયક તેમની બુદ્ધિ અને ધાર્મિક સસ્કારિતા જોઈ માતાપિતાને આનદ થતો નૈતિક, ધાર્મિક અને વ્યવહારિક કેળવણી લઇ પિતાબરદાસભાઈ તેમના પિતાની સાથે વ્યાપારમા જોડાયા વ્યાપારી કુનેહ, વ્યવહાર કુશળતા અને એક વચનીપણાના ગુણે થોડાજ વખતમા તેમણે સારી પ્રતિષ્ઠા

મેળવી, એટલુંજ નહિ પણ તે સાથે સંપત્તિમાં પણ સુવૃદ્ધિ કરી 'આંબો જેમ ફળે તેમ નીચે નમતો જાય' એ ન્યાયે જેમ જેમ પિતાંબરદાસભાઈ સંપત્તિ અને ખ્યાતિ મેળવતા ગયા તેમ તેમ તેમનામાં ધીરજ, ઉદારતા નિરભિમાનીપણું આદિ ગુણો વૃદ્ધિ પામતા ગયા

તેઓ રાજ્યનાં ઘણાજ વિશ્વાસુ અને માનનિય હતા રાજ્ય પ્રત્યેની તેમની વફાદારીએ તેમને રાજ્યમાં પણ ઘણું ઉંચું સ્થાન મળ્યું હતું માતપિતાના સુસંસ્કારોએ તેમના જીવન પર ધર્મની ઉંડી છાપ પાડી હતી, અને તેથીજ તેઓનામાં પણ ધાર્મિક ભાવનાનો સુંદર વિકાસ થયો હતો. દરેક ધર્મકાર્ય કે સાર્વજનિક કામોમાં તેઓ અગ્રભાગ લેતા અને પોતાની શક્તિ તથા સંપત્તિનો યથાયોગ્ય સદ્વ્યય કરતા, 'મનુષ્ય જન્મની સફળતા શેમાં રહેલી છે, અને મળેલી લક્ષ્મીનો શો ઉપયોગ કરવો' એ તેઓ સારી રીતે સમજતા હોવાથી, પ્રસંગોપાત સ્વલક્ષ્મીને શુભકાર્યમાં ખરચી તેઓ આનંદ પામતા અને પોતાને સ્વલ્પાંશે પણ કૃતાર્થ માનતા

તેમના પિતાશ્રીના તો તેઓ મુખ્ય ભક્ત અને સેવા પરાયણ હતા દરેક કામ, પોતે જાણવા છતાં પણ પિતાને પૂછીનેજ કરતા પિતાની માંદગી પ્રસંગે સતત તેઓ તેમની પાસેજ બેસી રહીને સેવા કરતા પિતાના મૃત્યુથી જાણે પોતે સેવા કરવાનું સ્થાન ગુમાવ્યું એવા ભારે આઘાતથી પિતાના મૃત્યુ બાદ આઠમેજ દિવસે પિતાંબરદાસભાઈ પણ ૪૮ વર્ષની ઉંમરે સંવત. ૧૯૯૫ ના માગશર સુદી ૧૩ રવિવારના રોજ આ ફાનિ દુનિયાનો ત્યાગ કરીને

પરલોક સિધાવ્યા! પ્રભુ! સદ્ગતના આત્માને શાંતિ આપો!

'સુલભ બોધી જીવોને અંતિમ સમય સુધી પણ સદ્વિચાર શ્રેણિ રહે છે' તે મુજબ પિતાંબરદાસભાઇએ પણ અંતિમ સમયે અર્હંત્ ધર્મનું સ્મરણ કરી, પોતાની બન્ને ધર્મપત્નીઓ જહુબાઈ અને ચંચળબાઈને પોતાની પાછળ કલ્પાંત નહિ કરવાનો અને સંસારની અસારતા સમજાવી ધર્મમાર્ગેજ જીવન વ્યતિત કરવાનો અંતિમ ઉપદેશ આપ્યો હતો

આવા એક પુણ્યશાળી અને ધર્મચુસ્ત સજ્જનની ખોટ કેવળ ત્હેમના કુટુંબ કે સગા વ્હાલાનેજ નહિ, કિંતુ સકળસંઘ અને તેમની પ્રત્યેક પરિચિત વ્યકિતને પડી છે, જે પૂરાવી ઘણી મુશ્કેલ છે.

તેમના અંતિમ ઉપદેશને ગ્રહણ કરી, તેમની ઈચ્છાનુસાર તેમની બન્ને ધર્મપત્નીઓ પોતાની મિલ્કતનો સદુપયોગ પરોપકારી કાર્યમાં કરી રહ્યા છે, એ જોઇ ભારે આનંદ થાય છે આ બન્ને બ્હેનો પણ ધર્મપ્રેમી અને સુસંસ્કારી હોઇ, પતિ અને શ્વસુરના પગલે ચાલી ધર્મમાર્ગને દિપાવી, જીવનની સાફલ્યતા સાધી રહ્યા છે આ ઉદાર બ્હેનો હસ્તક અદ્યાપિ પર્યંત જૈન પાઠશાળા, પાંજરાપોળ, ધર્મશાળા, ધાર્મિક પુસ્તકો આદિ વિધવિધ જ્ઞાન, દયાના પારમાર્થિક કાર્યમાં હજારો રૂપિઆ ખરચાયા છે, અને હજુયે તે બ્હેનો ખર્ચે છે, તે ખરેખર અતિ પ્રશંસાપાત્ર છે ઈત્યલમ્ ૐ શાંતિ

પ્રથમ વૈશાખ, શુક્લપંચમી
પંચભાઇની પોળ, અમદાવાદ.

લી૦ સંઘસેવક
જીવનલાલ છગનલાલ સંઘવી.

દેશિક છે કે તે વાચતા સંસારની અસારતા સ્હેજે સમજાય છે, અને સમજીને જો સરળ પ્રણામી જીવો સ્વાત્માને ઉચ્ચ શ્રેણિ પર મૂકવા પ્રયત્ન કરશે, તો તે અત્યંત ફળદાયી નીવડશે

કળિકાળ સર્વજ્ઞ **શ્રીમાન હેમચદ્રાચાર્ય** મહારાજે સંખ્યાબંધ ગ્રંથો લખીને સમસ્ત જૈન–જૈનેતર આલમ ઉપર અગાધ ઉપકાર કર્યો છે; અને જે સમાજની ગ્રથસમૃદ્ધિ અલ્પ સંખ્યામા હતી, તેને વિસ્તૃત બનાવીને ભવ્યાત્માઓને તરવા માટે સાનુકુળતા કરી આપી છે, તે માટે તે પ્રખ્યાત પરોપકારી મહાત્માનો જૈન સમાજ ખરેખર ઋણિ છે, આ પુસ્તક પણ તે મહાત્માની કૃતિનો એક અશ છે, ‘ત્રિષષ્ટી શલાકા પુરૂષ’ ચરિત્ર બનાવ્યા પછી તેઓએ સસ્કૃતમા ‘પરિશિષ્ટ’ પર્વ રચ્યુ છે. જેમા ૧૩ સર્ગો છે તેમાના પ્રથમના ચાર સર્ગોમા આ જબુસ્વામી ચરિત્ર પૂર્ણ થાય છે, જે પણ કથાઓના ભડાર જેવુ છે તેમા વિધવિધ જાતની ૨૬ કથાઓ આવેલી છે. જેમાની પ્રથમ પ્રસન્નચદ્ર રાજર્ષિ અને વલ્કલચીરીની કથા ખાસ વાચવા લાયક છે, ત્યારબાદ પ્રભવના પૂછવાથી જબુકુમારે કહેલી મધુબિદુની, કુબેરદત્તની અને મહેશ્વરદત્તની એ ત્રણ કથાઓ, તેમજ તેમની આઠ પત્નીઓના ઉત્તર રૂપે કહેલી આઠ કથાઓ, એ બધી અત્યત બોધદાયક અને જીવને વૈરાગ્ય પામવાના કારણભૂત છે

‘જબુસ્વામી ચરિત્ર’ એ નામનુ પુસ્તક લગભગ ૪૦ વર્ષ પહેલાં બહાર પડેલુ, ત્યારપછી એવુ અલગ પુસ્તક બહાર પડયાનો ખ્યાલ નથી. કેટલાક જીજ્ઞાસુ બધુઓ તરફથી વારવાર તે પુસ્તકની માગણી થતી હોવાથી, તેમજ હાલ તે અલભ્ય હોવાથી મને લાગ્યું કે, અલ્પકિંમતનુ અને અતિ ઉપયોગી, બોધપ્રદ આ પુસ્તક બહાર પડે તો જનસમાજને ઘણોજ લાભ થવા સભવ છે, તેથી મે યત્કિચિત પ્રયત્ન કરી આ પુસ્તક છપાવવાનુ યોગ્ય ધાર્યું, અને તે

મારે કેટલાક બંધુઓએ અગાઉ માફક ઘણું મ્હારાં જૈન સાહિત્ય પ્રકાશન કાર્યને ઉત્તેજન આપ્યું તે માટે હું તે સર્વ માયાળુ બંધુઓને અત્યંત આભારી છું

આ પુસ્તક લખવામાં રા. રા. અમરાભાઈ ગોપાળદાસ તરફથી બહાર પડેલ શ્રી જંબુસ્વામી ચરિત્ર (ભાષાંતર) અને શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી બહાર પડેલ શ્રી પરિશિષ્ટ પર્વ (ભાષાંતર) એ બે પુસ્તકોનો ખાસ આધાર લેવામાં આવ્યો છે કેટલેક ઠેકાણે કઠીન શબ્દો, વાક્યો અને ભાષામાં ફેરફાર કરી કેટલેક ઠેકાણે વધારે યોગ્ય વિવેચન કરી સ્ત્રી, પુરૂષ અને બાળકો સૌ કોઈ સરળતાથી વાંચી શકે, તે માટે સરળ ભાષા ટુંકા વાક્યો પરિચિત શબ્દો અને પેરેગ્રાફો મૂકી આ પુસ્તક લખવામાં આવ્યું છે અને તે લખવામાં ખાસ આલંબનભૂત બનાર તે બન્ને પુસ્તકના પ્રકાશકો રા. રા. શા અમરાભાઈ ગોપાળદાસ અને શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું

ટુંકમાં આ આખુંયે પુસ્તક જૈન સમાજને બોધદાયક અને આત્મકલ્યાણના આદર્શ રૂપ છે તો તે વાંચી પ્રત્યેક વ્યક્તિ હંસવત્ સાર ગ્રહણ કરી આ પુસ્તકના ચરિત્ર નાયક મહાત્મા શ્રી જંબુસ્વામીના ત્યાગ જીવનને અનુસરવા યત્કિંચિત પ્રયત્ન કરવાની પ્રેરણા પામશે તો આ પુસ્તક બહાર પાડવાનો મ્હારો શુભાશય સફળ થયો ગણાશે. કિં બહુના સુજ્ઞેષુ !

લી. ચતુર્વિધ સંઘનો નમ્ર સેવક

જીવનલાલ છગનલાલ સંઘવીના જયવીર !

---

# શ્રી જંબુસ્વામી ચરિત્ર



શ્રીમતે વીરનાથાય સનાથાયાદ્ભુતશ્રિયા ॥
મહાનંદસરોરાજમરાલાયાર્હતે નમઃ ॥ ૧ ॥

જ્ઞાન, અતિશય આદિ અદ્ભુત લક્ષ્મીએ કરી સહિત, અને મહાનદ (મોક્ષ) રૂપી સરોવરમાં રાજહંસ સમાન એવા **શ્રી વીર પરમાત્માને** નમસ્કાર થાઓ (૧)

સર્વ જ્ઞાનિઓમાં મુખ્ય, સર્વ પરમેષ્ટિઓમા મુખ્ય, અને સર્વ દેવોના અધિદેવ એવા સર્વજ્ઞ **શ્રી વીરપ્રભુનું** અમે ધ્યાન ધરીયે છીએ (૨)

કલ્યાણરૂપી વૃક્ષોના ઉદ્યાન સમાન, શ્રુતરૂપી ગગાની ઉત્પત્તિમાં હિમાચળ સમાન, અને વિશ્વના પ્રાણિયોરૂપી કમળોને વિકસ્વર કરવામા સૂર્ય સમાન **શ્રી જ્ઞાતપુત્ર-મહાવીર** દેવને હુ વાદુ છુ (૩)

ભવ્ય પ્રાણીઓના અભ્યતર મળને ક્ષાલન કરવામા નિર્મળ જળ સમાન શ્રી મહાવીરસ્વામીની દેશનાની વાણી તમારૂ રક્ષણ કરો (૪)

( આ ચરિત્રના આદ્યકર્તા શ્રીમાન્ હેમચદ્રાચાર્ય કહે છે કે ) પ્રથમ [1]ત્રેસઠ શલાકા પુરૂષોના ચરિત્ર કહેવા માટે દશ પર્વો મે રચ્યા છે. અને હવે હુ [2]પરિશિષ્ટ પર્વ રચુ છુ. (૫)

---

૧ ૨૪ તિર્થંકર ૧૨ ચક્રવર્તિ ૯ વાસુદેવ. ૯ બળદેવ. ૯ પ્રતિ-વાસુદેવ. એ ત્રેસઠ

૨ દશ પર્વોની અદર નથી આવ્યુ, તે આ ચરિત્રમા આવશે.

આ પર્વમાં વિઘ્નના કંદને અલંકૃત કરવા માટે મનો હર હારના જેવી જંબુસ્વામી વિગેરે સ્થવિરોની કથા કહેવામાં આવશે (૧)

## ૧ પ્રસન્નચંદ્ર રાજર્ષિ અને વલ્કલચીરીની કથા.

આ જંબુદ્વીપના દક્ષિણ ભરત અર્ધમાં પૃથ્વીને શોભા વનાર મગધ નામે દેશ છે તેમાં ગોકુળો (ગાયને રહેવાના વાડા) ગામડાં જેવાં છે ગામડાં શહેરો જેવાં છે અને શહેરો અદ્ભુત લક્ષ્મીએ કરીને વિદ્યાધરના નગર જેવાં છે તે દેશમાં એકજ વખત વાવેલાં ધા યો, ખેડુતોએ લણ્યા છતાં, પણ ધરો (ઘાસ)ની જેમ વારંવાર ઉગે છે ત્યાં દુઃખ રહિત, રોગ રહિત, સંતોષી અને દીર્ઘ આયુષ્યવાળાં લોકો વસે છે જાણે કે તેઓ સુષમા કાળમાં (બીજા આરામાં) ઉત્પન્ન થયાં હોય નહિ! તે દેશમા રહેલી ગાયો કામધેનુની જેમ નિરંતર દૂધને ઝરતી, કુંભના જેવડાં મોટાં આંચળ-વાળી, સુવ્રતા (સુખાળી, સોજી) અને રાત્રિ દિવસ ઇચ્છા પ્રમાણે દોહવા દે તેવી હતી ધર્મનાજ એક સ્થાનરૂપ તે મગધ દેશમાં સર્વત્ર રસાળ પૃથ્વી હતી લોકોએ ત્યારે વરસાદ વરસતો હતો અને સર્વ લોક ધર્મ કર્મમાં અને વ્યવહાર કાર્યોમાં કુશળ હતા

આ દક્ષિણ ભરત અર્ધમાં સર્વ વસ્તુઓના ભંડાર સમાન અને લક્ષ્મીના ક્રિડાગૃહ સમાન રાજગૃહ નામનું નગર છે ત્યાં દેવમંદિરો ઉપર રહેલાં સુવર્ણના ધ્વજ અને કળશના કિરણો વર્ષાકાળના મેઘની વિજળીઓ જેવાં શોભે

છે. ત્યાં ચદ્રકાત મણિના વાસગૃહમા રાત્રિએ પ્રતિબિંબિત થયેલો ચંદ્ર, જાણે કસ્તુરીથી ભરેલો રૂપાનો થાળ હોય તેવો શોભે છે, તે નગરની ફરતો સુંદર આકારવાળો સુવર્ણનો કોટ, જાણે કે દેવોએ જિનેશ્વરના સમવસરણમાથી લાવીને મૂકયો હોય તેવો શોભે છે તે નગરમા રહેલી વાવોનુ જળ, બને બાજુથી મળતા પગથીઆઓના કિરણો વડે જાણે તેના ઉપર પૂલ બાંધ્યો હોય, તેવુ મનોહર દેખાય છે ત્યા બાળાઓ ઘેર રમવાના પક્ષીઓને પણ હમેશા એક-જ શરણુ એવા શ્રી જિનધર્મના મહાપુરૂષોની સ્તુતિ શીખવે છે તે નગરમા રાત્રિને સમયે ઉચા જિન ચૈત્યોના શિખ-રને સ્પર્શ કરનારા નક્ષત્રો સુવર્ણ કળશની જેમ શોભે છે. ત્યા સોના રૂપાના કાગરાઓ વાળો કિલ્લો, સૂર્ય અને ચદ્ર-માના બિબો વડે માનુષોત્તર પર્વતની જેવો શોભે છે, તે નગરમા વાસગૃહને વિષે બળતા ધૂપના સુગધથી વાસિત થયેલો પવન આકાશમા ચાલતી વિદ્યાધરીઓના શરીરને લાગવાથી પ્રિયની જેમ તેમના હર્ષને માટે થતો હતો

આ રાજગૃહ નગરમા શ્રેણિક નામનો ઘણો યશસ્વી રાજા રાજ્ય કરતો હતો તેણે ચતુર અધિકારીની માફક પોતાના ગુણોવડે પૃથ્વી અને લક્ષ્મી ઉપર વિજય મેળવ્યો હતો તેના હૃદયમા સમકિતરૂપી રત્નનો પ્રકાશ પ્રસરતો હતો તેથી તેમા મિથ્યાત્વરૂપી અધકારને જરા પણ અવ-કાશ ન હતો કર્ણથી પીવાય એવી નવિન સુધા (અમૃત) હોય તેવી, દેવીને હર્ષ આપતી તે રાજાની કીર્તિ સુધર્મ સભામા અપ્સરાઓ પણ ગાતી કેદ્રસ્થાનમા રહેલા દુષ્ટ

ગરુડની જેમ, તે રાજા જે શત્રુઓની ઉપર પ્રતિકૂળ થતો હતો, તે શત્રુઓ પોતરફથી અનર્થને જ પામતા હતા. ઈંદ્ર સમાન તે રાજાની આજ્ઞાનું કોઈ ઉલ્લંઘન કરતું નહિ. વળી આકાશને જેમ ચંદ્ર, એકજ છત્ર સમાન છે, તેમ પૃથ્વીને તે રાજા એકજ છત્રરૂપ હતો. તેનો જન્મ થયો ત્યારથી જ તેનામાં સામુદ્રિક લક્ષણોની પેઠે ઉદારતા, ધીરજ, ગાંભિર્ય, દયા અને શૌર્ય વિગેરે ગુણો દેખાતા હતા. પૃથ્વીને એક છત્રવાળી કરતા તે મહા બળવાન રાજાની આજ્ઞા ઈંદ્રના વજ્રની જેમ કોઈએ ખંડિત કરી ન હતી.

એકદા તે રાજગૃહી નગરીની બહાર ગુણશીલ નામના ઉદ્યાનમાં સુર અને અસુરના પરિવાર સહિત શ્રી મહાવીર ભગવાન સમવસર્યા. તે વખતે તે સ્થાને દેવોએ રૂપ્ય, સુવર્ણ અને મણિમય ત્રણ પ્રાકાર (ગઢ) વડે વિભૂષિત સમવસરણ રચ્યું. તેની મધ્યમાં વ્યંતર દેવોએ અશોક વૃક્ષ રચ્યું. તે વૃક્ષ, વાયુએ હલાવેલા પાંદડાં વડે જાણે પ્રાણીઓને જાણે બોલાવતું ન હોય તેવું શોભતું હતું. પછી શરીર ધારી સુમેરુ પર્વત જેવા ઉત્તમ સુવર્ણની સમાન કાંતિવાળા શ્રી પ્રભુએ પૂર્વ દ્વારે થઈને તે સમવસરણમાં પ્રવેશ કર્યો. રાજહંસ જેમ કમળ પુષ્પ ઉપર વિરાજે તેમ અશોક વૃક્ષની નીચે દેવચ્છંદા (પીઠિકા) ઉપર શ્રી વીરપ્રભુ નમો તીર્થસ્સ કહીને સિંહાસન ઉપર બિરાજ્યા. એટલે ચતુર્વિધ સંઘ યથાસ્થાને બેઠો, અને ભગવાને અમૃતની વૃષ્ટિ સમાન દેશનાનો પ્રારંભ કર્યો.

એટલામાં તો, તે સ્થાનમાં રહેનારા લોકોએ તરતજ

મૃગની જેમ કૂદતા કૂદતા શ્રેણિક રાજાની પાસે જઈ, તેને સ્વામી સમવસર્યાની વધામણી આપી. પ્રભુના આગમનના વૃત્તાંતરૂપી અમૃતનુ પાન કરતા રાજાનુ શરીર એકદમ હર્ષ વડે ફણુસના ફૂળ જેવુ રોમાચિત થયુ. તરત જ તે મગધ દેશના રાજા શ્રેણિકે સિહાસન તથા પાદુકાનો ત્યાગ કરી, મનમા શ્રી વીર પ્રભુનુ ધ્યાન ધરી, પૃથ્વી તળ સુધી મસ્તક નમાવી નમન કર્યું પ્રભુના આગમનની વધાઇ લાવનારાઓને ઈનામમા રાજાએ ઋણુથી મુકત કરનાર એવુ અઢળક દ્રવ્ય આપ્યુ. ત્યાર પછી રાજાએ જિનવદન માટે જતા, પહેર-રવાને લાયક છેડા સહિત અને જાણે ક્ષીર સાગરના તરગો વડે વણ્યા હોય તેવા ઉજ્વળ બે વસ્ત્રો ધારણ કર્યા, અને મુગટ વિગેરે ઘણા રત્નોના આભરણોએ કરીને અલકૃત થયેલો રાજગૃહ નગરનો સ્વામી કલ્પવૃક્ષની જેમ શોભવા લાગ્યો

તરતજ રાજાની આજ્ઞાથી જાણે લક્ષ્મીના બધુઓ હોય, તેવા હસ્તીઓ અને અશ્વો વિગેરે વાહનો સજ્જ થઇને રાજદ્વારમા હાજર થયા પછી તે તેજસ્વીઓમા શ્રેષ્ઠ શ્રેણિક રાજા કલ્યાણના કારણભૂત ભદ્રજાતિના હસ્તી ઉપર ઉદયા-ચળ પર્વત ઉપર સૂર્યની જેમ આરૂઢ થયો તે હસ્તીની ફરતા બીજા અનેક હસ્તીઓ ફરી વળ્યા કે જેઓના કુભ સ્થળો નવા સિદુર વડે રગેલા હોવાથી તેઓ સધ્યાકાળના વાદળા જેવા શોભતા હતા પછી હસ્તીઓના ઘટાના શબ્દ વડે ચોતરફ આકાશને પૂરી દેતો પૃથ્વીપતિ—શ્રેણિક રાજા ઉત્સુકતા સહિત તીર્થંકરને વાંદવા માટે ચાલ્યો. ગજેન્દ્રોની

ગર્જના અનેકાના અવાજો, અને રથોના ચીત્કાર શબ્દો આકાશતળમાં એકત્ર થવાથી આકાશનો ગુણ જે શબ્દ કહેવાય છે તે સાર્થક થયો

રસ્તે ચાલતાં રાજાના બે સૈનિકોએ એકાગ્રધ્યાનવાળા એક મુનિને જોયાં તે મુનિ એક મૂળવાળા વૃક્ષની જેમ એક પગે ઉભા રહ્યા હતા, જાણે કે સિદ્ધિક્ષેત્રનું આકર્ષણ કરતા હોય તેમ તેમણે પોતાના બંને હાથ ઉંચા રાખ્યા હતા વળી તેમણે સૂર્ય તરફ દર્પણની જેમ પોતાના લોચનો (નેત્રો) ઉંચાક રાખ્યાં હતાં સૂર્યના તાપથી પરસેવાના ટીપાં વળ્યાં હતાં તે જાણે તેમને રોમાંચ થયાં હોય, તેમ તે દેખાતા હતા મુનિની શાંત મુદ્રા અને તેજસ્વિતા જોઈને બેમાંથી એક સૈનિક બોલ્યો—" અહો ! ધન્ય છે આ મુનિને ! એ મહાત્મા વંદનીય છે કારણ કે તે આ પ્રમાણે તપ કરે છે અલ્પ સમય પણ એક પગે કોણ ઉભુ રહી શકે, અને સૂર્ય સામું કોણ જોઈ શકે ? અહો ! આની કઠિન તપસ્યા આશ્ચર્યકારક છે સ્વર્ગ કે મોક્ષ પણ આ મહાત્માને દૂર નથી. અસાધ્ય એવું કયું કાર્ય ઉગ્ર તપ વડે સાધી શકાતું નથી ?"

આ સાંભળી બીજા સૈનિકે કહ્યું—" હે મિત્ર શું તું આ મુનિને ઓળખતો નથી ? આ તો પ્રસન્નચંદ્ર રાજા છે એને આવા કરવાથી કંઈપણ ધર્મ થાય તેમ નથી એ રાજર્ષિનો તપ આકુળ છે કારણ કે તેણે પોતાના અલ્પવયના પુત્રને રાજ્યગાદિ પર સ્થાપન કર્યો છે, તેથી વૃક્ષ પરથી કાચું ફળ તોડી નાખે તેમ, તેના મંત્રિઓ તેને રાજ્ય

ગાદિ પરથી ભ્રષ્ટ કરવા તૈયાર થયા છે આ રાજાએ બિલાડાને દૂધ ભળાવવાની જેમ તેજ દુરાત્મા મંત્રિઓને રાજ્યની રક્ષા સોંપી છે, તેઓ તે બાળક રાજાનો વિનાશ કરશે ત્યારે આ ધ્યાનસ્થ રાજર્ષિનો વંશ સર્વથા વિચ્છેદ જશે અને એથી, પૂર્વજોના નામનો નાશ કરવાથી આ મુનિ મહા પાપી ઠરશે વળી દિક્ષા લેતી વખતે તેણે જે પ્રિયાઓનો ત્યાગ કર્યો છે, તે અનાથ સ્ત્રીઓની પણ તે વખતે શી ગતિ થશે? તે મારાથી કહી શકાય તેમ નથી ”

સૈનિકોના આ શબ્દો, વાયુની મદદ વડે પ્રસન્નચંદ્ર રાજર્ષિની કર્ણેંદ્રિયમા પેસવાથી તેનુ સમાધિરૂપી વૃક્ષ ભગ્ન થઈ ગયુ તેથી તે વિચાર કરવા લાગ્યા કે-“ અહો ! તે દુષ્ટ મંત્રિઓનુ મે જે સન્માન કર્યું, તેનો વિશ્વાસ રાખ્યો, તે ખરેખર મે ભસ્મને વિષે હોમ કર્યા જેવુ કર્યું છે મ્હારા પુત્ર ક્ષીરકંઠનુ રાજ્ય લઇ લેવાની ઇચ્છા કરનારા તે વિશ્વાસઘાતીઓને ધિક્કાર છે ! જો હુ ત્યા હોત, તો તે દુરાત્માઓને વિવિધ પ્રકારે શિક્ષા કરત કુમારનો પરાભવ સાભળુ છુ, ત્યારે હવે આ જીવન પણ શા કામનુ ? આવુ ઉગ્ર તપ પણ શા ઉપયોગનુ ? આમ વિચારતા વિચારતા તે રાજર્ષિ, વધતા વધતા અશુભ ધ્યાનની શ્રેણિએ પહોચ્યા, અને ક્રોધ રૂપી ચડાળે તેમના શરીરમા પ્રવેશ કર્યો, તેથી “પોતે સાધુ છે” એ પણ વિસરી ગયા

સિંહાવલોકનના ન્યાયથી તે પ્રથમના પોતાના ક્ષત્રિય તેજ વડે વ્યાપ્ત થયા, અને પુત્રનો દ્વેષ કરનારા તે મંત્રિઓ જાણે પોતાની સામેજ ઉભા હોય તેમ તેમણે જોયા તેથી

પ્રથમનીજ જેમ સંગ્રામ રૂપી રંગ મંડપના એક સુત્રધાર સમાન, તે મુનિ મન વડે તરવારની ધારથી સુભટની જેમ તેમના કકડા કરવા લાગ્યા. ક્રોધથી અંધ થયેલા તે રાજર્ષિએ મનવડે ફરીનેજ તે મંત્રિઓનું છેદન ભેદન અને બીજું પણ ભયંકર અનિષ્ટ શું શું ન કર્યું? મતલબકે જે જે બન્યું તે બધું કર્યું

એટલામાં જિનધર્મ રૂપી વૃક્ષના ખંભા સમાન રાજગૃહ નગરનો સ્વામી આ સમયે ત્યાં આવી પહોંચ્યો. ધ્યાનસ્થ મુનિને જોઇ શ્રેણિક રાજા હાથી પરથી નીચે ઉતર્યો અને ભૂમિતળ સુધી પોતાનું મસ્તક નીચું નમાવી તેણે મુનિને વંદન કર્યું ઉંચા હાથ રાખી, એક પગે ઉભા રહી આ તાપના લેતા તે મુનિને જોઇને મનમાં હર્ષ પામી અનુમોદના કરવા લાગ્યો, અને તેમના તપોબળનું ચિંતન કરતો કરતો તે શ્રેણિક રાજા વીર તીર્થંકર પાસે પહોંચ્યો પંચાંગ નમાવીને તેણે શ્રી વીર પ્રભુને શુભના ભાવ પૂર્વક વંદન કર્યું, અને પછી તે રાજા પામભ્રમર ( ભ્રમરચરણ કમળ ) ના જેવી અંજલી કરી યોગ્ય સ્થાને બેઠો.

થોડીવાર પછી તે રાજશિરોમણીએ જગન્નાથને નમસ્કાર કરી મુખ પાસે વસ્ત્રનો છેડો રાખી પૂછ્યું: "હે સ્વામી, જે વખતે મેં પ્રસન્નચંદ્ર મુનિને ધ્યાનમાં રહેલા જોયા હતા, તે વખતેજ જો તે કાળ કરે તો કઇ ગતિ પામે?

પ્રભુએ જવાબ આપ્યો—"હે રાજન્! તે સમયે જો

તેણે કાળ કર્યો હોત, તો તે પ્રસન્નચંદ્ર રાજર્ષિ સાતમી નરકે જાત."

તે સાભળી સરળ બુદ્ધિવાળા શ્રમણોપાસક રાજાએ વિચાર કર્યો કે:-અહો, ઉગ્રતપ કરનારા આ મહામુનિની આ શી ગતિ! એમ વિચારી રાજાએ ફરીથી પૂછ્યું.

"પ્રભો! આ સમયે જો તે મહામુનિ કાળ કરે, તો કઇ ગતિ પામે?" પ્રભુએ કહ્યું:-"રાજન્! તે મહા તપસ્વી અત્યારે કાળ કરે તો સર્વાર્થ સિદ્ધ વિમાનમા જાય" આ સાભળી શ્રેણિક રાજા આશ્ચર્ય પામ્યો, અને બોલ્યો: 'ભગવાન! આવુ બે પ્રકારનુ વ્યાખ્યાન આપે કેમ કર્યું?" હુ અજ્ઞાની છુ, માટે કૃપા કરી મને સ્પષ્ટ રીતે કહો સર્વજ્ઞની વાણી અન્યથા કેમ હોય?"

પ્રભુએ ઉત્તર આપ્યો-"હે રાજન્! તે જ્યારે એ રાજર્ષિને વદન કર્યું, ત્યારે એ રૌદ્ર ધ્યાનમા હતા, પરંતુ હમણા તે મુનિ શુક્લ ધ્યાન ધ્યાય છે, એટલે તે રૌદ્ર ધ્યાનની પરપરાએ ચડયા હતા, ત્યારે તે નારકીમા જવાને યોગ્ય હતા, પણ હવે જ્યારે તે શુક્લ ધ્યાનની શ્રેણિમાં પ્રવર્તે છે, ત્યારે તે સર્વાર્થ સિદ્ધિએ જવાને યોગ્ય થયા છે"

તે સાભળી શ્રેણિક રાજાએ ફરીથી જ્ઞાનનો પ્રકાશ કરવામા સૂર્ય સમાન અર્હંત્ પ્રભુને પૂછ્યુ:-"ભગવાન્! પ્રસન્નચંદ્ર રાજર્ષિ તે વખતે રૌદ્ર ધ્યાની કેમ હતા? અને હમણા શુકલ ધ્યાની કેમ થયા? તે કૃપા કરી કહેશો?" શ્રી પ્રભુએ કહ્યું -રાજન્! ત્હારા મુખ્ય સૈનિકોના સવા-

રથી તેણે જાણ્યું કે મ્હારા પુત્રનો પરાભવ કરવાના છે, એટલે પુત્ર ઉપરના મમત્વને લીધે પ્રસન્નચન્દ્ર મુનિ પોતાનું વ્રત ભૂલી જઈ, તે ક્રૂર મંત્રિઓની સાથે મનમાં યુદ્ધ કરવા લાગ્યા. અને વધારે ને વધારે યુદ્ધ કરતા હોય, તેમ કોપ કરી શસ્ત્ર મૂકવા લાગ્યા છેવટે પોતાની પાસે શસ્ત્ર ખૂટી ગયા છે એમ વિચારતાં તેઓ અપ્રસન્ન થયા તેમણે પોતાને બખ્તરવાળા માનીને ક્રોધથી વિચાર્યું કે મસ્તકના ટોપ વડે પણ આ દુષ્ટોને હું હણું કારણ કે પરાક્રમીઓને સર્વ વસ્તુ શસ્ત્ર રૂપજ હોય છે એમ વિચારી તેમણે ટોપ ગ્રહણ કરવાની ઇચ્છાથી મસ્તક પર હાથ મૂક્યો ત્યાં તત્તક્ષણ લોચ કરેલું મસ્તક જોઇ તેમને પોતાનું ચારિત્ર સ્મરણમાં આવ્યું એટલે તેમણે વિચાર્યું કે, રૌદ્ર ધ્યાનનો અનુબંધ કરનાર મને ધિક્કાર છે, હું મમતા રહિત થયો છું એટલે મ્હારે તે પુત્ર કે મંત્રિઓ સાથે શો સંબંધ છે ! એમ વિચારતાં તેમનો મોહાંધકાર દૂર થયો અને ફરીથી દેદિપ્યમાન વિવેકરૂપી સૂર્ય પ્રગટ થયો પછી જાણે, આપ કે તેની પાસેજ રહ્યા હોઇએ તેમ ભક્તિપૂર્વક આપને વંદન કરી તે દુષ્ટ ધ્યાનની આલોચના તથા પ્રતિક્રમણ કરી પ્રશસ્ત ધ્યાનને પામ્યા છે તે પ્રસન્નચન્દ્ર રાજર્ષિએ દુષ્ટ ધ્યાન રૂપી અરણ્યમાં ઉત્પન્ન થયેલા કર્મરૂપી વાસને શુક્લ ધ્યાન રૂપી અગ્નિ વડે બાળીને ભસ્મ કરી નાખ્યું છે.

તે રાજર્ષિનું આવું ઉત્તમ ચરિત્ર સાંભળીને ધર્મવીર શ્રેણિક નૃપતિએ શ્રી વીર પ્રભુને વિનંતિ કરી પૂછ્યું— ભગવાન્ ! પોતાના બાળપુત્રને રાજ્યાભિષેક કરી પ્રસન્ન

ચદ્ર રાજાએ શા વાસ્તે દિક્ષા અગીકાર કરી? તે કૃપા કરી કહેશો? ભગવાને કહ્યુ —

હે રાજન, **પોતનપુર** નામના નગરમા પોતાના સૌમ્ય ગુણુથી ચદ્રસમાન એવો **સોમચદ્ર** નામનો રાજા રાજ્ય કરતો હતો તેને **ધારિણી** નામની પત્ની હતી. તે ધર્મને ધારણુ કરનારી, શીળરૂપી અલકારવાળી અને વિવેક રૂપી જળની વાવ સમાન હતી એકવાર તે ગવાક્ષમા બેઠેલા પોતાના પતિના કેશ, પોતાના હસ્તકમળ વડે ઓળતી હતી તે વખતે ધારિણીએ, રાજાના મસ્તકપર જાણે કે વૃદ્ધાવસ્થાએ પોતાને નિવાસ કરવાનુ સ્થાન નિશ્ચિત કર્યું હોય એવો એક પળી (શ્વેત વાળ) જોયો તે જોઈ તેણીએ રાજાને કહ્યુ–હે સ્વામી! આ દૂત આવ્યો તે સાભળી રાજાએ સર્વ દિશાઓમા જોઈને કહ્યુ–તે કેમ મને દેખાતો નથી? ત્યારે રાણીએ રાજાના મસ્તકનો પળી તેમના હાથમા આપીને કહ્યુ–પ્રાણેશ, ધર્મરાજનુ દૂતપણું કરનાર આ કેશ રાજપ્રસિદ્ધ છે યુવાવસ્થાનો નાશ કરનાર અને જાણે ત્રીજી વયનુ શસ્ત્ર હોય તેવા તે મસ્તકના પળીને જોઈ રાજા અત્યત દુખી થયો ત્યારે ધારિણી બોલી–હે સ્વામીન! શુ વૃદ્ધાવસ્થા આવવાથી તમે લજ્જા પામો છો? જો માત્ર એકજ શ્વેત વાળ જોઇને તમે મનમા ખેદ પામતા હો, તો હુ પડહની ઘોષણા કરાવીને સર્વ લોકોને નિષેધ કરીશ કે આપની વૃદ્ધાવસ્થાની વાત પ્રકાશમા ન લાવે.

આ સાભળી રાજાએ કહ્યુ–હુ શ્વેત વાળ જોઇને શરમાતો નથી પરતુ હે પ્રાણપ્રિયે! મ્હારા ખેદનુ કારણુ

તો જો છે કે, અમારા પૂર્વજો શ્વેત વાળ જોયા પહેલાં, એટલે વૃદ્ધ થયા પહેલાં દિક્ષા અંગીકાર કરતા, અને હું વૃદ્ધ થયા છતાં પણ વિષયમાં લુબ્ધ રહી છું. તેમ છતાં પણ હું હવે જલ્દી ચારિત્ર ગ્રહણ કરીશ. પરંતુ પુત્ર (પ્રસન્નચંદ્ર) હજુ બાળક છે, તેની ઉપર રાજ્યનો આરોપ કેમ થાય! અથવા તો મને વ્રત લેવાની ઇચ્છા થઇ છે તો હવે મારે રાજ્ય કે પુત્રનું શું કામ છે! તેનું જે થવાનું હોય તે થાઓ. માટે હે બુદ્ધિશાળી સ્ત્રી, હું તો વ્રત ગ્રહણ કરીશ, અને તું તારા પુત્રને ઉછેરી મ્હોટો કરજે

આ સાંભળી ધારિણી બોલી—હે નાથ. હું તમારા વિના એકલી રહી શકીશ નહિ. અને તેવા સમયમાં પણ સતીઓ પતિના માર્ગનેજ અનુસરનારી હોય છે. આપ, આપણા બાળપુત્રને પણ રાજ્ય સોંપી હું આપના શરીરની છાયાની પેઠે આપની સાથે આવી, વનમાં આપની સેવા કરીશ. વનમાં જેમ ઝાડ ઉછરે છે તેમ આપણો બાળપુત્ર પ્રસન્નચંદ્ર પણ પોતાના કર્મ વડે ઉછરશે માટે તેનું કાંઇ કામ નથી.

તે સાંભળી સોમચંદ્ર રાજા પુત્રને રાજ્ય અર્પણ કરી, ધારિણી અને ધાત્રી (ધાવમાતા) સહિત પ્રવાસી તાપસ થયો. ઘણા કાળથી શૂન્ય થઇ ગયેલાં કોઇ એક આશ્રમનો તેણે આશ્રય કર્યો અને સુકાં પાંદડાં વગેરેનું ભોજન કરી દુષ્કર તપ કરવા લાગ્યો. તેણે પલાશ વૃક્ષનાં પાંદડાં લાવી, તેના વડે ભૂમિ તથા મુસાફરોને શિતળ છાયા રૂપ અમૃતની પરબ સમાન એક ઝુંપડી બનાવી. પત્નીના પ્રેમ રૂપી વસ્તુથી

બધાયલો તે સોમચદ્ર અત્યંત સ્વાદિષ્ટ જળ અને વનસ્પતિના ફળો તેને લાવી આપતો હતો. તેમજ પતિ ઉપર અત્યત ભક્તિવાળી તે ધારિણી ત્યા પણ પતિને માટે કોમળ તૃણની શય્યા કરી આપતી હતી ઇંગુદના પાકા ફળો લાવી તેને પીસીને દિવસે તેમાથી તેલ કાઢતી હતી અને રાત્રિએ તેના દીવા કરતી હતી. પતિના સુખને માટે અરણ્યના આર્દ્ર છાણુ વડે આશ્રમના આગણાને લીંપતી હતી અને વારવાર તેને વાળીને સાફ કરતી હતી ત્યાના હરણના બચ્ચાને રમાડવાથી તેમને તપનુ કષ્ટ મુદ્દલ જણાતું નહિ.

આમ કેટલીએક કાળ વ્યતિત થયો સતોષ સુખવાળી ધારિણીને તાપસપણુ અંગીકાર કર્યા પહેલા ગર્ભ રહેલો હતો, તે વનમા અનુક્રમે કાઈ પણ વ્યથા વિના વૃદ્ધિ પામવા લાગ્યો સમય થતા ધારિણીને સપૂર્ણ લક્ષણવાળો પુત્ર અવતર્યો ત્યારે સુતિકાગૃહમા તેલ વિના પણ દીપકના જેવો પ્રકાશ થયો આશ્રમની અદર વલ્કલોજ (ઝાડની છાલના વસ્ત્રો) હોવાથી તેને વલ્કલો વડે વીંટયો તે કારણથી તેના પિતાએ તેનુ નામ **વલ્કલચીરી** પાડયુ થોડા વખતમાંજ ધારિણી સૂતિકા રોગથી મરણ પામી એટલે તે પુત્ર મૂર્ખની જેમ અભણ રહ્યો તે બાળકને સોમચદ્ર વારવાર અરણ્યની ભેસનુ દુધ પાતો હતો અને એક ધાત્રીને ઉછેરવા આપ્યો હતો કેટલેક કાળે તે ધાત્રી પણ દૈવયોગે જાણે ધારિણીની પાછળ જવા ઇચ્છતી હોય તેમ મરણ પામી તેથી સોમચદ્ર તે બાળકને પોતેજ ભેસનું દુધ પાઈને ઉછેરવા લાગ્યો સૂતા, બેસતા કે કયાઈ જતા,

તે બાળકને પોતાની પાસેજ રાખતો. અનુક્રમે તે બાળક વૃદ્ધિ પામી ચાલતાં શીખ્યો, અને હમેશાં વનમાં રહેલાં મૃગના બચ્ચાંઓ સાથે ધૂળમાં રમવા લાગ્યો. તપસ્વી સોમચંદ્ર પોતેજ ઇંધન વગેરે લાવી, લાકડાં કાપીને બાળકને જમાડતો. આ પ્રમાણે વનનાં ફળ, અને ધાન્ય વડે બાળકનું પોષણ કરી સોમચંદ્ર ઉગ્ર તપમાં પણ સુખ માનવા લાગ્યો.

વલ્કલચીરી પણ યુવાન થવા આવ્યો અને સર્વ કાર્યમાં કુશળ થયો; એટલે તે પિતાની સેવામાં પ્રવિણ બની. હમેશા ફળ વિગેરે લાવીને અને પિતાના અંગો પગ ચાંપીને તેની સેવા કરવા લાગ્યો; કારણ કે 'સેવાજ સર્વ મતમાં શ્રેષ્ટ છે' જન્મથીજ બ્રહ્મચારી એવો વલ્કલચીરી, જ્યાં સ્ત્રીઓનો સંચાર નથી, એવા વનમાં રહેવાથી સ્ત્રીનું નામ પણ જાણતો ન હતો.

એવામાં એક વખતે પ્રસન્નચંદ્ર રાજાએ સાંભળ્યું કે, વનમાં વસતા મ્હારા પિતાને ધારિણીની કુક્ષિથી એક પુત્ર-મ્હારો ભાઈ અવતર્યો છે તે મ્હારો ભાઇ કેવો હશે ! અને મને તે શી રીતે મળશે ! એવો વિચાર કરતાં તે રાજાને પોતાના ન્હાના ભાઇને મળવાની તીવ્ર ઉત્કંઠા થઈ તેથી તેણે ચિતારાઓને આજ્ઞા કરી કે—હે ચિત્રકારો ! તમે પિતાશ્રીના ચરણ કમળથી પવિત્ર કરાયેલા તે તપોવનમાં જાઓ અને ત્યાં પિતાના ચરણ કમળમાં હંસ સમાન મારો નાનો ભાઈ વસે છે તેનું રૂપ આલેખીને જલદી લાવો

તે સાભળી “ આપની આજ્ઞા પ્રમાણ છે ” એમ કહી ચિત્રકારો વલ્કલચીરીએ પવિત્ર કરેલા તે વનમા ગયા. વિશ્વકર્માની બીજી મૂર્તિઓજ હોય નહિ, એવા તે ચિત્ર-કારોએ ખરૂ કૌશલ્ય દાખવીને, દર્પણમા પ્રતિબિંબ પાડે તેવી રીતે આબેહૂબ તેની છબી આળેખી પછી તે ચિતારાઓએ આવીને, રાજાની દ્રષ્ટિને અમૃત સમાન, એવું તે વલ્કલચીરીનુ રૂપ તેને બનાવ્યુ તે જોઈ રાજાએ વિચાર્યું કે, આ મ્હારો ભાઈ આકૃતિએ કરીને મ્હારા પિતાથી જરાપણ ન્યૂન નથી ‘ પિતા પોતેજ પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે ’ એ શ્રુતિ વાકય સત્યજ છે મ્હારા ધન્ય ભાગ્ય કે મેં મ્હારા ભાઇને જોયો ! એમ બોલી પ્રસન્નચદ્ર રાજા તે છબીને વારવાર મસ્તક વડે સ્પર્શ કરવા લાગ્યો, અને તેને સુઘવા લાગ્યો તેને પોતાનો ભાઈ ખોળામાથી નીચે મુકવો પણ ગમે નહિ વલ્કલચીરીએ છાલના વસ્ત્ર પહેર્યા છે, એવુ જોઇને તો મેરૂમાથી જળ વહે તેમ, તેની આખોમાથી અશ્રુધારા વહેવા લાગી દુખિત મને તે બોલ્યો -“મ્હારા પિતા તો વૃદ્ધ છે, તેથી ભલે તે વ્રત આચરે, પરતુ મ્હારો બાળભ્રાતા તો વનવાસને યોગ્ય નથી હુ અહિ હંસની પેઠે રાજ્ય સુખના ઝરણુમા મગ્ન થઈ ક્રીડા કરૂ છુ અને મ્હારો ભાઈ વનચરની પેઠે ફરે છે વનમા જન્મેલો, એટલે તેને વનજ પ્રિય હોય, તેથી તેને નગરમા લાવવો મુશ્કેલ છે, પણ મે જ્યા સુધી તેને રાજ્યનો ભાગ આપ્યો નથી, ત્યાં સુધી હુ સુખી કહેવાઉં નહિ.

આ પ્રમાણે પોતાના ન્હાના ભાઇના વનના કષ્ટને

વિચારીને, ચોક્કસ કરવા રાજાએ ચતુર વેશ્યાઓને હુકમ કર્યો કે મુનિના વેષે ત્યાં જઈને અભિલાષિત સ્પર્શ કરાવીને વિવિધ પ્રકારનાં વચનો વડે મોહ પમાડીને, અથવા સાકરના મનોહર ફળોથી લોભમાં નાખીને પણ, મ્હારા ન્હાના ભાઈને અહિં લઈ આવો.

એ પ્રકારની રાજાની આજ્ઞા સાંભળી વેશ્યાઓ મુનિ વેષ ધારણ કરી સોમચંદ્રના આશ્રમમાં ગઈ ત્યાં ભિન્ન વિશેષ ફળ લઈ આવતા, વલ્કલચીરીને મુગ્ધથી વેશ્યાઓએ જોયો. મુનિ વેષને ધારણ કરનારી વેશ્યાઓને જોઈ સરળ બુદ્ધિ વાળા વલ્કલચીરીએ તેઓને પ્રણામ કર્યો અને પૂછ્યું–" "હે મુનિઓ તમે કોણ છો ! અને તમારો આશ્રમ ક્યાં છે !

વેશ્યાઓએ ઉત્તર આપ્યો.–" અમે પોતનાશ્રમમાં વસનારા ઋષિઓ છીએ અને તમારા અતિથિ થઈને આવ્યા છીએ. તમે અમારૂં શું આતિથ્ય કરશો !"

વલ્કલચીરીએ કહ્યું –હે મહર્ષિઓ ! આ પાકાં અને મધુર ફળો હું વનમાંથી લાવ્યો છું તે તમે ખાઓ

તે સાંભળી વેશ્યાઓએ કહ્યું–" અમારા આશ્રમમાં આવા નિરસ ફળોને કોઈ નિરસ માણસ પણ ખાતો નથી અમારા આશ્રમના વૃક્ષોનાં ફળની વાનગી તમે જુઓ ' એમ કહી તેઓ એક વૃક્ષની નીચે બેઠી અને વલ્કલચીરીને પણ ત્યાં બેસાડી, સ્વાદિષ્ટ ફળો (મોદક) ખાવા આપ્યા. એ રીતે તેમનો આશય સફળ થયો સ્વાદિષ્ટ અને નવિન પ્રકારના સાકરના આ ફળો ખાવાથી ઋષિપુત્ર

વલ્કલચીરીને, તેના બિલુ વગેરે ફળ ઉપર અરૂચિ થઇ. એકાંતવાસ હતો, તેથી વેશ્યાઓ તેની પાસે પોતાના અંગોનો સ્પર્શ કરાવવા લાગી, અને તેનો હસ્ત પોતાના વક્ષ સ્થળ ઉપરના સ્તન પ્રદેશ પર મૂકાવ્યો. સ્પર્શ અનુભવી ઋષિ-પુત્ર બોલ્યો —હે મહર્ષિઓ ! તમારૂ આ શરીર આટલુ બધું કોમળ કેમ છે, અને તમારા વક્ષ સ્થળ ઉપર આ બે સ્થળો ઉચા કેમ છે ? ત્યારે તેઓ પોતાના કોમળ હસ્તરૂપી પલ્લવ વડે વલ્કલચીરીને સ્પર્શ કરતા બોલી —

" અમારા આશ્રમના ફળોનો આસ્વાદ કરવાથી આવું કોમળ અગ થાય છે, અને અમારા મહારસવાળા વન ફળોનો આસ્વાદ કરવાથી, હૃદય ઉપર અત્યત વૃદ્ધિ થવાને લીધે આવા ઉંચા બે સ્થળો થાય છે તેથી હે મુનિ, ત્હમે આ આશ્રમને અને આ નિઃરસ ફળોને મૂકી અમારા આશ્રમમા આવો ત્યા આવવાથી ત્હમે પણ અમારા જેવા થશો "

આ સાભળી સાકરના ફળનો આસ્વાદ કરવામા લુબ્ધ થયેલા તે મુગ્ધ સ્વભાવવાળા વલ્કલચીરીએ તેમની સાથે જવાનો સકેત કર્યો. પછી તે વલ્કલચીરી પોતાના મઠમા ગુપ્ત રીતે જઇ, તાપસના ઉપકરણો ત્યા મૂકી જે સકેત કરેલા સ્થાને વેશ્યાઓ રહી હતી, ત્યા ગયો એટલામા વૃક્ષ ઉપર ચડેલા [1]ચર પુરૂષોએ સોમચદ્ર ઋષિને આવતા જોયા તેમણે તે ખબર વેશ્યાઓને આપ્યા વેશ્યાઓએ ધાર્યું કે સોમચદ્ર ઋષિ આપણને દેખશે તો શાપ આપશે એમ ધારી તેનાથી ભય પામી, શિકારીના ભયથી જેમ મૃગ-

૧ છૂપી બાતમી મેળવનાર

હીઓ નાસે, તેમ તેઓ પરસ્પર એક બીજાને મળ્યા વગર છૂટી છૂટી તત્કાળ નાસી ગઈ

પછી સોમચંદ્ર આશ્રમમાં આવ્યો ત્યારે ઋષિપુત્ર વલ્કલચીરી, ખોવાયેલા ધનવાળો ધનને શોધે, તેમ તે આખા વનમાં વેશ્યાઓને શોધવા લાગ્યો. તે વનમાં ભમતાં એમ ફરતા ફરતા તેણે એક રથવાળાને જોયો. તેને પણ ઋષિજ માનીને તે કહેવા લાગ્યો કે તાત, હું તમને પ્રણામ કરૂં છું. રથવાળાએ કહ્યું –હે ઋષિપુત્ર! ત્યારે ક્યાં જવું છે? વલ્કલચીરીએ ઉત્તર આપ્યો:–હે મહર્ષિ, મારે પોતન આશ્રમમાં જવું છે. રથવાળાએ કહ્યું–હું પણ પોતન આશ્રમ માંજ જવાનો છું. તે સાંભળી વલ્કલચીરી પણ જેમ અજે સરૈની પાછળ જાય તેમ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

રસ્તે ચાલતા ચાલતા તાપસકુમાર રથમાં બેઠેલી સ્ત્રીને 'તાત' એમ કહીને બોલાવવા લાગ્યો. તે ઉપરથી તે સ્ત્રીએ પોતાના પતિને પૂછ્યું–સ્વામિન્! આ તાપસકુમાર મને 'તાત' શબ્દથી બોલાવે છે તેનું શું કારણ? એની આવી ઉજાસ્વાણી કેમ છે?

રથી બોલ્યો:–આ અતિ મુગ્ધ છે અને સ્ત્રી રહિત વનમાં રહે છે, એટલે સ્ત્રી પુરૂષના ભેદને તે જાણતો નથી તેથી તને પણ તે પુરૂષજ માને છે. પછી આગળથી ચાલતા અશ્વોને જોઇ વલ્કલચીરીએ રથીને કહ્યું:–હે તાત, આ મૃગોને રથમાં જોડીને કેમ હાંકો છો? આવું કાર્ય કરવું મુનિને યોગ્ય નથી.

તે સાંભળી રથીએ હસીને કહ્યું -હે મુનિકુમાર, આ મૃગોનું આજ કાર્ય છે. તેને મારવામા કાંઇ દોષ નથી. પછી તે રથીએ વલ્કલચીરીને સ્વાદિષ્ટ મોદકો ખાવા આપ્યા. તે ખાઇ તેના સ્વાદમા મગ્ન થયેલો તે બોલ્યો -"પોતના-શ્રમવાસી મહર્ષિઓએ આપેલા આવા સ્વાદિષ્ટ વનફળ પ્રથમ પણ મે ખાધા છે." તે મોદકના આસ્વાદથીજ વલ્કલ-ચીરી પોતનપુર જવાને ઉત્સુક થયો હતો અને કષાયલા તથા લુખા બિલ્વ, આમળા વગેરે ફળો ઉપર તેને અભાવ થયો હતો.

માર્ગે ચાલતા તે રથીકને એક બળવાન ચોરની સાથે યુદ્ધ થયું. તેમાં તે રથીકે ગાઢ પ્રહારથી તે ચોરને મારી નાખ્યો મરતા મરતા ચોરે કહ્યું -આ ત્હારો ઘા શત્રુનો, પણ તે પ્રશસાપાત્ર છે હે માનવ ! તે મને પ્રહારથી જીત્યો છે, તેથી હુ ત્હારા ઉપર તુષ્ટમાન થયો છુ અહિ મ્હારૂ પુષ્કળ દ્રવ્ય છે, તે તુ લે પછી તે ત્રણે જણાએ તે ચોરનું બધુ ધન લીધુ અને રથમા નાખ્યું અનુક્રમે ચાલતા તેઓ પોતનપુર પહોચ્યા, એટલે રથીકે વલ્કલચીરીને કહ્યું·– "તું જે પોતાનાશ્રમમા જવા ઇચ્છે છે, તે આશ્રમ આ રહ્યો." એમ કહી તે રથીએ માર્ગમા મિત્રરૂપ થયેલા તે તાપસ કુમારને થોડુક ધન આપ્યુ અને હસતા હસતા કહ્યું·–આ આશ્રમમા ધન વિના રહેવાનુ સ્થાન મળશે નહિ. તેથી તારે આશ્રમમા રહેવા માટે કોઇને ભાડા તરીકે આ ધન આપવુ એમ કહી તે રથી ચાલ્યો ગયો

હવે તે મુનિકુમાર વલ્કલચીરી નગરમાં મોટી મોટી

દેવીઓ જોતો "હું અહિ છઉં કે અહિ નહિ ?" એમ તર્કવિતર્ક કરતો આખા શહેરમાં રખડયો. સ્ત્રીઓને તેમજ પુરૂષોને ઋષિઓ જાણીને તે પ્રણામ કરતો હતો, તેથી નગરના લોકો તેની હાંસી કરતા હતા. નગરમાં ભમતા ભમતા, ધનુષ્ય પરથી છૂટેલા બાણની જેમ, રસ્તાના જ્ઞાન વિના તેણે એક વેશ્યાના ઘરમાં પ્રવેશ કર્યો તે ઘરને વલ્કલચીરીએ આશ્રમ માન્યો, અને તેમાં રહેલી વેશ્યાને તેણે મુનિ માન્યો. તેથી તેણીને પણ તેણે કહ્યું —' તાત ! તમને હું પ્રણામ કરૂં છું " વધુમાં તેણે વેશ્યાને પ્રાર્થના કરીને કહ્યું કે—"હે મહર્ષિ, મને રહેવા માટે એક ઝુંપડી આપો અને તેના ભાડા બદલ આ દ્રવ્ય ગ્રહણ કરો "

તે સાંભળી વેશ્યાએ કહ્યું —'આ આખી ઝુંપડી તમારીજ છે ખુશીથી તમે તેમાં રહો ' એમ કહી તે વેશ્યાએ તેના શરીરનો સંસ્કાર કરવા માટે તરતજ એક હજામને બોલાવ્યો તે હજામે તે ઋષિની ઇચ્છા વિના પણ વેશ્યાની આજ્ઞાથી તેના સુપડા જેવા વાઘપગના નખો તેને કાંઇપણ પીડા ન થાય તેમ ઉતાર્યા પછી તે વેશ્યાએ તે કુમારને સ્નાન કરાવવા માટે તેનુ વલ્કલ વસ્ત્ર દૂર કરી બીજુ સારૂં વસ્ત્ર પહેરાવ્યુ વલ્કલનુ વસ્ત્ર દૂર કરતી વખતે તે મુનિ બાળકની જેમ બૂમો પાડવા લાગ્યો અને બોલ્યો—હે મહામુનિ ! જે મેંજ ધારણ કરેલો આ મારો મુનિવેશ તમે ન ઉતારો

વેશ્યા બોલી—આ આશ્રમમાં જે મહર્ષિઓ અતિથિ

થાય છે, તેમને આવોજ ઉપચાર કરવામા આવે છે. તે તમે કેમ નથી સ્વીકારતા ? જો તમે અમારા આશ્રમની આવી રીતિનો સ્વીકાર કરશો, તોજ તમને અહિં રહેવા માટે ઝુપડી મળશે

તે સાભળી ત્યા વસવાના લોભથી તે તાપસકુમારે મત્રથી વશ થયેલા સર્પની જેમ પોતાનુ શરીર હલાવ્યું નહિ. પછી વેશ્યાએ પોતેજ તેના જટાવાળા વાળને તેલ લગાવી, ઉનના તતુની જેમ ધીમે ધીમે તેને છૂટા પાડ્યા. પછી તેણીએ તેના શરીરે તેલ ચોળી મર્દન કર્યું. તે વખતે ખજવાળાતા બળદની જેમ, તે સોમચદ્રના પુત્ર વલ્કલચીરી-ને સુખે નિદ્રા આવવા લાગી પછી તે ગણિકાએ કાઇંક ઉષ્ણ અને સુગધી જળ વડે તેને સ્નાન કરાવી મુલ્યવાન વસ્રાલકારો પહેરાવ્યા, અને તેનુ પોતાની પુત્રી સાથે પાણી-ગૃહણ કરાવ્યુ તે વખતે તે કન્યા જાણે ગૃહસ્થાશ્રમની લક્ષ્મીજ ન હોય, તેવી શોભવા લાગી

પછી સર્વ વેશ્યાઓ એકઠી થઈ, તે વધુ-વરના ગીત ગાવા લાગી આ દ્રશ્ય જોઈ વલ્કલચીરીએ વિચાર્યું કે, આ બધા ઋષિઓ શું ભણે છે ? તે ગણિકાએ માગળિક વાજીત્રો વગડાવ્યા, ત્યારે "આ શુ ?" એમ વિચારી ભયભિત બની તે ઋષિકુમારે પોતાના કાન ઢાકી દીધા.

હવે મુનિનો વેશ ધારણ કરી જે વેશ્યાઓ વલ્કલ-ચીરીને તેડવા માટે વનમા ગઇ હતી, તેમણે પાછા આવી પ્રસન્નચદ્ર રાજાને વિજ્ઞપ્તિ કરી કે —હે દેવ ! તે વનવાસી

કુમારને અમે વિવિધ પ્રકારે લલચાવ્યો, ત્યારે અહિં આવ-
વાને તેણે અમારી સાથે સંકેત કર્યો પણ એટલામાં તો
અમે તેના પિતાને દૂરથી આવતા જોયા એટલે તેના શાપના
ભયથી, અમે સ્ત્રી જાતિ સ્વભાવથી બીકણ હોવાને લીધે
નાસી આવી. હવે અમારા બતાવેલા લોભને વશ થયેલો
તે અમને શોધવા માટે ભમતો ભમતો એક વનથી બીજા
વનમાં જશે, પણ તે પિતાના આશ્રમમાં તો જશેજ નહિ.
એવી અમને પૂર્ણ ખાત્રી છે

આ સાંભળી પ્રસન્નચંદ્ર રાજાને પશ્ચાતાપ થયો
તે મન સાથે બોલ્યો.—અહો ! મે મૂર્ખે આ શું કર્યું ! એક
તો મે પિતા અને પુત્રનો વિયોગ કરાવ્યો એટલું જ નહિ
પણ મ્હને મ્હારો નાનો ભાઈ મળ્યો નહિ પિતાથી વિછુટો
પડેલો તે હવે શી રીતે જીવશે ! કારણ કે જળની બ્હાર
રહેલો મત્સ્ય કેટલો કાળ જીવે ! આ પ્રમાણે દુઃખથી
અત્યંત મુંઝાયેલો રાજા, થોડા જળમાં માછલાની જેમ શય્યા
મા તરફડવા લાગ્યો.

એવામાં તેણે પેલી વેશ્યાના ઘરનો વાજીંત્ર–ધ્વનિ
સાંભળ્યો. તે તેને અપ્રિય અતિથિ જેવો લાગ્યો તેથી તે
કહેવા લાગ્યો–મ્હારા નગરના સર્વ લોકો મ્હારા દુઃખે
દુઃખી છે છતાં આવું લોકોત્તર સુખી કોણ નીકળ્યું !
કે જેને ત્યાં આવો વાજીંત્રનો ધ્વનિ થાય છે ! અથવા તો
બહુ કોઇ સ્વાર્થીજ છે આ વાજીંત્રનો ધ્વનિ કોઇને આ
નંદ આપતો હશે, પરંતુ મ્હને તો તે મુદ્ગરના ઘા જેવો
લાગે છે

તરતજ રાજાના આ શબ્દોએ, પાણી જેમ નીક વાટે ક્યારાને પૂરી નાખે, તેમ લોકોના કર્ણની પરંપરા વડે તે વેશ્યાના કાનરૂપી ક્યારાને તત્કાળ પૂર્ણ કરી દીધો મતલબ કે રાજાના આ શબ્દો પેલી વેશ્યાને કાને પહોચ્યા, એટલે તે વેશ્યા પ્રસન્નચદ્ર રાજા પાસે આવી અને બે હાથ જોડી નિર્ભયપણે બોલી–હે નાથ! પૂર્વે મને એક નિમિત્તિયાએ કહ્યું હતુ કે–તારે ઘેર મુનિના વેશ વાળો જે કોઇ યુવાન આવે, તેને તું તારી પુત્રી પરણાવજે તેથી ગાયના જેવો સરળ, વ્યવહારથી તદ્દન અજ્ઞાન એવો કોઈ ઋષિપુત્ર આજ મ્હારે ઘેર આવેલો છે તેને મે મારી પુત્રી સાથે પરણાવ્યો છે હે દેવ, તેના મહોત્સવમા મ્હારે ઘેર ગીત, વાદ્ય વગેરે થાય છે આપ દુખી છો એમ હુ જાણતી ન્હોતી. કૃપાનાથ! મ્હારો જે અપરાધ હોય તે ક્ષમા કરો

એ સાભળી રાજાએ, ઋષિપુત્રને જે લોકોએ પ્રથમ જોયો હતો, તેમને તેને ફરીથી જોઈ આવવા આજ્ઞા કરી તેઓએ ઋષિપુત્રને ઓળખ્યો, તેથી પાછા આવીને રાજાને તે પ્રમાણે કહ્યું આ સાભળી પ્રસન્નચદ્ર રાજા જેમ સારૂં સ્વપ્ન જોયુ હોય તેમ ઘણોજ ખુશી થયો પછી તે રાજાએ વલ્કલચીરીને તેની વહુ સહિત હાથણી પર બેસાડીને પોતાના મહેલે તેડી મગાવ્યો. પછી રાજાએ તેને અનુક્રમે સર્વ વ્યવહારમા કુશળ બનાવ્યો પડિત પુરૂષો પશુઓને પણ શીખવે છે, તો પુરૂષને શીખવે તેમા શી નવાઇ! પછી તેને રાજ્યનો વિભાગ આપી રાજા કૃતાર્થ થયો અને તેને

દેવાંગના જેવી રાજ કન્યાઓ પણ પરણાવી. જેના વાંછિત અખંડિત છે, જે સુખ રૂપી સમુદ્રના જળમાં હસ્તિ સમાન છે, એવો તે વલ્કલચીરી તે સ્ત્રીઓની સાથે ક્રીડા કરવા લાગ્યો

એકવાર વલ્કલચીરીને માર્ગમાં મળેલો પેલો રથિક, ચોરે આપેલા સુવર્ણના અલંકાર વેચવા માટે નગરમાં ફરતો હતો, તે વખતે જેનું ધન ચોરે ચોરી લીધું હતું, તેઓએ પોત પોતાનું ધન ઓળખીને, ઉંચા હાથ કરીને સુભટોને ખબર આપી તેથી તરતજ સુભટોએ આવી તે રથિકને પકડ્યો, અને તેને બાંધીને રાજસભામાં લઇ ગયા ત્યાં બેઠેલા રાજાના નાના ભાઇ વલ્કલચીરીએ અમૃત જેવી મધુર દ્રષ્ટિએ તેને જોયો વલ્કલચીરીએ રાજાને પોતાના માર્ગના ઉપકારી તરીકે તે રથિકને ઓળખાવ્યો અને છોડી મૂકાવ્યો ખરેખર ! સત્પુરૂષો ઉપકારને કદિ ભૂલી જતા નથી

અહિં વલ્કલચીરીના ગયા પછી સોમચંદ્રઋષિ, પોતાના પુત્રને નહિ જોવાથી વૃક્ષોને આંસુથી સિંચતો આખા વનમાં નિરંતર ભમવા લાગ્યો કેટલાક દિવસ પછી પ્રસન્નચંદ્ર રાજાએ વલ્કલચીરીના સમાચાર કહેવડાવ્યા તે સાંભળી સોમચંદ્ર મુનિના નેત્રો પ્રફુલ્લિત થયા પરંતુ પુત્રના વિયોગને લીધે બહુજ રૂદન કરવાથી તેને દિવસે પણ રાત્રિને કરનારૂં અંધપણું પ્રાપ્ત થયું તે વૃદ્ધ તાપસને, સાથે તપ કરનાર બીજા તાપસોએ, તપને અંતે ફળ વિગેરેનું પારણું કરાવ્યું

બાર બાર વર્ષના વહાણુ વીતી ગયા પછી, એકદા મધ્ય રાત્રિએ જાગૃત થયેલા વલ્કલચીરીએ વિચાર કર્યો કે—હું મંદ ભાગ્યવાળો ઉત્પન્ન થયો, કે જન્મતાજ મારી માતા મરણ પામી! અને મ્હારા પિતાએ વનમાં રહીને પણ, મને બાલ્યાવસ્થામા ઉછેર્યો. હમેશાં પિતાની કેડમા રહેલા, એવા મે દુરાત્માએ પિતાને તપકષ્ટ કરતા પણ અધિક કષ્ટ આપ્યુ યૌવનાવસ્થામાં પ્રત્યુપકાર કરવાને હુ શક્તિમાન થયો, ત્યારે દૈવયોગે ઈંદ્રિયોને વશ થયેલો હુ પાપી અહિં આવ્યો. મારા પિતાનો મ્હારા પર એટલો બધો ઉપકાર છે કે આ જન્મે તો શું? પણ અનેક જન્મોમાં પણ હુ ઋણમુક્ત થઈ શકનાર નથી

આ પ્રમાણે વિચાર કરી કુમાર વલ્કલચીરી પોતાના વડિલભાઈ પ્રસન્નચંદ્ર રાજા પાસે ગયો અને કહ્યુ.—હે દેવ! હુ પિતાશ્રીના દર્શન કરવાને ઘણો આતુર થયો છુ. રાજાએ કહ્યુ.—હે ભાઈ! આપણા બંનેના પિતા એકજ છે. તો તેમના દર્શન કરવાને મ્હારી પણ ત્હારા જેટલીજ ઉત્કંઠા છે. પછી પ્રસન્નચંદ્ર રાજા, યુવરાજ વલ્કલચીરી અને રાજ્ય સભાનો અધિકારી વર્ગ વિગેરે સોમચંદ્ર રાજર્ષિએ અલંકૃત કરેલા તપોવનમા ગયા.

બંને ભાઈઓ વાહનમાથી નીચે ઉતર્યા, એટલે વલ્કલચીરીએ મ્હોટા ભાઈને કહ્યું—હે બંધુ! આ તપોવન જોવાથી હવે મને રાજ્ય લક્ષ્મી તૃણુ સમાન લાગે છે. આજ તે સરોવરો, કે જ્યા હુ વાનરની માફક ફળ ખાતો,

આજ તે મૂઓ, કે જેઓ મ્હારી બાલ્યાવસ્થામાં મ્હારા સ્નેહિઓ હતા, આજ તે મ્હારી માતા સમાન મહિષીઓ, કે જેનું હું દૂધ પીતો, હે ભાઈ ! આ પ્રમાણે આ તપોવનનાં કેટલાં સુખ હુ તમને કહું ! શાસ્ત્રમાં તો મ્હારે પિતાની સેવાનું સુખ સરખુ બે નથી.

એટલામાં બને ભાઇઓ આશ્રમ આગળ આવી પહો આ. ત્યાં તેમણે નેત્ર કમળને સૂર્યસમાન એવા પોતાના પિતા સોમચંદ્ર ઋષિને જોયા પ્રસન્નચંદ્ર પોતાના પિતાને પ્રણામ કરીને બોલ્યો —હે તાત ! આપનો પુત્ર પ્રસન્નચંદ્ર આપને નમસ્કાર કરે છે તે સાંભળી સોમચંદ્રે પ્રણામ કરતા રાજાને, જાણે કે રસ્તામાં તેના શરીરને વળગેલી રજ દૂર કરતો હોય તેમ હાથ વડે સ્પર્શ કર્યો આ સ્પર્શના પ્રભાવે પ્રસન્નચંદ્ર રાજા કળીવાળા કદમ વૃક્ષની પેઠે રોમાંચિત થયો પછી પ્રસન્નચંદ્ર રાજાનો ન્હાનો ભાઈ પણ, પોતાના પિતા-ઋષિને વંદન કરીને બોલ્યો—હે તાત ! આપના ચરણકમળમાં ભ્રમર સમાન એવો આપનો પુત્ર વલ્કલચીરી આપને પ્રણામ કરે છે.

તે સાંભળી કમળની જેમ તેના મસ્તકને સૂંઘીને, હર્ષ પામેલા સોમચંદ્ર ઋષિએ નવો મેઘ પર્વતનું આલિંગન કરે, તેમ તેને સર્વ અંગે આલિંગન કર્યુ એટલે તેના નેત્ર માંથી ઉષ્ણ અશ્રુ પ્રવાહ ચાલી નીકળ્યો, જે તેજ ક્ષણે સોમચંદ્ર ઋષિના અંધપણાને દૂર કરવા પરમ ઔષધિ રૂપ થયો. તત્કાળ પ્રકાશિત થયેલાં નેત્રો વડે મુનિએ તે બન્ને પુત્રોને જોયા અને તેમને પૂછયું:—હે પુત્રો ! તમે

સુખે સુખે કાળ નિર્ગમન કરો છો ? બંનેએ જવાબ આપ્યો —પિતાજી, કલ્યાણ રૂપ વૃક્ષને દોહદ સમાન એવી આપની કૃપાથી અમારો કાળ સુખમાં નિર્ગમન થયો છે ને થાય છે

ત્યારબાદ વલ્કલચીરીએ વિચાર કર્યો કે, મ્હારા તાપસના ઉપકરણો આટલો વખત માગ જોયા વિનાના રહ્યા છે, તે કેવા હશે ? એમ વિચારી વલ્કલચીરી તે લેવા માટે ઝુપડીમા પેઠો, ત્યા તે પોતાના તાપસપણાના ઉપકરણો જોઇ, તેના પર તેને પૂર્વની મમતા ઉત્પન્ન થવાથી, પોતાના ઉત્તરિય વસ્ત્ર વડે તે તેનુ પડિલેહણ ( બારીકાઈથી તપાસવુ, પુંજવુ ) કરવા લાગ્યો. અત્યત ઝીણવટથી તપાસતા તેને એકાએક વિચાર સ્ફૂરી આવ્યો કેઃ—“ શું મે પૂર્વકાળે કોઈ વખતે યતિના પાત્રોને પુજણી વડે પ્રતિલેખ્યા છે ?” આ પ્રમાણે વિચારતા તત્કાળ તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ, અને ગઇ કાલેજ કરેલા કાર્યની જેમ, તેને પોતાના પૂર્વના દેવ અને મનુષ્યોના ભવો સ્મરણમા આવ્યા

પૂર્વ ભવમા પાળેલા ચારિત્રનું સ્મરણ થતા, વલ્કલચીરી મોક્ષ લક્ષ્મીના મિત્ર રૂપ ઉત્કૃષ્ટ વૈરાગ્યને પામ્યા; અને ધર્મ ધ્યાનને ઓળંગી શુકલ ધ્યાનની પરમ શ્રેણિમા પ્રવર્તતા, તત્કાળ તેમને કૈવલ્યજ્ઞાન ઉત્પન્ન થયું પછી કેવળી મહાત્મા સોમચદ્રના પુત્ર વલ્કલચીરીએ પિતાને અને ભાઇને અમૃતના જેવી ધર્મદેશના આપી તેથી તે બંનેને સમ્યકત્વ ઉત્પન્ન થયું, ને તેઓએ વલ્કલચીરી, કે જેને દેવતાઓએ યતિનો વેશ અર્પણ કર્યો હતો, તેને વદન કર્યું.

“ હે શ્રેણિક રાજા ! એકદા અમે વિહાર કરતા પોતન પુરની પાસેના મનોરમ નામના ઉદ્યાનમાં સમવસર્યા તે વખતે પ્રત્યેક બુદ્ધ વલ્કલચીરીએ, તેના પિતાને અમને સોંપી અન્ય સ્થળે વિહાર કર્યો પ્રસન્નચંદ્ર રાજા પોતન પુરમાં ગયો, અને વલ્કલચીરીના વચનથી તે સ્થિર વૈરાગ્ય વંત થયો ત્યાર પછી પ્રસન્નચંદ્ર રાજાએ, પોતાના બાળ પુત્રને રાજ્યગાદિ પર બેસાડી, વૈરાગ્ય ભાવના વડે અમારી પાસે દિક્ષા ગ્રહણ કરી.

આ પ્રમાણે પ્રસન્નચંદ્ર રાજર્ષિનું ચરિત્ર કહી શ્રીવીર ભગવાન વિરામ પામ્યા, એટલામાં શ્રેણિક રાજાએ આકાશમાં દેવોને આવતા જોયા આ જોઈ શ્રેણિક નૃપતિએ ફરીથી પ્રભુને વંદન કરીને પુછ્યું—અહો ભગવાન ! આકાશને પ્રકાશિત કરતો આ દેવોનો સમૂહ શા કારણે આવતો દેખાય છે ?

પ્રભુ બોલ્યા—રાજન્ ! પ્રસન્નચંદ્ર ઋષિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે તેથી તેનો મહિમા કરવા માટે આ દેવો આવે છે ફરીથી શ્રેણિકે પ્રશ્ન કર્યો—પ્રભુ ! કેવળજ્ઞાન ક્યારે વિચ્છેદ જશે ? પ્રભુએ જવાબ આપ્યો—

“ આ બ્રહ્મેંદ્રનો સામાનિક દેવ વિદ્યુન્માળી, જે ચાર દેવીઓ સહિત અહિં બેઠેલો છે તે આજથી સાતમે દિવસે ચ્યવીને ત્યાંથી આજ નગરમાં ઋષભદત્ત શ્રેષ્ઠિનો પુત્ર જંબુ નામે થશે. તે ચરમ કેવળી ( છેલ્લા કેવળ જ્ઞાની ) થશે. ત્યારબાદ કેવળજ્ઞાન વિચ્છેદ જશે. ” ફરી શ્રેણિક રાજાએ

પૂછ્યું:-ભગવાન ! આ દેવનું ચ્યવન નજીકમાં હોવા છતા, તેનું તેજ અદ્યાપિ ક્ષિણ કેમ નથી થયું !

પ્રભુએ કહ્યુ.—રાજન્ ! જે દેવો એકાવતારી હોય છે, તેઓને તેજનો ક્ષય થવાના ચિન્હો થતા નથી.

એટલામા તો, **અનાદૃત** નામનો જંબુદ્વીપનો દેવ હર્ષથી ઉચ્ચા સ્વરે બોલી ઉઠયો'—અહો ! મારૂ કૂળ બહુ ઉચુ જણાય છે

આ સાભળી શ્રેણિક રાજાએ પુન હાથ જોડી શ્રી વીર ભગવાનને પૂછ્યુ'—કૃપા સાગર ! આ દેવ આ પ્રમાણે પોતાના કૂળની પ્રશસા કેમ કરે છે? સર્વજ્ઞ પ્રભુએ જવાબ આપ્યો —

## ૨ ઋષભદત્ત અને જીનદાસની કથા.

હે રાજા, આજ નગરમા પૃથ્વીને વિષે પ્રસિદ્ધ, એવો **ગુપ્તમતિ** નામે શેઠ રહેતો હતો તેને અનુક્રમે બે પુત્રો થયા હતા તેમા મ્હોટાનુ નામ **ઋષભદત્ત** અને ન્હાનાનુ નામ **જીનદાસ** હતું મ્હોટો પુત્ર સદાચારી હતો, અને ન્હાનો જુગારી અને દુર્વ્યસની હતો

બુદ્ધિમાન ઋષભદત્તે જિનદાસને દુરાચારી જાણી, સર્વ સબધી વર્ગની સાક્ષીએ તેનો ત્યાગ કર્યો. અને 'હવે મ્હારે કોઈ ભાઇ નથી' એમ કહી તેણે ન્હાના ભાઇને શ્વાનની માફક ઘેર પણ આવવા દીધો નહિ

એકવાર જુગારીઓની સાથે રમતા, જીનદાસને તેમની

સાથે વાંધો પડવાથી ઝગડો થયો તેમાં કોઈ એક જુગારીએ જીનદાસને શસ્ત્રનો ઘા કર્યો જુગારરૂપી વિષવૃક્ષના ફળ રૂપ, શસ્ત્રના પ્રહારથી વેદનાને અનુભવતો તે જિનદાસ રસ્તાની જેમ પૃથ્વી પર આળોટવા લાગ્યો તે વખતે ઋષભ દત્તને તેના સંબંધીઓએ કહ્યું—હે અર્હંત્ ધર્મના ઉપાસક ! પ્રાણીમાત્રમાં સાધારણ એવી દયા લાવીને તું ત્હારા ન્હાના ભાઈનું રક્ષણ કર. જે પુરૂષ બંધુને તથા સેવકને કષ્ટ રૂપી કુવામાંથી બહાર કાઢે છે તેજ ખરો બંધુ તેજ ખરો નાયક અને તેજ ખરી કીર્તિનુ પાત્ર ગણાય છે

આ પ્રમાણે સંબંધીઓએ કહેવાથી ઋષભદત્ત તેના ન્હાના ભાઈ પાસે ગયો અને કહ્યુઃ—હે ભાઈ, શાંત થા. હું તને ઔષધિ વગેરેથી આરામ કરીશ જવાબમાં જિન દાસે કહ્યું—હે વડિલ બંધુ ! મ્હારા કુકર્મોને માફ કરો અને હવે જીવવાની આશા નથી, માટે પરલોકમાં મ્હારૂં શ્રેય થાય, તેવી આરાધના કરાવો હું પરલોક જવાને તૈયાર થયો છું તો હવે મને અનશનપૂર્વક ધર્મોપદેશ રૂપ ભાતું આપો.

ઋષભદત્તે કહ્યું—હે ભાઈ એવી ત્હારી ઇચ્છા તું સંસારની મમતાનો ત્યાગ કર, અને સ્થિર ચિત્ત રાખીને, પંચ પરમેષ્ઠિ મંત્રનો જાપ કર ઇત્યાદિ ઉપદેશ આપી શુદ્ધ બુદ્ધિવાળા ઋષભદત્તે પોતેજ ન્હાના ભાઈને અનશન પૂર્વક આરાધના કરાવી તેથી જીનદાસ પંડિત મરણે મૃત્યુ પામીને, આ પરમ ઋદ્ધિ વાળો જંબુદ્વીપનો સ્વામી દેવ થયો છે આ દેવે અમારૂ આ વચન સાંભળ્યુ કે, રાજ

ગૃહ નગરમા ઋષભદત્તનો પુત્ર જંબુ ચરમ કેવળી થશે. તેથી પોતાના કૂળમા કેવળીનો પવિત્ર જન્મ થશે, એમ સાભળીને આ દેવ પોતાના કૂળની અત્યત પ્રશંસા કરે છે.

પુન મગધેશ્વર શ્રેણિક ભૂપાળે વીર પ્રભુને પૂછયું:— ભગવાન ! આ વિદ્યુન્માળી દેવ, ગ્રહોને વિષે સૂર્યની જેમ સર્વ દેવોમા અધિક તેજસ્વી છે તેનું શું કારણ? પ્રભુએ કહ્યુ —

## ૩ ભવદત્ત અને ભવદેવની કથા.

આ જબુદ્વીપના ભરતક્ષેત્રમા મગધ નામના દેશમાં સુગ્રામ નામે ગામ છે તેમા આર્યવાન્ નામનો ગ્રામપતિ (ગામેતિ) રહેતો હતો. તેને રેવતી નામે સ્ત્રી હતી, અને ભવદત્ત તથા ભવદેવ નામે બે પુત્રો હતા. તેમાના ભવદત્તે યુવાવસ્થામાજ સુસ્થિત નામના આચાર્યની પાસે, સસારરૂપી સમુદ્રને તારવામા નૌકા સમાન, એવી દીક્ષા અગીકાર કરી અને સર્વ શાસ્ત્રમા પારગત થઇને, ખડ્ગની ધાર સમાન ઉગ્રવ્રત પાળતો, ગુરૂની સાથે તેનું બીજું શરીર જ ન હોય, તેમ તે વિચરવા લાગ્યો

એકદા એ ગચ્છના એક સાધુએ, આચાર્ય મહારાજને વિનંતિ કરી કે—હે પુજ્ય ! મને આજ્ઞા આપો તો હું જ્યા મ્હારા બધુઓ રહે છે ત્યા જાઉં, ત્યા મ્હારો એક નાનો ભાઈ છે, તેનો મ્હારા ઉપર બહુ સ્નેહ છે તે મને જોઇને મૂળથીજ ભદ્રિક હોવાને લીધે, જરૂર દિક્ષા લેશે.

તે સાંભળી ગુરૂએ તેને બીજા ગુણધર સાધુની સાથે જવાની રજા આપી પરોપકાર કરવામાં તત્પર એવા શિષ્ય ઉપર હમેશાં ગુરૂ મહારાજ પ્રસન્નજ હોય છે પછી તે સાધુ પોતાના પિતાને ઘેર ગયા તે વખતે તેમણે પોતાના ભાઈનો, કામદેવ રૂપી વૃક્ષના દોહદ સમાન વિવાહોત્સવ પ્રારંભેલો જોયો વિવાહના કાર્યમાં વ્યગ્ર થયેલો તે મુનિનો નાનો ભાઈ, અન્ય કાર્ય ભૂલી જઈને હર્ષઘેલો થયો હતો, તેથી વિવાહના વખતે આવેલા પોતાના મોટા ભાઈ, મુનિને જાણે તે ઓળખતોજ ન હોય તેમ તેણે તેનું સ્વાગત પણ કર્યું નહિ, બોલાવ્યા પણ નહિ તો પછી નત લેવાની તો વાતજ ક્યાં રહી?

આમ થવાથી તે મુનિ તો, શરમાઈ જઈને ગુરૂ પાસે પાછા આવ્યા, અને ઇર્યાપથિકા ( માર્ગે આવતાં લાગેલ દોષનું નિવારણ ) આલોચી, નાના ભાઈની સર્વ કથા ગુરૂની પાસે કહી બતાવી. તે સાંભળી ભવદત્ત મુનિ બોલ્યા— અહો! ન્હાના ભાઈની કઠોરતા કેવી! કે મોટા ભાઈ અને વળી મુનિ પોતાને ઘેર અતિથિ તરીકે આવ્યાં છતાં પણ તેની અવગણના કરી? ગુરૂની ભક્તિ કરતાં, શું ત્હેણે વિવાહોત્સવને અધિક માન્યો કે તે મહોત્સવનો ત્યાગ કરીને તે હર્ષસહિત મ્હોટા ભાઈની સાથે ન આવ્યો!

આ સાંભળીને કોઇ બીજા સાધુ બોલ્યા—હે ભવદત્ત, જો તમે તમારા ન્હાના ભાઈને દીક્ષા અપાવો, તો તમને હું ખરા પંડિત કહું ભવદત્તે કહ્યું—જો ગુરૂમહારાજ મગધ દેશમાં વિહાર કરશે, તો તે જોતાં પણ હું તમને

એકદા આચાર્ય મહારાજ વિહાર કરતા કરતા મગધ દેશમા પધાર્યો. કારણ કે સાધુઓ પણ વાયુની પેઠે એકજ સ્થળે રહેતા નથી. ત્યા પહોચ્યા પછી, ભવદત્તે આચાર્ય મહારાજને વંદન કરીને કહ્યુઃ–હે ગુરૂદેવ ! આપની આજ્ઞા હોય તો અહિથી નજીકમા રહેલાં મ્હારા સ્નેહિજનને હુ મળવા જાઉ તે સાભળી ગુરૂએ તેને એકલાને પણ જવાની રજા આપી. કારણ કે ઇદ્રિયોને વશ કરનાર મુનિનો એકલ વિહાર પણ યોગ્ય જ છે.

આથી ભવદત્ત મુનિ, પોતાના ન્હાના ભાઇને દિક્ષા આપી ઉપકાર કરવા માટે તેને ઘેર ગયા. તે વખતે ભવદેવ વાસુકીની કુક્ષીએ જન્મેલી, નાગદત્તની પુત્રી નાગિલા વેરે પરણ્યો હતો વિવાહ કાર્યમાથી છૂટા થયેલા સર્વ સંબધીઓ, ભવદત્ત મુનિને જોઈને તેમની સામા ગયા, અને તેમના સમાગમને ઉત્સવરૂપ માનવા લાગ્યા તરતજ પ્રાસુક જળ વડે તેમના પગ ધોઈને, તે પાદોદકને તિર્થોદકથી પણ વધારે પવિત્ર માનીને તેમણે ભવદત્ત મુનિને નમન કર્યું પછી સસાર સમુદ્રમા ડૂબવાના ભયથી, જાણે આલબનને ઇચ્છતા હોય, તેમ તે સર્વ બધુઓએ મુનિના પગમાં પડી વંદન કર્યું.

એટલે મુનિ બોલ્યા –તમે વિવાહોત્સવમાં વ્યાકૂળ થએલા છો, માટે અમે બીજે ઠેકાણે વહોરવા જઈએ છીએ. તમને ધર્મલાભ થાઓ, અને તમે પાપ રહિત બનો. ત્યારે સર્વ બધુઓએ તે મુનિને બીજે સ્થળે ન જવા દેતા, હર્ષથી નિર્દોષ કલ્પતો અને સુઝતો આહાર વહોરાવ્યો.

આ પ્રસંગે બલદેવ, કુળાચાર કરવામાં પ્રવર્તેલો હતો, અને સખીઓ વડે પરિવરેલી નવી પરણેલી સ્રીને શણગાર્તો હતો તેમાં જાણે કે મદ્રમાંથી આકર્ષણ કરેલો અંકિ-ક્ષનો રસ હોય, એવા ચંદનના રસ વડે તે પ્રિયાને અંગ રાગ કરતો હતો તેણીના મસ્તક ઉપર, જાણે ચન્દ્રને ગ્રસ્યો છે (ગળી ગયો છે) એવો રાહુની શોભાને હરનારો પુષ્પ માળા સહિત વેણીબંધ (અંબોડો) બાંધતો હતો. તેણીના ભાલ ઉપર, જાણે કામદેવના વિજયની કીર્તિ લખી હોય, તેવી કસ્તુરીની પત્ર વેલી (પીળ—આડ) આળેખતો હતો અને ત્યાર પછી એજ તે, પ્રિયાના સ્તન તટનું મંડન કરવા જતો હતો, તેવામાંજ તેણે સાંભળ્યું કે મહામુનિ બલદત્ત પધાર્યા છે

વિજય મેળવ્યા પછી જેમ કોઇ જુગારી ઉઠી જાય, તેમ અર્ધ શણગારેલી પ્રિયાને છોડીને એકદમ તે ઉઠ્યો ગયો, તે વખતે 'અર્ધ શણગારેલી પ્રિયાને ત્યજીને જવું એ તમને યોગ્ય નથી એમ તેણીની સખીઓએ કહ્યું છતાં બહેરા માણસની જેમ સખીઓના તે શબ્દો બલદેવે લક્ષમાં લીધા નહિ. સખીઓએ જ્યારે બહુજ આગ્રહ કર્યો, ત્યારે તેણે કહ્યું—' બાળાઓ, ગુરૂને વંદન કરીને હું તરતજ પાછો આવીશ " એમ કહીને, તે સ્થાનથી વાનરની માફક કુદકો મારીને બલદેવ, બલદત્ત મુનિ પાસે આવ્યો, અને તેમને વંદન કર્યું

વંદન કરીને બલદેવ ઉભો થયો કે તરતજ આશિષ આપવાનું જાણે યાદ કર્યું હોય એવું બીજુ પાત્ર મુનિએ

તેના હાથમાં આપ્યું પછી ભાઈની ઉપર જરાક દ્રષ્ટિ નાખીને બુદ્ધના નિધાન તે સાધુ શિરામણિ તેના ઘરની બહાર નીકળ્યાં ઘીનું પાત્ર હાથમાં ધારણ કરીને મુનિનાં ચરણ કમળમાં ભ્રમર રૂપ તે ભવદેવ પણ મુનિની પાછળ પાછળ ચાલ્યા બીજા પણ ઘણા સ્ત્રી પુરૂષો ભવદેવની જેમ હર્ષ રૂપી સરોવરના તરંગો હોય તેમ ભવદત્ત મુનિની પાછળ ચાલ્યા

મુનિએ તેઓમાના કોઇને પાછા વળવાનું કહ્યું નહિ. કારણ કે મુનિઓનો એવોજ આચાર છે. મુનિએ રજા નહિ આપવાથી તેઓ તરત પાછા ફર્યાં નહિ, પણ ઘણે દૂર સુધી ગયા પછી, જ્યારે તેઓ થાકી ગયા, ત્યારે મુનિને વંદન કરી પોતાની મેળેજ તેઓ પાંછા વળ્યા તેમાં પ્રથમ સ્ત્રીઓ પાછી વળી, અને પછી પુરૂષો પાછા વળ્યાં.

પછી ભદ્ર સ્વભાવવાળા ભવદેવે વિચાર કર્યો કે—મુનિએ રજા આપ્યા વિનાજ આ સર્વે પાછા વળ્યા, તો ભલે. કેમકે તેઓ બધા એમના સહોદર નથી; પરંતુ હું તો તેમનો સહોદર (ભાઈ) છું અમે બને પરસ્પર પ્રીતિવાળા છીએ એટલે તેમના કહ્યા સિવાય મ્હારે પાછુ વળવું યોગ્ય નથી ખરેખર ! આ મોટા ભાઇ ભાતપાણીના ભારથી શ્રમિત થયેલા છે, તેથી મ્હારા પર પ્રસન્ન થઈને આ ઘીનુ પાત્ર મને ઉપાડવા આપ્યુ હશે વળી મારા ભાઇ ઘણા દિવસે અહિં આવ્યા છે, અને થાકી ગયા છે, તેથી તેમને તેમના સ્થાને પહોચાડયા વિના હુ પાછો જવા ઇચ્છતો નથી.

ભવદત્ત મુનિએ, એ પાછો ન વળી જાય એટલા માટે તેના મનની ગમ્મતને અર્થે ગૃહસ્થાશ્રમની વાત કહીઃ–
હે ભાઈ! આજ તે ગામને સિમાડે આવેલા વૃક્ષો, ને મુસાફરોને માટે બંધાવેલા મંડપો, કે જ્યાં આપણે વાનરની માફક બેઠા રમતા આ જ તે સરોવરો, કે જ્યાં આપણે અને બાલ્યાવસ્થામાં કમળ પુષ્પના નાળવડે સુશોભિત હાર બનાવીને કંઠમાં પહેરતા આ જ તે સિમાડે આવેલી રેતી વાળી જમીન, કે જ્યાં આપણે વર્ષાઋતુમાં વેકુના ઘર બનાવી રમતા. આ પ્રમાણે ભવદત્ત રસ્તામાં ન્હાના ભાઈની સાથે વાત કરતા કરતા, આચાર્ય મહારાજે પવિત્ર કરેલા ગામે આવી પહોંચ્યા.

નાના ભાઈ સહિત ભવદત્ત મુનિને ઉપાશ્રયના દ્વાર પાસે આવેલા જોઈ બીજા નાના સાધુઓ પરસ્પર હોક વાત કરીને બોલ્યા–ખરેખર! આ મુનિ પોતાનું વચન સત્ય કરવા માટે દિવ્ય વેશને ધારણ કરનાર પોતાના નાના ભાઈને દિક્ષા અપાવવા માટેજ અહિં લાવ્યા જણાય છે આચાર્ય મહારાજ? પૂછ્યું:–હે ભવદત્ત, આ યુવાન કોણ છે?
ભવદત્ત મુનિએ કહ્યું:–"મહારાજ! આ મારો ન્હાનો ભાઈ છે અને તે આપની પાસે દિક્ષા લેવા આવ્યો છે"

આચાર્યે ભવદેવને પૂછ્યું:–"હે વત્સ! શું તારે વ્રત ગ્રહણ કરવું છે?'

તે સાંભળી "મ્હારો ભાઈ અસત્યવાદી ન ઠરો" એમ વિચારી ભવદેવે જવાબ આપ્યો:–"હાજી' એટલે

ેજ વખતે આચાર્યે ત્હેને દિક્ષા આપી અને બીજા બે ાધુઓ સાથે બીજે ઠેકાણે વિહાર પણ કરાવ્યો.

આ તરફ 'ભવદેવ હજુ કેમ ન આવ્યો'' એવી ચિંતા થવાથી તેના સબંધીઓ ભવદત્ત મુનિ પાસે આવ્યા અને કહેવા લાગ્યા.–ભવદેવ, તેની અર્ધ શણગારાયેલી વહુને મૂકીને તમારી પાછળ આવ્યો છે અને તેથી અમને શોક થાય છે, કેમકે તેમના વિના અમે જીવતા મુવા જેવા થઇ ગયા છીએ અમુક અપેક્ષાએ વિધવા જેવી થયેલી તે વહુ ચકવાકીની જેમ ખેદ કરે છે, અને નીઝરણાના પાણીની જેમ તેના નેત્રના પાણી સૂકાતાજ નથી

વળી અમને પૂછયા વિના ભવદેવ એકલો કોઈ ઠેકાણે જાય, એવો સ્વપ્નમા પણ સભવ નથી, અને આજે કયાઇ પણ ગયો તે શુ? હે ઋષિ, ભવદેવને દેખતા નથી, ત્યા સુધી અમે તેના સબધીઓ અમારૂ સર્વસ્વ ખોઇ બેઠા છીએ તો કૃપા કરીને કહો કે, તે તમારો ન્હાનો ભાઇ કયા છે?

ભવદેવને ધર્મનુ શુભ પરિણામ થાય, એ હેતુથી મુનિએ અસત્ય જવાબ આપતા કહ્યુ –ભવદેવ અહિ આવીને તરત ગયો છે, પણ કયા! તે હુ જાણતો નથી.

તે સાભળીને 'શુ ભવદેવ બીજે રસ્તેથી ગયો હશે?' એમ બોલતા બોલતા તેના સબધીઓ, ચોરોએ લુટી લીધા હોય તેમ, દીનમુખે તરતજ ત્યાંથી પાછા ફર્યા.

અહિં ભવદેવ મુનિ, પોતાની નવી પરણેલી સ્ત્રીનું હૃદયમાં ધ્યાન ધરતો માત્ર ભાઈ ઉપરની ભક્તિને લીધેજ લજ્જા સહિત પ્રવજ્યાને પાળવા લાગ્યો. આ તરફ ઘણો કાળ વ્યતિત કર્યા પછી, ભવદત્ત મુનિ અનશન કરી, વિધિ પૂર્વક મરણ પામી સૌધર્મ દેવલોકમાં દેવ થયા.

ત્યારબાદ ભવદેવે વિચાર કર્યો કે—નાગિલા મારી પ્રિયા છે, અને હું તેનો પ્રિય છું એટલી વાત છે કે અમારા બન્નેનો અણધાર્યો વિયોગ થયો છે. ભાઈના આગ્રહથી મેં આટલો કાળ સુધી વ્રત પાળ્યું છે પણ હવે જ્યારે તે સ્વર્ગમાં ગયો છે; ત્યારે આ ખેદજનક વ્રત શા કામનું છે? મને મ્હારી પ્રિયાના વિયોગથી જેવી પીડા થાય છે તેવી શિક્ષાના દુષ્કર કષ્ટથી પણ મને થતી નથી. અહો! તેણીનું શું થયું હશે! હું ધારૂં છું કે બંધનમાં પડેલી હાથણીની જેમ, હિમથી કરમાયેલી કમલિનીની જેમ, મારવાડમાં રહેલી હંસીની જેમ ગ્રીષ્મનો તાપ સહન કરતી લતાની જેમ, તે બિચારીની શી દશા થઇ હશે? જો હું લાંબા નેત્રવાળી મ્હારી તે પ્રિયાને જીવતી મળું તો ગૃહસ્થાશ્રમથી તૃપ્તિ નહિ પામેલો હું હજુએ પણ તેણીની સાથે ક્રીડા કરૂં. આ પ્રમાણે તંતુવડે વીંટાયેલા કરોળીયાની જેમ, ચિંતા રૂપી તંતુથી પોતાના આત્માને બાંધતો તે ભવદેવ સ્થવિર મુનિઓને પૂછ્યા વિનાજ ત્યાંથી નીકળી ગયો.

ત્યાંથી તે સુગ્રામ નામના ગામ પાસે આવ્યો, અને ગામની બહાર બંધ કરેલા બારણાવાળા એક મંદિ

રની પાસે રહ્યો એટલામા ત્યા-એક બ્રાહ્મણીની સાથે સુગંધીમાળા વિગેરે લઇને એક સ્ત્રી આવી તેણીએ મુનિધારીને તેને વંદન કર્યું. ભવદેવે તેણીને પૂછ્યુ -હે ભદ્રે ! અહિ આર્યવાન્ નામનો રાષ્ટ્રકૂટ અને તેની સ્ત્રી રેવતી હતા, તે જીવે છે કે નહિ ?

તેણીએ જવાબ આપ્યો -" આર્યવાન્ રેવતીને તો, મૃત્યુ પામ્યાને આજ ઘણો કાળ થઇ ગયો છે "

ભવદેવે ફરીથી પૂછ્યુ--આર્યવાન્ના પુત્ર ભવદેવે, પોતાની નવવધુને ત્યજી દીધી હતી, તે નાગીલા હજુ જીવે છે કે નહિ ?

આ સાભળી તે સ્ત્રીએ વિચાર કર્યો કે ખરેખર, આતો ભવદેવ પોતેજ જણાય છે તેમણે પોતાના મ્હોટા ભાઈ પાસે દિક્ષા લીધી હશે તેથીજ તેઓ આ મુનિવેશમા છે, માટે તે બાબત અહિં આવેલા વિશુદ્ધ સાધુને પૂછી ખુલાસો કરૂ એમ વિચારીને તે બોલી:-શું આર્યવાન્ અને રેવતીના પુત્ર ભવદેવ ત્હમે છો ? હે તપોધન ! ત્હમે અહિ કેમ આવ્યા છો ?

ભવદેવ બોલ્યો:-તમે મને બરાબર ઓળખ્યો તેજ હુ નાગીલાનો પતિ ભવદેવ છુ. તે વખતે મ્હોટા ભાઇના આગ્રહથી હું તેને છોડી ચાલ્યો ગયો હતો, અને મ્હારી ઇચ્છા વિનાજ મેં વૃત ગૃહણ કર્યું હતું પરંતુ મ્હારો ભાઇ મૃત્યુ પામ્યો છે, તેથી હુ અંકુશ રહિત બન્યો છુ, અને નાગીલાની હવે શી સ્થિતિ હશે, તે જાણુવાની ઇચ્છાથી તેને મળવા માટે હુ અહિ આવ્યો છુ.

નાગિલાએ વિચાર્યું કે, આ ભવદેવે મને ઘણા વખત પહેલાં જોઈ છે, મ્હારાં વય અને રૂપ બદલાઈ ગયાં છે તેથી મને તે ઓળખતા નથી પરંતુ હમણાજ હું તેમને મ્હારી ઓળખાણ આપું છું એમ વિચારી નાગીલા બોલી–"તમે જે નવોઢાનો ત્યાગ કર્યો હતો, તેજ હું નાગીલા છું આટલો કાળ જવાથી મારી યુવાવસ્થા પણ જતી રહી છે તો હે પુણ્યશાળી! મ્હારામાં એવું શું લાવણ્ય છે? કે તમે મ્હારા પર મોહ પામ્યા છો? વિચારો, હે મહાશય! સ્વર્ગ અને મોક્ષના ફળને આપનાર ત્રણ રત્નો (જ્ઞાન, દર્શન, ચારિત્ર)નો ત્યાગ કરીને માત્ર કોડીના જેવી મને હવે ગ્રહણ કરશો નહિ અત્યંત ઘોર નરકમાં પાડવાના સાક્ષીરૂપ અને કામદેવના શસ્ત્ર સમાન વિષયોથી કૃપા કરી હવે વિંધાશો નહિ તમારા ભાઈએ હિત-બુદ્ધિથી તમને વ્રત ગ્રહણ કરાવ્યું છે, તો પાપની ખાણ રૂપ મારામાં આસક્ત થઈને તમે વ્રત નથી લીધું એમ ન ધારો માટે હજુ પણ તમે અહિંથી પાછા વળો ગુરૂના ચરણ પાસે જાઓ અને તેમની પાસે મારા ઉપર રાગથી કરેલા પાપની આલોચના કરો.

આ પ્રમાણે નાગિલા ભવદેવને ઉપદેશ આપતી હતી, તેવામાં પેલી બ્રાહ્મણીનો પુત્ર દૂધપાક પીને ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો–હે માતા! મેં આજે અમૃત જેવું સ્વાદિષ્ટ દૂધ પીધું છે, તેનું મારે વમન કરવું છે માટે તું એક પાત્ર નીચે ધરી રાખ આજે મને બીજે જમવાનું આમંત્રણ આવ્યું છે અને ત્યાં દક્ષિણા પણ મળવાની છે

જો હુ પીધેલા દૂધનુ વમન નહિ કરૂ, તો ત્યા કાઇ ખાઈ શકીશ નહિ. દક્ષિણા લઈને અહિ આવ્યા પછી, મે વમન કરેલુ દૂધ, હુજ પાછો પી જઇશ. આપણુંજ એઠું જમવામા શરમ શી ?

બ્રાહ્મણીએ કહ્યુ-" પુત્ર ! વમન કરેલુ જમતા તને ધિક્કાર છૂટશે આવુ ધિક્કારવા યોગ્ય કાર્ય કરવુ તને ઉચિત નથી "

તે સાભળીને ભવદેવે પણ કહ્યુ -હે બટુક ! તું વમન કરેલાને ખાઈશ, તો શ્વાનથી પણ નીચ ગણાઈશ ત્યારે નાગીલાએ તે મુનિને કહ્યુ -જો તમે આવુ જાણો છો અને કહોછો, તો મારૂ વમન કરીને ફરીથી મને ભોગવવાને કેમ ઈચ્છો છો ? માસ, ચરબી, હાડકાં, અને મળમૂત્રથી ભરેલી હુ અધમમા અધમ અને વમનથી પણ વધારે નિદ્ય છુ. તો મને ઈચ્છતા તમે કેમ લજ્જા પામતા નથી ?

પર્વત ઉપર બળતા અગ્નિને જુઓ છો; પરતુ પગની નીચે બળે છે, તેને કેમ જોતા નથી ? જે તમે બીજાને શીખવો છો, તે તમે પોતે કેમ શીખતા નથી ? બીજાને બોધ દેવામા ડહાપણ વાળાઓની, પુરૂષોમા ગણુના નજ થાય જેઓ પોતાને બોધ દેવા ચતુર હોય, એવાજ મનુષ્યોની પુરુષવર્ગમા ગણુના થાય છે

આ પ્રમાણે નાગિલાને ઉપદેશ ભવદેવ મુનિના રગે રગમા ઉતરી ગયો તેમણે નાગિલા સ્ત્રી પ્રત્યે કહ્યુ -હે નિષ્પાપી સ્ત્રી ! આજે તેં મને ખરી શિક્ષા આપી છે.

જન્માંધની જેમ હું ઉન્માર્ગે જતો હતો તેને તે સ માર્ગે આણ્યો છે. હવે હું સ્વજનોને મળીને પાછો ગુરૂ પાસે જઈશ અને વ્રતમાં લાગેલા આ અતિચારને આલોચી, દુષ્કર તપ કરીશ.

આ સાંભળી નાગિલા બોલી.—"તમારે સ્વજનોને મળવાનું શું પ્રયોજન છે ? તમે તમારૂં કાર્ય સાધી લ્યો. નાહક સ્વજનો પાસે જવાથી, તેઓ તમને ગુરૂદર્શનમાં સાક્ષાત્ વિઘ્નરૂપ થઈ પડશે. માટે તમે ગુરૂ મહારાજ પાસેજ જાઓ, ઇંદ્રિયો વશ રાખીને વ્રત આચરશે, અને હું પણ સાધ્વીજી પાસે જઈ દિક્ષા ગ્રહણ કરીશ."

નાગિલાના આવાં વચનો સાંભળીને ભવદેવ મુનિએ અર્હિતની પ્રતિમાઓને વંદના કરી, શાંત બની, ગુરૂ પાસે જઈ આલોચનાદિ ક્રિયા કરી ત્યાર પછી અતિચાર રહિત ચારિત્રનું પ્રતિપાલન કર્યું, કાળધર્મને પામી, ભવદેવ મુનિ પહેલા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવ પણે ઉત્પન્ન થયા.

### ૪ સાગરદત્ત કુમારની કથા.

હવે ભવદત્ત મુનિનો જીવ સ્વર્ગથી ચવીને, મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કલાવતી વિજયમાં, પુંડરીકિણી નામની નગરીમાં, વજ્રદત્ત નામના ચક્રવર્તીની યશોધરા નામની સ્ત્રીની કુક્ષિમાં અવતર્યો સરોવરમાં જેમ હંસ તેમ કુક્ષિને વિષે તે જીવ આવ્યાથી, યશોધરા રાણીને સમુદ્રમાં ન્હાવાનો દોહદ ઉત્પન્ન થયો તેથી રાજાએ સમુદ્ર જેવી

સીતા નદીમા રાણીને ક્રિડા કરાવી તેનો દોહદ પૂર્ણ કરાવ્યો. પછી મહાદેવી **યશોધરા** દોહદ પૂર્ણ થવાથી, વૃક્ષની લતાઓ જેમ લાવણ્યમા વૃદ્ધિ પામવા લાગી. સમય પૂર્ણ થતા, તે ચક્રવર્તીની રાણીએ, ગગા જેમ સૂવર્ણ કમળને જન્મ આપે તેમ ઉત્તમ પુત્રને જન્મ આપ્યો

યશોધરાને ઉત્પન્ન થયેલા દોહદને અનુસારે, તે પુત્રનુ **સાગરદત્ત** નામ પાડવામાં આવ્યુ દૂગ્ધપાનાદિ ક્રિયાઓ વડે ધાત્રિઓથી લાલન પાલન કરાતો, તે રાજપુત્ર અનુક્રમે વૃક્ષની જેમ વૃદ્ધિ પામવા લાગ્યો. જ્યારે તે કુમાર બોલતા શીખ્યો, ત્યારે તે સુવર્ણની સોટી ઉંચી કરીને આનદપૂર્વક પોપટ અને મેનાને ભણાવવા લાગ્યો. પ્રૌઢ (તરૂણ) થયો, ત્યારે તે મિત્રોની સાથે રત્નના દડે રમવા લાગ્યો. તે વખતે તેના માણિક્યના કુડળો તેના મજબુત ખભા ઉપર, રગ ભૂમિ ઉપર નૃત્ય કરતા હોય તેવા દેખાતા હતા

યોગ્ય વખતે રાજાએ તેને ગુરૂ પાસે ભણવા મોકલ્યો. મૂસાફરો કૂવામાથી પાણી પીએ, તેમ તેણે ગુરૂ પાસેથી સર્વ કળાઓનુ પાન કર્યુ. અર્થાત સર્વ કળાઓ ગુરૂપાસે તે શીખ્યો

સમસ્ત જગતને પોતાના નેત્ર કમળથી અત્યત આનદ આપતો તે રાજપુત્ર, ચદ્ર જેમ સપૂર્ણ કળાએ પહોચે, તેમ સર્વ કળામા પ્રવિણ થઇ યુવાવસ્થા પામ્યો; ત્યારે માતાપિતાએ તેને સ્વયવરમા આવેલી કન્યાઓ સાથે

પરણાવ્યો. કારણકે રત્નાકર (સમુદ્ર)ની પાસે નદીઓની
જેમ રાજકન્યાઓ પણ ખાસ પાસે પોતાની મેળેજ આવે
છે. ગાયોની સાથે જેમ બળદ, હાથણીની સાથે હાથી,
અને તારાઓની સાથે જેમ ચંદ્રમા તેમ તે સ્ત્રીઓની
સાથે ક્રિડા કરવા લાગ્યો.

એકદા કામદેવના જેવો તે કુમાર પોતાના મહેલમાં
રાણીઓની સાથે ક્રીડા કરતો હતો તેવામાં તેણે આકાશમાં
મેરૂ પર્વતના જેવો વાદળાઓનો સમૂહ જોયો તે જોઇને
તેને વિચાર થયો કે, શાસ્ત્રમાં મેરૂ પર્વતનું જેવું વર્ણન
કરવામાં આવ્યું છે તેવુંજ આ વાદળાઓનુ મંડળ દેખાય
છે અહો ! એની રમણિયતા કેવી અલૌકિક છે ! આ પ્રમાણે
મેરૂ સમાન તે મેઘ મંડળને જોતાં, તેની દ્રષ્ટિ તેને વિષે
ચોંટી ગઇ હોય, તેમ સ્થિર થઈ ગઈ કુમાર ઉંચી દ્રષ્ટિ
રાખીને તે મેઘ મંડળને એકી ટસે જોઈ રહ્યો હતો,
તેવામાં એકાએક તે મેઘમાળા પાણીના પરપોટાની જેમ
વિખરાઈને ક્યાંઇ જતી રહી.

તે જોઇ સાગરદત્ત કુમારે વિચાર કર્યો કે, જેવી રીતે
આ મેઘ ક્ષણિક છે તેવીજ રીતે આ શરીર પણ ક્ષણિક
છે. તો પછી સંપત્તિ ક્ષણિક હોય તેમાં શી નવાઇ? જે
વસ્તુ પ્રાતઃકાળે દેખાય છે તે મધ્યાન્હ કાળે દેખાતી નથી,
અને જે મધ્યાન્હે દેખાય છે, તે સાયંકાળે દેખાતી નથી
અહો આ સંસારમાં પદાર્થોની અનિત્યતા કેવી છે! તો
હું વિવેક રૂપ જળથી સીંચેલા મનુષ્ય જ મરૂપી વૃક્ષના
ફળરૂપ સકામ નિર્જરાના આસ્વાદરૂપ વ્રતને ગ્રહણ કરૂ

આ પ્રમાણે વિચારી, વૈરાગ્યને પામેલા બુદ્ધિમાન સાગરદત્તે માતા પિતા પાસે બે હાથ જોડી વ્રત લેવા માટે રજા માગી ત્યારે માતા પિતાએ કહ્યુઃ-"હે પુત્ર! યુવાવસ્થામાં વ્રત લેવાનો આગ્રહ કરવો, તે ત્હારે વીણા વાગતી હોય, તે વખતે શાસ્ત્રનો પાઠ કરવા જેવુ છે. હમણા તુ યુવરાજ છે, અને હજુ રાજા થવાનો છે, માટે લાબા વખત સુધી રાજ્યનુ પાલન કરી, પછી સમય આવે ત્યારે દિક્ષા લેજે.

આ સાંભળી સાગરદત્તે કહ્યુ -" હે પુજ્ય માતા પિતા, મેં રાજ્યલક્ષ્મી ગૃહણ કરવાનુ પ્રત્યાખાન (નિયમ) લીધું છે. તો તમે મને દિક્ષા લેવાની કેમ રજા આપતા નથી?" એ પ્રમાણે તે બુદ્ધિશાળી સાગરદત્તે પોતાના આગૃહ રૂપ કુહાડા વડે માતા પિતાનો પ્રેમપાશ છેદી નાખ્યો, એટલે તેઓએ તેને દિક્ષા લેવાની અનુમતિ આપી. પછી અનેક રાજપુત્રો સહિત સાગરદત્તે **સાગર** નામના આચાર્યની પાસે અમૃત સમાન વૃત્ત ગૃહણ કર્યું વિવિધ પ્રકારના અભિગ્રહોને ધારણ કરતા, અને ગુરૂ સેવામા તત્પર તે સાગરત્ત મુનિ અનુક્રમે શાસ્ત્ર રૂપી સમુદ્રમાં પારગત થયા તેમજ 'તપશ્ચર્યાને કોઇ પણ વસ્તુ દૂર નથી' એ મહા વાકયને સિદ્ધ કરનારૂં અવધિજ્ઞાન સાગરદત્ત મુનિને તપશ્ચર્યા કરતાં ઉત્પન્ન થયું. (ઈતિસાગરદત્ત કુમારની કથા).

## ૫ શિવકુમારની કથા

ભવદેવનો જીવ પણ, આયુષ્ય પૂર્ણ થયે સ્વર્ગમાંથી ચ્યવીને તેજ વિજયમા, સર્વ નગરીમા શિરોમણી વીતશોકા

નામની નગરીમાં પદ્મરથ નામના મોટી ઋદ્ધિ વાળા રાજાની વનમાળા નામની રાણીની કુક્ષિએ શિવ નામે પુત્ર થયો. લાડથી ઉછેરાતો તે કુમાર, કલ્પવૃક્ષની જેમ વૃદ્ધિ પામવા લાગ્યો, અને અનુક્રમે મ્હોટો થયો. અત્યંત બુદ્ધિશાળી તે કુમારને ગુરૂ તો માત્ર સાક્ષી રૂપજ થયાં, અને સર્વ કળાઓએ, જાણે અરસપરસ સંકેત કરી રાખ્યો હોય તેમ તેનામાં પ્રવેશ કર્યો હતો. જેથી વૃક્ષ જેમ શોભે તેમ તે યુવાવસ્થામાં, ઉત્તમ કુળમાં જ મળેલી રાજકન્યાઓ સાથે પરણવાથી શોભવા લાગ્યો.

એકદા તે શિવકુમાર પોતાની સ્ત્રીઓ સાથે મહેલમાં બેઠો હતો, તેવામાં તે નગરીની બહાર ઉપવનમાં સાગરદત્ત મુનિ પધાર્યા. પછી આહાર માટે નીકળતાં તે નગરીમાં કામસમૃદ્ધ નામનો એક સાર્થવાહ રહેલો હતો. તેણે તે મુનિને ભક્તિ વડે માસ ક્ષમણને પારણે, પ્રતિલાભ્યા. તે વખતે સુપાત્રદાનના પ્રભાવથી કામસમૃદ્ધના ઘરમાં આકાશમાંથી ધનની વૃષ્ટિ થઈ "સુપાત્રદાનના પ્રભાવથી શું શું નથી થતું!"

આ અદ્ભુત વૃત્તાંત શિવકુમારે સાંભળ્યું તેથી તે મુનિ પાસે ગયો અને તેમને વંદન કરી તેમના ચરણ કમળ પાસે રાજહંસની જેમ બેઠો. ચૌદપૂર્વધારી સાગરદત્ત મુનિએ પરિવાર સહિત શિવકુમારને આર્હત્ ધર્મનો ઉપદેશ આપ્યો. અને વિશેષ કરીને તે મુનિએ બુદ્ધિમાન શિવ કુમારના સ્ફટિક જેવા નિર્મળ અંતઃકરણમાં સંસારની અસારતાનો પ્રવેશ કરાવ્યો.

પછી શિવકુમારે તે ઋષિને પૂછયું—હે પ્રભો! આપને જોતા મને હૃદયમા અત્યંત હર્ષ ઉત્પન્ન થાય છે. તો શું મારે આપની સાથે પૂર્વભવમા ઉત્પન્ન થયેલો કોઈ સ્નેહ સબધ છે? આ સાભળી મુનિએ અવધિજ્ઞાનના ઉપયોગ વડે જાણીને કહ્યુ—હે રાજપુત્ર! પૂર્વજન્મમા તુ મારો પ્રાણથી પણ અતિ વહાલો નાનો ભાઇ હતો મે દિક્ષા લીધી હતી, અને તને પણ તારી ઈચ્છા વગર, માત્ર ત્હારા પરલોકના હિતની ખાતર મે યુક્તિ કરીને દીક્ષા લેવડાવી હતી. ત્યાથી મરણ પામી, આપણે બને સૌધર્મ દેવલોકમા મ્હોટી ઋદ્ધિવાળા દેવ થયા. ત્યા પણ આપણા વચ્ચે કુમુદને ચદ્રમાના જેવી પ્રીતિ હતી હવે આ ભવમાં હું પોતાના તેમજ પારકા ઉપર સમાન દ્રષ્ટિવાળો અને રાગ રહિત સાધુ થયો છુ જયારે તમે તો હજુ પૂર્વભવ અનુસાર મ્હારા પર સ્નેહ રાખી રહ્યા છો।

આ સાંભળી શિવકુમારે કહ્યું—પૂજ્ય મુનિવર! ગયા ભવમા વ્રત લેવાથી હુ દેવ થયો હતો, તો આ ભવમા પણ પ્રથમની જેમ મને વ્રત આપો હુ મારા માતા પિતાની રજા લઇ વ્રત લેવા માટે તમારી પાસે આવુ ત્યાં સુધી, કૃપા કરી તમે અહિજ રહેજો.

એમ કહી શિવકુમાર પોતાને ઘેર ગયો અને માતા પિતાને વિજ્ઞપ્તિ કરતા કહ્યુ—હે કૃપા નિધાન! આજે મે સાગરદત્ત મુનિ પાસે ધર્મદેશના સાભળી છે અને તેમની કૃપાથી મે સસારની અસારતા જાણી છે તેથી. જેમ ભાર

ઉપાડવાથી હાથમના બારણાઓ વિરક્ત થાય, તેમ હુ આ સંસારથી વિરક્ત થયો છુ માટે કૃપા કરી હરકોઈ પ્રકારે પણ મને દિક્ષા લેવાની પરવાનગી આપો મોહરૂપી અધકારનો નાશ કરવામાં પ્રાતકાળ સમાન સાગરદત્ત મુનિનું મને શરણુ છે.

આ સાંભળી તેના માતા પિતા બોલ્યા—કે પુત્ર! તુ આ યૌવનવયમાં વ્રત ગ્રહણ ન કર હજુતો અમારૂ ત્હારી દિક્ષા લેવાનુ સુખ પણ પુરૂ થયુ નથી. એટલામાં તો તું એકદમ આટલો બધો મમતા રહિત કેમ થઇ ગયો! શું તું પારકા માણસોની પેઠે અમને પણ છોડી જવાને ઇચ્છે છે! જે તુ અમારો ભક્ત હો અને અમારી રજા લઈનેજ જવાનો હો તો અમારી જીભ તો તને ચોખ્ખા નકારજ કહેશે

આમ માતાપિતાએ રજા ન આપી, એટલે શિવકુમાર દિક્ષિત થઈ શકયો નહિ; પરંતુ તે સર્વ સાવધ યોગના પચ્ચખાણ કરીને ભાવયતિ થયો, 'અને હુ સાગરદત્ત મુનિનો શિષ્ય છુ' એવો નિશ્ચય કરીને તે ત્યાંજ મૌન ધારણ કરીને બેસી ગયો મૌનજ સર્વકાર્યને સાધનાર છે પછી તેને બળાત્કારે ભોજન કરવા બેસાડયો, પણ તે કાંઇ જમ્યો નહિ અને 'મને કાંઈપણ રૂચતું નથી' એમ વારવાર એકજ વચન બોલવા લાગ્યો

આ પ્રમાણે મોક્ષની ઇચ્છાવાળા શિવકુમારે પોતાના પિતાને ઉદ્વેગ પમાડયો, એટલે તેના પિતાએ દૃઢધર્મ નામના

એક શ્રેષ્ઠિપુત્રને બોલાવીને કહ્યુઃ-કે, મારા પુત્ર શિવકુમારને મેં દિક્ષા લેવાની રજા ન આપી, તેથી તેણે પત્થરથી પણ કઠોર ચિત્ત કરીને મૌન ધારણ કર્યું છે છલગમા નિષ્ફળ ગયેલો સિંહ અથવા મદોન્મત્ત થયેલો હાથી, જેમ ખોરાક લેતો નથી, તેમ સેકડો વાર મનાવ્યા છતા, શિવકુમાર ભોજન કરતો નથી. માટે હે વત્સ! કોઈ પણ યુકિત વાપરીને તું મ્હારા પુત્રને ભોજન કરાવ મ્હારૂ આટલુ કામ જો તું કરીશ, તો હુ ત્હારો અત્યત આભાર માનીશ હે મહાશય! મારો જીવરૂપી પક્ષી માળામાથી ઉડી જવા તત્પર થઇ રહ્યો છે, તેને તુ આશા રૂપી પાશના બધન વડે બાધી લે

તે સાભળી બુદ્ધિરૂપી જળના સાગર જેવો દ્રઢધર્મ, પદ્મરથ રાજાની આજ્ઞા માનીને શિવકુમારની પાસે ગયો ત્યા નિસ્સીહિ (અશુભ યોગ નિષેધિને) કહી, તેના ઘરમા પ્રવેશ કરી અનુક્રમે તે બુદ્ધિવાન શ્રેષ્ટિપુત્રે ઇરિયાવહી પડિક્કમી પછી દ્વાદશાવર્ત વદન કરી, ભૂમી પુ જીને, 'અણુજાણહ' (મને આજ્ઞા આપો) એમ કહીને તે તેની પાસે બેઠો.

આ દ્રશ્ય જોઈ શિવકુમાર બોલ્યોઃ-હે શ્રેષ્ઠિ પુત્ર! સાગરદત્ત મુનિવરની પાસે તેમના સાધુઓનો વિનય મેં જોયો હતો, તે આજે મ્હારા પ્રત્યે તમે કર્યો છે. તે મારા માટે કેમ યોગ્ય કહેવાય?

શ્રેષ્ઠિ પુત્રે કહ્યું —હે સ્વામીન્! સમ્યક્ દ્રષ્ટિ જીવોને તો, હંમેશા ગમે ત્યા પણ સર્વ કોઇ તરફ સરખોજ વિનય કરવો યોગ્ય છે જે માણસનું હ્રદય સમભાવ વાળુ હોય,

તે વિનયને યોગ્યજ છે તેમાં કાંઇપણ શંકા નથી. પરંતુ હે કુમાર! હું કાંઇક તમને પૂછું છું, અને પૂછવા માટેજ આવ્યો છું તે એ છે કે, તમે રસત્યાગથી પીડાતા માણસની જેમ ભોજનનો કેમ ત્યાગ કર્યો છે? શિવકુમારે કહ્યું—મ્હારા માતા પિતા મને દિક્ષા લેવાની રજા આપતા નથી, તેથી ગૃહસ્થાશ્રમથી વિરક્ત થયેલો હું ભાવયતિ થઇને રહ્યો છું તે એવા હેતુથી કે, જો હું ભોજન ન લઉં, તો ઉદ્વેગ પામેલા મારા માતા પિતા મ્હારા પરથી મમતા ઉતારીને, મ્હને દિક્ષા લેવાની પરવાનગી આપે.

આ સાંભળી તે શેઠ પુત્ર બોલ્યો—હે મહાશય! જો કે તમારો એ હેતુ બરાબર છે પરંતુ તમારે ભોજન તો અવશ્ય કરવુંજ જોઇએ. કારણ કે ધર્મ દેહને આધિન છે, અને દેહ આહારથીજ ટકી શકે છે મહર્ષિઓ પણ નિર્વદ્ય (પાપ રહિત) આહાર ગ્રહણ કરે છે શરીરને નિરાહાર રાખવાથી કર્મની નિર્જરા થવી દુષ્કર છે

રાજપુત્રે કહ્યું—હે મિત્ર! અહિં મને નિરવદ્ય આહાર મળે તેમ નથી, તેથી આહાર ન કરવો એજ ઠીક છે શ્રેષ્ઠિપુત્ર બોલ્યો—ખરેખર, આજથી તમે મ્હારા ગુરૂ છો અને હું તમારો શિષ્ય છું તમારે જે કાંઇ જોઇશે, તે હું નિરવદ્ય તમને લાવી આપીશ. કુમારે કહ્યું —જો એમ હોય તો હે મિત્ર, હું નિરંતર છઠ તપ કરીશ અને તેને પારણે આંબિલ કરીશ.

ત્યાર પછી તે સમાચારી જાણનારો શ્રેષ્ઠિ પુત્ર ભાવયતિ શીવકુમારનો નિરંતર વિનય કરવા લાગ્યો શિવકુ-

મારને એ રીતે તપ કરતા બાર વરસ થયા; પણ માતા પિતાએ મોહને લીધે તેને ગુરૂ પાસે જઈ દિક્ષા લેવાની રજા આપી નહિ છેવટે શિવકુમાર મૃત્યુ પામીને બ્રહ્મ દેવલોકમા ઉત્કૃષ્ટ કાંતિવાળો વિદ્યુન્માળી નામનો ઈંદ્રનો સામાનિક દેવ થયો.

શ્રી વીર પ્રભુ શ્રેણિક રાજાને કહે છે—હે રાજન્, તેજ આ દેવ છે. તે પૂણ્યાત્માનુ ચ્યવન નજીક આવ્યુ છે, તેથીજ તેની આવી કાંતિ છે પરંતુ પહેલા તો એની કાંતિ બ્રહ્મદેવલોકના ઇંદ્ર જેવી હતી. આ દેવ આજથી સાતમે દિવસે ચ્યવીને આજ નગરમાં ઋષભદત્ત શેઠનો પુત્ર **જંબુ** નામે છેલ્લો કેવળી થશે આ પ્રમાણે ભગવાનના મુખની વાણી સાભળી શ્રેણિક રાજા પ્રસન્ન થયા

ત્યાર પછી તે વિદ્યુન્માળી દેવ પ્રસન્નચંદ્ર રાજર્ષિની પાસે ગયો તે વખતે વિદ્યુન્માળી દેવની ચાર સ્ત્રીઓએ તે મહા મુનિને પૂછયુ —પ્રભો! આ દેવભવથી વિયોગી થયેલી અમારે વિદ્યુન્માળી દેવનો સમાગમ ફરી કોઇ પણ ઠેકાણે થશે કે નહિ? ઋષિએ કહ્યું —આજ નગરમા **સમુદ્ર, પ્રિય સમુદ્ર, કુબેર** અને **સાગર** નામના ચાર શ્રેષ્ઠિઓ વસે છે, તે ચારેની તમે ચાર પુત્રીઓ થશો, અને ત્યાં મનુષ્યભવ પામેલા આ વિદ્યુન્માળી દેવની સાથે તમારો સગમ થશે

ત્યાર પછી, સુર અને અસુર વર્ગ જેમના ચરણ કમળની સેવા કરે છે, એવા ભવ્ય જીવો રૂપી કમળ પુષ્પોને સૂર્ય સમાન, અતિશય રૂપી ઋદ્ધિના સ્થાન રૂપ, કૃપાસિંધુ શ્રી **વીર ભગવાન** ત્યાથી બીજે સ્થળે વિહાર કરી ગયા.

# સર્ગ ૨ જો

## ૧ જમ્બુ કુમારની કથા.

રાજગૃહી નગરીમાં રાજાઓને વિષે શિરોમણી અને ઇંદ્ર તુલ્ય મ્હોટી સમૃદ્ધિવાળો શ્રેણિક રાજા રાજ્યનું પાલન કરતો હતો. તે નગરમાં ઋષભદત્ત નામે એક શેઠ રહેતો હતો. તે શ્રેણિક રાજાની સભાનું ભૂષણ ધર્મ કાર્યમાં શ્રેષ્ઠ અને પુરૂષો રૂપી વૃષભોમાં અગ્રેસર હતો. 'અરિહંત એજ દેવ છે, અને સાધુ એજ ગુરૂ છે' એવા સર્વ વાંછિતની સિદ્ધિ કરનારા મન્ત્રનો જાપ હમેશાં તે જપતો હતો. તેનું મનરૂપી જળ, ગુરૂની વાણીરૂપી ચૂર્ણ વડે વાસિત થવાથી દુષ્ટ ધ્યાન રૂપી મળને શાંત કરી નિર્મળ થયું હતું. સરોવરના પાણીની જેમ અને રસ્તાપર પડેલા વૃક્ષના ફળોની જેમ, તેનું ઐશ્વર્ય કોને કોને ઉપકાર ન્હોતું થતું? મતલબ કે તે પોતાની શ્રીમંતાઈ અને ઉદારતાને લીધે સર્વના ઉપર ઉપકાર કરતો.

આ ઋષભદત્ત શેઠને, ધર્મની અનુસરતી મતિવાળી અને કુળને અનુસરતી ગતિવાળી ધારિણી નામની પત્ની હતી. તેનામાં ગાંભિર્ય આદિ ઘણા ગુણો હતા, છતાં તેનો શીળગુણ તરફ વધારેજ પ્રયત્ન હતો. કારણ કે ઉત્તમ કુળની સ્ત્રીઓ શિયળનાજ ચિન્હવાળી હોય છે. સર્વ અંગ વસ્ત્ર વડે ઢાંકીને, અને લાજમાં રહીને સૂર્ય કિરણના સ્પર્શને પણ જાણે સહન કરી શકતી ન હોય તેમ તે માર્ગમાં સંચાર કરતી. શીળ અને વિનય વગેરે અત્યંત નિર્મળ ગુણો વડે તે સમુદ્રમાં ગંગાની જેમ, પતિના હૃદયમાં વસી

રહી હતી. નિરંતર સાથેજ રહેતા તેમને પરસ્પર નખ અને માસની પેઠે અખડ પ્રીતિ હતી. શરીર બનેના જુદા હતાં, પરંતુ મન એક હતું.

એકદા પુત્ર વિનાની ધારિણી ચિતવવા લાગી કે – અહો ! પુત્ર વિનાનુ મ્હારૂ જીવન ફળ વગરના વૃક્ષની જેમ નિરર્થક છે. પુષ્કળ અમૃતના રસની માફક, શરીરને ઠડક આપનાર પુત્ર જેના ખોળામા રમે છે, તેવી સ્ત્રીઓને ધન્ય છે ! મૂળ તો ગૃહવાસ એજ પાપ છે, તેમાય વળી પુત્ર ન હોય ત્યારે તો શુ કહેવુ ? ખરેખર, મ્હારો આ પુત્ર વિનાનો ભવ લવણ વિનાના ભોજન જેવો નિરસ છે.

આ પ્રમાણે ધારિણી ચિતા કરે છે, તેવામા તેના પતિએ આવીને "તું શી ચિંતાથી દુ:ખી જણાય છે ?" એમ પૂછયુ ત્યારે ધારિણીએ પોતાના મનમા વિચારેલુ દુખ તેમને કહી બતાવ્યુ. પુત્ર ચિતાનું દુ:ખ તેણે પતિને કહ્યા છતા, તે ઓછુ થયુ નહિ, પણ ઉલટુ વધ્યુ. આવા હૃદય શલ્ય સમાન દુઃખને લીધે, ધારિણી બીજના ચદ્રની કળા સમાન કૃશતાને પામી

ધારિણીનુ આ દુખ ભૂલાવી દેવાની ઇચ્છાએ, એકવાર તેના પતિએ સ્નેહરૂપ સમુદ્રના ઝરા જેવી વાણીથી તેણીને કહ્યુ:– હે કૃશોદરિ ! (પાતળા પેટવાળી સ્ત્રી) ચાલો, આજે આપણે વૈભારગિરિ ઉપર જઇએ. ત્યા આપણે નંદનવન સરખા રમ્ય બગીચામા ક્રીડા કરીશું. દુઃખ ભૂલવાના હેતુએ ધારિણીએ પતિની આ વાત અગીકાર કરી. પછી તરત હસના વાળ જેવી કોમળ શય્યાવાળા રથમા ઋષભદત્ત

તેણીની સાથે બેઠો. અનીલ ( વાયુ ) ઓછા છતાં, ઘન ઘોષ ( મેઘ ) જેવા મ્હોટા રથને વિષે બેસીને તે દંપતી વૈભારગીરી તરફ ચાલ્યા

“ હે પત્ની ! જોવાવાતા શ્રેણિક મહારાજાના અશ્વોના ખરીઓના પરપોટા વાળી આ બહારની ભૂમિ છે શહેરને સીમાડે આવેલાં આ વૃક્ષો રાજાના મદોન્મત્ત હાથીઓને બાંધવાના ખીલા રૂપ થયેલા છે, કારણ કે તેના બંધનથી તે વૃક્ષોના સ્કંધની છાલ ઉખડી ગયેલી દેખાય છે હે પ્રિયા ! બગલાના આકાર શોભા વડે મનોહર જોવા આ મોકુવો છે રથના મ્હોટા અવાજને લીધે, ન્હાના વાછરડાંઓ ઉંચા કાન કરી રહ્યાં છે હે કૃશોદરિ ! રસ્તામાં આ તરૂણ આંબાના વૃક્ષો છે, કે જેના પલ્લવો કોયલને મધુર મધુર બોલવાને ઔષધ સમાન છે. આ રથના અવાજથી ભય પામેલાં મૃગો જાણે પૃથ્વીનો ત્યાગ કરવાની ઇચ્છાથી વાયુ પર બેઠેલા હોય નહિ ! તેમ તે પ્રાયઃ આકાશમાંજ ચાલે છે હે સુભાષી ! શેરડીના ખેતરમાં જળ વરસાવનારાં આ રેંટો, જાણે કે પૃથ્વી પર બીજી મૂર્તિ ધારણ કરીને પુષ્કરાવર્ત નામના મેઘ આવ્યા હોય તેવા દેખાય છે ” આ પ્રમાણે જોવા લાયક વસ્તુઓ બતાવીને માર્ગમાં પત્નીને વિનોદ કરાવતો [illegible] પરિવાર સહિત વૈભારગિરિ પહોંચ્યો

પછી તે ગિરિના ઉદ્યાનને જોવાની ઇચ્છાએ, જેમના મન તલપી રહ્યાં છે એવા તે દંપતી રથમાંથી નીચે ઉતર્યા રસ્તે ચાલતાં દરેક વૃક્ષનું નામ પૂછતી, ઝરણાંઓનાં સ્વાદિષ્ટ જળનું આચમન કરતી, આદ્ર તરૂની છાયામાં પગલે પગલે વિસામા લેતી, જેના ચિત્ત પાંદડાંઓનાં સુખકર સ્પર્શને

અનુભવતી, પોપટના શબ્દ સાંભળી હર્ષ પામતી, મૃગના બચ્ચાંઓ ઉપર વાત્સલ્ય ધારણ કરતી, અને ખોળામાં બચ્ચાઓને લઇને બેઠેલી વાનરીઓ ઉપર હેત બતાવતી, એવી ધારિણીને હાથનો ટેકો દઈ, ઋષભદત્ત, ચિત્તને હરણ કરનારી પર્વતના ઉદ્યાનની શોભા આગળી વડે બતાવવા લાગ્યો —

"હે પ્રિયા ! ફળના ભારથી નમી ગયેલી આ માતુલિંગીઓને (બીજોરાના વૃક્ષો) તું જો રાતા પુષ્પોએ કરીને જાણે સધ્યાના વાદળાઓ વિશ્રાતિ લેતા હોય, એવી આ દાઢમડીઓને જો સૂર્યના કિરણોને પણ પેસવા ન દે, એવા આ દ્રાક્ષના માડવાઓ છે, આ નૃત્ય કરતા મોરના પીંછા જેવા પાદડાવાળા તાલવૃક્ષો શોભે છે આ વિધ વિધ જાતના પુષ્પો, પરસ્પર સુગધ આવવાથી ભ્રમરોના શબ્દના મિષવડે સ્વજનપણાને જાહેર કરે છે જબૂ, કદબ, માકદ (આબા) અને પારિભદ્ર વગેરે વૃક્ષોએ પોતાની છાયા રૂપી ચોલક (કબજો) પહેરાવ્યો હોય, તેવો આ પર્વત શોભે છે"

આ પ્રમાણે તેઓ પર્વતની શોભા જુએ છે, એટલામા ત્યા ઋષભદત્તે એકદમ જાણે આકાશમાથી કોઇ વિદ્યાધર આવ્યો હોય, તેમ સિદ્ધપુત્ર યશોમિત્ર નામના શ્રાવકને આવેલો પોતાના બધુની જેમ જોયો. એટલે ઋષભદત્ત શેઠે તે સિદ્ધપુત્રને પૂછ્યું:–હે સિદ્ધપુત્ર ! તું મ્હારો સાધર્મિક છે, તો કહે, કે તુ કયા જાય છે? સિદ્ધપુત્રે કહ્યુ –હે મિત્ર, આ ઉદ્યાનમા ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીના શિષ્ય સુધર્મા નામે પાચમા ગણધર પધાર્યા છે તેમને વાદવા માટે હું

આવું છું અને તમારી વંદન કરવા આવવાની ઇચ્છા હોય, તો તમારો આવો. કારણ કે તેમ કરવાથી હું તમારો ધર્મ કાર્યમાં અભેસર થાઉં

"બહુ સારૂ ત્યારે ચાલો." એમ કહીને તે દંપતી તેની સાથે ચાલ્યા અનુક્રમે તે ત્રણે જણ સુધર્મા સ્વામીએ પવિત્ર કરેલા સ્થાને પહોંચ્યા, અને વિધિ પૂર્વક શ્રી સુધર્મા સ્વામીને વંદન કરીને તેમની સમીપે બેઠા પછી તેઓએ હાથ જોડીને કર્ણ રૂપી અંજલી વડે શ્રી સુધર્મા સ્વામીના ધર્મોપદેશ રૂપ એક અમૃતનું પાન કર્યું

પછી યોગ્ય સમયે સિદ્ધપુત્રે શ્રી સુધર્મા ગણધરને પૂછયું—હે પ્રભો ! જેના નામ ઉપરથી જંબુદ્વીપ એવું નામ પડેલું છે તે જંબુવૃક્ષ કેવું છે?

સુધર્મા સ્વામીએ જણાવ્યું—તે જંબુવૃક્ષની આકૃતિ સુવર્ણ અને રત્નમય છે અને પછી તેમણે તે વૃક્ષનું પ્રમાણ, તેનો પ્રભાવ તથા તેનું બીજું સ્વરૂપ અનુક્રમે કહી બતાવ્યું

પછી પ્રસંગ જોઇને ધારિણીએ પણ ગણધર મહારાજને પૂછયું:—' હે સ્વામિન્, મને પુત્ર થશે કે નહિ ?

ત્યારે સિદ્ધપુત્રે કહ્યું કે, તમારે ગુરૂ મહારાજને સાવદ્ય પ્રશ્ન કરવો ઉચિત નથી કેમકે મહર્ષિઓ જાણતાં છતાં પણ, સાવદ્ય પ્રશ્નનો ઉત્તર આપતા નથી. પરંતુ હે કલ્યાણી ! જિનેશ્વરના ઉપદેશથી હું નિમિત્ત જ્ઞાનમાં પંડિત થયો છું તેથી તમારા પ્રશ્નનો ઉત્તર હું જ આપું છું તે સાંભળો:—

હે ભદ્રે ! મન વડે ધીર સ્વભાવવાળા, કાયા વડે પરાક્રમી અને શિલા ઉપર બેઠેલા શ્રી સુધર્મા સ્વામી પાસે

તમે જે પુત્ર જન્મ સંબંધી પ્રશ્ન કર્યો છે, તેનો ઉત્તર એ છે કે—તમે સ્વપ્નમા ખોળામા બેઠેલા સિંહને જોશો, અને તે દિવસથી હે કલ્યાણી, તમારી કુક્ષિને વિષે સિંહ સમાન પરાક્રમી પુત્રને તમે ધારણ કરશો ઉપર વર્ણવી ગયેલા જંબુવૃક્ષની માફક ગુણરત્ન વાળો, અને દેવતાઓ હંમેશાં જેનુ રક્ષણ કરશે, એવો જંબૂ નામે તમારે પુત્ર થશે.

આ સાભળી ધારિણીએ કહ્યુ —હે પંડિત! તો હુ જંબુ-દેવને ઉદ્દેશીને એકસોને આઠ આયંબિલ કરીશ પછી તેઓ ત્રણે જણા શ્રી સુધર્મા ગણધરને વંદન કરીને, વૈભાર ગિરિ પર્વત પરથી ઉતરીને નગરમા ગયા. ત્યા ગૃહસ્થાશ્રમ પાળતા ઋષભદત્ત અને ધારિણી, સિદ્ધપુત્રના વચનને સિદ્ધ થવાની આશામા દિવસો વ્યતિત કરવા લાગ્યા

એકદા ધારિણીએ સ્વપ્નને વિષે શ્વેતાસંહ જોયો. તે વાત તેણે હર્ષ પૂર્વક પોતાના સ્વામીને કહી તે સાભળી ઋષભદત્તે કહ્યુ —હે સુંદરી! તે સિદ્ધપુત્રનુ કથન સર્વદા તું સત્ય માનજે, કારણ કે આ સ્વપ્નથીજ તેની પ્રતીતિ થઈ છે. હે મહાભાગ્યે! પવિત્ર આચરણવાળો અને સર્વ લક્ષણે સંપૂર્ણ એવો તને જરૂર જંબુ નામનો પુત્ર થશે પછી વિદ્યુન્માળી દેવ, બ્રહ્મદેવલોકથી ચ્યવીને ધારિણીની કુક્ષિ રૂપી છીપને વિષે, મોતીની જેમ ઉત્પન્ન થયો

ઉત્તમ ગર્ભના પ્રભાવથી ધારિણીને દેવગુરૂની પૂજા કરવાનો દોહદ થયો. સ્ત્રીઓના દોહદ હંમેશા ગર્ભના ભાવને અનુસરતા થાય છે ઋષભદત્ત શેઠે તેણીના દોહદ પુષ્કળ દ્રવ્ય ખર્ચીને પૂરા કર્યા, જાણે તે શ્રેષ્ઠિને પણ ધર્મકાર્યમાં ધન ખર્ચવાની ઇચ્છા થઇ ન હોય!

અનુક્રમે અર્ધું પોષણ કરતી ધારિણી, ગર્ભને કલેશ ન થાય એવી બીકથી, સાવધાન પણે અત્યંત ધીરે ધીરે સંચાર કરતી. સવાજ પીતા પછી ગમેલા તેના ગાલ, પ્રભાતના ચંદ્રબિંબ જેવા દેખાવા લાગ્યા. અનુક્રમે નવ માસ અને સાડા સાત દિવસ વ્યતિત થયા, ત્યારે ધારિણીએ, કાંતિવડે સૂર્યને પણ ન્યૂન કરનાર એવા મહાન તેજસ્વી પુત્રને જન્મ આપ્યો.

તે વખતે મોતીના ચૂર્ણ વડે જાણે બનાવ્યા હોય તેવા અતિ નિર્મળ અક્ષતના (ચોખા) ભરેલા સુવર્ણના થાળો ભયભક્ત લોકને ઘેર આવવા લાગ્યા કૂળ વધુઓએ શ્રેષ્ઠિની ઉપર ઉછાળેલા ધરો ઘાસના અંકુરો તેના આસનની ચોતરફ પડ્યા તેથી તે જગ્યા જાણે ધરો ઘાસથી ઉગેલું વન ન હોય ! તેવી દેખાવા લાગી. સર્વ કલ્યાણમાં અગ્રેસર એવા અનેક ઉત્તમ પ્રકારના વાજીંત્રો, લક્ષ્મીને નૃત્ય કરવાના આસ્વરૂપ હોય તેમ તે શ્રેષ્ઠિના ઘર પાસે વાગવા લાગ્યા.

નવિન કુમકુમના સાથીઆઓ વડે પૂરેલા સેથાવાળી અને મધુરગીત ગાતી કુળ બાળિકાઓ તેને ઘેર નૃત્ય કરવા લાગી. તે વખતે ઋષભદત્તે વિશેષ પ્રકારે દેવગુરૂની પુજા કરી અને દાન લેવા આવેલા અર્થીઓને અત્યંત હર્ષ વડે દાન આપ્યુ ત્યાર પછી શુભ દિવસે જેનું મન હર્ષ વડે વ્યાપ્ત થયું હતું એવા ઋષભ શ્રેષ્ઠિએ પુત્રનું જંબુવૃક્ષના સ્વપ્ન વડે સુચિત જંબુ કુમાર નામ પાડયું માતાપિતા તેને ખોળામાં બેસાડીને બોલાવતા બોલાવતા હર્ષિત થતા અને અન્ય કાર્યને ભૂલી જવા લાગ્યા માતાપિતાના ખોળાનું

ભૂષણ જંબુકુમાર પણ, તેમના મનોરથની સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. અનુક્રમે તે ઋષભદત્તનો પુત્ર યુવાવસ્થાને પામ્યો, અને માતાપિતાની આશા રૂપી લતાના વૃક્ષ સમાન તે પરણવાને યોગ્ય થયો

આ અવસરે તેજ નગરમા સર્વ શ્રેષ્ઠિઓમા શિરોમણી એવો **સમુદ્રપ્રિય** નામે શેઠ રહેતો હતો તેને **પદ્માવતી** નામે સ્ત્રી હતી, બીજો, સપત્તિએ કરીને સમુદ્રના જેવો **સમુદ્રદત્ત** નામનો શેઠ રહેતો હતો તેને ગુણોવડે શોભતી **કનકમાલા** નામની પત્ની હતી ત્રીજો, અદ્ભુત લક્ષ્મી વડે ગૌરવતાવાળો **સાગરદત્ત** નામનો શેઠ હતો, તેને વિનયથી શોભતી **વિનયશ્રી** નામની સ્ત્રી હતી, અને ચોથો સમૃદ્ધિમા કુબેર સમાન **કુબેરદત્ત** નામનો શેઠ હતો, તેને શીળ રૂપી મહા ધનવાળી **ધનશ્રી** નામે પત્ની હતી

હવે વિદ્યુન્માળી દેવની ચાર પ્રિયાઓ સ્વર્ગથી ચવીને અનુક્રમે આ દપતીઓની પુત્રીઓ થઈ તેઓના નામ **સમુદ્રશ્રી, પદ્મશ્રી, પદ્મસેના** અને **કનકસેના** પાડવામા આવ્યા, આ ચારેય અત્યંત રૂપ વાળી હતી.

વળી તેજ નગરમા રહેતા **કુબેરસેન** નામના શેઠને **કનકવતી** નામની, **શ્રમણદત્તને શ્રીષેણા** નામની, **વસુષેણ** ને **વીરમતી** નામની અને **વસુપાલિત** ને **જયસેના** નામની એમ સ્ત્રીઓ હતી. આ ચારેય સ્ત્રીઓને અનુક્રમે **નભસેના, કનકશ્રી, કનકવતી** અને **જયશ્રી** નામની પુત્રીઓ થઇ હતી

એકદા તે આઠે કન્યાઓના પિતાઓએ જબુકુમારના

પિતા પાસે આવીને વિનયપૂર્વક પ્રાર્થના કરી કે:—અમારે દરેકને રૂપ અને લાવણ્ય વડે મનોહર, સકળ કળાઓમાં પાર પામેલી, ગુણોના સમૂહરૂપ અને અપ્સરા જેવી સુંદર એકેક કન્યા છે તેમને વિવાહ રૂપ કલ્યાણના મિત્ર સમાન યૌવન પ્રાપ્ત થયું છે અને તેઓને યોગ્ય વર તો આપનો પુત્રજ છે એમ અમે જોઇએ છીએ કુળ, શીળ, વય, રૂપ વગેરે જે ગુણો વરમાં હોવાં જોઇએ, તે સઘળા આપના પુત્ર આ જંબુકુમારમાં છે આવો વર પુણ્યયોગે પામી શકાય તેમ છે માટે ઘણ પ્રજાપતિની પુત્રીઓનો સ્વામી, જેમ ચંદ્ર થયો તેમ તમારી કૃપાવડે અમારી પુત્રીઓનો સ્વામી જંબુકુમાર થાઓ તમે લક્ષ્મીવાન અને કુળવાન છો, તેથી તમારી પાસે પ્રાર્થના કરવામાં અમને કાંઇ શરમ નથી માટે સર્વ પ્રકારે યોગ્ય એવો આ વિવાહ સંબંધ કરીને અમારા પર અનુગ્રહ કરો

ઋષભદત્ત શેઠે તેમની વિનતિનો સ્વીકાર કર્યો કારણ કે પોતે પુત્રનો વિવાહ કરવા ઉત્સુક હતો, તેવામાંજ આ શ્રેષ્ઠિઓએ પ્રાર્થના કરી હતી. "અતિ શ્રેષ્ઠ એવા જંબુકુમાર સાથે આપણો વિવાહ થયો છે" એમ જાણીને તે શ્રેષ્ઠિઓની કન્યાઓ પોતાને ધન્ય માનવી હર્ષ પામી

આ અવસરમાં ભવ્ય પ્રાણિઓને ઉપદેશ દેતા શ્રી સુધર્મા સ્વામી વિહાર કરતા કરતા ત્યાંજ આવીને સમવસર્યા સુધર્મા ગણધર પધાર્યા છે' એવા વૃત્તાંત રૂપ અમૃતથી છંટાયેલો જંબુકુમાર તત્કાળ કદંબની જેમ રોમાંચિત થયો. પછી વાયુ સરખા વેગવાળા રથમાં બેસીને તે જંબુકુમાર, ધર્મની સમૃદ્ધિ વાળા શ્રી સુધર્મા ગણધરને વંદન કરવા ગયો.

શ્રોતાઓમાં અગ્રણી એવો તે કુમાર, ગણધર મહારાજને વદન કરીને, તેમના મુખકમળ થકી નીકળતી સુધા (અમૃત)ની ધારા સમાન ધર્મ દેશના સાભળવા લાગ્યો. તે દેશનાએ જબુકુમારના હૃદયમા નિર્ભાગી પુરૂષોને દુર્લભ એવો ભવ વૈરાગ્ય ઉત્પન્ન કર્યો વૈરાગ્ય રસથી ભિંજાયેલા જંબુકુમારે ગણધર મહારાજને કહ્યુ—" હે સ્વામિન્! હુ ભવબધનને તોડનાર, એવી દીક્ષા અગીકાર કરીશ, માટે હુ મ્હારા માતા પિતાની રજા લઇને આવુ, ત્યા સુધી આપ આ ઉદ્યાનમા ધર્મવૃક્ષની શોભાને ધારણ કરજો " સુધર્મા સ્વામીએ અનુમતિ આપી, એટલે જબુકુમાર રથમા બેસી ઘર તરફ ચાલ્યો

જબુકુમાર નગરના દરવાજા પાસે આવ્યો, તે વખતે નગરનુ દ્વાર હાથી, ઘોડા અને રથોથી એટલે સુધી ભરાઈ ગયુ હતુ કે, તલનો દાણો ઉડાડ્યો હોય તોપણ તે જમીન, પર પહોચે નહિ તે જોઈ જબુકુમારે વિચાર કર્યો કે, જો હુ આ દરવાજે પ્રવેશ કરવાની રાહ જોઇશ, તો ઘણો સમય વ્યતિત થઈ જશે અને હુ તો સુધર્મા સ્વામીને ત્યા રોકીને આવેલો હોવાથી, ઉતાવળે ઘર તરફ જવાને પક્ષી રૂપ થવા ઇચ્છુ છુ, તેથી મ્હારે અહિ રોકાઇ રહેવુ ઉચિત નથી હુ રથને જલ્દી દોડાવી બીજે દરવાજેથી નગરમા પ્રવેશ કરૂં કારણ કે ઉત્સુક જનને વાટ જોઈ રહેવા કરતા, બીજો રસ્તો લેવો ઉત્તમ છે એમ વિચારીને જબુકુમાર બીજે દરવાજે આવ્યો, તો ત્યા પણ તેણે દરવાજો યત્રો વડે બધ કરેલો જોયો અને તેની ઉપર આકાશમાથી પડતા વજ્રના ગોળા જેવી મ્હોટી શિલાઓ લટકાવેલી જોઇ.

કંઠે રૂદન કરતા કહ્યું.—“આમ અચાનક અમારી આશા રૂપી લતાને ઉખેડી નાખવામાં હે પુત્ર ! તું વાયુ રૂપ ન થા. અમે તો હજુ એમ વિચારીએ છીએ કે, થોડા વખતમાં તું પરણીશ અને અમે દ્રષ્ટિ રૂપી કમળને ખીલવનાર ચંદ્ર સમાન એવા પૌત્રનું મુખ જોવા ભાગ્યશાળી થઇશુ. વિષયોને યોગ્ય આ યુવાવસ્થામા દિક્ષાને અવકાશ નથી માટે તારી યૌવન વયને ઉચિત એવા આચારનો તુ સ્વીકાર કર. તેમ છતા જો દિક્ષા લેવાની તારી ઇચ્છા હોય; તોપણુ ત્હારે અમારૂ વચન માનવુ જોઈએ; કારણુ કે અમે ત્હારા વડિલો છીએ. હે વત્સ ! અમે જે આઠ કન્યાઓ સાથે ત્હારો વિવાહ સબધ કરેલો છે, તેમને પરણીને તેમના મનોરથ તું પૂરા કર. એ પ્રમાણે કર્યા પછી, ખુશીથી તું દીક્ષા અંગીકાર કરજે પછી કૃતાર્થ થયેલા અમે પણ ત્હારી પાછળ દીક્ષા લઇશું

આ સાભળી જંબુકુમારે કહ્યુ—“ ભલે, હું તમારી ઇચ્છા પ્રમાણે વર્તીશ, પરતુ તે પછી તમે, ‘ભુખ્યાને જેમ ભોજન થકી ન રોકવો જોઇએ, તેમ મને દિક્ષા લેતા રોકશો નહિ ”

જંબુકુમારના માતાપિતાએ એ પ્રમાણે હા કહી અને પછી તરત તે આઠે કન્યાઓના પિતાઓને બોલાવીને કરૂણ સ્વરે કહ્યું—જુઓ, અમારો પુત્ર જબુ તમારી કન્યાઓને પરણીને તરતજ દિક્ષા લેવાનો છે. લગ્ન પણ તે અમારા આગ્રહથીજ કરવાનો છે માટે પાછળથી જો તમને પશ્ચાતાપ થાય તેમ હોય, તો તમે અત્યારથીજ લગ્ન કરવાની ના કહો; કેમકે પછીથી અમને દોષ આપશો નહિ.

આ સાંભળી તે આઠે શ્રેષ્ઠિઓ મુઝવણમાં પડ્યા, અને હવે શું કરવું તેનો નિર્ણય કરવા, સ્ત્રીઓ અને સબંધીઓ સહિત એકત્ર મળી વિચાર કરવા લાગ્યા. એક બીજાનો વાર્તાલાપ સાંભળી તે કન્યાઓએ કહ્યું –હે પિતાઓ! અમારા માટે નાહક શા માટે તમે વિચાર કરો છો? આ બાબતમાં અમારો નિર્ણય સાંભળો—તમે અમને જંબુકુમારને આપી છે, તેથી આ ભવમાં તેજ અમારા પતિ છે, માટે અમે બીજાને દેવા યોગ્ય નથી. લોકમાં પણ એજ કહેવત છે કે, રાજાઓ એકજવાર બોલે છે સાધુ પુરૂષો એકજવાર બોલે છે તથા કન્યા પણ એકજવાર અપાય છે માટે તમે અમને ઋષભદત્તના પુત્રને આપી છે તેજ અમારી ગતિ છે, અને અમારૂં આ જીવિતવ્ય પણ તેમને આધિન છે. જંબુકુમાર દિક્ષા લેશે, અથવા બીજું કાર્ય કરશે તેજ કાર્ય પતિની ભક્તિવાળી અમારે પણ કરવું યોગ્ય છે.

આ ઉપરથી તે શ્રેષ્ઠિઓએ જંબુકુમારના પિતાને કહ્યું "વિવાહની તૈયારી કરો. અમારૂં પ્રથમ વચન અમારે પ્રમાણ રૂપ છે. ત્યાર પછી તે શ્રેષ્ઠિઓએ તથા ઋષભદત્તે નિમિત્તકને બોલાવીને તે દિવસથી સાતમે દિવસે લગ્નનું મુહૂર્ત નક્કી કર્યું. તે આઠે શ્રેષ્ઠિઓએ ભાઇઓની જેમ એક મત થઇને એક મ્હોટો વિવાહ મંડપ રચાવ્યો. તેમાં વિવિધ પ્રકારનાં વસ્ત્રો વાળા મંડપવા (માંડની) કરાવ્યા, તે જાણે આકાશમાંથી સંધ્યા સમયના વાદળાઓના કકડાને નીચે એવી લાવીને બનાવ્યા હોય નહિ! તે મંડપવામાં સ્થાન સ્થાન મોતીની માળાઓ લટકાવી દીધી, તે જાણે ચંદ્રમાએ પોતાના કિરણોનું સર્વસ્વ ત્યાં સ્થાપિત કર્યું હોય નહિ!

તે મંડપને અત્યંત દેદિપ્યમાન તોરણો બાંધેલાં હતાં, તેના પાંદડાંઓ વાયુથી હલતાં હતાં, તેથી તે મંડપ જાણે વરને બોલાવવાની સંજ્ઞા કરતો ન હોય! તેવો જણાતો હતો તે મંડપમાં ચોતરફ મોતીના સાથીયા પુર્યા હતા, તે ઉપરથી જાણે મંગળવૃક્ષોની આબાદીને અર્થે બીજની પંકિતઓ વાવી ન હોય? તેવો તે મંડપ શોભતો હતો.

પછી દોષ રહિત એવા શુભ મુહૂર્તે જંબુકુમારને પીઠી ચોળવામા આવી તેણે કસુંબી વસ્ત્ર પહેરેલાં હોવાથી, તે પ્રાતઃકાળના ઉગતા સૂર્ય સમાન દેખાવા લાગ્યો. કન્યાઓને પણ પીઠીમા નાખી, તેથી રાજાની રાણીઓની જેમ સૂર્યને પણ નહિ જોવાના નિયમમા જોડી હોય તેમ, તેઓને બહાર જવાનુ બંધ થયુ ત્યારપછી શુભ અવસરે પોતપોતાને સ્થાને રહેલા કુમાર તથા કુમારીઓને વિધિ પ્રમાણે મંગળ સ્નાન કરાવ્યુ. ન્હાયેલા જંબુકુમારના કેશમાથી પાણી ટપકતુ હતુ, તેથી તે કેશ થોડા વખતમાજ પોતાનો લોચ થવાનો છે, એવા ભયથી જાણે અશ્રુપાત કરતા હોય નહિ! તેવા લાગતા હતા આભૂષણની લીલાને વધારતા એવા કર્પુર અને અગરુના ધૂમાડાએ કરીને જંબુકુમારના કેશને, સુગંધી પદાર્થને રાખનારી સ્ત્રીઓએ સુગંધી બનાવ્યા. વળી તે સ્ત્રીઓએજ જંબુકુમારના મસ્તક પર પુષ્પની માળા સહિત જાતિવંત અશ્વની ડોક જેવો વક્ર ધમ્મિલ (કેશસમૂહ) બાંધ્યો પછી જંબુકુમારે કાનમા મોતીના બે સુંદર કુંડળો પહેર્યા, તે મુખરૂપી કમળની પાસે વિશ્રાંતિ લેવા બેઠેલા હંસયુગલ સમાન શોભવા લાગ્યા. ત્યારપછી

જંબુએ નાભિ સુધી લાંબો મોતીનો હાર પહેર્યો, તે લાવણ્યરૂપી નદીના ફીણના પરપોટાની શ્રેણિ જેવો શોભતો હતો. શરીરે ચંદનનો લેપ કરેલો અને સર્વ અંગે મોતીના અલંકારો પહેરેલા, તેથી તે તારાઓની શ્રેણિ વડે પૂર્ણિમાના ચંદ્રની જેવો અત્યંત શોભવા લાગ્યો.

પછી જંબુકુમારે દેવતાઓના વસ્ત્ર જેવાં દૂષણ રહિત બે શ્વેત વસ્ત્રો શરીર પર ધારણ કર્યાં, અને તે અતિઉત્તમ અશ્વપર આરૂઢ થયો. તેના મસ્તક પર મોરના પિંછાનું છત્ર ધારણ કરવામાં આવ્યું. તેની બીજી તરફ સમાન વય અને વેષવાળા અનુચરો ચાલતા હતા. તેનું મુખ લુગડાથી ઢાંકી દેવામાં આવ્યું હતું. તેની પાસે માંગળિક ગીતો ગવાતાં હતાં. બે પાસે બેઠેલી બે સ્ત્રીઓ તેને લુણ ઉતારતી હતી. તેની આગળ મંગળમય વાજિંત્રો વાગતાં હતાં અને મંગળપાઠકો મંગળ બોલતા હતા. આ રીતે ઋષભનો પુત્ર સ્થિરપણે વિવાહ મંડપના દ્વાર પાસે આવ્યો.

ત્યાં સાક્ષાત્ કામદેવ જેવા જંબુકુમારને સધવા સ્ત્રીએ દહિ વિગેરે માંગળિક વસ્તુ વડે પુંખ્યો. પછી અગ્નિવાળા શરાવ સંપુટને પગ વડે ભાંગીને, તે કન્યારૂપી લક્ષ્મીના વર રૂપ માતૃગૃહ (માયરામાં) ગયો. ત્યાં તેણે તે આઠે કુમારિકાઓની સાથે બેસીને વરમાળા પહેરી. પછી લગ્ન સમયે ચોરીમાં જઈને માતાપિતાને પ્રસન્ન કરવા ખાતર તે કન્યાઓને પરણ્યો. હસ્ત મેળવવાને વખતે હર્ષ પામેલી, વરમાળા વખતે સંભ્રમ પામેલી, ચોરીમાં ફેરા ફરતી વખતે વિલાસ પામેલી, કંસાર જમતી વખતે સ્મિત કરતી પહેલાંથી

વખતે સાવધાન, છેડાછેડી છોડતી વખતે કૃતાર્થ માનતી, વરકન્યા પગે લાગ્યાં, તે વખતે હર્ષાશ્રુવાળી, ખોળામા બેસાડવાની વખતે સંપૂર્ણ શાતિસુખને પામેલી, એવી જબુકુમારની માતા ધારિણી પુત્રના વિવાહ મંગળ પ્રસંગે સુખ પામી. કારણ કે સ્રીઓ સંતતિના વિવાહમા અત્યત હર્ષવાળી થાય છે.

વિવાહ થઈ રહ્યા પછી તે કન્યાઓને તથા વરને પોતપોતાના સગા, સ્નેહિઓ તરફથી પહેરામણીમાં એટલું બધુ ધન મળ્યું કે તેના વડે સુવર્ણનો એક પર્વત થઇ શકે. ત્યાર પછી તે પરણેલી આઠ વહુઓથી પરિવરેલો જબુકુમાર, અન્ય સ્રીઓએ સાથે લીધેલા મગળ દીવા સહિત, મનોહર ધવળ મંગળને ગાતી સ્રીઓ સહિત, આગળ મધુર સ્વરે વાગતા મગળમય વાજીત્રો સહિત, ગીત નૃત્ય અને વાજીંત્ર એ ત્રણે પ્રકારના વાજીંત્રોને લીધે થઈ રહેલા મનોહર સગીત સહિત અને હર્ષથી સાથે ચાલતા ન્હાના મ્હોટા બધુવર્ગ સહિત પોતાને ઘેર ગયો

પ્રથમ સર્વજ્ઞને અને પછી કુળદેવતાને પગે લાગીને તે વરવધુઓના મીંઢળ છોડવામા આવ્યા ત્યારપછી હર્ષ પામેલા ઋષભદત્ત અને ધારિણીએ જંબુદ્વીપના અધિષ્ઠાતા દેવની પુજા કરી. પછી સર્વ અલકારોથી વિભુષિત જબુકુમાર પોતાની પત્નીઓ સહિત શયનગૃહમાં ગયો ત્યા સ્રીઓ સહિત છતા પણ તેણે બ્રહ્મચર્ય પાળ્યું. કારણ કે મહાશય જનો વિકારનું કારણ પાસે હોવા છતાં પણ અવિકારી રહે છે.

(ઈતિ જબુકુમારની વિવાહ સબધી કથા)

## ૭ પ્રભવ ચોરની કથા

આ અવસરે આજ ભરતક્ષેત્રમાં વિંધ્યાચળ પર્વતની પાસે જયપુર નામનું નગર છે. તેમાં વિંધ્ય નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને બે પુત્રો હતા મ્હોટાનું નામ પ્રભવ અને ન્હાનાનું નામ પ્રભુ હતું એકવાર તે રાજાએ કંઈ કારણસર પ્રભવ મ્હોટો હોવા છતાં ન્હાના પુત્ર પ્રભુને રાજ્ય સોંપ્યું તેથી પ્રભવ અભિમાન પૂર્વક નગરની બહાર નીકળી ગયો અને વિંધ્યાચળ પર્વતની વિષમ ભૂમિમાં એક ગામ વસાવી ત્યાં રહ્યો. ત્યાં તે પોતાના પરિવાર સહિત ખાતર પાડતો લોકોને કેદ કરતો, રસ્તે લૂટ કરતો અને એવાં બીજા અનેક પ્રકારના ત્રાસદાયક કામો કરતો, ચોરો સહિત આજીવિકા ચલાવવા લાગ્યો

એકવાર તેના સોબતીઓએ આવી પ્રભવને કહ્યું કે:– " જંબુકુમાર પાસે એટલી બધી સમૃદ્ધિ છે કે, ધનીશ્વર કુબેરની સમૃદ્ધિની હાંસી થાય. એટલું જ નહિ પણ તેના વિવાહ પ્રસંગે ઘણું ધન આપનારા ચિંતામણી રત્નો હોય, તેમ ઘણા શ્રીમંતો એકઠા થયા છે "

આ સાંભળી જંબુકુમારનો વિશાળ ધન ભંડાર લૂટવાની પ્રભવને ઇચ્છા થઈ અવસ્વાપિની (ઉંઘ લાવનારી) અને તાલોદ્ઘાટિની (તાળા ઉઘાડનારી) એ બન્ને પ્રકારની વિદ્યા જાણનારો તે પ્રભવ ચોર પોતાના સોબતીઓ સાથે જંબુકુમારને ઘેર આવ્યો ત્યાં તેણે અવસ્વાપિની વિદ્યા વડે એક જંબુ સિવાય બાકીના બધા માણસોને ઉંઘાડી

દીધા. તે વિદ્યા મહાન પુણ્યશાળી જંબુકુમાર ઉપર અસર કરવાને સમર્થ થઇ નહિ; કારણ કે પુણ્યશાળી નરોને પ્રાયઃ ઇંદ્ર પણ દુઃખ દેવાને સમર્થ થઇ શકતો નથી

પછી નિંદ્રાવશ થયેલા માણસોના અલંકાર વિગેરે અન્ય ચોરો લઇ લેવા લાગ્યા તે લૂટારાઓને આમ લૂટતા જોવા છતા, ઉદાર ગુણવાળો જંબુકુમાર તેમના પર ક્રોધાયમાન થયો નહિ; પણ લીલાપૂર્વક આ પ્રમાણે બોલ્યો – "હે ચોરો, અહિં સૂતેલા વિશ્વાસુ અને મારા આમંત્રણ કરેલા લોકોને તમે સ્પર્શ ન કરો હું અહિ તેમની ચોકી કરૂ છુ"

પુણ્ય પ્રભાવી જંબુકુમારના આ શબ્દો સાભળતાજ સર્વ ચોરો ત્યા ચિત્રવત્ સ્થભી ગયા. પ્રભવ પણ ચોતરફ જોવા લાગ્યો, તો તેણે હાથણીઓ વડે હાથીની જેમ આઠ પત્નીઓ સાથે જંબુકુમારને જોયો. એટલે પોતાની ઓળખાણ આપતો પ્રભવ ચોર બોલ્યો –હે મહાત્મન્! હુ વિંધ્ય રાજાનો પ્રભવ નામનો પુત્ર છુ. કૃપા કરીને મ્હારી સાથે તમે મિત્રાઇ બાધો મને તમારી સ્તભિની અને મોક્ષની (મુક્તિની) વિદ્યા આપો બદલામા હુ તમને મારી અવસ્વાપિની અને તાલોદ્ઘાટિની વિદ્યા આપુ.

જંબુકુમારે કહ્યું –" હે પ્રભવ! પ્રાત કાળે હુ આ આઠે નવી પરણેલી સ્ત્રીઓનો ત્યાગ કરી, મમત્વ રહિત બની દિક્ષા લેવાનો છુ. હમણા પણ હું ભાવસાધુ થયો છું, અને તેથીજ ત્હારી અવસ્વાપિની વિદ્યા મને કાઇ અસર કરી શકી નથી. બાકી મારી પાસે એવી કોઇ વિદ્યા નથી. વળી હે

ભાઈ! પ્રાતઃકાળે હું તૃણની જેમ આ ધન સંપત્તિનો ત્યાગ કરવાનો છું તેથી શરીર ઉપર પણ ઇચ્છા રહિત મારે વિદ્યાઓની કાંઈ જરૂર નથી.

આ સાંભળી પ્રભવ વિસ્મયમૂઢ બની ગયો તેણે પોતાની અવસ્વાપિની વિદ્યા સંહરી લીધી અને બે હાથ જોડી જંબુકુમાર પ્રત્યે બોલ્યો—હે મિત્ર! તું નવયૌવન વાળો છે માટે આ વિષય સુખનો અનુભવ કર અને આ નવી પરણેલી સ્ત્રીઓ ઉપર અનુકંપા લાવ, કારણ કે તું વિવેકી છે. પ્રથમ આ પત્નીઓની સાથે ભોગ ભોગવી, તેના ફળનો અનુભવ કર તેમ કર્યા પછી જો તું યોગ્ય સમયે દિક્ષા લઈશ તો તે શોભશે

જંબુકુમારે જવાબ આપ્યો—હે બંધુ! વિષયભોગથી ઉત્પન્ન થતું સુખ ક્ષણિક છે, અને તેમાં દુઃખ ઘણું છે તો દુઃખના હેતુરૂપ એવું સ્વલ્પ સુખ ભોગવવાથી શો ફાયદો? વિષય સેવનનું સુખ સરસવ કરતાં પણ થોડું છે, અને દુઃખ મધના બિંદુવાળા પુરૂષની જેમ ઘણું છે તેનું તને દ્રષ્ટાંત કહું છું તે સાંભળ—

## ૮ મધુબિંદુ પુરૂષની કથા.

કોઈ એક પુરૂષ સાર્થની (સાથ સોબતીઓ) સાથે એક દેશથી બીજે દેશ પરિભ્રમણ કરતો હતો તેવામાં એકવાર તે, ચોરરૂપી જળજંતુની મહા નદી જેવી ભયંકર અટવીમાં પડ્યો ત્યાં તે સાર્થને લુંટવા માટે ચોરરૂપી ધાડો દોડ્યા તેથી સાર્થમાં રહેલા સઘળા લોકો મૃગની જેમ ચોતરફ નાસી ગયા તેમાં સાર્થથી છુટો પડી ગયેલો તે મુગ્ધ

પુરૂષ ભયભિત બની પ્રાણ બચાવવાની ખાતર ઉછળતા કૂવાના પાણીની જેમ મહા અટવીના અદરના ભાગમા પેઠો. ત્યા તેની પાછળ એક હાથી દોડયો. તે હાથી પર્વત જેવડો ઉંચો હતો, તેના ગંડસ્થળમાથી મદ ઝરતો હતો. આકાશમાથી વાદળાઓ પાડવાને જાણે તે ઇચ્છતો હોય, તેમ તેણે પોતાની સૂઢ ઉચી કરી હતી તેનું મુખ તપાવેલા ત્રાબા જેવુ રાતું હતું. તે મેઘના જેવી ગર્જના કરતો હતો, અને જાણે સાક્ષાત્ યમરાજ હોય તેવો ક્રોધથી ઉદ્ધત બનેલો હતો એવો વનનો હાથી પાછળ દોડવાથી ગભરાઈ ગયેલો તે પુરૂષ કઇ દિશામા જવુ તે ન સૂઝવાથી દિગમૂઢ બનીને આગળ દોડયો. ‘ હું ત્હને મારી નાખીશ, માટે જલ્દી જતો રહે. ’ એવી પ્રેરણા કરતો હોય, એવો તે હાથી સૂઢના જળબિદુઓ વડે તેની પીઠ ઉપર વારવાર છંટકાવ કરતો હતો તે પુરૂષ ભયથી દડાની માફક નીચે પડતો અને પાછો ઉભો થઈને નાસતો હતો તેની પાછળ હાથી પણ દોડતો હતો અને લગભગ તેની નજીક તે આવી પહોચ્યો તેવામા તે પુરૂષે તૃણથી ઢંકાયેલો એક કૂવો જોયો. તેણે વિચાર્યું કે આમ દોડવાથી તો હાથી અવશ્ય મને મારી નાખશે, તે કરતા આ કૂવામાં પડતુ મૂકયું હોય, તો કદાચ બચી શકાય એમ ધારી તેણે તે કૂવામા ઝંપાપાત કર્યો. કારણ કે સૌ કોઈને જીવવાની આશા રહેલી હોય છે

હવે તે કૂવાને કાંઠે એક વડનુ ઝાડ હતું. તેની એક ડાળ સર્પની ફેણની જેમ કૂવામાં લટકતી હતી તે પુરૂષે કૂવામા પડતા પડતાં વચ્ચે તે લાબી ડાળ પકડી લીધી,

એટલે રોષથી બાપેલા વાયુની જેમ તે તેને વળગીને કૂવામાં લટકતો રહ્યો પેલો હાથી પણ તેની પાછળ કૂવા પાસે આવ્યો અને તે પુરુષને પકડવા માટે તેણે પોતાની સૂંઢ કૂવામાં નાખી; પરંતુ જેમ મંદ ભાગ્યવાળો ઉત્તમ મોક્ષ સિદ્ધિને ન પામે, તેમ તે હાથી તેને પકડી શક્યો નહિ.

કૂવામાં લટકી રહેલા તે નિભાગી પુરુષે પછી નીચે દૃષ્ટિ કરી, તો તેણે કૂવાની અંદર એક મ્હોટો અજગર જોયો તે અજગર પણ ‘હમણાં આ મારો ભક્ષ મ્હારાં મોંમાં પડશે.’ એવી આશાથી પોતાનું મ્હોં ફાડી તે પુરુષના સામેજ જોઈ રહ્યો હતો ઉપરાંત તે કૂવાની અંદર માણસને હરનાર યમરાજના બાહુ હોય તેવા ચાર દિશાએ ચાર સર્પ તેના જોવામાં આવ્યા દુષ્ટ બુદ્ધિવાળા તે સર્પો પણ તે પુરુષને દંશ દેવાની ઇચ્છાએ ઉંચી ફણાઓ કરીને ફુફડા મારી રહ્યા હતા. વળી ઉપરના ભાગમાં વડના ઝાડની તે ડાળ કાપવા માટે એક ધોળો અને બીજો કાળો એવા બે ઉંદરો ‘કટ કટ’ શબ્દ વડે પોતાના દાંતરૂપી કરવતને ચલાવી રહ્યા હતા પેલો મહા મત્ત હાથી તે પુરુષને પકડવામાં નિષ્ફળ નીવડવાથી વધુ ક્રોધાયમાન થઈને આખાય વડના ઝાડને ઉખેડી નાખવાની ઇચ્છાએ હલાવી રહ્યો હતો તેથી પેલી વડ વૃક્ષની ડાળ હીંચકાની જેમ હાલતી હતી, એટલે પડી જવાના ભયથી તે પુરુષ તે ડાળને મજબુત રીતે હાથ અને પગ વડે વળગી રહ્યો

હવે જે શાખાને પેલો હાથી હલાવતો હતો, તે શાખા ઉપર એક મધપુડો હતો; તે હાલવાથી ભાલા

જેવા તિક્ષ્ણ મુખવાળી મધમાખીઓ તેમાથી ચોતરફ ઉડી, અને જાણે પેલા મનુષ્યના જીવને બહાર ખેચી કાઢવા તત્પર થઇ હોય તેમ, લોઢાના સાણુસા જેવા તિક્ષ્ણ મુખ વડે તેને દંશ દેવા લાગી. ઉચી પાખવાળી માખીઓએ તેનુ આખુ શરીર રૂધી નાખ્યું, તેથી તે પુરૂષ જાણે પાખવાળો થઇને કૂવામાથી બહાર નીકળવા ઈચ્છતો ન હોય ! તેવો દેખાવા લાગ્યો.

આટલી રીતે આ પુરૂષ દુ:ખી હતો, છતા તેને એક એવા પ્રકારનું સુખ હતું, કે જેના વડે તે હાથી, અજગર, સર્પ અને મધમાખીઓના દુખને ઘડીભર ભૂલી ગયો તે એ કે, વડના ઝાડ પર જે મધપુડો હતો, તેમાથી મધનુ એક એક બિંદુ વારવાર તે પુરૂષના લલાટ ઉપર પડતું હતું, અને ત્યાથી દડતું દડતું તેના મ્હોમા જતું હતું. આ મધુબિંદુના સ્વાદમા તે પુરૂષ પોતાને મ્હોટુ સુખ પ્રાપ્ત થયુ હોય એમ માનતો હતો અને ઉપરના દુખને ભૂલી ગયો હતો

“ હે પ્રભવ ! હવે આ દ્રષ્ટાતનો ભાવાર્થ સાભળ:— જે પુરૂષ કહ્યો તે સસારી જીવ, જે અટવી તે સસાર, જે હાથી તે મૃત્યુ, જે કૂવો તે મનુષ્ય જન્મ, જે અજગર તે નરક, જે ચાર સર્પો તે ક્રોધાદિક ચાર કષાય, જે વડવૃક્ષની ડાળ તે આયુષ્ય, જે શ્વેત અને કૃષ્ણ ઉદર તે આયુષ્યનો ક્ષય કરવામા તત્પર શુકલપક્ષ અને કૃષ્ણપક્ષ, જે મધમાખીઓ તે સંસારની વ્યાધિઓ, જે મધનું બિંદુ કહ્યું તે વિષય જન્ય ક્ષણિક સુખ સમજવું આવા સ્વલ્પ વિષય

સુખમાં કયો બુદ્ધિમાન પુરૂષ આસક્ત બને ? હે મિત્ર ! કદાચ કોઈ દેવ કે વિદ્યાધર તે પુરૂષને કુવામાંથી બહાર કાઢવા માગે, તો દેવથી કૂપિત થયેલો તે પુરૂષ બહાર નીકળવા ઈચ્છે કે નહિ ?'

આ સાંભળી પ્રભવે કહ્યું—આવા પારાવાર વિપત્તિરૂપ સમુદ્રમાં ડૂબેલો કયો નિભાગી પુરૂષ વહાણની જેવા ઉપકારી તે નરના કહેવા પ્રમાણે બહાર નીકળવા ન ઈચ્છે ? આ જવાબ સાંભળી જંબુકુમારે કહ્યું—ત્યારે હવે કહે કે સુધર્મા સ્વામી જેવા તારનાર મળ્યા છતાં હું શા માટે આ અપાર ભવસાગરમાં રહું ? પ્રભવે કહ્યું—હે ભાઈ ! ત્હારા માતા પિતાનો ત્હારા પર અનંત સ્નેહ છે, અને ત્હારી આ સ્ત્રીઓ પણ ત્હારા પર અપાર પ્રીતિ ધરાવે છે તો તે સર્વનો તું કઠોર થઈને કેમ ત્યાગ કરી શકીશ ?

આ સાંભળી જંબુકુમારે કહ્યું—અરે પ્રભવ ! આ સંસારના સંબંધીઓ તો જીવને સંસારમાં ડુબાવનારા હોવાથી શત્રુ દુશ્મન જ છે તેના પર પ્રેમ શો કરવો ? કારણ કે એવા સંબંધ તો આ સંસારમાં પ્રત્યેક જીવ સાથે અનેક થાય છે એટલે એવી બહુ મમતાથી તો કુબેરદત્તની જેમ કર્મબંધન થાય છે તેને એક ભવમાં પણ અનેક સંબંધ થયા છે તેની કથા કહું છું તે સાંભળ —

### ૯ કુબેરદત્તની કથા.

મથુરા નગરીમાં કામદેવની સેના જેવી કુબેરસેના નામની એક ગણિકા રહેતી હતી પહેલે જ ગર્ભે તે અત્યંત દુઃખ પામવા લાગી. તેથી તેની માતાએ તેને વૈદ્યને

બતાવી. વૈદ્યે તેની નાડી વગેરેના થડકારા ઉપરથી તેણીને રોગ રહિત જાણીને કહ્યુઃ—એને કાંઈ પણ રોગ નથી; પણ તેના દુઃખનુ કારણ તો એ છે કે, એના ઉદરમાં દુઃખે કરીને વહન કરી શકાય એવા બે ગર્ભ ઉત્પન્ન થયા છે. તેથી તેને દુઃખ થાય છે, ને તે દુઃખ તેને પ્રસવ થશે, ત્યા સુધી રહેશે આ સાભળી તેની માતાએ કહ્યુ-હે પુત્રી! ત્હારો ગર્ભ હુ પડાવી નાખું; કારણ કે પ્રાણઘાતક તે ગર્ભને રાખવાથી શો ફાયદો? તે સાંભળી વેશ્યાએ કહ્યુ-માતા! ગર્ભનું કલ્યાણ થાઓ, હું દુખ સહન કરીશ; કારણ કે ભુડણી વારવાર ઘણા બચ્ચાઓને પ્રસવે છે, છતા તે પણ જીવે છે.

પછી ગર્ભનો કલેશ સહન કરી સમય પૂર્ણ થયે તે ગણિકાએ એક પુત્ર અને એક પુત્રીને સાથે જન્મ આપ્યો તે વખતે તેની માતાએ તેને કહ્યુઃ-હે પુત્રી! આ બાળકો ત્હારા શત્રુઓ છે, કારણ કે ઉદરમા રહ્યા છતા પણ તેઓએ તને મૃત્યુના દ્વારમા મૂકી હતી વળી આ બંને બાળકો સ્તન-પાન કરવાથી ત્હારા યૌવનનો નાશ કરશે. કારણ કે યૌવન એ તો વેશ્યાઓની આજીવિકાનું સાધન છે. માટે તું ત્હારા યૌવનનુ રક્ષણ કર અને આ બને બાળકો પરથી મોહ ઉતારી તેમને ત્યજી દે; કેમકે એ આપણો કુળાચાર છે

આ સાભળી તે વેશ્યાએ કહ્યુ-માતા! જો એમજ હોય તો દશ દિવસ સુધી ધીરજ ધર, પછી તું કહીશ તે પ્રમાણે હુ કરીશ આ ઉપરથી તેની માતાએ એટલો

વખત ધીરજ રાખવાનું કબુલ કર્યું એટલે તે વેશ્યા પોતાના બાળકોને નિરંતર સ્તનપાન કરાવી પોષણ કરવા લાગી. કેટલાક દિવસ જોતજોતામાં પસાર થઈ ગયા, અને કાળક્રમે જ્યારે અગીઆરમો દિવસ આવી પહોંચ્યો એટલે તેણીએ કુબેરદત્ત અને કુબેરદત્તા એવા નામના અક્ષરવાળી બે મુદ્રિકાઓ કરાવી, તે બંનેની આંગળીમાં પહેરાવી. પછી તે ચતુર સ્ત્રીએ એક લાકડાની પેટી કરાવી, તેને રત્નોથી પૂર્ણ ભરી, તેમાં તે બંને બાળકોને મૂક્યાં, અને તે પેટી તેણીએ યમુના નદીના પ્રવાહમાં તરતી મૂકી દીધી. તે પેટી હંસની જેમ નિર્વિઘ્ને તરતી તરતી ચાલી પછી તે કુબેરસેના નેત્રરૂપી અંજલિ વડે તે બાળકોને જળની અંજલિ આપતી હોય તેમ, અશ્રુપાત કરતી છતી પાછી ફરીને પોતાને ઘેર આવી

સવાર થતાં, તે પેટી તરતી તરતી શૌર્યપુર નગરના દ્વાર પાસે આવી પહોંચી. ત્યાં તેને બે શ્રેષ્ઠિ પુત્રોએ દીઠી અને લઈ લીધી પછી તે પેટી ખોલતાં તેમાં તેમણે એક બાળક અને એક બાળિકાને જોયાં આથી એક જણે બાળક લીધો અને બીજાએ બાળિકા લીધી હાથ ઉપરની મુદ્રિકાથી કુબેરદત્ત અને કુબેરદત્તા એવાં નામ તેમણે જાણ્યાં.

બંને શ્રેષ્ઠિઓને ત્યાં રત્નની જેમ રક્ષણ કરાતાં બંને બાળકો વૃદ્ધિ પામવા લાગ્યાં અનુક્રમે તેઓ સર્વ કળાઓ શીખ્યાં અને યૌવનને પાવન કરનારું એવું નવયૌવન પામ્યાં "આ બેઉ પરસ્પર યોગ્ય છે." એમ ધારીને તે શ્રેષ્ઠિઓએ પરસ્પરમાં બંનેનો હર્ષપૂર્વક ધામધૂમથી

લગ્ન મહોત્સવ કર્યો. યૌવનથી લીપાયેલા તે દંપતીના અંગમા, પુરૂષો અને સ્ત્રીઓજ જેનું વાહન છે એવા કામદેવે પ્રવેશ કર્યો

એકવાર તે દંપતીએ પરસ્પર પ્રફુલ્લિત થયેલા પ્રેમ-રૂપી જળની નદીરૂપ દ્યુતક્રીડા આરંભી. તે વખતે કુબેર-દત્તના હાથમાની મુદ્રિકા નીકળીને કુબેરદત્તાના હાથમા પડી. કુબેરદત્તા પારખવા યોગ્ય નાણાની જેમ તે મુદ્રિકાને વારવાર ફેરવી ફેરવીને જોવા લાગી, અને વિચારવા લાગીઃ–“ આ મુદ્રિકા મારી મુદ્રિકાની સાથે એકજ દેશમાં ઘડાયેલી હોય એમ લાગે છે.” એમ વિચારી તેની અને પોતાની મુદ્રિકાને વારવાર મેળવી જોતી તે કુબેરદત્તા વિચારના આવેશમા ધ્રુજી ઉઠી વિચારના અતે તેણે નિશ્ચય કર્યો કે, આ બને વીટીઓ સહોદરની જેમ એકજ દેશમાં ઘડેલી છે, તોલમા સરખીજ છે અને સરખાજ નામ તથા અક્ષરવાળી છે તેથી કરીને આ વીટીની જેમ હુ અને કુબેરદત્ત પણ સરખાજ રૂપવાળા છીએ માટે અવશ્ય અમે ભાઇબ્હેનજ છીએ, તેમા લેશ પણ શકા જેવું નથી વળી અમારા બનેના રૂપ, રગ અને શરીરમા જરા પણ તફાવત ન હોવાથી અમારા બનેનો સાથે જ જન્મ થયો હોય તેમ લાગે છે અહો! ધિક્કાર છે, કે દૈવે અમારા બનેની વચ્ચે આવુ વિવાહનુ અકાર્ય કરાવ્યુ! અમારા પિતા કે માતાએ તો બને પરના સમાન પુત્ર પ્રેમને લીધે એક સરખી મુદ્રિકા કરાવી જણાય છે. અમે બને ભાઇબ્હેન છીએ તેથીજ મને તેની તરફ પતિપ્રેમ

થતો નથી; તેમજ તેને મારા તરફ પત્નીપ્રેમ થતો નથી

આ પ્રકારનો સંકલ્પ દૃઢ કરી કુબેરદત્તાએ તે બંને મુદ્રિકાઓ કુબેરદત્તના હાથમાં મૂકી. કુબેરદત્ત પણ બંને સમાન મુદ્રિકાઓ જોઈ આશ્ચર્ય પામ્યો અને તેને પણ તેણીની માફક ભાઈબ્હેન 'નો નિશ્ચય થવાથી તે ખેદ પામ્યો અને કુબેરદત્તાને તેની મુદ્રિકા પાછી સોંપી. પછી તેણે પોતાની માતા પાસે જઈ સોગનપૂર્વક પૂછ્યું – 'હે માતા! હું ત્હારો ખરો પુત્ર છુ કે દત્તક લીધેલો છુ, કે મ્હારા ખરા માબાપે મ્હને ત્યજી દીધાથી તમે મને ગ્રહણ કર્યો છે? માતા! જે હોય તે સત્ય કહો ' આ પ્રમાણે તેણે અત્યાગ્રહપૂર્વક પૂછ્યું, ત્યારે તેની માતાએ પેટી હાથ આવી ત્યારથી માંડીને સર્વ બીના તેને જણાવી.

આ સાંભળી કુબેરદત્તે કહ્યું—હે માતા! આવું અકૃત્ય તમે કેમ કર્યું? અમને સાથે જન્મેલાં જાણતાં છતાં અમને પરસ્પર કેમ પરણાવ્યાં? તેજ માતા ખેદ છે કે જેણે અમારૂં પોષણ કરવાની અશક્તિને લીધે અમને અમારૂં ભાગ્ય સોંપીને નદીના પ્રવાહમાં ત્યજી દીધા આવું અકાર્ય કરાવવા માટેજ નદીનો પ્રવાહ અમારા માટે મૃત્યુરૂપ ન થયો ' અફસોસ! એવા જીવિત કરતાં મરણ જ અમારા માટે શ્રેય છે

આ સાંભળી તેની માતાએ કહ્યું—હે પુત્ર! અલ્પ બુદ્ધિવાળા અમે તમારા બંનેના એક સરખા સુંદર રૂપથી મોહ પામી આવું કાર્ય કર્યું કારણ કે ત્હને લાયક બીજી કોઈ કન્યા અમને જડી નહિ અને ત્હેને લાયક ત્હારા જેવો બીજો વર મળ્યો નહિ; તેથીજ અમે આ

કાર્ય કર્યું છે છતા હજુ સુધી તમારા બંનેનું માત્ર લગ્નજ થયુ છે, પરંતુ સ્ત્રી-પુરૂષના સંબંધથી ઉત્પન્ન થતું બીજું કાઇ પાપકર્મ થયુ નથી. માટે તું તેને 'આપણે ભાઈ બ્હેન છીએ ' એ વાત કહીને ભલે છોડી દે હે સુંદર! જો ત્હારે વેપારને માટે દેશાતર જવાની ઇચ્છા હોય તો ભલે તું જા, અને અમારી આશીશથી તુ સુખપૂર્વક વેપાર કરીને શીઘ્ર પાછો આવજે હે પુત્ર! તે વખતે અમે ત્હને બીજી કન્યા સાથે ધામધૂમથી પરણાવીશું.

આ સાભળીને ધર્મબુદ્ધિ કુબેરદત્ત, કુબેરદત્તા પાસે ગયો અને તેને પોતાનો નિર્ણય કહી સભળાવ્યો, ને કહ્યુ -હે ભદ્ર ' તુ ત્હારા પિતાને ઘેર જા, તું મ્હારી બ્હેન છે, વિવેકી છે, ડાહી છે, તેથી જેમ યોગ્ય લાગે તેમ કર. આ પ્રમાણે તેને શીખામણ આપી, તેનો ત્યાગ કરી કુબેરદત્ત વ્યાપારની વસ્તુઓ લઇને મથુરા નગરીમા ગયો. ત્યા વ્યાપારમા તેણે ઘણું દ્રવ્ય મેળવ્યુ યૌવનને ઉચિત ઈચ્છા પ્રમાણે વિલાસ કરતો તે કુબેરદત્ત, ત્યા ઘણા દિવસ સુધી રહ્યો

એકદા રૂપ અને લાવણ્યથી શોભતી તે નગરીની પ્રખ્યાત ગણિકા કુબેરસેનાને તેણે પુષ્કળ દ્રવ્ય આપીને પોતાની સ્ત્રી તરીકે રાખી આ કુબેરસેનાની સાથે વિષય-ભોગ ભોગવતા તેને એક પુત્ર થયો. અહો! દૈવનુ નાટક કેવુ વિચિત્ર છે?

આ તરફ કુબેરદત્તાએ પણ પિયરમા જઈ પોતાની માતાને પૂછ્યુ ત્યારે તેની માતાએ પણ પેટીમાથી ત્હેની

પ્રાપ્તિ થવા વિગેરેની સર્વ વાત કહી પોતાની આવી કથાથી ખેદ પામીને, કુબેરદત્તાએ દીક્ષા લીધી અને અત્યંત ઉગ્ર તપ કરવા લાગી દીક્ષા લીધા છતાંય, તેણીએ પેલી મુદ્રિકા પોતાની પાસે છુપાવીને રાખી અને સુવ્રત સાધ્વી સાથે પરિષહ સહન કરતી વિહાર કરવા લાગી સુવ્રત સાધ્વીના ઉપદેશથી અને તેની અઘોર તપશ્ચર્યાના પરિણામે તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું

પછી "કુબેરદત્ત ક્યાં છે અને શું કરે છે!" તે જાણવાની ઇચ્છાએ તેણે ઉપયોગ મૂક્યો તો તેણે કુબેર-સેનાની સાથેના સંબંધથી કુબેરદત્તને પુત્ર સહિત જોયો આ ભયંકર દશ્ય જોઇ તેણી અત્યંત ખેદ પામી અને મન સાથે બોલી—"અહો! મ્હારો ભાઈ પશુની પેઠે અકૃત્ય રૂપ કાદવમાં મગ્ન થઇ રહ્યો છે મ્હારે અવશ્ય તેનો ઉદ્ધાર કરવો જોઇએ એમ વિચારી તે કુબેરદત્તા સાધ્વી, બાઇને બોધ દેવાને માટે અન્ય સાધ્વીઓ સાથે મથુરા નગરીમાં ગઈ ત્યાં તેણે કુબેરસેનાની પાસે જઇને, ધર્મલાભ પૂર્વક ઉતરવાની જગ્યા માગી એટલે વંદન કરી કુબેરસેનાએ કહ્યું — હે આર્યે, હું તો વારાંગના છું; પણ હમણાં એક પતિ હોવાથી કુળવધુ જેવી છું કુલિન પતિના સંસર્ગથી આ મે કુળ સ્ત્રીનો વેષ પહેર્યો છે અને હવે મ્હારું આચરણ પણ કુલિન છે તેથી હું આપની કૃપાને પાત્ર થઈ છું માટે અહીં મારા ઘરની પાસેજ આ જગ્યા છે તેનો સ્વીકાર કરી ઇષ્ટ દેવતાની જેમ હંમેશાં મારી પાસેજ રહો તે સાંભળી તેણીએ કલ્યાણ કરવામાં કામધેનુ સમાન તે કુબેરદત્તા

સાધ્વી પરિવાર સહિત તેણીએ આપેલાં મકાનમાં રહી. ત્યાં કુબેરસેના રાત્રિ દિવસ સાધ્વી પાસે આવીને બેસતી અને પોતાના બાળકને સાધ્વીના ચરણ કમળ પાસે પૃથ્વી પર આળોટતો મૂકતી. "જે પ્રાણી જે રીતે બોધ પામે, તે રીતે જ તેને બોધ પમાડવો જોઇએ." એમ વિચારીને એકવાર તે સાધ્વીએ કુબેરસેનાને બોધ પમાડવા માટે બાળકને ઉદ્દેશી નીચે પ્રમાણે કહ્યું:—

"હે બાળક ! તું મ્હારો ભાઈ છે, પુત્ર છે, દિયર છે, ભત્રિજો છે, કાકો છે, અને પૌત્ર છે !

જે ત્હારો પિતા છે તે મ્હારો ભાઇ છે, પિતા છે, પતિ છે, પુત્ર છે, દાદો છે અને સસરો છે !

જે ત્હારી માતા છે તે મ્હારી માતા છે, મ્હારા પિતાની માતા છે, ભોજાઇ છે, વહુ (પુત્રની સ્ત્રી) છે, સાસુ છે અને શોકય છે !"

આ સાભળીને કુબેરદત્તે પૂછયુ -હે આર્યે ! આવી પરસ્પર વિરૂદ્ધ સબધવાળી વાત કેમ કરો છો ! હુ તો આ સાભળી આશ્ચર્ય પામુ છુ ત્યારે સાધ્વીએ કહ્યુ -હે કુબેરદત્ત ! તેનુ સ્પષ્ટીકરણ સાભળ —

"આ બાળક મ્હારો ભાઈ છે, કારણ કે અમારા બંનેની માતા એક જ છે મારા પતિનો આ પુત્ર છે, તેથી તેને હુ પુત્ર કહુ છુ. મ્હારા પતિનો આ ભાઇ છે, તેથી તે મ્હારો દિયર થાય છે, મારા ભાઇનો આ પુત્ર છે, તેથી હુ તેને ભત્રિજો કહું છું. આ મારી માતાના પતિનો

ભાઈ છે તેથી તે મારો કાકો થાય છે તથા આ બાળક મારી શોક્યના પુત્રનો પુત્ર છે, તેથી મે તેને પૌત્ર કહી છે.

વળી આ બાળકનો જે પિતા છે તે મારો ભાઈ થાય છે, કારણ કે અમારા બંનેની માતા એક જ છે આનો જે પિતા છે, તે મારી માતાનો ભર્તાર થયો, એટલે તે મારો પિતા થાય છે તે મારા કાકાનો પિતા થાય છે, તેથી તેને હું પિતામહ (દાદો) કહું છું, તે મારી સાથે પરણ્યા હતા તેથી તે મારો પતિ થાય છે તે મ્હારી સપત્ની (શોક્ય)ની કુક્ષિમાં ઉત્પન્ન થયો છે તેથી તે મારો પુત્ર થાય છે તથા તે મ્હારા દિયરનો પિતા હોવાથી મ્હારો સસરો પણ થાય છે

તેમજ આ બાળકની જે માતા છે તે મારી પણ માતા છે કેમકે હું તેનાથી ઉત્પન્ન થઈ છું તે મારા કાકાની માતા હોવાથી મારી દાદી પણ થાય છે તે મારા ભાઈની સ્ત્રી હોવાથી હું તેને ભોજાઈ કહું છું તે મારી શોક્યના પુત્રની વહુ હોવાથી મ્હારી વહુ (પુત્રવધુ) કહું છું આ મારા પતિની માતા છે, એટલે તે મ્હારી સાસુ થાય છે અને મારા પતિની આ બીજી સ્ત્રી છે તેથી હું તેને મ્હારી શોક્ય કહું છું

આ પ્રમાણે કહીને તે સાધ્વીએ પોતાની પાસે શુભ રાખેલી મુદ્રિકા આપી, તે જોઈને તત્કાળ કુબેરદત્તે સર્વ સબંધ જાણી લીધો. તેથી તરત જ તેણે વૈરાગ્ય પામી દીક્ષા અંગીકાર કરી.

સખ્ત તપ, જપ ક્રિયાઓ કરીને, મૃત્યુ પામી તે કુબેરદત્ત સ્વર્ગલોકનો અતિથિ થયો. કુબેરસેના પણ તે વખતથી શુદ્ધ શ્રાવિકા થઇ. પછી તે સાધ્વી કુબેરદત્તા પોતાની ગુરૂણી પાસે ગઈ.

હે પ્રભવ! આ પ્રમાણે મુગ્ધ પ્રાણી પોતેજ કર્મથી બધાય છે મૂર્ખ માણસ છીપને જેમ રૂપુ ધારે છે, તેમ તે પોતાના સબંધી વર્ગને બધુ માને છે, પણ જે પોતે બધ રહિત હોય, અને જે બીજાઓને બધનથી મૂકાવનાર હોય, તે ( સાધુ ) જ ખરા બધુ છે. બાકી બીજા તો માત્ર નામના જ બધુ છે.

આ સાભળી પ્રભવે કહ્યું-હે કુમાર, ત્હારા પૂર્વજો દુર્ગતિમા જતા અટકે, એટલા માટે પણ તું એક પુત્ર ઉત્પન્ન કર કારણ કે લૌકિક શાસ્ત્રો કહે છે કે, જો પિતૃઓ સતાન રહિત હોય તો તે અવશ્ય નરકે જાય છે તેથી હે જબુ! જ્યા સુધી ત્હને પુત્ર ઉત્પન્ન નથી થયો, ત્યા સુધી તું પિતૃઋણથી મુક્ત થઇ શકશે નહિ.

આ સાભળી જંબુકુમારે કહ્યુ -હે મિત્ર ! પુત્ર પિતાને તારે છે, એમ જે કહેવુ તે તો કેવળ મોહ જ છે. તે ઉપર મહેશ્વરદત્તનુ દ્રષ્ટાત છે તે સાભળ —

## ૧૦ મહેશ્વર દત્તની કથા

તામ્રલિપ્તિ નામની નગરીમા મહેશ્વરદત્ત નામનો એક ધનાઢ્ય સાર્થવાહ રહેતો હતો તેનો પિતા સમુદ્રદત્ત

સર્વત્ર પ્રસિદ્ધ હતો. સમુદ્રને જેમ જળની તૃપ્તિ નથી, તેમ તેને દ્રવ્યની તૃપ્તિ ન હતી મહેશ્વરદત્તને બહુલા નામની માતા (સમુદ્રદત્તની સ્ત્રી) હતી. તે અત્યંત માયા પ્રપંચને કરનારી અને જાણે દ્રવ્યની જ માતા હોય તેવી અત્યંત લોભી હોવાથી, તેનું મન હંમેશ વિશાળ થયું નહોતું લોભરૂપી ઉદરમાના ખાડા જેવો અને માત્ર ધનનો સંચય કરવાનો વ્યસની મહેશ્વરદત્તનો પિતા, મરીને તેજ નગરીમાં પાડો થયો પતિના મરણથી આર્તધ્યાન રૂપ અગ્નિમાં પતંગની દશાને પામેલી તેની માતા પણ, મરીને તેજ નગરીમા કુતરી થઈ

મહેશ્વરદત્તને ગાંગિલા નામની પત્ની હતી તે મહેશ્વર (મહાદેવ)ની પત્ની ગૌરીની જેમ સૌભાગ્યનું ઉત્પત્તિ સ્થાન હતી. ઘરમાં સાસુ સસરા ન હોવાથી તે એકલી જ રહેતી હતી; સ્ત્રીત્વ બુરી ચીજ છે એ નિયમ મુજબ તે ગાંગિલા સ્વચ્છંદી બની ગઇ અને પતિને છેતરીને પર પુરૂષ સાથે અંતરમાં સેવવા લાગી એકદા તે નિરંકુશપણે પરપુરૂષ સાથે ક્રીડા કરતી હતી તેવામાં અચાનક મહેશ્વર દુશ્મનોની પેર આવ્યો માથાના કેશ વીંખરાઇ ગયેલા, ભ્રમકુટીને લોપે ભ્રમિત થયેલા, અને લજ્જિત બનેલા એવાં તે બને નાસી છૂટવા લાગ્યા.

પોતાની નજરે આ દૃશ્ય જોવાથી મહેશ્વર એકદમ ક્રોધથી લાલચોળ બની ગયો અને પેલા જારપુરૂષને તેના કેશવડે પકડીને તેને ઠમાઠમ મારવા લાગ્યો વળી કુંભાર જેમ માટીના પિંડને મસળે, તેમ તે પોતાના પગના પ્રહાર

વડે તેને મસળવા લાગ્યો દુકમા મહેશ્વરદત્તે તેને એટલો અધો માર્યો કે તે લગભગ મરણુતોલ થઇ ગયો આખરે જારપુરૂષ ત્યાથી છૂટીને ન્હાસી ગયો. થોડેક દૂર તે ગયો હશે, એટલામા તો તે એકદમ મૂર્છા ખાઇને જમીન પર ઢળી પડયો, અને તેના પ્રાણુ કંઠે આવ્યા. તે વખતે તે વિચારવા લાગ્યો—અહો ! મ્હને ધિક્કાર છે, કે મરવાની જ ઇચ્છાએ મે આવુ પાપિષ્ટ કામ કર્યું ! એટલુ બોલતામા તો તે જારપુરૂષના પ્રાણુ ઉડી ગયા, અને મરીને તે પોતાના જ વિર્યમા, થોડા વખત પહેલા ભોગવેલી ગાગિલાની કુક્ષિમા પુત્ર પણે ઉત્પન્ન થયો

પછી યોગ્ય સમયે ગાગિલાએ પુત્ર પ્રસવ્યો. તે જારપુરૂષથી ઉત્પન્ન થયેલો, છતા પોતાનાથીજ ઉત્પન્ન થયો છે, એમ માનીને મહેશ્વરદત્ત તેનુ લાલન પાલન કરવા લાગ્યો ગાગિલાએ પુત્ર પ્રસવ્યો, એ હર્ષમા તે તેણીનો કુલટાપણાનો દોષ ભૂલી ગયો, અને પુત્રને લાડ પાડથી ઉછેરવા લાગ્યો

એકવાર મહેશ્વરના પિતાની મરણુ તિથિ આવી. ત્યારે તેણુ તેના પિતાનો જીવ કે જે પાડો થયો હતો, તેને તેના માસની ઈચ્છાથી ખરીદ કર્યો પિતાની તિથિ ઉજવવા માટે હર્ષઘેલા થયેલા મહેશ્વરે, તે પાડાને મારી નાખ્યો પછી તે પાડાનુ માસ ખાતો મહેશ્વર હર્ષ પામી, ખોળામા બેઠેલા તે બાળકને પણુ ખવડાવવા લાગ્યો. તેવામા તેની માતા કે જે કુતરી થઈ હતી, તે પણુ માસ ખાવાના લોભથી ત્યા આગળ દોડી આવી તેણીને પણુ તે

મહેશ્વરે માંસવાળા હાડકાંના કકડા નાખ્યા ઉછરંગપૂર્વક પૂછડીને હલાવતી તે કુતરી, પોતાનાજ પતિના હાડકાં ખાવા લાગી

આ પ્રમાણે મહેશ્વર પોતાના પિતાનું માંસ ખાતો હતો તેવામાં કોઈ એક મુનિ માસક્ષમણની ભિક્ષાને માટે તેને ઘેર આવ્યા જ્ઞાનના અતિશયની સંપત્તિવાળા તે મુનિએ મહેશ્વરદત્તની વિચિત્ર પ્રકારની ચેષ્ટા જાણી વિચાર કર્યો:—" અહો! આ બિચારાના અજ્ઞાનને ધિક્કાર છે કે જે પિતાનું માંસ ખાય છે! શત્રુને ખોળામાં લીધો છે, અને આ કુતરી અત્યંત હર્ષથી પોતાના પતિનાં હાડકાં ખાય છે! અહો! સંસારની વિચિત્રતા તો જુઓ!"

આ પ્રમાણે જાણીને તે મુનિ તેના ઘરમાંથી બહાર નીકળી ગયા એટલે મહેશ્વરદત્ત પછવાડે દોડીને મુનિને વંદન કરી બોલ્યો—હે મુનિરાજ! આપ મ્હારે ઘેર ભિક્ષા લીધા વિના પાછા કેમ વળ્યા છો! હું જાણતો નથી તેમ મેં આપની કાંઈ અવજ્ઞા કરી નથી. ઉલટો મને તો આપના પધારવાથી અત્યંત હર્ષ થયો છે આ સાંભળી મુનિએ કહ્યું—"હું કદિ માંસ ભક્ષણ કરનારને ઘેર જતો નથી, તેથી મેં ત્હારા ઘરની ભિક્ષા ગ્રહણ કરી નથી; વળી મ્હને ત્હારા ઘરની ચેષ્ટા જોઈ, એક નવોજ વૈરાગ્ય ઉત્પન્ન થયો. આ સાંભળી મહેશ્વરે મુનિને વૈરાગ્યનું કારણ પૂછ્યું એટલે મુનિએ તેને પાડા અને કુતરીની સર્વ સત્ય કથા જણાવી મહેશ્વરે ફરી પૂછ્યું—"મહારાજ! તેની ખાત્રી શી!"

મુનિએ કહ્યું—પૂર્વે કાંઈ પણ દ્રવ્યાદિ દાટેલુ હોય, તો તે આ કુતરીને પૂછ. ત્યારે મહેશ્વરે તે કૂતરીને પૂછ્યું. એટલે તરતજ તે કુતરી જાતિ-સ્વભાવથી જાણે સૂઈ જવાને માટે ખોદતી હોય, તેમ ધનવાળી જગ્યાને પોતાના પગ વડે ખોદવા લાગી. એટલે તે જગ્યાએથી ધન નીકળ્યુ. આથી મહેશ્વરદત્તને પૂર્ણ ખાત્રી થઈ. તેથી તેને સંસાર પર તિરસ્કાર છૂટયો, અને પ્રવર્જિત થવા તૈયાર થયો. તેણે પોતાની ધન સંપત્તિ શુભ માર્ગમાં વાપરી અને દીક્ષિત થઈ તે ચાલી નીકળ્યો

"માટે હે પ્રભવ! પુત્રો માતા પિતાને દુર્ગતિરૂપ ઝરામાથી તારે છે, તેવો નિશ્ચય શી રીતે કરવો?"

આ અવસરે સમુદ્રશ્રીએ જંબુકુમારને કહ્યુ—હે નાથ! તમે એક ખેડૂતની જેમ પાછળથી પશ્ચાતાપ કરવો પડે તેવું કાર્ય ન કરો તેની કથા સાભળો—

## ૧૧ એક ખેડૂતની કથા.

મારવાડ દેશની અંદર **સુસીમ** નામના ગામમા એક ખેડૂત રહેતો હતો. તે ખેતી કરતો હતો અને કોદરા, કાંગ વિગેરે ધાન્ય વાવતો હતો એક દિવસ તે પોતાની દીકરીને સાસરે ગયો ત્યા સ્વજનોએ તેને ગોળ મિશ્રિત માલપુડા જમાડયા માલપુડાના સ્વાદથી તે ખેડૂત હર્ષ પામ્યો અને બોલ્યો—અહો! તમારૂ જીવિતવ્ય ધન્ય છે, કે જેમનો આવો અમૃત સમાન મનોહર આહાર છે સ્વપ્નમા પણ મે આવો આહાર જોયો નથી કાગ

અને કોદરા આદિ અમારા ખાતરમાં બળી ગયા છે. માટે કહો, કે આ વસ્તુ શેની બને છે? ત્યારે તે સ્વજનોએ તેને રોટલી અને ઘઉંની ઉત્પત્તિની રીત કહી આપી તે ખેડૂત રોટલી અને ઘઉંનું બીજ લઈ પોતાને ગામ ગયો.

પછી તે મૂર્ખ ખેડૂત પોતાના ખેતરમાં ગયો, અને એકદમ ફુલેલા કાંગ અને કોદરાને લણવા લાગ્યો તે વખતે તેના પુત્રોએ તેને કહ્યું-હે પિતા! આ આખી પાકેલી ખેતી આપણા કુટુંબની આજીવિકા છે તેને તૃણની જેમ કેમ લણી નાખો છો? ત્યારે તે ખેડૂત બોલ્યો-હે પુત્રો! આ કોદરાં વગેરે શા કામના છે? હું અહિં ઘઉં અને રોટલી વાવવાનો છુ તે ઉગશે ત્યારે તેનાથી ભોજના માલપુડા ખવાશે.

આ સાંભળી પુત્રો બોલ્યા-હે પિતા! આ લણેલો થોડાજ દિવસમાં પાકી જશે, તે લણી લીધા પછી તમે અહિં રોટલી અને ઘઉં વાવજો આ પાકવા આવેલી ખેતી નાશ પામે છે અને ઘઉં, રોટલી આપણા ખેતરમા પાકશે કે કેમ! તેની શંકા છે આ પ્રમાણે તેના પુત્રોએ કહ્યું, છતાં તે હઠીલા ખેડૂતે માન્યું નહિ તેણે કોદરા અને કાંગનું ખેતર લણી નાખ્યું અને જમીન મેદાન જેવી સાફ કરી મૂકી. પછી પોતે પાણી માટે કૂવો ખોદવા લાગ્યો પરંતુ પાણી નીકળ્યું નહિ. તેથી તેને કાંગ ન થયા, કોદરા ન થયા, રોટલી ન થઈ અને ઘઉં પણ ન થયા આથી તેને ઘણોજ પશ્ચાતાપ થયો

માટે હે નાથ! તમે આ ભવ સંબંધી આ, ધન

વગેરેનુ પ્રત્યક્ષ સુખ મૂકીને પરલોકના સંશય ભરલા સુખને ઇચ્છો છો, તેથી કદાચ તમે બંનેથી ભ્રષ્ટ થશો

આ સાંભળી બુદ્ધિશાળી જબુકુમારે કહ્યુ —હે સમુદ્ર-શ્રી ! હુ કાગડાની જેવો બુદ્ધિ રહિત નથી, કે એવુ કરૂ. સાભળ—

## ૧૨ કાગડાની કથા.

નર્મદા નદીને કિનારે એકવાર એક હાથી મરણ પામ્યો ત્યા ઘણા કાગડાઓ ભેગા થઇને આવજાવ કરવા લાગ્યા જેમ દાનશાળામા બ્રાહ્મણો મળે, તેમ ત્યા કાગડાઓ એકઠા થયા હતા તેમાથી એક કાગડે તે મરેલા હાથીના ગુદાદ્વારમા પ્રવેશ કર્યો અને માસ લુબ્ધ થઇને ત્યાજ રહેવા લાગ્યો એવામા ગ્રીષ્મકાળ આવતા તેનુ ગુદાદ્વાર સકુચિત થઈ ગયુ, તેથી કાગડો અદરના ભાગમાજ રહ્યો પછી વર્ષાઋતુમા પાણીથી પૂર્ણ ભરાઈ ગયેલી તે નદી હાથીના કલેવરને સમુદ્રમા લઇ ગઈ. ત્યા તેના શરીરમાં પાણી પેસવાથી તે ગુદાદ્વાર ખુલ્લુ થયુ અને પેલો કાગડો તેમાથી બહાર આવ્યો

પછી તે કાગડો હાથીના કલેવર પર બેસીને ચારે તરફ જોવા લાગ્યો. તો તેણે ચારેકોર જળબબાકાર પાણીજ જોયું તે જોઈ તેણે વિચાર કર્યો કે, હુ અહીંથી ઉડીને સમુદ્રને કાઠે જઉ પછી તે ત્યાથી ઉડયો, પરંતુ તે સમુ-દ્રનો પાર પામી શકયો નહિ અને વારંવાર પાછો આવી આવીને કલેવર પર બેઠો તે કલેવરને માછલા તથા મગર ફોલવા અને ઘસડવા લાગ્યા, તેથી ભાર વડે દબાયેલા

વહાણની જેમ તે કલેવર સમુદ્રમાં ડુબી ગયું આથી નિરાધાર થયેલો તે કાગડો પણ સમુદ્રમાં ડુબી ગયો.

આનો ભાવાર્થ એ છે કે—મરેલા હાથીના કલેવર જેવી સ્ત્રીઓ છે અને કાગડા જેવા વિષયાસક્ત પુરૂષો છે. તે સંસારરૂપી સમુદ્રજળમાં ડુબે છે માટે હાથીના કલેવર તુલ્ય તમારી ઉપર રાગી થઈને કાગડાની જેમ આ ભવ સાગરમાં હું ડુબીશ નહિ.

પછી બીજી સ્ત્રી પદ્મશ્રીએ કહ્યું—હે નાથ! જો તમે અમને ત્યજી દેશો, તો તમને વાનરની માફક અત્યંત પશ્ચાતાપ થશે તેનું દ્રષ્ટાંત.—

## ૧૩ વાનરની કથા.

એક અટવીને વિષે પરસ્પર પ્રીતિવાળા એક વાનર અને એક વાનરી રહેતાં હતાં તે કદિ જુદાં પડતા નહિ તેઓ એક સાથે ભોજન કરતાં અને હરિક્રીડા કરતાં હોય. તેમ એક સાથે વૃક્ષ ઉપર ચડતાં એકજ દોરી વડે બાંધેલા હોય તેમ સાથેજ દોડતા અને એકજ કાર્યની ચિંતા વાળા હોય તેમ, સર્વ ક્રિયાઓ સાથેજ કરતાં એકદા ગંગાનદીના કાંઠા પરના નેતરના વૃક્ષો ઉપર તેઓ રમતા હતાં તેવામાં તે વાનર કુદકો મારવા જતાં ધ્યાન નહિ રહેવાથી જમીન ઉપર પડી ગયો. તેથી, તે તીર્થના પ્રભાવથી એક ક્ષણમાં તે વાનર વિધાતાના બળ વડે હોય નહિ! તેમ દેવપુત્ર જેવો મનુષ્ય બની ગયો. વાનરને મનુષ્યનું રૂપ પામેલો જોઈ, વાનરીને પણ તેવા થવાની ઇચ્છા થઈ; તેથી તેણે પણ જમીન પર કુદકો માર્યો; તે પણ તરતજ દેવાંગના જેવી

સ્રી થઇ ગઇ અને અત્યત પ્રેમ વડે તે નરને ભેટી. પછી તે બને મનુષ્ય જોડાઓ વાનરપણામાં જેમ વિલાસ કરતાં હતાં; તેમ વિલાસ કરવા લાગ્યાં

એકવાર નર રૂપ પામેલા વાનરે, નારીરૂપ પામેલી વાનરીને કહ્યુ:—આપણે જેવી રીતે મનુષ્ય થયા, તેવી રીતે ચાલો હવે દેવ થઇએ. ત્યારે સ્રીએ કહ્યુ –“હે પ્રિય ! અતિ લોભ કરવો સારો નહિ, આપણને જે સુખ મળ્યું છે, તેમાજ સતોષ માનવામા લાભ છે” આ પ્રમાણે સમજાવ્યા છતા પણ નહિ માનતા, તેણે ફરીથી વૃક્ષ પર ચડીને જમીન પર ભૂસ્કો માર્યો હવે તે તીર્થનો પ્રભાવ એવો હતો કે, જો તિર્યંચ પડે તો મનુષ્ય થાય, અને મનુષ્ય પડે તો દેવ થાય, પણ જો ફરીને પડે તો હતા તેવાજ થાય આથી તે મનુષ્ય પાછો હતો તેવો વાનર થઈ ગયો, અને પોતે કરેલા અતિ લોભ માટે પસ્તાવો કરવા લાગ્યો, તેમજ પોતાની સ્રી; કે જે મનુષ્યાણી થઈ હતી, તેને જોઈ જોઇને ઝૂરવા લાગ્યો.

એકદા તે પ્રદેશમા ફરતા રાજપુરૂષોએ આ સૌંદર્યવાન સ્રીને જોઇ, તેથી તેઓએ તેને રાજ્યકચેરીમાં લઈ જઇ, રાજાને અર્પણ કરી, કારણકે જે જે વસ્તુ સ્વામી વિનાની હોય, તે સર્વની માલીકી રાજાનીજ ગણાય છે મનોહર આકૃતિ વાળી આ સ્રીને રાજાએ પોતાની મુખ્ય પટ્ટરાણી બનાવી

હવે પેલો વાનર વગડામા ભટકતો હતો, તેને નટ લોકો લઈ ગયા અને પુત્રની જેમ વિવિધ પ્રકારનું તેને

નૃત્ય શીખવ્યું હોતા તે નટો તેજ રાજાની પાસે ગયા અને તેમણે તે વાનર પાસેજ નાટક શરૂ કરાવ્યું તેવામાં રાજાના અર્ધ આસન પર બેઠેલી પોતાની પૂર્વની સ્ત્રીને જોઇને તે વાનર અંતઃકરણના ભાવ પ્રગટ કરતો હોય તેમ અશ્રુપાત કરી રોવા લાગ્યો. તે જોઈ રાણી બોલી—હે વાનર! જે અવસરે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેને આનંદથી ઓળખવી જોઇએ હવે પાછળનું સંભારી ઝૂરણા કરવામાં કંઈ લાભ નથી.

આ ઉપરથી હે નાથ! આપ પણ પ્રાપ્ત થયેલાં વિષય સુખનો ત્યાગ કરીને, તે વાનરની માફક પાછળ શોચ કરશો નહિ

આ સાંભળી જંબુકુમારે કહ્યું—હું અંગારકારકની જેમ વિષયની તૃષ્ણા વાળો નથી, કે જેથી મારે પસ્તાવું પડે તેની કથા આ પ્રમાણે:—

## ૧૪ અંગારકારકની કથા.

કોઈ એક અંગારકારક ઉનાળામાં અંગાર પાડવા માટે મોટા અરણ્યમા ગયો અને પોતાને પીવા માટે પુષ્કળ પાણી સાથે લઇ ગયો ત્યા તે અંગારા પાડતા અગ્નિના મોટા તાપથી તથા સૂર્યના તાપથી તપી જવાને લીધે અત્યંત તરસ્યો થયો; તેથી તે વારંવાર પાણી પીવા લાગ્યો અને શરીર પર પણ પાણી સીંચવા લાગ્યો. થોડા વખત પછી તે બધુ પાણી ખલાસ થઇ ગયુ; પરંતુ તેની તૃષા શાંત થઇ નહિ. તેથી તે અંગારકારક પાણી પીવા માટે કોઈ જળાશય તરફ ચાલ્યો પણ અર્ધે રસ્તે તે પહોંચ્યો

નહિ હોય, તેવામા તો તે તૃષાંધ થવાથી એકદમ નીચે પડી ગયો દૈવયોગે તે કોઈ વૃક્ષની નીચે, અમૃતની વાવ સમાન શીતળ છાયામા પડયો. છાયડાની ઠંડકથી આરામ પામેલા તે પુરૂષને કાંઈક નિદ્રા આવી. સ્વપ્નમા તેણે મત્રેલા અગ્નિના બાણની જેમ વાવ, કૂવા, તળાવ વગેરે સર્વ જળાશયોના પાણી પી પીને સૂકવી નાખ્યા, તો પણ તેની તૃષા શાત થઈ નહિ પછી તે જાગૃત થઈને પાણીની ઈચ્છાથી ભમતો ભમતો એક જીર્ણ કુવા પાસે આવ્યો. તેના કાંઠા ઉપર તેણે કાદવ વાળું થોડું પાણી જોયુ. તે પાણી હાથના ખોબા વડે પી શકાય તેટલુ ન હતુ, તેથી તે જીભ વડે ચાટવા લાગ્યો, તો પણ દાહજવરથી પીડાતા માણુસની જેમ તે તૃપ્ત થયો નહિ

"માટે હે પ્રિયા! અંગારકારકના જેવો આ જીવ છે, અને વાવ, તળાવ વગેરે જળાશયોના જેવા દેવ અને વ્યંતર આદિના સુખભોગો છે તો જે જીવ સ્વર્ગ વગેરેના સુખથી તૃપ્ત નથી થયો, તે મનુષ્યના ભોગથી કેમ તૃપ્ત થઈ શકશે? માટે તું મને રોકવાનો ખોટો આગ્રહ ન કર."

આ સાભળી પદ્મસેના બોલી—હે નાથ! મનુષ્યો દરેક વાતનુ પરિણામ પોતાના વિચારને અનુસરતું લાવે છે. માટે બીજી યુક્તિઓ મૂકી દઈને, પૂર્વ પુણ્યના યોગે પ્રાપ્ત થયેલા આ સુભોગને ભોગવો, કારણકે સસારમા પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરનારા નૂપુરપડિતા અને શિયાળ જેવા ઘણા દ્રષ્ટાતો છે સાભળો:—

ન્યુન શીખ્યું એકતા તે નદીમાં તેજ રાજાની પાસે ગયા અને તેમણે તે વાનર પાસેજ નાટક શરૂ કરાવ્યું. તેવામાં રાજાના અર્ધ આસન પર બેઠેલી પોતાની પૂર્વની સ્ત્રીને જોઈને તે વાનર અંતઃકરણના ભાવ પ્રગટ કરતો હોય તેમ અશ્રુપાત કરી રોવા લાગ્યો. તે જોઈ રાણી બોલી:—હે વાનર! જે અવસરે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેને આનંદથી ઓળખવી જોઈએ. હવે પાછળનું સંભારી ઝુરવા કરવામાં કંઈ લાભ નથી.

આ ઉપરથી હે નાથ! આપ પણ પ્રાપ્ત થયેલાં વિષય સુખનો ત્યાગ કરીને, તે વાનરની માફક પાછળ શોચ કરશો નહિ.

આ સાંભળી જંબુકુમારે કહ્યું–હું અંગારકારકની જેમ વિષયની તૃષ્ણા વાળો નથી, કે જેથી મારે પસ્તાવું પડે. તેની કથા આ પ્રમાણે—

## ૧૪ અંગારકારકની કથા.

કોઈ એક અંગારકારક ઉનાળામાં અંગાર પાડવા માટે મોટા અરણ્યમાં ગયો અને પોતાને પીવા માટે પુષ્કળ પાણી સાથે લઈ ગયો. ત્યાં તે અંગારા પાડતાં અગ્નિના મોટા તાપથી તથા સૂર્યના તાપથી તપી જવાને લીધે અત્યંત તરસ્યો થયો; તેથી તે વારંવાર પાણી પીવા લાગ્યો અને શરીર પર પણ પાણી સીંચવા લાગ્યો. થોડા વખત પછી તે બધું પાણી ખલાસ થઈ ગયું; પરંતુ તેની તૃષા શાંત થઈ નહિ. તેથી તે અંગારકારક પાણી પીવા માટે કોઈ જળાશય તરફ ચાલ્યો પણ અર્ધ રસ્તે તે મહાકષ્ટથી

નહિ હોય, તેવામા તો તે તૃષાધ થવાથી એકદમ નીચે પડી ગયો. દૈવયોગે તે કોઈ વૃક્ષની નીચે, અમૃતની વાવ સમાન શીતળ છાયામા પડયો. છાંયડાની ઠંડકથી આરામ પામેલા તે પુરૂષને કાઈક નિદ્રા આવી. સ્વપ્નમાં તેણે મત્રેલા અગ્નિના બાણની જેમ વાવ, કૂવા, તળાવ વગેરે સર્વ જળાશયોના પાણી પી પીને સૂકવી નાખ્યા, તો પણ તેની તૃષા શાંત થઈ નહિ. પછી તે જાગૃત થઈને પાણીની ઈચ્છાથી ભમતો ભમતો એક જીર્ણ કુવા પાસે આવ્યો. તેના કાઠા ઉપર તેણે કાદવ વાળુ થોડું પાણી જોયુ. તે પાણી હાથના ખોબા વડે પી શકાય તેટલું ન હતું, તેથી તે જીભ વડે ચાટવા લાગ્યો; તો પણ દાહજવરથી પીડાતા માણસની જેમ તે તૃપ્ત થયો નહિ.

"માટે હે પ્રિયા! અંગારકારકના જેવો આ જીવ છે, અને વાવ, તળાવ વગેરે જળાશયોના જેવા દેવ અને વ્યતર આદિના સુખભોગો છે તો જે જીવ સ્વર્ગ વગેરેના સુખથી તૃપ્ત નથી થયો, તે મનુષ્યના ભોગથી કેમ તૃપ્ત થઈ શકશે? માટે તું મને રોકવાનો ખોટો આગ્રહ ન કર."

આ સાભળી પદ્મસેના બોલી—હે નાથ! મનુષ્યો દરેક વાતનું પરિણામ પોતાના વિચારને અનુસરતું લાવે છે. માટે બીજી યુક્તિઓ મૂકી દઈને, પૂર્વ પુણ્યના યોગે પ્રાપ્ત થયેલા આ સુભોગને ભોગવો, કારણકે સસારમા પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરનારા નૂપુરપડિતા અને શિયાળ જેવા ઘણા દ્રષ્ટાતો છે સાભળો:—

## ૧૫ નૂપુર પંડિતા અને શિયાળની કથા

રાજગૃહી નગરીમાં દેવદત્ત નામનો એક સોની રહેતો હતો તેને દેવદિન્ન નામનો પુત્ર હતો  તે પુત્રને દુર્ગિલ નામની સ્ત્રી હતી તે ચતુરસ્ત્રીઓમાં અગ્રેસર હતી એકદા તે કામદેવના બાણસમાન કટાક્ષો વડે યુવાન પુરૂષોના મનને ક્ષોભ પમાડતી નદીએ ન્હાવા ગઇ સર્વઅંગે સુવર્ણના આભરણ વાળી અને શ્વેત વસ્ત્રો વડે શોભતી તે સ્ત્રી, જાણે જળદેવતા હોય તેમ, નદીના તીરને શોભાવવા લાગી. ત્યાર પછી તેણે પોતાની કંચુકી તથા ઉત્તરિય વસ્ત્ર સખીને આપી, અર્ધ વસ્ત્ર વડે સ્તન પ્રદેશને ઢાંકી, હંસીની જેમ ધીરે ધીરે નદીમાં પ્રવેશ કર્યો, અને તે એક કાંઠેથી બીજા કાંઠા સુધી જઇ બાણ વાગેલા મૃગની જેવા ચપળ નેત્રવાળી તે કોમળાંગી જળક્રીડા કરવા લાગી. જળક્રિડામાં મગ્ન થયેલી તે સ્ત્રીનું વસ્ત્ર શિથિલ થઇ ગયું, તેણીના કેશ વીખરાઇ ગયા અને તેણીની કુચપંક્તિ ધોવાઇને સાફ થઇ; આથી જાણે તે સ્ત્રીક્રીડા કરીને ઉઠી હોય તેવી દેખાવા લાગી.

દેવાંગના જેવી તે સ્ત્રીને નદીના મધ્યમાં જળક્રિડા કરતી તે નગરના કોઇ એક દુઃશીલ યુવાને જોઇ એક વસ્ત્રથી ઢંકાયેલા તેના સર્વ અંગો પાણીએ ભીંજાવાથી સારી રીતે દેખાતા હતા તેથી ક્ષોભ પામી તે યુવાન બોલ્યો—આ નદી પૂછે છે, આ વૃક્ષો પૂછે છે અને હું પણ ત્હારા ચરણ કમળમાં પડીને પૂછું છું કે તેં સારી રીતે સ્નાન કર્યું? આ સાંભળી તે સ્ત્રીએ ઉત્તર આપ્યો—

નદીનુ કલ્યાણુ થાઓ, વૃક્ષો આનંદમાં રહો અને અને સુસ્નાન કર્યાનું પૂછનારના મનોરથ હું પુરા કરીશ.

આ પ્રમાણે પોતાના મનોરથ રૂપી લતાને ઉત્પન્ન કરવામા અમૃતના સિંચન જેવું તેણીનુ વચન સાભળી તે પુરૂષ, જાણે રાજાની આજ્ઞાથી રૂધાયો હોય તેમ સ્થિર થઇ ગયો, અને આ સ્ત્રી કોણુ હશે! તેમ તે વિચારવા લાગ્યો. તેવામા તેણે ત્યાં આગળ કેટલાક બાળકોને વૃક્ષ પરથી પત્થર વડે ફળ પાડતા જોયા. આથી તેણે તેમની પાસે જઈ પત્થરના ઘા વડે કેટલાક ફળો પાડી આપી બાળકોને આપ્યા બાળકો આથી પ્રસન્ન થયા એટલે તે પુરૂષે તેમને પૂછ્યુ–આ સ્ત્રી નદીમા સ્નાન કરે છે તે કોણુ છે? અને તેનુ ઘર કયા છે? ત્યારે તે બાળકો બોલ્યા–દેવદત્ત નામના સોનીની આ પુત્ર વધુ છે, અને તેનુ ઘર અમુક જગ્યાએ છે પછી તે દુર્ગિલા પણ એક ચિત્તે તે યુવાનનુજ ધ્યાન ધરતી, સ્નાન ક્રીડાથી પરવારી પોતાને ઘેર ગઇ

પછી તે બને રાત્રિ દિવસ વિચાર કરવા લાગ્યા કે:– અમે બને કયે દિવસે, કઈ રાત્રિયે, કયા સ્થાને અને કયે વખતે ભેગા થઇશુ! આ પ્રમાણે વિચારી વિયોગથી પીડા પામેલા તે બને પરસ્પર સંગમની ઇચ્છા કરવા લાગ્યા.

એકવાર તે યુવાન પુરૂષે, કોઇ એક કુલટા સ્ત્રીઓની કુળદેવતા જેવી તાપસીને ભોજન વગેરેથી ખુશ કરીને કહ્યુ–હુ અને દેવદત્ત સોનીની પુત્ર વધુ પરસ્પર પ્રીતિવાળા છીએ, તેથી કૃપા કરીને અમારા બનેનો મેળાપ

તું કરાવી આપ. એ તે મુજને જોઇને જોઇ છે અને તેણીએ પણ મારી સાથે સંગ કરવાનું કબુલ કર્યું છે તેથી ત્હારા માટે આ કાર્ય કરવું સરળ છે આ સાંભળી તે તાપસીએ તેમ કરી આપવાની હા કહી અને તે ભિક્ષાના બ્હાને દેવદત્તને ઘેર ગઇ ત્યાં બેઠી તપેલીના તળીઆને માંજવી સુવર્ણ-કારની પુત્ર વધુને તેણીએ જોઇ અને કહ્યું —હે વિશાળ નેત્રવાળી! સાક્ષાત્ કામદેવ જેવો એક યુવાન ત્હારી સાથે સંગમ કરવાની મ્હારા મારફત પ્રાર્થના કરે છે; માટે મને તું નિરાશ કરીશ નહિ. રૂપ, વય, બુદ્ધિ, ઉત્સાહ, ઇત્યાદિ ગુણોમાં ત્હારાજ જેવા તે પુરૂષને મળીને ત્હારૂં યૌવન કૃતાર્થ કર.

આ પ્રમાણે તાપસીનું વચન સાંભળીને, બુદ્ધિશાળી તે દુર્ગિલાએ પોતાના હૃદયના ભાવને ગુપ્ત રાખવા માટે કઠોરતાથી તેણીને કહ્યું —હે મુંડે! શું તે મદિરાપાન કર્યું છે? કે કુલિનની પાસે અકુલિનને યોગ્ય વચન બોલે છે! માટે હે નાલાયક! શું તું કુલટા છે? અરે! તું મ્હારી પાસેથી જલદી ચાલી જા, તને જોવાથી પણ પાપ થાય છે તો ત્હારી સાથે બોલવાથી તો કોણ જાણે શું થાય! આ પ્રમાણે તિરસ્કાર કરવાથી પાછી જતી તે તાપસીની પીઠ ઉપર, મહેલની ભીંત ઉપર થાપો મારે તેમ, દુર્ગિલાએ મેષનો મલિન થાપો માર્યો તેણીના આશયને નહિ સમજવાથી વખણાઇ ગઇ જણેલી તે તાપસીએ જઇને પેલા દુઃશીળ પુરૂષને કઠોર શબ્દે કહ્યું —' અરે! તું કેવો મૂર્ખ છે? દુર્ગિલા મને ચાહે છે, એ ત્હારા શબ્દો

કેવળ અસત્ય છે. તેણે તો સંપૂર્ણ સતીત્વના ગર્વમાં કુતરીની પેઠે મને મારીને કાઢી મૂકી; એટલુંજ નહિ પણ ઘરકામમા ગુંથાયેલી તે સ્ત્રીએ, મ્હારા પર કોપાયમાન થઈને તેના મેષના કાળા હાથ વડે મારા વાંસામા થપાટ મારી." એમ કહીને તે તાપસીએ તે પુરૂષને પોતાનો વાંસો બતાવ્યો તે જોઈ તે બુદ્ધિશાળી યુવાને વિચાર કર્યો કે, તે સ્ત્રીએ તાપસીની પીઠ પર પાંચ આગળીવાળો કાળો થાપો માર્યો; તેથી અવશ્ય તેણીએ મને કૃષ્ણપક્ષની પાંચમની રાત્રિએ મળવાનો સંકેત કર્યો છે. તેણીની ચતુરાઇ કેવી છે કે જેણે આવી સમસ્યાથી મને સંકેતનો દિવસ જણાવ્યો! પરંતુ હે મન! ધીરજ રાખ. હજુ પણ સંગમ સુખમા અંતરાય છે, કારણકે તેણીએ સંકેતનું સ્થાન જણાવ્યું નથી.

એમ વિચારી તેણે ફરીથી તાપસીને કહ્યું–કૃપાકરી મ્હારી ખાતર એકવાર ફરીથી તું ત્યાં જા. અવશ્ય તેણી મ્હારા પર પ્રીતિવાળી છે, કારણકે થાપો માર્યાનો આશય ત્હારા સમજવામા આવ્યો નથી માટે હે માતા! મ્હારા કાર્યમા તું જરાપણ ખેદ કરીશ નહિ આ સાભળી તાપસીએ કહ્યું:–" હે ભાઇ! તે કુલિન સ્ત્રી ત્હારૂં નામ પણ સહન કરતી નથી, તો પછી તેના મેળાપની આશા રાખવી તે તદ્દન વ્યર્થ છે, છતાં ત્હારી પ્રાર્થનાનો હું ફરી સ્વીકાર કરૂં છું." એમ કહી તે તાપસી પુનઃ તે સુવર્ણકારની પુત્રવધુ પાસે ગઇ. અને મધુર વચને બોલી–" હે ભદ્રે!

ત્હારે યોગ્ય એવા તે પુરૂષની સાથે તું ક્રીડા કર અને યોવનનું ફળ ગ્રહણ કર આ યુવાવસ્થાને તે ઉચિતજ છે"

તે સાંભળી જાણે ક્રોધ પામી હોય તેમ તે દુહિતાએ તિરસ્કારપૂર્વક તેણીને બળે ઝાલીને અશોક વનના પાછલા દ્વારથી કાઢી મૂકી. આથી તાપસી શરમિંદી થઈને, જ્યાં સતાદિ એોતમ તે પુરૂષ પાસે પ્હોંચી ગઈ અને ખેદપૂર્વક કહેવા લાગી:-" હે ભાઈ ! આ વખતે પણ તેણીએ મ્હારો તિરસ્કાર કર્યો અને મને ગળે ઝાલીને અશોક વનના પાછલે બારણેથી કાઢી મૂકી." તે સાંભળી બુદ્ધિમાન પુરૂષે વિચાર કર્યો કે, ખરેખર તેણીએ મને અશોક વનમાં આવવાનો સંકેત કર્યો છે. એમ વિચારી તેણે તાપસીને કહ્યું:-હે પૂજ્ય ! તેણીએ કરેલો આ તિરસ્કાર મ્હારી ખાતર તારે સહન કરવો અને હવેથી તે દુરાનું નામ ન લેવું

પછી તે યુવાન કૃષ્ણપક્ષની પાંચમની રાત્રિએ પાછળના દ્વારથી અશોક વાટિકામાં ગયો ત્યાં પોતાનો માર્ગ જોતી તેણીને તેણે દૂરથી જોઈ તેણીએ પણ તેને દૂરથી આવતો જોયો આ પ્રમાણે તે બન્નેનો દૃષ્ટિ મેળાપ એક થયો એટલે બન્ને જાણ્યું એક શરીર હોય તેમ શીઘ્રતાથી દોડીને પરસ્પર ભેટયા પ્રેમગર્ભિત વાતો વડે અને નવી નવી મૈથુનની ક્રીડા વડે સંભોગરૂપી સરોવરમાં મગ્ન થયેલા તેઓએ બે પ્રહર રાત્રી વ્યતીત કરી. પછી શ્રમિત થયેલા બન્ને જણ નિદ્રાને આધિન થઈ ગયા.

એ અવસરે દેવદત્ત સોની કાયચિંતા કરવા માટે ઉઠયો અને અશોક વનમા ગયો ત્યાં તેણે તે બન્નેને

સૂતેલાં જોયા. તેણે વિચાર કર્યો કે, અહો! ધિક્કાર છે, આ મારી પાપિષ્ટ પુત્ર વધુ પરપુરૂષની સાથે ક્રીડા કરી થાકને લીધે અહિં ઉંઘે છે આ જાર પુરૂષ છે એમ નિશ્ચય કરવા માટે તે વૃદ્ધ સોની પુત્રના ઓરડામા ગયો, તો તેણે ત્યાં પુત્રને એકલો સૂતેલો જોયો, એટલે તે અશોક વનમાં આવ્યો. ત્યા તેણે વિચાર કર્યો કે, ધીમેથી હુ વહુના પગનું એક નુપુર (ઝાંઝર) કાઢી લઉ, કે જેથી જ્યારે હું તેને અસતિ કહુ, ત્યારે મારો પુત્ર તે વાત સાચી માને. એમ વિચારી ચોરની જેમ શીઘ્રપણે તેણીના પગનું નુપુર દેવદત્તે કાઢી લીધું અને ઘરમા ગયો

નુપુર કાઢવાથી તે સોનીની વહુ તત્કાળ જાગી ગઈ; કારણકે ભય સહિત સુતેલાની નિંદ્રા પણ જાણે ભયવાળી હોય તેમ થોડીજ હોય છે. સાસરાએ પગનુ નુપુર કાઢયું છે, એમ જાણી ભયથી કપતી દુર્ગિલાએ જાર પુરૂષને ઉઠાડીને કહ્યુ કે, જલ્દી જતા રહો, કારણકે મ્હારા દુષ્ટ સસરાએ આપણને જોયા છે આથી તે જાર પુરૂષ એકદમ ત્યાથી જતો રહ્યો અને તે કુલટા સ્રી પણ ત્વરાએ ઘરમાં આવીને પતિના પડખામા સૂઈ ગઈ

પછી તે ચતુર સ્રીએ હિમત રાખીને ગાઢ આલિંગનપૂર્વક પતિને જગાડયો અને કહ્યું –હે સ્વામિન્! અહિંયા મને બહુ ઘામ (ગરમી) થાય છે, માટે અશોકવનમા ચાલો. આ સાભળી સ્રીને વશ થયેલો તે દેવદિન્ન તેની સાથે અશોક વનમા ગયો જ્યાં પેલા જારની સાથે તેણી સૂતેલી હતી, તેજ જગ્યાએ જઇને દુર્ગિલા પોતાના પતિને ગાઢ

આલિંગન આપીને સુતી. ત્યાં પણ સરળ આશયવાળી તેનો પતિ નિદ્રાધિન થઇ ગયો ત્યારપછી નદીની જેમ આકાર ગોઠવીને તે પુત્રીએ પતિને જગાડીને કહ્યું–" સ્વામીનાથ ! તમારા કુળમાં એવો શો રિવાજ છે કે, જે બોલી પણ શકાય નહિ ! છાતી પરથી વસ્ત્ર દૂર કરી તમને આલિંગન આપીને હુ સુતી હતી, તેવામાં તમારા પિતાએ આવી મારા આ પગમાંથી નુપુર કાઢી લીધુ સસરાઓને અન્ય વખતે પણ વહુનો સ્પર્શ કરવો યોગ્ય નથી તો કીડાગૃહમાં પતિની સાથે સુતેલી સ્ત્રીનો સ્પર્શ કેમ કરી શકાય ? તે સાંભળી દેવદિન્ન બોલ્યો–હે પ્રિયા ! તું ચિંતા ન કર પ્રાતઃકાળે તારા દેખતાં હુ એવુ અકાર્ય કરનાર પિતાને જરૂર ઠપકો આપીશ

પછી સવાર થતાં દેવદિન્ને પોતાના પિતાને કહ્યું–' તમે વહુના પગમાંથી નુપુર કેમ કાઢી લીધુ ?" ત્યારે દેવદત્ત બોલ્યો–ત્હારી વહુ વ્યભિચારિણી છે. રાત્રિએ મે તેને પરપુરૂષ સાથે સુતેલી જોઇ હતી તે કુશીલા છે, એમ તને ખાત્રી કરાવવા માટેજ મે તેનું નુપુર કાઢી લીધુ હતું આથી પુત્ર બોલ્યો–હે પિતા, તમે જોડુ ન બોલો તે વખતે હુજ સુતેલો હતો, તમે નિલજ થઇને મને પણ લજવ્યો હવે વહુનુ નુપુર આપી દો તમે પિતા થઇને મને લજાવો નહિ તે ખરેખરી પતિવ્રતા છે, તેની મને પૂર્ણ ખાત્રી છે

આ સાંભળી વૃદ્ધે કહ્યું–" હે વત્સ ! જે વખતે મે

નુપુર કાઢયુ, તે વખતે મેં આવીને તને ઘરમા જોયો હતો ” તે સાભળી દુર્ગિલાએ કહ્યું -“ હું મ્હારા પરનો આવો ખોટો આરોપ સહન નહિ કરૂં હેવી ક્રિયા કરીને પણ હું તમારા પિતાને ખાત્રી કરી આપીશ ધોયેલા શ્વેત વસ્ત્રમા પડેલા મેષના એક ડાઘની જેમ મારી કુલીનતા વિષે આવું બોલાય તે મને શોભતું નથી માટે આ નગરની બહાર શોભન નામનો યક્ષ છે, તેની બે જઘાની વચ્ચે થઇને હું નીકળીશ, કેમકે જે પ્રાણી અશુદ્ધ હોય છે, તે તેની જંઘામાથી નીકળી શકતો નથી. દુર્ગિલાની ધૂર્તતા ભરેલી આ પ્રતિજ્ઞા પિતાપુત્ર બનેએ કબુલ કરી.

પછી સ્નાન કરી, ધોયેલા વસ્ત્ર પહેરી, ધૂપ પુષ્પ વગેરે પૂજાની સામગ્રી હાથમા લઈ, દુર્ગિલા સર્વ સબધી વર્ગની સાથે યક્ષને પૂજવા ચાલી ત્યા તે યક્ષનુ પૂજન કરતી હતી, તેવામા તેનો યાર અગાઉથી કરી રાખેલા સકેત પ્રમાણે, ગાડો થઇ ગયો હોય તેમ આવીને એકદમ તે દુર્ગિલાને ગળે વળગી પડયો ત્યા તેને ગાડો છે, એમ કહીને લોકોએ ગળુ પકડીને બહાર કાઢી મૂકયો, ને તે સ્રી ફરીથી સ્નાન કરી, યક્ષને પૂજી, આ પ્રમાણે કહેવા લાગી:- “આજ સુધી મે પતિ સિવાય બીજા કોઇ પુરૂષનો સ્પર્શ કર્યો નથી, અને આ ગાડો મ્હારે ગળે વળગી પડયો, તે તો પ્રત્યક્ષ છે હવે મ્હારો પતિ તથા આ ગાંડો માણસ, એ બે સિવાય જો કોઈ અન્ય પુરૂષ મ્હારે શરીરે અડકયો ન હોય, તો હે યક્ષ! મને સતીને શુદ્ધિ આપનારો થા. કારણકે તું સત્યપ્રિય છે આ સાંભળી યક્ષ પણ શું કરવું

તેની ચિતામાં પડયો, તેવામા તો તે કુલટા, તેની બને જાંઘ વચ્ચે થઈને નીકળી ગઈ

તેજ ક્ષણે લોકોએ 'આ શુદ્ધ છે, શુદ્ધ છે' એમ બોલવા માંડ્યુ, અને રાજાના અધિકારીઓએ તેણીના કંઠમાં પુષ્પની માળા નાખી. પછી વાગતા વાજીંત્ર સહિત હર્ષ પામેલા બંધુજનોએ પરિવરેલી અને દેવદિન્ને સ્વીકાર કરેલી તે શ્વશુરાને ઘેર ગઈ નૂપુર કાઢી લેવાથી ઉત્પન્ન થયેલું કલંક તેણીએ ઉતાર્યું તેથી લોકો તેને નૂપુર પંડિતા કહેવા લાગ્યા વહુએ બુદ્ધિવડે દેવદત્તનો પરાભવ કર્યો, તેથી ચિંતાને લીધે તેની ઉંઘ નાશ પામી એટલે રાજાએ તેને યોગીની જેમ નિદ્રા રહિત જાણીને પોતાના અંતઃપુરનો રક્ષક બનાવ્યો

હવે રાત્રીએ એક વખત તે રક્ષક ઉંઘે છે કે જાગે છે! તે જોવાને એક રાણી વારવાર તેની તપાસ કરવા લાગી. તેથી તેણે વિચાર્યું કે વારવાર ઉઠીને આ રાણી મને જોઇ જાય છે તો તેનું કારણ શું! માટે જો હું ઉંઘવાનો ઢોંગ કરૂં તો ખબર પડે કે આ રાણી શું કરવા ઇચ્છે છે! એમ વિચારી તે રક્ષક ખોટી નિદ્રામાં સૂઈ ગયો; રક્ષકને ખરે ઉંઘમાં સુતેલો જોઈ તે રાણી હર્ષ પામી, અને ત્યાંથી ઉઠીને તે ધીરે ધીરે ચોરની જેમ ગોખ તરફ જવા લાગી. તે ગોખની નીચે રાજાનો એક હાથી બાંધ્યો હતો તેના માવત પર આ રાણી આસક્ત હતી. નિત્યના અભ્યાસથી શીખેલા હાથીએ રાણીને સૂંઢ વડે લઈને જમીન પર ધરી; પણ તે માવત તો તેને જોઇને

કોપાયમાન થયો. 'તું કેમ મોડી આવી'? એમ કહીને લાલચોળ આંખો કરી, દાસીની પેઠે તે રાણીને હાથીની સાકળ વડે મારી. રાણીએ કહ્યુ-મને મારો નહિ; આજે રાજાએ કોઇ નવો અતપુર રક્ષક મોકલ્યો છે તે જાગતો હોવાથી મ્હારે રોકાવું પડયુ આથી માવતનો ક્રોધ શાંત પડયો અને તે કુલટા રાણી સાથે નિર્ભય રીતે ક્રીડા કરવા લાગ્યો રાત્રી વીતી જવા આવી, એટલે હાથીની સૂઢની મદદ વડે તે રાણી પોતાના સ્થાનકે ગઇ

આ જોઈ સુવર્ણકારે વિચાર કર્યો -અહો! અશ્વો અને કૂકડાના ચરિત્ર જેવુ સ્ત્રીઓનુ ચરિત્ર જાણવાને કોણ સમર્થ છે! સૂર્યને કદિ નહિ જોનારી રાજાની રાણી પણ શીયળનો ભંગ કરે છે, તો પછી મ્હારી પુત્રવધુ અથવા તો અન્ય કુલટા સ્ત્રીઓ શિયળ ભગ કરે તેમા શી નવાઇ! રાણીની દુષ્ટ વર્તણુક ઉપરથી તે, પોતાની પુત્ર વધુના, દુષ્ટાચરણની ચિંતા ભૂલી ગયો, અને નિરાતે સૂઇ ગયો પ્રાત કાળ થયુ છતા પણ તે નિશ્ચિત રક્ષક જાગ્યો નહિ, તેથી દાસ લોકોએ જઈને રાજાને વાત કરી આથી રાજાએ કહ્યુ:- કાઇ કારણને લીધે તેમ થયુ હશે, તેથી તે જાગે ત્યારે તેને મ્હારી પાસે મોકલજો.

નવો રક્ષક સાત દિવસ સુધી સૂઇ રહ્યો, આઠમે દિવસે તે જાગ્યો, ત્યારે તેને રાજા પાસે લઇ જવામા આવ્યો, રાજાએ આટલા દિવસ સુધી ઉઘ લેવાનુ તેને કારણ પૂછયું, ત્યારે તેણે રાણી, હાથી તથા માવતની સઘળી વાત રાજાને નિવેદન કરી પછી રાજાએ યુક્તિવડે તે રાણીને

ખોળી કાઢી, અને તે ત્રણેના પ્રાણ લેવાનો રાજાએ હુકમ છોડ્યો પરંતુ હસ્તિરત્નને બચાવવાની લોકોની પ્રાર્થનાથી રાજાએ હાથીને બચાવ્યો, અને માલવ તથા રાણીને પણ પ્રજાની વિનવણીથી જીવતદાન આપી પોતાનો દેશ છોડી જવાનો હુકમ ફરમાવ્યો. માવત અને રાણી જીવ લઈને ત્યાંથી નાસી ગયા

તેઓ નાસતાં નાસતા સાંજે, એક ગામ પાસે આવી પહોંચ્યા; ત્યાં તેઓ ગામ બહાર એક શૂન્ય દેવાલયમાં સુઇ રહ્યાં. મધ્યરાત્રિને સમયે, તેજ ગામમાંથી એક ચોર આરક્ષકો પાસેથી નાસીને તેજ દેવાલયમાં પેઠો "પ્રાતઃકાળે ચોરને પકડી લઈશું" એવો નિશ્ચય કરીને આરક્ષકોએ તે દેવાલયને ઘેરી લીધુ પેઠેલો ચોર, આંધળાની માફક હાથ ફેરવતો ફેરવતો પેલાં બે જણ સુતા હતા, ત્યાં પહોંચ્યો ચોરથી સ્પર્શ કરાયા છતાં, શ્રમથી થાકી ગયેલો મહાવત જાગ્યો નહિ, પણ રાણી તો તેના હાથના જરાક સ્પર્શથી જાગી ગઈ અને સ્પર્શથીજ તેણી તે ચોર પર આસક્ત થઈ તેથી તેણીએ તેને ધીમેથી પુછયું—"તું કોણ છે? ચોરે પણ ધીમેથી કહ્યું— હું ચોર છુ મ્હારી પાછળ પહેરેગીરો દોડતા આવે છે, તેથી પ્રાણ બચાવવા માટે હું અહિં આવ્યો છુ

આ સાંભળી રાણીએ કહ્યું—'જો તું મને તારી સ્ત્રી કરવા ચ્હાતો હો, તો હું ત્હારૂં જરૂર રક્ષણ કરૂં' આથી ચોરે કહ્યું—"તું મ્હારી સ્ત્રી થાય છે, અને વળી મ્હારા પ્રાણ બચાવે છે તેથી સોનું અને સુગંધી એ બન્નેની પ્રાપ્તિ થતી હોય તો કયો મૂર્ખ તે ન લે? પરંતુ હે સુંદરી! હું

તને પૂછુછુ કે, તું મારૂં રક્ષણ શી રીતે કરીશ !" ત્યારે તેણે કહ્યુ:-હે સુભગ! જ્યારે તે આરક્ષકો અહિ આવશે, ત્યારે હું તને મારો ભર્તાર કહીશ, એટલે આ મારી સાથે છે તે ચોર ઠરશે ચોરે કહ્યુ,-આ ઉપાય તો બહુજ સરસ

પછી પ્રાત કાળ થતા હથિયાર સહિત સુભટો આવ્યા, અને તે ત્રણે જણને ભ્રકુટી ચડાવીને પૂછયુ —તમારા ત્રણમાથી કોણ ચોર છે? ત્યારે તે સ્રીએ, ચોર પુરૂષને દેખાડીને કહ્યુ —આ તો મારો પતિ છે પછી તે હાથ જોડીને બોલી —હે ભાઇઓ, અમે પરગામ જતા હતા, માર્ગમા સધ્યાકાળ થઈ જવાથી અમે આ દેવાલયમા રાત્રિવાસો રહ્યા છીએ. તે સુભટોએ પણ વિચાર કર્યો કે-ચોરને ઘેર આવુ સ્રી રત્ન સભવે નહિ એ બ્રાહ્મણી, વાણિયણ કે રાજપુત્રી ગમે તે હો, પણ તેની મૂર્તિ પવિત્ર છે, તેથી તેનો પતિ ચોર હોઈ શકે નહિ વિવિધ પ્રકારના વસ્રાભુષણવાળી, સાક્ષાત્ લક્ષ્મી જેવી, જેની પત્ની હોય તે પુરૂષ, શુ ચોરીથી આજીવિકા ચલાવે? માટે બાકી રહેલો આ પુરૂષજ (મહાવત) ચોર છે એ રીતે તેઓએ મહાવત ઉપર દોષનો આરોપ મૂકી તેને શૂળી પર ચડાવ્યો.

શૂળી પર ચડાવેલા મહાવતને તૃષા લાગવાથી તે જેને જેને માર્ગે જતા જોતો, તેને તે નમ્રતાથી કહેતો કે મને પાણી આપો, પાણી આપો, પરતુ રાજાના ભયથી તેને કોઇએ પાણી આપ્યુ નહિ કેમકે સૌ કોઈ પોતાનું રક્ષણ કરીનેજ ધર્મ કરે છે છેવટે તે માર્ગે જતા જિનદાસ નામના એક શ્રાવકને તેણે જોયો મહાવતે તેની પાસે

પાણી માગ્યું. જિનદાસે તેને કહ્યું — હે ભાઈ! હું તને પાણી પાઈ તારી તૃષા શાંત કરીશ, પરંતુ મારૂં એક વચન માન્ય કર તે એ કે, હું પાણી લઈને આવું તે દરમ્યાન તું નમો અરિહંતાણં એ શબ્દ બોલ્યા કર. મહાવત પાણી પીવાની ઈચ્છાથી તે શબ્દ વારવાર બોલવા લાગ્યો. શ્રાવક પણ રાજપુરૂષની આજ્ઞા લઈ તેને માટે પાણી લઈ આવ્યો. તેને પાણી લઈ દૂરથી આવતો જોઈને તે મહાવત ધીરજ ધારણ કરી મોટે સ્વરે નમો અરિહંતાણં એ મંત્ર બોલ્યો તેવામાં તો તેના પ્રાણ નીકળી ગયા. સદાચારનું નામ પણ જેણે સાંભળ્યું ન હતું એવો તે મહાવત અકામ નિર્જરા થવાથી નવકાર મંત્રના પ્રભાવ વડે વ્યંતર જાતિનો દેવ થયો.

હવે પેલી કુલટા રાણી પેલા ચોરની સાથે આવી. માર્ગમાં પાણીના પૂરથી ભરેલી ન તરી શકાય એવી એક નદી આવી. તે જોઈ ચોરે તે કુલટા સ્રીને કહ્યું—હે પ્રિયા! વસ્ત્ર અને આભરણના ભારવાળી તને હું એક ફેરા વડે આ નદી ઉતારી શકીશ નહિ. માટે પ્રથમ ત્હારાં વસ્ત્ર અને અલંકારનો ભાર તું મને આપ. તેને હું સામે કાંઠે લઈ જાઉં, અને પછી તને રમત માત્રમાં લઈ જઈશ. હું પાછો આવું ત્યાં સુધી તું આ ઘાસના ઝુંડમાં સંતાઈને બેસજે. તું એકલી છે પણ બ્હીતી નહિ. હું થોડા વખતમાંજ પાછો આવીશ, ને તને પીઠ ઉપર બેસાડી તરતા માણસની જેમ સામે કાંઠે પહોંચાડીશ. માટે તું મ્હારા કહ્યા પ્રમાણે કર. તે સાંભળી તેણીએ તેના કહ્યા પ્રમાણે કર્યું અને પોતાના

)

વસ્ત્રાભરણો ઉતારી આપી તે ઘાસના જુથમા લપાઈને બેસી ગઇ. ઘરેણું, વસ્ત્રો વગેરે લઈને ચોર નદી ઉતરી સામે કાઠે પહોચી ગયો ત્યા જઈ તેણે વિચાર કર્યો કે – જે સ્ત્રીએ મ્હારા પર આસક્ત થઇને પોતાના ધણીને મરાવી નાખ્યો, તે સ્ત્રી મને પણ કેમ ન મારી નાખે? માટે આવી ક્ષણિક રાગવાળી સ્ત્રીનો સંગ કરવો ઉચિત નથી એમ ધારી તે ચોર પાછો વળીને તેણીને જોતો મૃગની જેમ નાઠો તેને જતો જોઇને નગ્નાવસ્થાવાળી તે સ્ત્રી હાથણીની જેમ હાથ ઉચો કરીને બોલી –મને મૂકીને કેમ ચાલ્યો જાય છે? ત્યારે ચોરે કહ્યુ – "વસ્ત્ર વિનાની અને ઘાસના વનમા રહેલી તને રાક્ષસીની જેવી જોતા મને બીક લાગે છે; મારે ત્હારૂ હવે કામ નથી" એમ કહીને પક્ષીની માફક તે ચોર અદ્રશ્ય થઇ ગયો, અને પતિનો નાશ કરનારી તે કુલટા ત્યાજ રહી.

હવે પેલા મહાવતનો જીવ જે દેવ થયો હતો, તેણે અવધિજ્ઞાન વડે તે બિચારીને આવી હાલતમા જોઈ તેથી પોતાની પૂર્વજન્મની સ્રીને બોધ દેવા માટે તેણે, મુખમાં માસના કકડાવાળા એક શિયાળનુ રૂપ ધર્યું, તે શિયાળ તે નદીને કાંઠે પાણીની બહાર રહેલા એક મત્સ્યને જોઈ, મ્હોડામાના માસના કકડાને પડતો મેલી, તે મત્સ્યને ખાવા માટે દોડયુ. તે વખતે તરતજ તે મત્સ્ય નદીના જળમાં પેસી ગયો, અને તે દેવે વિકૂર્વેલા બીજા એક ગીધ પક્ષીએ આવી તે માસનો કકડો લઇ લીધો. તે કૌતક જોઈ, નદીને કાંઠે ઘાસના વનમા બેઠેલી પેલી સ્રી દુઃખથી

દીન બની ગઈ હતી, છતાં પણ બોલી—હે દુર્મતિવાળા જંબુક! માંસના કકડાનો ત્યાગ કરી તે માછલાની ઇચ્છા કરી, તેથી માંસ અને માછલું એ બંનેય તે ખોયા' હવે શું જુએ છે? તે સાંભળી શિયાળે કહ્યું—હે નગ્નિકા' પરણેલા પતિનો ત્યાગ કરી તે જારપુરુષની ઇચ્છા કરી, તેથી તું પતિ અને જાર એ બંનેયથી ભ્રષ્ટ થઇ હવે તું પણ શું જુએ છે!

આ સાંભળી પાપણી અત્યંત દુઃખ પામી. ત્યારે તે અત્ર દેવે પોતાનું મહર્દ્ધિક રૂપ બતાવી તેણીને કહ્યું—હે પાપી સ્ત્રી! જો કે તે ઘણુંજ પાપ કર્યું છે, તો પણ જો તું જૈનધર્મને અંગીકાર કરીશ, તો તે પાણીના પૂરની પેઠે ત્હારા પાપ મલને દૂર કરશે. હે મુગ્ધે! જેને તે મરાવી નાખ્યો હતો, તે મહાવત હું પોતે જ છું પરંતુ જૈન ધર્મના પ્રતાપે હું દેવ થયો છું આ સાંભળી તેણીએ નિશ્ચય કર્યો કે હું જૈન ધર્મ અંગીકાર કરીશ. આથી દેવે તેણીને કોઇ સાધ્વી પાસે લઇ જઇ દિક્ષા ગ્રહણ કરાવી પછી ચારિત્ર પાળીને પરિણામે તે સુખી થઇ

ઉપર પ્રમાણે કથા કહી પદ્મશ્રી બોલી—હે નાથ! આવાં પ્રવૃત્તિ નિવૃત્તિના દ્રષ્ટાંતોનો અનાદર કરીને આપ પણ વિષય સુખનો અનુભવ કરો ત્યારે જંબુકુમારે કહ્યું—હું વિદ્યુન્માળી વિદ્યાધરની પેઠે પ્રેમ ઘેલો થયો નથી. તેનું ચરિત્ર સાંભળો—

## ૧૬ વિદ્યુન્માળીની કથા

આ ભરતક્ષેત્રની અંદર બે પાંખવાળા પક્ષીના જેવો ઉત્તર અને દક્ષિણ ભરતાર્ધને જોડી દેનારો વૈતાઢ્ય નામે પર્વત છે ત્યા ગગનવલ્લભ નામનુ મનોહર નગર છે. તેમા **મેઘરથ** અને **વિદ્યુન્માળી** નામના પરસ્પર પ્રીતિવાળા બે યુવાન વિદ્યાધર ભાઇઓ રહેતા હતા એકદા તે બનેએ વિચાર કર્યો કે, આપણે વિદ્યા સાધવા માટે પૃથ્વી પર જઈએ, કારણ કે ત્યાજ તે વિદ્યા સિદ્ધ થશે વળી તે વિદ્યા સાધવા માટે એવો વિધિ છે કે—"નીચ કુળમા જન્મેલી કન્યા સાથે પરણવુ અને એક વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું." આ પ્રમાણે વિચારી તે બન્ને ભાઈઓ માતાપિતાદિકની રજા લઇ દક્ષિણ ભરત અર્ધના **વસંતપુર** નામના નગરમા આવ્યા પછી તેઓ ચડાળનો વેષ ધારણ કરી ચડાળના પાડામા ગયા અને ચડાળોની સેવા કરવા લાગ્યા તેમની ભક્તિથી પ્રસન્ન થઇ ચંડાળોએ તે બનેને પૂછ્યુ —ભાઇઓ ! ત્હમે અહિં કેમ આવ્યા છો ?

વિદ્યાધર ભાઇઓએ પોતાની સત્ય હકીકત છૂપાવીને કહ્યુ —અમે ક્ષિતિપ્રતિષ્ઠિત નગરથી આવ્યા છીએ. અમારા માતાપિતાએ અમને કાઢી મૂકયા, તેથી ફરતા ફરતા અહિં આવ્યા છીએ આ સાભળી ચડાળોએ કહ્યુ —તમે અમારો આશ્રય કરીને અહિં રહો વળી અમે તમને પૂછીએ છીએ કે, તમારે પરણવાની ઇચ્છા છે? જો હોય તો, અમે તમને બે કન્યા આપીએ, પણ જો તમે અમારી કન્યા સાથે પરણશો, તો તમારે અમારી જાતિને ઉચિત સર્વ કાર્ય કરવુ પડશે. તેઓએ હા કહી; એટલે તે ચડાળોએ તે

બંનેને એક કાણી અને એક લાંબા દાંતવાળી એમ બે કન્યાઓ પરણાવી.

પછી વિદ્યુન્માળી કદરૂપી માતંગ કન્યા પર અતિ મોહાંધ થયો તેથી તેણે વિદ્યાનું કાંઈપણ સાધન કર્યું નહિ. સમય જતાં તે વિદ્યુન્માળીની સ્ત્રી ગર્ભવતી થઈ આ તરફ વર્ષ પુરૂં થયું ત્યારે મેઘરથે તો વિદ્યા સિદ્ધ કરી, અને પ્રીતિને લીધે વિદ્યુન્માળી પાસે આવીને કહ્યું —કે ભાઈ! આપણી વિદ્યા સિદ્ધ થઈ છે, માટે ચાલ, હવે આપણે આ ચંડાળનું કુળ છોડીને વૈતાઢ્ય પર્વત ઉપર જઈએ અને ત્યાં અત્યંત રૂપવાન્ વિદ્યાધર કન્યાઓને પરણીને મનગમતા સુખ ભોગવીએ.

આ સાંભળી વિદ્યુન્માળીએ લજ્જાને લીધે નીચું મુખ કરી કહ્યું:—કે વિદ્યાવાન્! હે સુવ્રત! તું વૈતાઢ્ય ઉપર જા કારણ કે તે ત્હારૂં કાર્ય સિદ્ધ કર્યું છે અધમવૃત્તિ વાળા મેં તો નિયમરૂપ વૃક્ષને તોડી નાખ્યું છે, તેથી મ્હારા આંગણમાં વિદ્યાસિદ્ધિ રૂપ ફળ ક્યાંથી હોય? વળી આ બિચારીને ગર્ભ ઉત્પન્ન થયો છે તેથી તેણીનો મારે ત્યાગ કરવો એ પણ ઉચિત નથી તેમજ તું વિદ્યા સહિત છે, અને હું વિદ્યા રહિત છું તેથી હે પાપરહિત બંધુ! ત્હારી સાથે આવતાં પણ હું લાજું છું તે વિદ્યા સિદ્ધ કરી છે તો સુખેથી તું જા. તારૂં કલ્યાણ થાઓ. મેં પ્રમાદીએ મારા આત્માને છેતર્યો છે તો હવે હું ઉદ્યમી થઈને વિદ્યા સાધીશ. આ ત્હારા ભાઈ ઉપર સ્નેહ રાખીને એક વર્ષની આખરે કૃપા કરી મને તેડવા આવજે તે વખતે જરૂર હું

વિદ્યા સિદ્ધ કરી લઇશ; એટલે ત્હારી સાથે આવીશ. આ રીતે ચાંડાળપુત્રી સાથે પ્રેમપાશમાં બંધાયલા પોતાના ભાઇને મેઘરથ લઇ જઇ શકયો નહિ, તેથી તે એકલોજ વૈતાઢય પર્વત પર ગયો. ત્યાં તેના બંધુઓએ 'તું એકલો કેમ આવ્યો, ત્હારો ભાઈ કયા ? એમ પૂછયુ. ત્યારે તેણે વિદ્યુન્માળીની સર્વ હકીકત કહી.

અહિં વિદ્યુન્માળીની કુરૂપા ચંડાળ સ્ત્રીએ એક પુત્રને જન્મ આપ્યો, તેનેજ વિદ્યાસિદ્ધિ ગણીને તે હર્ષ પામ્યો. પુત્ર પ્રેમને લીધે વિદ્યુન્માળી તે ચડાળ સ્ત્રી ઉપર વધારે આસક્ત થયો; તેથી તે કુબુદ્ધિ, વિદ્યાધરના સુખને દુષ્ટ સ્વપ્નની જેમ ભૂલી ગયો તે કાણી અને લાબા દાતવાળી ચડાળ સ્ત્રીએ તેની સાથે યથેચ્છ સુખ ભોગવતા બીજીવાર પણ ગર્ભ ધારણ કર્યો

આ તરફ વિદ્યાસપન્ન મેઘરથે પોતાના ભાઈના વિરહ-દુઃખથી એક વર્ષ વ્યતિત કર્યું. પછી તેને વિચાર થયો કે-અહો ! હુ અહિ દેવાગના જેવી વિદ્યાધરીઓ સાથે રહું છું, ત્યારે તે કદ્રૂપી મ્લેચ્છી સાથે, નરક સમાન ગૃહસ્થાશ્રમમા વસે છે હુ અહિ બાગ બગીચાવાળા સાત ભૂમિના મહેલમા રહું છુ, ત્યારે તે સ્મશાનમા હાડકા અને માસથી સકીર્ણ એવી એક ચંડાળની ઝુપડીમા રહે છે હું અહિ વિવિધ વિદ્યારૂપ ઋદ્ધિની મદદ વડે યથેચ્છ ભોગ ભોગવું છુ, ત્યારે તે જીર્ણ વસ્ત્ર પહેરે છે અને હલકો ખોરાક ખાય છે.

એ ઉપરથી મેઘરથ, વર્ષ પુરૂ થયે ફરી વસતપુર ગયો અને ભાઇને કહેવા લાગ્યો—હે ભાઇ! હવે તું વૈતાઢય પર્વત પર આવ, અને વિદ્યાધરના ઉત્તમ સુખને ભોગવ.

આ સાંભળી વિદ્યુન્માળી શરમાઈને કંઈક સ્મિત કરી બોલ્યો— હે ભાઈ, આ મ્હારી બાળપુત્ર વાળી સ્ત્રી, ફરી ગર્ભવતી થઈ છે. વળી જેને બીજા કોઈનો આધાર નથી, એવી આ મ્હારી સ્નેહાળ, સપુત્રા અને સગર્ભા સ્ત્રીને વજ્રની જેમ કઠોર થઈને હું તેને શી રીતે તજી શકું ? માટે હે ભાઈ ! આ વખતે તો તું જા, વળી બીજે અવસરે મને દર્શન આપજે. આ સમય તો હું અહિં જ રહીશ તું મારા પર ક્રોધ કરીશ નહિ. મેઘરથે તેને બહુ સમજાવ્યો; પરંતુ તે માન્યો નહિ. આખરે મેઘરથ ખિન્નવદને ત્યાંથી ચાલ્યો ગયો. હિતકારી માણસ પણ અતિ જડ માણસને શું કરી શકે !

અહિં વિદ્યુન્માળીને બીજો પુત્ર થયો, તેથી તે આનંદ પામી ચંડાળકુળને સ્વર્ગથી પણ અધિક માનવા લાગ્યો. વસ્ત્ર ભોજન વગેરે બરાબર તેને મળતા નહિ, છતાં પણ તે ચંડાળીની કુક્ષિથી જ પેદાં બને બાળકોને લીલાપૂર્વક રમાડવામા, તેને કાંઈપણ દુઃખ જણાયું નહિ. તે તેમને ખોળામાં બેસાડતો ત્યાં તે બાળકો વારવાર પેશાબ કરતા, તેને પણ તે ગંધોદકના સ્નાન જેવું ગણતો. પોતાને સૌભાગ્યવાળી માનતી ચંડાળી પણ પગલે પગલે તેનો તિરસ્કાર કરતી; તોપણ તેનામાં આસક્ત થયેલો વિદ્યુન્માળી ચંડાળકુળનો દાસ થઈનેજ રહ્યો.

ભ્રાતૃ સ્નેહના અનુબંધને લીધે, ફરી પણ મેઘરથે ત્યાં આવી, તેને આલિંગન દઈ આગ્રહ વાણી વડે કહ્યું— હે ભાઈ ! હે કુલીન ! તને આ ચંડાળના કુળમાં રહેવું

કેમ ગમે છે ! શું માનસ સરોવરમાં ઉત્પન્નથયેલો હંસ, ઘરની ખાળના પાણીમા રમે ખરો ? ધુમાડાવાળી અગ્નિ જેમ ઘરને મલિન કરે, તેમ તું ત્હારા કુકર્મથી ત્હારા કુળને મલિન ન કર. આ પ્રમાણે સમજાવ્યા છતાં પણ તેણે સાથે આવવાની ઈચ્છા બતાવી નહિ. તેથી ' હુ હવે ફરીથી નહિ આવું ' એમ કહીને મેઘરથ સ્વસ્થાનકે ચાલ્યો ગયો.

પછી મેઘરથે દીર્ઘકાળ સુધી પિતાના રાજ્યનું પાલન કર્યું અને સમય આવ્યો ત્યારે, રાખેલી થાપણ જેમ પાછી સોપી દે, તેમ તે રાજ્ય પોતાના પુત્રને સોપી દીધુ પછી તે બુદ્ધિરૂપી ધનવાળો મેઘરથ **સુસ્થિત** નામના મુનિ પાસે દીક્ષા લઈ તપ કરીને દેવ થયો. એ પ્રમાણે તે મેઘરથ સુખની પરંપરા પામ્યો અને જડ બુદ્ધિવાળો વિદ્યુન્માળી ભવસાગરમાં ભટકયો.

" માટે હે પદ્મસેના ! એ વિદ્યુન્માળીની પેઠે હુ રાગાંધ થઇને દુખી નહિ થાઉ, હુ તો ઉત્તરોત્તર સુખમાજ લીન થઈશ." આ ઉપરથી કનકસેનાએ કહ્યું.–સ્વામિન્ ! મ્હારૂં પણ કઇક વચન માનો અને શખધમકની જેમ અતિશય આગ્રહ ન રાખો –તેની કથા.

## ૧૭ શંખધમકની કથા

શાલિગ્રામ નામના ગામમા એક ખેડૂત રહેતો હતો. તે હમેશા સવારથી સાજ સુધી પોતાના ખેતરનું રક્ષણ કરતો. તેના ખેતરમા ઘણે દૂરથી પ્રાણીઓ ભક્ષણ કરવા

આવતા, તેથી તે ખેડુત એક ખાટલા પર ફસીને શંખ ફૂંકતો અને તેમને નસાડી મૂકતો. ॥ ॥ ॥

એકવાર કેટલાક ચોરો ઢોર ચોરી લાવીને તે ખેતરની નજીકમાં આવ્યા. આ તેમણે શંખનાદ સાંભળ્યો, એટલે તેઓ વિચારમાં પડ્યા કે, ગામના લોકો આ ઢોરને પાછા વાળી જવાને માટે આગળ ગયા હશે તેઓનોજ આ તેનો શંખ નાદ છે આમ વિચારી તે ચોર લોકો, ઢોરને ત્યાંજ છોડી દઇને, ચારે કોર નાસી ગયા. ભૂખ્યાં થયેલાં તે ઢોર ધીમે ધીમે ચરતાં ચરતાં, સૂર્યોદય વખતે તેના ખેતર પાસે આવ્યા. એટલે તે ખેડુત ઢોરને હાંકી કાઢવા માટે દોડ્યો, પણ ત્યાં તેણે ઢોરની સાથે કોઈ મનુષ્ય જોયું નહિ. તેથી તે વિચાર કરવા લાગ્યો કે—" ઈશ્વર, મારા શંખનો અવાજ સાંભળી, ચોર લોકો ઢોરને અહિં મૂકી, બ્હીને નાસી ગયા લાગે છે; કેમકે પાપી માણસો સર્વત્ર ભય વાળા હોય છે. એમ વિચારી તે ખેડુત, ઢોરોને ગામમાં લઇ ગયો અને ગામલોકોને સોંપીને કહ્યું—આ ઢોર મને દેવતાએ આપ્યા છે, માટે લ્યો.

આ સાંભળી ગામલોકો તે ખેડુત પર પ્રસન્ન થયા અને પોતાના ઢોર પાછા લાવી આપ્યા બદલ તેનો ઉપકાર માનવા લાગ્યા. ખેડુત પણ શંખ ફૂંકવામાં ફાવવાથી અત્યંત ખુશી થયો, અને વળી બીજે વર્ષે પણ તે ખેતરમાં રાત્રિએ રોજ શંખ ફૂંકવા લાગ્યો.

એકવાર તે ચોરો બીજે ગામથી ઢોર ચોરી લાવીને, મધ્ય રાત્રિયે તેનાજ ખેતર પાસેથી નીકળ્યાં, એટલામાં

તેમણે પેલો શંખનો ધ્વનિ સાંભળ્યો. આથી તેઓ વિચારમાં પડયા અને પરસ્પર બોલવા લાગ્યા કેઃ—"પહેલાં પણ આપણે આ પ્રદેશમાં અને આજ ખેતરમા શખ ધ્વનિ સાંભળ્યો હતો, ને અત્યારે પણ એજ ધ્વનિ સંભળાય છે, તેથી એમ જણાય છે કે, પ્રાણીઓથી ખેતરનું રક્ષણ કરવા માટે આ ખેતરનો રક્ષક શખ વગાડે છે. ખરેખર! આપણે પહેલા તેનાથી ઠગાયા હતા એમ નિશ્ચય કરી, ક્રોધથી લાલચોળ બની, હાથમાં ડાગો ઉંચી કરી ચોરો લોકો તે ખેતરમા દોડી ગયા. ત્યા તેમણે શખ વગાડનાર માણુસને માંચા પર બેઠેલો જોયો તેઓએ તરતજ માચાના લાકડા ખેચી કાઢી તે માચાનેજ પૃથ્વી પર પાડયો, એટલે શખ વગાડનાર પણ નીચે પડયો. પછી ધાન્યના સુઢાની જેમ ચોરોએ તેના પર લાકડીઓનો પ્રહાર કરવા માડયો, તે વખતે તે જાણે ભોજન કરતો હોય, તેમ તેણે પાચે આગળીઓ મ્હોમા નાખી પછી તેઓએ તેના બે હાથ ભેગા કરી, હાડકામાં ખુચી જાય તેવા સખ્ત બંધનથી બાધ્યો તે વખતે ચોરોને નમસ્કારની ઇચ્છાથી તેણે જાણે હાથ જોડયા હોય, એવો તે દેખાયો. પછી તેનુ ગાય, બળદ વગેરે સર્વ ધન તથા તેના શરીર પરના વસ્ત્રો પણ તે ચોરોએ લઈ લીધા અને તે ખેડુતને ખેતરપાળની જેમ નગ્ન કરી મૂકયો. પછી તે શંખ વગાડનારને ત્યા જ પડતો મૂકી તે ચોરો ન્હાસી ગયા. પ્રાતઃકાળે ગોવાળીઆઓએ આવીને તેને પુછયુ, ત્યારે તે બોલ્યોઃ—ધમવુ ખરૂં, ધમવું ખરૂં, પણ અતિ ધમવું

નહિ. અતિ ધમેલું (કુંકેલું) સોનું નથી. ધમવાથી જે મલ મળ્યો હતો, તે અતિ ધમવાથી ગુમાવ્યો."

"તેવી જ રીતે હે નાથ! તમારે પણ અતિ કરવું યોગ્ય નથી, અને હે કઠીન હૃદયવાળા! અમારી સર્વથા અવજ્ઞા કરવી તે પણ યોગ્ય નથી."

તે સાંભળી જંબુકુમાર જળ જેવી શીતળ વાણીથી બોલ્યા કે:—"પર્વતના વાનરની જેમ હું બંધનથી આત્મરૂપી નથી કે ભુલ કરૂં" તેની કથા આ પ્રમાણે—

## ૧૮ વાનરની કથા

વન લક્ષ્મીએ કરી કુળકુપ વિંધ્ય નામનો પર્વત છે તેમાં મ્હોટા વાનરના યૂથનો ઉપરી એક વાનર હતો તે તે વિંધ્યાદ્રિનો પુત્ર (દેવ) હોય, તેમ તેના વનની ગુફાઓમાં ક્રીડા કરતો અને યૂથના સર્વ વાનરોને હરાવી દેતો શ્રી સબંધથી મ્હોટા રાજ્યના સામ્રાજ્યની સુખ લીલાને બતાવી આપતો હોય, તેમ તે મહા બળવાન્ એકલોજ, સર્વ વાનરીઓની સાથે ક્રીડા કરતો

એકવાર કોઈ એક મદોન્મત્ત યુવાન વાનર, વાનરીઓ સાથે ક્રીડા કરવાની ઇચ્છાથી તે વાનરની અવજ્ઞા કરીને ત્યાં આવ્યો અને પાકવાથી રાતા થયેલા અને ફુટવા સામની કળી જેવા પીળા દાંતના અંકુરવાળી કોઇ વાન રીના રાતા મુખને તે ચુંબન કરવા લાગ્યો કોઇના મુખને તેણે મેઘાની રજથી ઢાંકી દીધું, કોઇના કંઠમાં ચણોઠીનો હાર કરી પહેરાવ્યો, કોઇને વળી બિલ્વપત્રનાં બીજ કરી

કરીને આપવા લાગ્યો, અને કોઈ વાનરીને ગાઢ આલિંગન કરી કંઠની માળારૂપ હીંચકા ઉપર આરૂઢ થયો. આ પ્રમાણે બાહુબળના મદથી પ્રથમના યૂથપતિને જાણે જાણુતોજ ન હોય, તેમ નિર્ભય રીતે વાનરીઓની સાથે તે ક્રીડા કરવા લાગ્યો.

એ વખતે પેલો વૃદ્ધ યૂથનાયક પર્વતના ઉંચા શિખર પર બેઠો હતો તેણે દૂરથી આ વાનર યુવાનને જોયો. એટલે તરતજ તે ક્રોધાયમાન થઈને ત્યાં દોડી આવ્યો. રોષમાં ને રોષમાં તેણે યુવાન વાનર સામે પત્થરનો ઘા કર્યો તે તેને વાગ્યો; એટલે તે પણ ક્રોધમા આવીને, ઘુર ઘુર શબ્દ કરતો, ને ભયાનક દેખાતો, સિંહની પેઠે તેની સામે દોડયો. બંને વાનરો ભેગા થયા અને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા તેમાં યુવાન વાનરે યૂથપતિ વૃદ્ધ વાનરને હરાવ્યો અને લોહીલોહાણ કરી મૂકયો. આથી તે ત્યાથી ખસીને દૂર જતો રહ્યો.

પ્રહારની વેદનાથી દીન થયેલા અને તૃષાથી પીડાતા તે વૃદ્ધ વાનરે ફરતા ફરતા એક ઝરતા પર્વતમાં શિલારસ જોયો. તેણે પાણી ધારીને તેમા મ્હો નાખ્યુ. પણ તે મ્હોં તેમા ચોટી ગયું. મ્હો ખેંચી લેવા માટે તેણે પોતાના બંને હાથ તેમા નાખ્યા, એટલે તે પણ તેમાં ચોટી ગયા. પછી તેણે પગ નાખ્યા, તે પણ ત્યા ચોટી રહ્યા, અને પાચે અંગે ખીલાથી જડાઈ ગયો હોય તેમ તત્કાળ તે મૃત્યુ પામ્યો. જો કદાચ તે વાનરે હાથ પગ શિલારસમા નાખ્યા વિનાજ મ્હોં ખેંચ્યું હોત. તો તે શિલારસમાંથી

મિકળવ, એમાં કાંઈ સંશય નથી, પણ તે બુદ્ધિરહિત હોવાથી તેમ કરી શકયો નહિ.

(જંબૂકુમાર કહે છે) આ પ્રમાણે પ્રથમ અવસ્થામાં જિહ્વાઇંદ્રિયમાં લુબ્ધ થયેલો મનુષ્ય, યુવાવસ્થામાં શિલારસ જેવી સ્ત્રીઓને વિષે લુબ્ધ થઈને પાંચે ઇંદ્રિયો સહિત સંસારના કાદવમાં ડૂબતો મરણ પામે છે; પણ હું તેવો નથી (સર્ગ બીજો સમાપ્ત)

## સર્ગ ૩ જો.

ત્યારપછી નભસેનાએ બે હાથ જોડી જંબૂકુમારને કહ્યું—હે સ્વામિન્! તમે પેલી વૃદ્ધ સ્ત્રી જેવા ન થાવ. તેની કથા આ પ્રમાણે.

### ૧૯ બુદ્ધિ અને સિદ્ધિની કથા

કોઈ એક ગામમાં બુદ્ધિ અને સિદ્ધિ નામની બે વૃદ્ધ સ્ત્રીઓ રહેતી હતી. તે બન્ને બ્હેનપણીઓ હતી અને અત્યંત દુઃખી હતી. તે ગામની બહાર ઇચ્છિત વસ્તુને આપનાર ભોળક નામના યક્ષનું એક મંદિર હતું. દારિદ્રય રૂપ વૃક્ષના ઉદ્યાન જેવી બુદ્ધિ નામની સ્ત્રી રોજ તે યક્ષની સેવા કરતી અને તેની આગળ નૈવેદ્ય મૂકતી. વળી તે દિવસમાં ત્રણ વાર દેવસ્થાનને સાફ કરતી એ રીતે હમેશાં તે યક્ષની આરાધના કરતી. એમ કરતાં કરતાં એકવાર તે

યક્ષ તેના પર પ્રસન્ન થયો, અને બોલ્યો—હે બુદ્ધિ ! ત્હારી અનન્ય ભક્તિથી આજ હુ ત્હારા પર પ્રસન્ન થયો છુ બોલ, હુ ત્હને શું આપું ?

આ સાભળી સ્રીએ જવાબ આપ્યો—હે દેવ ! જો તમે મારા પર પ્રસન્ન થયા હો તો, જેનાથી હુ સુખ અને સતોષપૂર્વક જીવુ તેટલુ મને ધન આપો યક્ષે કહ્યુ.—ભલે, તું સુખી થા મ્હારા પગની નીચે હમેશા તું એક એક સોના મહોર જોઇશ, તે લઈ લેજે આ પ્રમાણે યક્ષે વરદાન આપ્યાથી રોજ તે સ્રીને એક એક સોના મહોર મળવા લાગી. આથી તે વૃદ્ધ સ્રી પોતાના સગા વહાલાથી તેમજ ગામના બીજા માણુસોથી અધિક સમૃદ્ધિવાળી થઈ

જેણે સ્વપ્નમા પણ દિવ્ય વસ્ર જોયા ન હતા, તે હવે રાજાની રાણી જેવા ક્ષણે ક્ષણે નવા નવા વસ્ર પહેરવા લાગી. જેને પહેલા ખાટી છાશ પણ મળતી નહિ, તેને ઘેર આજે મ્હોટા આચળવાળી હજારો ગાયો ફ્રતી થઇ જે જન્મથી માડીને જીર્ણ ઝુપડીમા પડી રહેતી, તે ઓટલા અને ઝરૂખાવાળો સુંદર મહેલ કરાવી તેમા રહેવા લાગી. જે પહેલાં પારકા ઘરનું છાણુ વાસીદુ કરી આજીવિકા ચલાવતી, તે આજ સ્તભની પુતળીઓ જેવી રૂપવત દાસીઓથી સેવાવા લાગી જે હમેશા પોતાના ખોરાકને માટે ચિતાતુર રહેતી, તે હવે યક્ષે આપેલી અપાર ધન સંપત્તિ વડે દીન જનોનો ઉદ્ધાર કરવા લાગી.

આ પ્રમાણે બુદ્ધિની ધનસંપત્તિ જોઇ, સિદ્ધિને તેની અદેખાઇ આવી તેણે વિચાર કર્યો કે બુદ્ધિને આટલી બધી સંપત્તિ ક્યાંથી મળી! પણ ઠીક છે હું એની સખી છું અને વિશ્વાસપાત્ર છું; તેથી તેની ખુશામત કરીને હું એનેજ પૂછું એમ વિચારી તે સિદ્ધિ બુદ્ધિને ઘેર ગઇ બુદ્ધિએ પોતાની પ્રિય સખી છે એમ જાણી તેણીનો અત્યંત સત્કાર કર્યો. પછી સિદ્ધિએ ત્હેને પૂછયું:—હે બ્હેન! આટલો બધો વૈભવ એકાએક ત્હને ક્યાંથી પ્રાપ્ત થયો? ત્હારા વૈભવ ઉપરથી મને લાગે છે કે, ત્હને ક્યાંય ચિંતામણી રત્ન પ્રાપ્ત થયું હોય! અથવા તારા પર કોઈ રાજા પ્રસન્ન થયો હોય! કે કોઈ દેવની ત્હારા પર કૃપા ઉતરી હોય! અથવા ત્હને કોઇ નિધાન જડી આવ્યું હોય! કે પછી તે કોઇ સુવર્ણ રસ સાધ્યો હોય? હે સખી! ત્હને સંપત્તિ મળી, તે મનેજ મળી છે; એમ હું માનું છું પ્રીતિને લીધે હું તે તું છું અને તું તે હું છું આપણા બન્ને વચ્ચે એવી કાંઇ જુદાઈ નથી; કે જેથી આપણી પરસ્પરની વાત એક બીજાને ન કહેવાય! માટે હે સખી! કહે, કે આ ઋદ્ધિ ત્હને ક્યાંથી પ્રાપ્ત થઇ!

સિદ્ધિના આશયને નહિ સમજનારી બુદ્ધિએ જે પ્રકારે યક્ષની આરાધના કરી હતી, તથા જે પ્રકારે તેણે લક્ષ્મી આપી હતી, તે સઘળી વાત તેણીને કહી દીધી પછી સિદ્ધિએ વિચાર કર્યો કે—ઠીક ઠીક, મને પણ લક્ષ્મી મેળવવાનો ખરો ઉપાય હાથ આવી ગયો હું પણ યક્ષની ખૂબ ભક્તિથી આરાધના કરૂં, કે જેથી મને આના કરતાં

પણ વધારે સંપત્તિ મળે. એમ વિચારી બુદ્ધિએ બતાવેલી રીત પ્રમાણે સિદ્ધિ પણ હંમેશા યક્ષની આરાધના કરવા લાગી. પ્રથમ ભક્તિથી વિવિધ પ્રકારની રચનાઓ કરીને, તેણે મંદિરના પગથીઆંની શ્રેણિ ખડી અને ગેરૂ વડે રંગી કરવા લાયક ભક્તિના કાર્યોને કલ્યાણ જેવાજ માનતી હોય તેમ તે હંમેશા યક્ષના આગણાને સ્વસ્તિક (સાથીયા) ની રેખા વડે શોભાવવા લાગી હંમેશા તેની સેવા કરવાનો નિયમ ધારણ કરીને, તે પોતેજ જળ લાવીને પોતેજ તેને સ્નાન કરાવવા લાગી. વળી પોતેજ લાવેલા બિલ્વ, કણવીર, તુલસી અને કુબ્જક વિગેરે પુષ્પો વડે તે સવાર, બપોર, સાંજ એમ ત્રણે કાળ યક્ષની પુજા કરવા લાગી. એકાસણુ અને ઉપવાસાદિ તપ કરવામા તત્પર, એવી તે સિદ્ધિ જાણે યક્ષને નિરંતર સેવનારી વ્યંતરી હોય, તેમ તેના મંદિરમાજ રહેવા લાગી.

આ પ્રમાણે અત્યંત આરાધના કરી, ત્યારે યક્ષે પ્રસન્ન થઈને તેણીને કહ્યું:–હે સિદ્ધિ! હું ત્હારા પર પ્રસન્ન થયો છું! હે મહાભાગ્યે! ત્હારે જે જોઈએ તે માગ તેથી તેણે અખૂટ ભંડારવાળા યક્ષને કહ્યુ–તે મ્હારી સખીને જે આપ્યું છે, તેથી બમણું મને આપ.

"એમ થશે" એમ કહીને તે ભોળક યક્ષ અંતર્ધ્યાન થયો. અનુક્રમે સિદ્ધિ તો બુદ્ધિ કરતા પણ વધારે સમૃદ્ધિવાળી થઇ એવુ જોઇને બુદ્ધિએ યક્ષને ફરી આરાધ્યો; એટલે તે યક્ષ બુદ્ધિને પ્રતિદિન સિદ્ધિ કરતા બમણું ધન આપવા લાગ્યો. વળી તેની સ્પર્ધાને લીધે સિદ્ધિએ ફરી તેને આરાધ્યો;

તેથી યક્ષ પ્રસન્ન થયો અને માગવાનું કહ્યું આ વખતે દુષ્ટ સિદ્ધિએ વિચાર કર્યો કે—યક્ષને પ્રસન્ન કરીને જો હું દ્રવ્ય માગીશ, તો તેથી બમણું દ્રવ્ય તેવી રીતે બુદ્ધિ પણ માગશે તેથી હું એવું માગું કે, જે બુદ્ધિ તેનું બમણું માગે તો તેને દુઃખદાયક થાય; અને તેમ થાય તોજ હું બુદ્ધિમાન્ કહેવાઉં' એમ વિચારીને તેણે યક્ષની પાસે માગ્યું કે–'મારી એક આંખ કાણી કર' ત્યારે યક્ષે 'એમ થાઓ એ પ્રમાણે કહ્યું એટલે તરતજ તે એક આંખે કાણી થઇ

પછી 'યક્ષે સિદ્ધિને કાંઇક અધિક આપ્યું છે એમ ધારી તેનાથી બમણું માગવાની ઇચ્છાથી બુદ્ધિએ ફરીથી યક્ષની આરાધના કરી. યક્ષ તેના પર પ્રસન્ન થયો અને માગવાનું કહ્યું; એટલે બુદ્ધિએ માગ્યું કે:–તમે સિદ્ધિને જે આપ્યું હોય, તેનાથી મને બમણું આપો તે સાંભળી 'એમ થાઓ એ પ્રમાણે કહી યક્ષ અદ્રશ્ય થયો તેથી બુદ્ધિ તરતજ બન્ને આંખે કાણી થઈ 'દેવનું વચન અસત્ય થતું નથી આ પ્રમાણે બુદ્ધિ પ્રથમ મળેલી સંપત્તિથી સંતુષ્ટ નહિ થતાં લોભવશ થઇ, તો તેણે પોતાનો પોતાની મેળેજ નાશ કર્યો.

"માટે હે સ્વામી! તમે પણ મનુષ્યની લક્ષ્મીને પામ્યા છતાં અધિક ઇચ્છો છો, તેથી તમને પણ વખતે બુદ્ધિના જેવું કષ્ટ થાય.'

તે સાંભળી જંબુકુમારે કહ્યું –હે મુગ્ધે! હું અતિ

વત અશ્વની જેમ ઉન્માર્ગે જનાર નથી, કે જેથી મને હાનિ થાય. તેની કથા સાંભળ—

## ૨૦ જાતિવત અશ્વની કથા.

**વસંતપુર** નામના નગરમા પ્રતાપ વડે શત્રુને જીતનાર અને અદ્‌ભુત લક્ષ્મીવડે શોભતો **જિતશત્રુ** નામે રાજા હતો તે રાજાને બુદ્ધિ રૂપી ધનથી શોભતો **જિનદાસ** નામનો શ્રેષ્ઠિ વિશ્વાસનુ પાત્ર હતો એકદા અશ્વોના પાળક વેપારીઓએ ત્યા આવી રાજાને, જાણે રેવત અશ્વના પુત્રો હોય, તેવા શુભ લક્ષણો વાળા વછેરાઓ બતાવ્યા, એટલે રાજાએ અશ્વના લક્ષણ જાણનારાઓને આદેશ કર્યો કે—આમા કયા કયા અશ્વો કયા કયા લક્ષણોએ સપૂર્ણ છે ? તે કહો ત્યારે તે અશ્વપરીક્ષકોએ એક અશ્વકિશોર (વછેરો) ને શાસ્ત્રોક્ત લક્ષણવાળો જોઈને રાજાને કહ્યુ—"આ અશ્વ તેના સ્વામીની લક્ષ્મીમા વૃદ્ધિ કરે તેવો શુભ લક્ષણવાળો છે, કેમકે તેની ખરી ગોળ છે, જઘા અને ખરી વચ્ચેની સધિ ગુપ્ત છે, તેના ઢીંચણ, જઘા અને મુખ માસ રહિત છે, તેની ડોક સાકડી અને ઉચી છે, તેનો નિશ્વાસ કમળની જેવો સુગધી છે, તેના રોમ સ્નિગ્ધ છે, તેનો સ્વર કોયલ જેવો છે, તેના નેત્રો મલ્લિકાના પુષ્પો જેવા છે, તેના કાન નાના અને સ્થિર છે, તેની કેશવાળી લાબી છે તેને પાચ ઠેકાણે ભદ્રનુ ચિન્હ છે, તેનો વાસો ગુપ્ત છે, તે સ્કંધ વગેરે સાતસ્થાને પહોળો છે, છાતી વિગેરે જગ્યાઓએ તે દશ ધ્રુવ આવર્તે કરીને શોભિત છે, બુધ્નાવર્ત વિગેરે દુષ્ટ આવર્તોથી રહિત

છે અને તેના દાંત સ્નિગ્ધ છે," રાજા પોતે પણ લક્ષણનો જાણ હતો, તેથી તે અશ્વને તેવોજ જાણી પોતે કેશરના જળથી તેની સર્વાંગે પુજા કરી. ત્યા રાજાએ પુષ્પપુજા તથા વસ્ત્રપુજા કરી તથા તેની ઉતારવાની ક્રિયા કરાવી

પછી રાજાએ વિચાર્યું કે—આ અશ્વનું રક્ષણ કોણ સમર્થ છે! કારણકે પૃથ્વી પર જે જે રત્નો છે, તે તે ઘણાં વિઘ્નવાળાં હોય છે પછી રાજાને વિ કરતાં યાદ આવ્યું કે—સર્વદા મારા વિશ્વાસનું સ્થાન, મારે વિષે પ્રીતિવાળો તથા શ્રાવકના વ્રતવાળો જિન નામનો શ્રાવક છે તે બુદ્ધિમાન, સ્વામી ભક્તિવાળો પ્રમાદ રહિત છે તો તેજ આ અશ્વરત્ન સોંપવાના લાયક છે એમ વિચારી રાજાએ જિનદ બોલાવ્યો અને કહ્યું—મારા આત્માની જેમ આ અ ઘોડાનું તમારે પોતેજ રક્ષણ કરવું 'આપની આજ્ઞા પ્ર છે' એમ કહી જિનદાસ સેવકોથી પરિવરેલા તે અ પોતાને ઘેર લઈ ગયો ત્યાં તેણે તે અશ્વકિશોરને રહે જગ્યા કોમળ રેતી નાખીને મખાના કોઠા જેવી સુખ બનાવી; અને તે અશ્વને પોતેજ રજવિનાનું અને સ્વા લીલું ઘાસ ખવરાવવા લાગ્યો રેતીવાળા અને કાંકરા વિનાના પ્રદેશમાં પોતેજ લગામ પકડીને તેને ફેર વળી પોતે જ્યારે જ્યારે સ્નાન કરતો, ત્યારે તેને સુગંધી, ન્હાવા લાયક ગરમ પાણીથી નવરાવતો, તે નિરોગી છે કે નહિ! તેની પરીક્ષા કરવાને અર્થે,

નેત્રની પાપણ હમેશ ઉથલાવીને તે જોતો. વળી દરરોજ તે પોતેજ તે અશ્વ પર સ્વાર થઈ તેને સુખ ઉપજે તેમ પહેલી ધારાએ નચાવતો નચાવતો, પાણી પાવા માટે સરોવર પર લઇ જતો, અને ત્યાથી બહારની સુદર ભૂમિપર થોડો એક વખત તે અશ્વને ખેલાવ્યા પછી પોતાને ઘેર લાવતો. આ પ્રમાણે જીનદાસે તે અશ્વને એવી રીતે શીખવ્યો કે જેથી ઘર, સરોવર તથા તેની નજીકની બાહ્યભૂમિ એ ત્રણ સ્થળ સિવાય અન્ય કોઈ સ્થળે તે અશ્વ જાય નહિ

આ અશ્વકિશોર જેમ જેમ વૃદ્ધિ પામતો ગયો, તેમ તેમ રાજાને ત્યાં સપત્તિ પણ વધતી ગઇ તેના પ્રભાવથી તે રાજા સર્વ રાજાઓને આજ્ઞા કરવામાં ઇદ્ર સમાન ઉત્કૃષ્ટ થયો તેની આ ચડતી, આજ્ઞામા રહેવાથી ઉદ્દ્વેગ પામેલા કેટલાક રાજાઓથી સહન થઈ નહિ, તેથી તેમણે વિચાર કર્યો કે-જેના પ્રભાવથી આપણો પરાભવ થાય છે, તે અશ્વનુ કોઇપણ પ્રકારે હરણ કરવું અથવા તો તેને મારી નાખવો. પરતુ આ પ્રમાણે કરવાને તેઓ સઘળા અશક્ત હતા પછી તેઓમાના એક સામતનો મત્રી કે જે બુદ્ધિ સબંધી ગર્વના પર્વત સમાન હતો, તે બોલ્યો -હું કોઈપણ ઉપાયથી તે અશ્વનું હરણ કરીશ સામતે તેને તેમ કરવાનુ કહ્યુ એટલે તે બુદ્ધિ સાગર મત્રી માયા શ્રાવક થઇને વસતપુરમા જીનદાસને ઘેર આવ્યો, અને ધૂર્તપણાથી પોતાનું શ્રાવકપણુ દેખાડતા તેણે જીનદાસને વદન કર્યું ત્યારે સાધર્મિકના વત્સલ એવા

જીનદાસે ઉભા થઈ, તેને વંદન કરીને કહ્યું –" હે મહા સંઘ ! આપ ક્યાંથી આવો છો ?"

તે કપટ શ્રાવકે કહ્યું–હું સંસારથી વિરક્ત થયો છુ, અલ્પ સમયમાં મ્હારે દિક્ષા લેવી છે, હવે મ્હારે ગૃહસ્થા શ્રમમાં રહેવું નથી. ધર્મને બાંધવ સમાન ગણી, આશાનો ત્યાગ કરી, તીર્થ પર્યટન કરીને હું ઉત્તમ ગુરૂની સમીપે મોક્ષને પ્રગટ કરનાર વ્રત ગ્રહણ કરીશ. આ સાંભળી જિનદાસે તેને કહ્યું:–' હે મહાત્મન્ ! તમે ભલે આવ્યા, સમાન આચરણવાળા આપણે બંને સુખે ધર્મગોષ્ઠિ કરીશું " આ વાત તેણે માન્ય કરી; એટલે ધર્મી પુરૂષોમાં ઉત્તમ અને દાનવીર એવા જીનદાસે પોતાના બંધુની સમાન પ્રેમથી તેને સ્નાન કરાવ્યું પછી વિધવિધ જાતની રસોઈ બનાવરાવી, અત્યંત હર્ષપૂર્વક તેને ભોજન કરાવ્યું ભોજન કરી રહ્યા પછી મહાત્મા જિનદાસ, તે દુરાત્મા એવા કપટ શ્રાવક સાથે ધર્મકથા કરવા લાગ્યો

એવામાં જિનદાસનો કોઈ સગો આવીને કહેવા લાગ્યો –હે બંધુ ! આવતી કાલે મ્હારે ઘેર શુભ અવસર છે તે ઉપર આપ પધારજો. ત્યાં તમારે આખો દિવસ અને રાત્રી રહેવું પડશે; કારણકે આપ કલ્યાણ કરવામાં કુશળ છો, તેથી આપના વિના કલ્યાણ કેમ થાય ?" તેને હા કહીને રજા આપ્યા પછી સરળ બુદ્ધિવાળો જિનદાસ તે કપટ શ્રાવકને અતિ મનોહર વાણીવડે કહેવા લાગ્યો– " હે ભાઈ ! મ્હારે મ્હારા સગાને ઘેર ખરેખરા જવું પડશે; તેથી હું આવું ત્યાંસુધી તમારે મ્હારા ઘરને

પોતાના ઘરની પેઠે જાળવવું." તે માયા શ્રાવકે તે વાતની હસતાં હસતા હા કહી; એટલે તે દુર્મતિ ઉપર વિશ્વાસ રાખી જિનદાસ મિત્રને ઘેર ગયો.

તે દિવસે તે નગરમા એક મ્હોટો કૌમુદિ ઉત્સવ હતો. તેથી નગરની સ્રીઓ ઉલ્લાસપૂર્વક ગીત નૃત્ય કરતી હતી. રાત્રિએ સઘળાં લોકો કૌમુદિના ઉત્સવમા મગ્ન હતા. તે વખતે લાગ જોઇને તે માયા શ્રાવક નિર્ભયપણે તે અશ્વને લઇને બીજે રસ્તે ચાલ્યો, પરંતુ કેળવાયેલો તે અશ્વ, પુષ્કળ વાર્યા છતા પણ તેજ સરોવર પર ગયો, ત્યાથી પાણી પી પાછો ફરતા તે બાહ્ય ભૂમિ પર કેટલોક વખત ફર્યો, અને અતે તે પાછો જીનદાસને ઘેરજ આવીને ઉભો રહ્યો, પણ તે બીજે કોઇપણ ઠેકાણે ગયો નહિ, એટલુજ નહિ પણ પેલો દુષ્ટ મત્રી તે અશ્વને બીજે કોઈ સ્થળે લઈ જઇ શકયો નહિ તેવામા પ્રાત કાળનો સમય થયો, એટલે તે દુષ્ટાત્મા ત્યાથી નાસી ગયો.

સૂર્યોદય થયો ત્યારે જિનદાસ પોતાને ઘેર પાછો ફર્યો. માર્ગમા આવતા, જીનદાસે લોકોના મોઢે સાભળ્યું કે –" આજે તમારા અશ્વને આખી રાત્રી કૌમુદિ ઉત્સવમા ફેરવવામા આવ્યો છે " તે સાભળી 'આ શુ ?' એમ વિચારી ભયભ્રાત થયેલો જિનદાસ શિઘ્રપણે ઘેર આવ્યો, અને તે અશ્વને થાકેલો, દુર્બળ અને પરસેવાથી મલિન થયેલો જોયો તેણે વિચાર્યું કે—સારૂ થયુ કે આ અશ્વ ચોરાઈ શકાયો નહિ ખરેખર ! ધર્મના બ્હાને હુ છેતરાયો ! એમ વિચારી તત્કાળ તે હર્ષ અને શોકથી વ્યાપ્ત

થયો. જો કે જિનદાસ નિરંતર ભાવનું રક્ષણ તો કરતોજ હતો પરંતુ હવેથી તો તે, તેની વધારે સંભાળ લેવા લાગ્યો; કારણ કે તે ઉન્માર્ગે ગયો નહિ તેથી વધારે પ્રિય થયો.

"માટે હે પ્રિયા! તે ભાવની પેઠે મને પણ કોઈ ઉન્માર્ગે લઈ જવા શક્તિમાન નથી, તેથી હું પરલોકમાં સુખને આપનારા ઉત્તમ માર્ગનો ત્યાગ કરીશ નહિ."

તે સાંભળી કનકશ્રી હાસ્યસહિત અને પ્રેમથી મનો હર વચને બોલી—હે સ્વામિન્! તમે પેલા ગામડાના મુખીના પુત્રની પેઠે જડ ન થાઓ. તેની કથા આ પ્રમાણે—

## ૨૧ મુખીના પુત્રની કથા

કોઈ એક ગામડામાં મુખીનો એક પુત્ર હતો તેનો બાપ મરી ગયો હતો, તેથી તેની મા બહુજ દુઃખી હતી. એકવાર તેણે રડતાં રડતાં તેના પુત્રને કહ્યું—હે પુત્ર! હંમેશાં તું ખરાબ માણસોની સોબતમાંજ ચાલ્યો રહે છે અને કાંઈ પણ ઉદ્યમ કરતો નથી. ત્હારો ઉદ્યમી પિતા તો ઉદ્યમ વડેજ આજીવિકા ચલાવતો, અને આરંભેલા કામનો હંમેશાં નિર્વાહ કરતો પરંતુ તું તો હજુ જુવાન છે, છતાં કાંઈ પણ ઉદ્યમ કરતો નથી; તો પછી આરંભેલા કામનો નિર્વાહ કરવાની વાત તો ક્યાં રહી? તારી સરખી ઉંમરના માણસો પણ પોતાના ઉદ્યમથીજ આજીવિકા ચલાવે છે, અને તું કામધંધા વગર બાહરના સાંઢની જેમ રખડતા લાજતો પણ નથી! દિન રાત એવી હું મહેનત કરું છું, તેથી તું તારૂં પેટ ભરે છે; અને તારૂં એક પેટ ભરાતું

એટલે જાણે ખજાનો ભરાયો, એમ તું માને છે. માટે વિચાર કર અને કંઇક ધંધે વળગ.

આ સાભળી તે પુત્ર બોલ્યો—માતા ! હવે હું નિરંકુશ થઇ નહિ રખડુ અને પૈસા કમાવાનો ઉદ્યમ કરીશ, એટલુજ નહિ પણ પૈસા કમાવા માટે કરેલા ઉદ્યમનો હુ મ્હારા પિતાની જેમ ખેદ પામ્યા વિના અહર્નિશ નિર્વાહ કરીશ તે સાભળી તેની માતા સતોષ પામી અને પોતાના બોધ વચનની દીકરાને કંઈક અસર થઈ છે એમ તેને લાગ્યું.

હવે એકવાર તે મુખીનો પુત્ર ગામડીઆઓની સભામા બેઠો હતો તેના દેખતા ગામના કોઈ એક કુભારનો ગધેડો પગનુ બધન તોડાવીને નાઠો કુદકા મારતા તે ગધેડાની પાછળ કુભાર દોડયો, પણ તે તેને પકડી શકયો નહિ. એટલે તે કુભાર બે હાથ ઉચા કરી બોલ્યો –હે ગામની સભામા બેઠેલા સર્વ છોકરાઓ ! તમારામા જે કોઈ બળવાન હો, તે આ મારા ગધેડાને પકડો આ સાભળી પેલો મુખી પુત્ર, તેની પાસેથી પૈસાનો લાભ થશે, એમ માની એકદમ તે ગધેડા પાછળ દોડયો અને શાખાના ફળની ચેઠે તેનું પુછડુ પકડી લીધુ લોકોએ તેને ઘણો વાર્યો, છતા પણ તેણે ગધેડાના પુછડાને છોડયુ નહિ; તેથી ગધેડે તેને પાટુઓ મારવા માડી, તેના પગની લાતોથી તે મુખી પુત્રના દાત તુટી પડયા અને તે જમીન પર પછડાઇને પડયો. ગદ્ધાપુચ્છ પકડી રાખવાના આગ્રહથી ઉલટો તે દુ ખી થયો. તેજ પ્રમાણે હે નાથ, આપ પણ ગદ્ધાના

પુચ્છની જેમ કદાગ્રહને છોડતા નથી, તેથી નથી જણાતું કે આપ કેવું ફળ પામશો.

આ સાંભળી જમ્બુકુમારે હાસ્ય પૂર્વક કહ્યું—હું પોતાના કાર્યમાં ઘેલા થયેલા સોલ્લકની જેવો નથી, કે જેથી મારે પસ્તાવું પડે. તેની કથા આ પ્રમાણે—

## ૨૨ સોલ્લકની કથા.[૨૨]

કોઈ એક કોટવાળને એક ઉત્તમ ઘોડી હતી. તેનું પુત્રીની જેમ તે પોતેજ લાલન પાલન કરતો હતો. ત્યાર પછી તે એક સોલ્લક નામના અશ્વવિદ્યાને જાણનાર પુરૂષને નોકર રાખી, તેની પાસે ઘી, તેલ ચોખા વગેરે તે ઘોડીને ખવડાવી તેની સારવાર કરાવવા લાગ્યો. પણ તે સોલ્લકને જે જે સ્વાદિષ્ટ ભોજન ઘોડીને માટે મળતું, તેમાંથી તે ઘોડીને થોડું થોડું આપતો અને બાકીનું તે પોતેજ ખાઇ જતો. આ પ્રમાણે કપટ કરીથી તે સોલ્લકે ઘોડીના જીવ સાથે આભિયોગિક (સેવક) કર્મ ઉપાર્જન કર્યું. સમય જતાં તે સોલ્લક મૃત્યુ પામ્યો, અને અરણ્યમાં રસ્તો ન જાણનાર મૂઢ પથી ભટકે, તેમ ઘણા કાળ સુધી તે તિર્યંચ ગતિમાં ભટક્યો.

ત્યાર પછી ક્ષિતિ પ્રતિષ્ઠિત નામના નગરમાં સોમદત્ત બ્રાહ્મણની સોમશ્રી નામની સ્ત્રીની કુક્ષિમાં તે સોલ્લકનો જીવ પુત્ર પણે ઉત્પન્ન થયો. ઘોડી પણ મરણ પામી ભવભ્રમણ કરી તેજ નગરમાં કામપતાકા નામની ગણિકાની પુત્રી તરીકે ઉત્પન્ન થઈ તે બ્રાહ્મણપુત્ર માતા પિતાથી પોષણ પામી અનુક્રમે કળાશિક્ષાનો અભ્યાસ કરી

યુવાવસ્થા પામ્યો. આ તરફ ગણિકા પુત્રી અનુક્રમે યુવાવસ્થા પામી અને અત્યંત રૂપવાન્ દેખાવા લાગી તેણીના યૌવન અને રૂપથી અંજાઇ, ગામના મહર્દ્ધિક યુવાનો પરસ્પરની સ્પર્ધાથી, માલતી પુષ્પમા ભ્રમરની જેમ તે વેશ્યા પુત્રીમા અત્યંત આસક્ત થયા. પેલો બ્રાહ્મણપુત્ર નિર્ધન છતાં તેણીને વિષે અત્યંત આસક્ત થયો; તેથી કુતરાની જેમ તેના દ્વારનું સેવન કરવા લાગ્યો 'ખરેખર! કામદેવ સર્વનો નાશ કરનાર છે' મોટી સમૃદ્ધિવાળા રાજપુત્ર, મત્રીપુત્ર અને શ્રેષ્ઠિપુત્રોની સાથે ક્રીડા કરતી તે વેશ્યા તેનો તિરસ્કાર કરતી હતી, તોપણ તે બ્રાહ્મણ પુત્ર તેણીને માત્ર જોવાથીજ જીવતો હતો. તે વેશ્યા તો દ્રષ્ટિથી પણ તેની સામે જોતી નહિ કારણકે વેશ્યાઓનો એજ સ્વભાવ છે કે, ધનિકો ઉપર તે પ્રીતિ રાખે, અને નિર્ધનોને હડધૂત કરીને કાઢે. કામદેવના બાણથી વિધાયેલો તે બ્રાહ્મણપુત્ર તેણીના સમીપપણાનો ત્યાગ કરવા સમર્થ ન હતો, તેથી તે તેણીનો ચાકર થઇને રહ્યો. તે તેણીના ખેતીકર્મને, સારથીપણાને, પાણી ભરવાના અને દળવાના કામને તથા બીજા અનેક કાર્યોને કરવા લાગ્યો. તેને મન કાઇ પણ ન કરવા લાયક કામ ન હતું તેને ઘરમાથી બહાર કાઢી મૂકે, તો પણ તે ઘરની બહાર નીકળતો ન્હોતો, એટલુંજ નહિ પણ તે તૃષા, ક્ષુધા, તિરસ્કાર તથા માર પણ સહન કરતો હતો

માટે હે સ્રીઓ! તે બ્રાહ્મણ પુત્રની જેમ હુ થોડી સમાન તમારે વિષે સેવકપણાને પ્રાપ્ત કરાવનાર એવું આભિ-

ચોગ્યિક કર્મ ઉપાર્જન નહિ કર્યું કે જેથી મ્હારે તિરસ્કાર આદિ સહન કરવા પડે, તેથી હવે તમારી કલ્પિત યુક્તિઓ જવા દો

આ સાંભળી કમળવતીએ કહ્યું:-કમળ સરખા મુખવાળા હે નાથ! માસાહસ નામના પક્ષીની જેમ તમે સાહસિક ન થાઓ તેની કથા આ પ્રમાણે—

## ૨૩ મા-સાહસ પક્ષીની કથા

કોઈ એક પુરૂષ, દુર્ભિક્ષથી દુઃખી થઈ પોતાના સબંધીઓનો ત્યાગ કરી મ્હોટા સાથની સાથે દેશાંતર જવાને નીકળ્યો અનુક્રમે તે સાથે એક મહાન અટવિમાં પ્રવેશ કર્યો ત્યાં તૃણ કાષ્ટ વિગેરે લાવવા માટે તે પુરૂષ એકલોજ ફરવા નીકળ્યો, તે વખતે તેણે વનની ઝાડીમાં સુતેલા વાઘના મુખમાંથી દાંતે વળગેલા માંસના કકડાને લઈને, એક પક્ષી વૃક્ષ ઉપર આવી જતાં જોયું, વળી તે માંસ ખાનાર પક્ષી 'મા સાહસ' સાહસ ન કરવું, એમ વારવાર બોલતું હતું તે જોઈ આશ્ચર્ય પામેલા તે પુરૂષે તેને કહ્યું:-હે પક્ષી! મા સાહસ એમ તું બોલે છે અને વાઘના મુખમાંથી માંસ લઈને તું ખાય છે માટે તું મૂખ જણાય છે; કારણકે જેવું તું બોલે છે તેવું તું આચરણ કરતું નથી.

આ દૃષ્ટાંત પ્રમાણે હે નાથ! આપ સાક્ષાત સંસારના સુખનો ત્યાગ કરીને, બીજા અદૃશ્ય સુખની આશાએ તપ કરવાને ઇચ્છો છો તેથી આપ એ મા-સાહસ પક્ષીની ઉપમાને લાયક છો.

તે સાભળી જંબુકુમારે સ્મિત કરી કહ્યુ–હુ તમારી વાણીમાં મોહ પામું એવો નથી, તેમજ સ્વાર્થથી પણ ભ્રષ્ટ થાઉં એમ નથી, કારણકે ત્રણ મિત્રોની કથા હું જાણું છુ તે આ પ્રમાણે—

## ૨૪ ત્રણ મિત્રોની કથા.

**ક્ષિતિ પ્રતિષ્ઠિત** નામના નગરમા જિતશત્રુ નામે રાજા હતો તેનો પુરોહિત **સોમદત્ત** સર્વ કાર્યમા અધિકારી હતો તેને **સહમિત્ર** નામનો એક મિત્ર હતો. તે ખાન પાન આદિ સર્વ કાર્યમા તેની સાથેજ રહેતો, તેથી તે બને વચ્ચે ઘણીજ પ્રીતિ હતી. વળી તે પુરોહિતને **પર્વમિત્ર** નામનો બીજો એક મિત્ર હતો તેનુ તે ઉત્સવના દિવસોમાજ ફક્ત સન્માન કરતો; તેને **પ્રણામમિત્ર** નામનો ત્રીજો એક મિત્ર હતો તેને તો તે જ્યારે માર્ગમા મળે, ત્યારે માત્ર પ્રણામ કરીનેજ મન વાળતો.

એકદા તે પુરોહિતે રાજાનો કાઇક અપરાધ કર્યો, તેથી રાજાએ ક્રોધાયમાન થઇને તેને શિક્ષા કરવા માટે પકડી મગાવવાનુ ઇચ્છયુ આ વાત પુરોહિતના જાણુવામા આવી, એટલે તે રાત્રિએ પોતાના મિત્ર સહમિત્રને ત્યા ગયો અને કહ્યુ–"હે મિત્ર ! આજે રાજા મ્હારા પર કોપાયમાન થયો છે તેથી ત્હારે ઘેર ગુપ્ત રહીને મારા અશુભ દિવસો હું ગુજારવા ઇચ્છુ છું તો હે મિત્ર ! મ્હને એટલો વખત આશ્રય આપ, અને આપણી મિત્રાઇને કૃતાર્થ કર"

આ સાભળી સહમિત્ર બોલ્યો–ભાઇ, અત્યારે હવે આપણી મૈત્રી નથી જ્યા સુધી તું રાજાનો ગુન્હેગાર ન

હતો, ત્યાં સુધી તો આપણી મિત્રાઈ વાસ્તવિક હતી. પરંતુ હવે જો હું તને મ્હારે ત્યાં રાખું તો ઉલટો હું પણ રાજાનો ગુન્હેગાર બનું અને મ્હારા પર આફત આવે. માટે બળતા ઘેટાને પોતાના ઘરમાં કોણ દાખલ કરે! ત્હારા એક માટે થઈને હું મ્હારા આખા કુટુંબને આફતમાં ઉતારૂં, એ તદ્દન અશક્ય છે માટે તું અહિંથી જલ્દી જતો રહે. જા ત્હારૂં કલ્યાણ થાઓ.

આ પ્રમાણે સહમિત્રથી અપમાન પામેલો સોમદત્ત તરતજ પોતાના બીજા મિત્ર પર્વમિત્રને ઘેર આવ્યો, અને રાજાની પોતાના પર થયેલી અપ્રસન્નતાની વાત કહી તેનો આશ્રય માગ્યો ત્યારે તે પર્વમિત્ર બોલ્યો—કે ભાઈ! તું ખરેખર ઉપકારી પુરૂષ છે કારણકે અનેક પર્વોમાં તે મ્હને સાથ આપી મારો પ્રેમ જીતી લીધો છે તેથી જો હું આવા દુઃખના સમયે ત્હને મદદ ન કરૂં, તો હું કૃતઘ્નીજ કહેવાઉં; વળી ત્હારા પ્રેમને લીધે મ્હને ગમે તેટલું કષ્ટ પડે, તો પણ હું તે સઘળું સહન કરૂં; પરંતુ દીલગીર છું કે રાજાના કોપથી મ્હારા કુટુંબ પર આવી પડતી આફત વહોરી લેવા હું તૈયાર નથી હે મિત્ર! મારૂં કુટુંબ મને વહાલું છે અને તું પણ મને તેટલોજ વહાલો છે, એટલે મ્હારે તો એક તરફ વાઘ અને બીજી તરફ નદી જેવો ઘાટ થયો છે વળી હાલમાં મ્હારે ઘણું ભાવડો છે તો તેમના પર તું દયા કર અને બીજે ઠેકાણે જા તારૂં કલ્યાણ થાઓ. આ પ્રમાણે મીઠાં વચનથી તેનો સત્કાર કરીને પણ પર્વમિત્રે તે પુરોહિતને પોતાના ઘરની બહાર કાઢ્યો અને

ચોક સુધી વળાવી આવ્યો. ખરેખર! 'ભાગ્ય વિપરિત હોય ત્યારે પુત્ર પણ વિપરિત થાય છે.'

પર્વમિત્રને ત્યાથી નીકળી તે આગળ ચાલ્યો. રસ્તામાં તેણે વિચાર કર્યો કે—"મે જે મિત્રો ઉપર ઉપકાર કર્યો હતો, તેનું તો આ પરિણામ આવ્યુ. અરે! હવે હું કોની પાસે જાઉં?" એમ વિચારતાં તેને તેનો ત્રીજો મિત્ર યાદ આવ્યો ત્રીજા મિત્રનું સ્મરણ થતા તેને વિચાર થયો કે, શુ મ્હારો તે મિત્ર આવે વખતે મ્હને મદદ કરશે? તેની સાથે તો મારે માત્ર છેટેથી પ્રણામ કરવા જેટલોજ સબધ છે. પણ કાઈ નહિ જોઉ તો ખરો કેમકે **બહુરત્ના વસુંધરા** એ ન્યાય મુજબ કદાચ કોઇ ઉપકારી મળી આવે એમ વિચારી તે પુરોહિત પ્રણામમિત્રને ઘેર ગયો. તેને આવતો જોઇને પ્રણામમિત્ર તરતજ બે હાથ જોડી ઉભો થયો અને બોલ્યો–હે મિત્ર! તમે ભલે આવ્યા. તમારી આવી અવસ્થા શાથી થઈ! જે હોય તે વિના સંકોચે કહો; હું મારાથી બનતી તમને સહાય આપીશ

આ સાભળી પુરોહિતે રાજાનુ વૃત્તાત જણાવીને કહ્યુ – હે મિત્ર' હુ રાજાની સીમનો ત્યાગ કરવા ઈચ્છુ છુ. તો તેમા મને સહાય કર. આથી તેણે કહ્યુ–હે મિત્ર' હું તમારો દેવાદાર છુ, તેથી આ વખતે તમને સહાય કરીને હુ તેમાથી મુક્ત થાઉ જરા પણ તમે ભય રાખશો નહિ. હુ તમાર રક્ષણ કરવા સાથે આવુ છું જ્યા સુધી મ્હારા ખોળીયામા પ્રાણ છે, ત્યા સુધી તમારો એક વાળ પણ વાકો કરવા કોઈ સમર્થ નથી. એમ કહીને તે પ્રણામમિત્રે

પોતાના બે ખભા ઉપર ભાતુના બે ભાથાં ભરાવ્યાં અને ધનુષ્યને દોરી ચડાવી હાથમાં લીધું પછી નિર્ભયપણે તેણે પુરોહિતને આગળ કર્યો અનુક્રમે બન્ને મિત્રો ઇચ્છિત સ્થાને ગયા, અને ત્યાં આનંદપૂર્વક પુરોહિત સુખના દિવસો નિર્ગમન કરવા લાગ્યો

આ કથાનો ભાવાર્થ એ છે કે—સોમદત્તના જેવો આ સંસારી જીવ છે અને સહમિત્ર સમાન આ શરીર છે આ શરીરનો જીવે નિરંતર સત્કાર કર્યો છે, તો પણ જ્યારે કર્મ રાજ મરવા રૂપી આપત્તિ આપવા તયાર થાય છે, ત્યારે આ શરીર જીવની સાથે એક ડગલું પણ આગળ જતું નથી. સર્વ સગાં વહાલાં છે તે પર્વમિત્રના જેવા છે, તેઓ સર્વે સ્મશાન સુધી જઇને પાછા વળે છે સુખનું કારણ જે ધર્મ, તે પ્રણામમિત્ર જેવો છે અને તે પરલોકમાં પણ જીવની સાથેજ જાય છે

તેથી હે એક મનવાળી સ્ત્રીઓ ! હું આ લોક સબંધી સુખના સ્વાદમાં મૂઢ થઇને પરલોકનું સુખ કરનાર ધર્મની જરા પણ ઉપેક્ષા નહિ કરૂં

ત્યાર પછી જયશ્રીએ કહ્યું—હે નાથ ! તમે સુખને નખાવનારી બુદ્ધિના નિધાન છો તેથી ખોટી ખોટી કથાઓ કહીને નાગશ્રીની માફક અમને મોહ પમાડો છો, તેની કથા આ પ્રમાણે—

## ૨૫ નાગશ્રીની કથા.

રમણિપુર નામના નગરમાં કથાપ્રિય નામે રાજા હતો તે રોજ રોજ વારા પ્રમાણે નાગરિકો પાસે નવી

નવી કથા કહેવડાવતો. ત્યાં દારિદ્રને લીધે દુ:ખી એવો એક વિપ્ર રહેતો હતો તે આખો દિવસ ભમી ભમીને દાણાની ભિક્ષા માગી આજીવિકા ચલાવતો એકવાર તે મુર્ખ શિરોમણી વિપ્રનો કથા કહેવાનો વારો આવ્યો, એટલે તે વિચાર કરવા લાગ્યો કે–મ્હારૂ પોતાનુ નામ કહેવું હોય તો પણ આ મારી જીભ ઉપડતી નથી, તો પછી કથા કહેવાની તો વાતજ શી કરવી ! વળી જો હુ એમ કહુ કે મને કથા કહેતા આવડતી નથી, તો તો જરૂર રાજા મને બદીખાનામાં પુરી દે, તેમા પણ શકા જેવુ નથી. ત્યારે મ્હારે હવે શું કરવુ ? એમ વિચારતા તે બ્રાહ્મણના મુખ પર ભયથી ચિતાની છાયા છવાઈ ગઇ

આ બ્રાહ્મણને એક કુમારી પુત્રી હતી તેણે પોતાના પિતાને ગ્લાનિ પામેલા જોઇને પૂછ્યુ —પિતાજી ! આપ શાની ચિતા કરો છો ? ત્યારે તેણે ચિતાનું કારણ કહ્યુ. તે સાભળી પુત્રી બોલી —પિતાજી ! ચિતા ન કરો. તમારા બદલે હુ કથા કહેવા જઇશ. એમ કહી તે વિપ્રકન્યા સ્નાન કરી, શ્વેત વસ્ત્ર પહેરી રાજા પાસે ગઈ અને ‘ જય પામો ’ એવું આશીર્વચન કહીને બોલી —હે રાજન્ ! કથા સાભળો વિપ્રકન્યાની આવી નીડરતા જોઈ રાજા પણ વિસ્મય પામ્યો અને ગીતને સાભળવા જેમ મૃગ ઉત્સુક થાય તેમ તે તેની કથા સાભળવા ઉત્સુક થયો. તેણીએ કથા કહેવી શરૂ કરી—

હે રાજન્ ! આજ નગરમા **નાગશર્મા** નામનો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ છે. તે માત્ર કણભિક્ષા ઉપરજ પોતાનુ

ગુણસ્થાન ચલાવે છે તેને સોમશ્રી નામની પત્ની છે, અને હું તેમની પુત્રી છું મ્હારૂં નામ નાગશ્રી છે હું યૌવનાવસ્થા પામેલી છું મારા માતા પિતાએ મને સાંઇ નામના બ્રાહ્મણપુત્ર વેરે આપેલી છે સ્ત્રીઓને હમેશાં સંપત્તિને અનુસારેજ વર મળે છે

એકદા વિવાહ સબધી કોઇ કાર્ય પ્રસગે મારા માતાપિતા મને એકલીને ઘેર મૂકીને બીજે ગામ ગયાં. જે દિવસે તેઓ ગયાં, તેજ દિવસે તે સાંઇ વિપ્ર મ્હારે ઘેર આવ્યો. મારા માતાપિતા ઘેર ન હતા, તો પણ મે તેને અમારી સંપત્તિ પ્રમાણે સ્નાન ભોજન ઇત્યાદિ કરાવ્યું પછી જ્યારે સાંજ પડી ત્યારે અમારા ઘરનું સર્વસ્વ જે એકજ ખાટલો પાથરવાનો હતો, તે મે તેને સુવા માટે આપ્યો પછી મે વિચાર કર્યો કે—“ખાટલો તો મે આને આપ્યો અને ઘરમાં ગોવરક સર્પ ઘણાં ફરે છે, તો હું ઘરમાં જમીન પર શી રીતે સુઇ શકું ? જમીન પર સુઇ રહેતાં મને સર્પની બીક લાગે છે, માટે આને આપેલા ખાટલા પર હું પણ સુઇ જાઉં આવી અંધકાર-વાળી રાત્રિમાં મને કોઇ દેખશે નહિ ’ એમ વિચારીને નિર્વિકાર ચિત્તે હું તો તેમાંજ સુતી; પરંતુ મ્હારા અંગના સ્પર્શથી તે અત્યંત કામાતુર થયો તેણે હલાવીને વીર્ય સ્ખલ પામી વિપર્યં રૂંધન કર્યું તેથી તત્ત જ તેને શળ ઉત્પન્ન થયું અને તે શૂળની પીડાથીજ તેના પ્રાણ ગયા.

તેને મરણ પામેલો જોઇ ભય પામીને હું વિચારવા-

લાગી કે'—મારા પાપિણીના દોષથીજ આ દ્વીજના પ્રાણ ગયા છે અત્યારે આ વાત હું કોને કહું ? આનો શો ઉપાય કરૂ ? વળી હુ એકલી શુ કરૂ ? અને શી રીતે આને ઘરમાથી બહાર કાઢુ ? એમ વિચારી છેવટ ઉપાયનો નિશ્ચય કરી મે કોળાની જેમ તેના શરીરના કકડે કકડા કર્યા, અને ત્યાજ ખાડો ખોદીને નિધાનની જેમ મે તેને દાટી દીધો. પછી તે ખાડો પૂરી દઇને ઉપર બધુ સાફ કરી દીધુ, અને તેની કોઇને ખબર ન પડે; એટલા માટે મે તે જગ્યા ગારવડે લીપી નાખી પછી તે સ્થાનને પુષ્પ, ગધ અને ધૂપ વડે સુવાસિત કર્યું, ત્યાર પછી આજે મારા માતાપિતા ગ્રામાતરથી ઘેર આવ્યા છે

આ વાત સાભળીને રાજાએ તેને પૂછ્યું –હે કુમારી ! તે જે આ વાત કહી તે શું સત્ય છે ? ત્યારે તેણે જવાબ આપ્યો —હે રાજન્ ! તમે હમેશા જે જે કથાઓ સાભળો છો, તે બધી શું સત્ય છે ? અને જો તે સત્ય હોય, તો મ્હારી આ કથા પણ સત્ય સમજવી

આ પ્રમાણે તે નાગશ્રીએ જેમ ખોટી કથા કહીને રાજાને વિસ્મય પમાડયો, તેમ હે નાથ ! તમે પણ કલ્પિત કથાઓ કહીને અમને શા માટે વિસ્મય પમાડી છેતરો છો ?

આ ઉપરથી જબુકુમારે કહ્યુ.—હે પ્રિયાઓ ! હું લલિતાગ કુમારની જેમ વિષયમા લુબ્ધ નથી, કે જેથી તમારી વાતો સાભળી તમારામા લુબ્ધ થાઉં તેની કથા આ પ્રમાણે—

## ૨૧ લલીતાંગ કુમારની કથા.

વસંતપુર નામના નગરમાં શતાયુધ નામનો રાજા રાજ્ય કરતો હતો તે આસામાં ઈંદ્ર જેવો, વિભૂતિના સ્થાન રૂપ અને રૂપ વડે સાક્ષાત્ કામદેવ જેવો હતો તેને સુરસુંદરી સમાન સુંદર આકૃતિવાળી લલિતા નામની રાણી હતી. તે સકળ કળાઓનું અદ્વિતિય વિશ્રામ સ્થાન હતી. એકદા તે પોતાની દષ્ટિને આનંદ આપવા માટે મહેલના ઝરૂખામાં બેઠી બેઠી, માર્ગમાં જતા આવતા લોકો તરફ નિહાળી રહી હતી તેવામાં તેણે માર્ગમાં જતા એક યુવાન પુરૂષને જોયો તે પુરૂષ દેદીપ્યમાન અને મનોહર ધમ્મિલ (કેશસમૂહ, ચોટલો) વડે જાણે બે મસ્તકવાળો હોય તેવો દેખાતો હતો તેના દાંતો, મુખ કસ્તુરીવાળાં હતાં, તેથી તે મદવાળા હાથી જેવો દેખાતો હતો તેના સ્કંધ વૃષભના જેવા હતા, તેની છાતીનો ભાગ પહોળો હતો, તેના હાથ પગ કમળ જેવા કોમળ હતા, તેણે કંઠમાં, હાથમાં તથા પગમાં સુવર્ણના આભૂષણો પહેર્યાં હતાં, તેણે કપુરમિશ્ર તાંબુલ ચાવેલું હોવાથી, તેનું મુખ સુગંધમય થઈ રહ્યું હતું કામદેવની જય પતાકા જેવું તેનું કપાળ તિલક વડે શોભતું હતું તેણે સુગંધી પદાર્થોવાળાં વસ્ત્રો પહેર્યા હતાં, તેથી આખો રસ્તો સુગંધથી મ્હેકી રહી હતો તેની તેજસ્વિતા પરત્વે વધુ શું કહીયે? ટુંકમાં તેના શરીરની પ્રતિભા એવી હતી કે જાણે તે સાક્ષાત્ શ્રી દેવીનો બીજો પુત્ર (કામદેવ) જ ન હોય?

તેનુ આવુ રૂપ જોઇને, ઉન્મત્ત લોચનવાળી તે સુલો-ચના તેનામા મુગ્ધ બની ગઈ, અને વિચારવા લાગી·—જો આ પુરૂષને પરસ્પરની બાહુલતાના બધનથી આલિગન કરાય, તો જ મ્હારો સ્ત્રીજન્મ સફળ થયો કહેવાય! અરે! જો આ વખતે મ્હારે પાખો હોત, તો શીઘ્રપણે હું ઉડીને તેની પાસે પહોચી જાત, અને તેની સેવા કરત. પરંતુ અફસોસ! કે અત્યારે મ્હારી પાસે તેવુ સાધન નથી. ખરેજ! આ પુરૂષ કેટલો બધો મનોહર દેખાય છે! એ પ્રમાણે લલિતા પોતાના મનમા તે પુરૂષને મળ-વાના મનોરથ સેવતી હૃદયમાં ચિતા કરવા લાગી. આ વખતે તેની પાસે રહેલી તેની ચતુર દાસીએ વિચાર કર્યો કે-ખરેખર! મ્હારી બાઇની દ્રષ્ટિ આ યુવાન પુરૂષ ઉપર અત્યત મોહ પામી છે એમ વિચારી તે બોલી—હે સ્વામિની! આપનુ મન આ યુવાન પુરૂષમા આસક્ત થયુ છે, તેમા કાઈ આશ્ચર્ય નથી, કારણ કે ચદ્ર કોના લોચનને આનદ નથી આપતો? તે સાભળી લલિતા રાણીએ કહ્યુ:—હે બુદ્ધિશાળી! તું ચતુર છે, તેથી મ્હારા મનનો ભાવ જાણી ગઈ છુ માટે સાભળ:—જો હુ આ મનોહર દેખાતા પુરૂષ સાથે ક્રીડા કરીશ, તો જ હું જીવી શકીશ. માટે આ પુરૂષ કોણ છે! તેની તું ખબર કાઢી આવ, ને પછી એવી રીતે કર કે, મ્હારી સાથે તેનો સગમ કરાવીને મ્હારા શરીરને શાતિ મળે

પછી ધૈર્યરૂપ નાટકની એક મહાન નટી સમાન તે દાસી સત્વર તેની શોધ લઇ આવી અને રાણીને કહેવા

## ૨૧ લલીતાંગ કુમારની કથા.

વસંતપુર નામના નગરમાં શતાયુધ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે આખામાં ઇંદ્ર જેવો વિભૂતિના સ્થાન રૂપ અને રૂપ વડે સાક્ષાત્ કામદેવ જેવો હતો. તેને સુરસુંદરી સમાન સુંદર આકૃતિવાળી લલિતા નામની રાણી હતી. તે સકળ કળાઓનું અદ્વીતિય વિશ્રામ સ્થાન હતી. એકદા તે પોતાની દ્રષ્ટિને આનંદ આપવા માટે મહેલના ઝરૂખામાં બેઠી બેઠી, માર્ગમાં જતા આવતા લોકો તરફ નિહાળી રહી હતી તેવામાં તેણે માર્ગમાં જતા એક યુવાન પુરૂષને જોયો તે પુરૂષ દેદીપ્યમાન અને મનોહર ધમ્મિલ ( કેશસમૂહ, ચોટલો ) વડે, જાણે બે મસ્તકવાળો હોય તેવો દેખાતો હતો તેના દાઢી, મૂછ કસ્તુરીવાળાં હતાં, તેથી તે મદવાળા હાથી જેવો દેખાતો હતો તેના સ્કંધ વૃષભના જેવા હતા, તેની છાતીનો ભાગ પહોળો હતો, તેના હાથ પગ કમળ જેવા કોમળ હતા, તેણે કંઠમાં, હાથમાં તથા પગમાં સુવર્ણના અલંકારો પહેર્યાં હતાં, તેણે કપુરમિશ્ર તાંબુલ ખાધેલું હોવાથી, તેનું મુખ સુગંધમય થઇ રહ્યું હતું કામદેવની જય પતાકા જેવું તેનું કપાળ તિલક વડે શોભતું હતું તેણે સુગંધી પદાર્થોવાળાં વસ્ત્રો પહેર્યાં હતાં, તેથી આખો રસ્તો સુગંધથી મ્હેકી રહ્યો હતો. તેની તેજસ્વિતા પરત્વે વધુ શું કહીએ? ટુંકમાં તેના શરીરની કાંતિજ એવી હતી કે જાણે તે સાક્ષાત્ શ્રી દેવીનો બીજો પુત્ર ( કામદેવ ) જ ન હોય?

તેનુ આવું રૂપ જોઇને, ઉન્મત્ત લોચનવાળી તે સુલોચના તેનામા મુગ્ધ બની ગઈ, અને વિચારવા લાગીઃ—જો આ પુરૂષને પરસ્પરની બાહુલતાના બધનથી આલિગન કરાય, તો જ મ્હારો સ્ત્રીજન્મ સફળ થયો કહેવાય! અરે! જો આ વખતે મ્હારે પાખો હોત, તો શીઘ્રપણે હું ઉડીને તેની પાસે પહોચી જાત, અને તેની સેવા કરત. પરંતુ અફસોસ! કે અત્યારે મ્હારી પાસે તેવુ સાધન નથી. ખરેજ! આ પુરૂષ કેટલો બધો મનોહર દેખાય છે। એ પ્રમાણે લલિતા પોતાના મનમા તે પુરૂષને મળવાના મનોરથ સેવતી હૃદયમા ચિંતા કરવા લાગી. આ વખતે તેની પાસે રહેલી તેની ચતુર દાસીએ વિચાર કર્યો કે—ખરેખર! મ્હારી બાઇની દ્રષ્ટિ આ યુવાન પુરૂષ ઉપર અત્યત મોહ પામી છે. એમ વિચારી તે બોલી—હે સ્વામિની' આપનુ મન આ યુવાન પુરૂષમા આસક્ત થયુ છે, તેમા કાઈ આશ્ચર્ય નથી, કારણ કે ચદ્ર કોના લોચનને આનદ નથી આપતો? તે સાભળી લલિતા રાણીએ કહ્યુઃ—હે બુદ્ધિશાળી! તું ચતુર છે, તેથી મ્હારા મનનો ભાવ જાણી ગઈ છુ માટે સાભળઃ—જો હુ આ મનોહર દેખાતા પુરૂષ સાથે ક્રીડા કરીશ, તો જ હું જીવી શકીશ. માટે આ પુરૂષ કોણ છે! તેની તું ખબર કાઢી આવ, ને પછી એવી રીતે કર કે, મ્હારી સાથે તેનો સગમ કરાવીને મ્હારા શરીરને શાતિ મળે

પછી ધૈર્યરૂપ નાટકની એક મહાન નટી સમાન તે દાસી સત્વર તેની શોધ લઇ આવી અને રાણીને કહેવા

દાસી:—હે બાઇ ! તે પુરૂષ આ નગરમાંજ રહે છે, તેનું નામ લલિતાંગ છે, સમુદ્રપ્રિય નામના સાર્થવાહનો તે પુત્ર છે તે સૌભાગ્ય વડે કામદેવ જેવો, બહોતેર કળાનો જાણ, કુલિન અને યુવાન છે હે સ્વામિની ! તમારૂં મન તેના પર ચોંટયું તે યોગ્ય જ છે. માટે મને આજ્ઞા આપો તો હું તમારા બન્નેનો મેળાપ કરાવી આપું

"જા, એમ જ કર" એમ કહીને રાણીએ પ્રેમરૂપી અંકુરાને પ્રફુલ્લિત કરવામાં મેઘના જળ સમાન એવા શ્લોકવાળો એક લેખ તેણીના હાથમાં આપ્યો પછી દૂતીનું કામ કરવામાં કુશળતાવાળી તે દાસી લલિતાંગ પાસે ગઇ, અને તેને લલિતાનો સંદેશો કહ્યો. પછી મનોહર વચન વડે લલિતાંગને તેણીની સાથે ક્રીડા કરવાની ઇચ્છામાં પ્રવર્તાવી, તે ચતુર દાસીએ તેનું મન પ્રસન્ન કરવા માટે તેને લલિતાએ મોકલાવેલો પેલો લેખ આપ્યો લેખને હાથમાં લેતાં જ તેના રોમાંચ ખડા થયા પ્રેમ પ્રદર્શિત કરનારો તે લેખ લલિતાંગ વાંચવા લાગ્યો—તે શ્લોકનો અર્થ આ પ્રમાણે હતો

"હે સુંદર ! જ્યારથી મેં આપને જોયા છે, ત્યારથી દીન એવી હું સર્વ આપમય જ દેખું છું તેથી કૃપા કરીને મ્હારી સાથે સમાગમ કરો" આ પ્રમાણેનો લેખ વાંચીને તે બોલ્યો:—'હે ચતુર દાસી ! ક્યાં તે અંતઃ પુરમાં રહેનારી રાણી અને ક્યાં હું વણિક પુત્ર ! રાજાની રાણીની સાથે હું વિહાર કરવાની ઇચ્છા કરૂં તે વાત મનમાં ધારી શકાય તેવી નથી, તેમ હું ધારતો પણ

નથી, તેથી હું તે વાતની હા કહી શકતો નથી. પૃથ્વી ઉપર રહેલો માણસ, જો ચંદ્રની કળાનો સ્પર્શ કરી શકે, તો જ રાજાની રાણી અન્ય પુરૂષના સંભોગનો વિષય થઈ શકે." તે સાભળી દાસીએ કહ્યુ.–"જેને કોઇની સહાય ન હોય, તેને તો આ સર્વ દુષ્કર છે, પરંતુ તમને તો હુ સહાય કરનારી છુ, તેથી હે સુંદર! તમે તેવી ચિંતા ન કરો. મારી બુદ્ધિના યોગે કોઈ પણ ન જાણે તેમ, હું તમને અંતઃપુરમાં પહોચાડીશ તે માટે તમે જરા પણ ભય રાખશો નહિ" તે સાભળી લલિતાગે કહ્યું— ભલે ત્યારે મને યોગ્ય સમયે બોલાવજે.

"બહુ સારૂ." એમ કહી તે દાસી શીઘ્રપણે ત્યાથી નીકળીને રાણી પાસે આવી પહોચી અને લલિતાગ સંબધી સર્વ વૃત્તાત કહ્યો તે વૃત્તાત સાભળી રાણી અત્યત હર્ષ પામી અને લલિતાગના સગમનોજ વિચાર કરવા લાગી. તેવામા તે નગરમા કૌમુદિનો ઉત્સવ આવ્યો તે વખતે પ્રશસ્ય ધાન્યના ખેતરોવાળી અને દૂધ જેવા ઉજવળ સરોવરના પાણીવાળી નગરની બહારની ભૂમિમા રાજા અશ્વ ખેલાવવાની ક્રીડા કરવા ગયો તેથી તે વખતે રાજમહેલ ચોતરફથી માણસ રહિત થયો, આ તકનો લાભ લઈ લલિતાએ તેજ દાસી દ્વારા લલિતાંગને બોલાવ્યો. દાસીએ પણ રાણીના વિનોદને અર્થે, નવિન યક્ષની પ્રતિમાના બ્હાને, તે પુરૂપને અંત.પુરમા પ્રવેશ કરાવ્યો. ચિરકાળે એકઠા થયેલા તે લલિતા અને લલિતાગ બનેએ લતા અને વૃક્ષની પેઠે પરસ્પર ગાઢ આલિંગન કર્યું

અનુમાન કરવામાં નિપુણતાવાળા અંતાપુરના રક્ષકોએ જાણ્યું કે-"નક્કી આજે અંતઃપુરમાં પરપુરૂષનો પ્રવેશ થયો છે ખરેખર, આપણે છેતરાયા છીએ." એ પ્રમાણે તેઓ વિચાર કરતા હતા, તેવામાં અષ્ટમીજ પૂર્ણ કરી રાજા પણ આવ્યો એટલે રક્ષકોએ તેને વિનંતિ પૂર્વક કહ્યું:—"અમને શંકા છે કે અંતઃપુરમાં કોઈ પર-પુરૂષ આવ્યો છે" આ સાંભળી રાજાએ, શબ્દ, કરવી એવી પાદુકાનો ત્યાગ કરી, ચોરની પેઠે ધીમે પગલે અંતઃપુરમાં પ્રવેશ કર્યો 'દ્વારમાંજ દ્રષ્ટિ રાખીને બેઠેલી' પેલી ચતુર દાસીએ રાજાને દૂરથીજ આવતો જોયો, એટલે તરત તેણે રાણીને જણાવ્યું પછી રાણીએ અને દાસીએ મળીને, ઘરમાંથી વાસીદાનો ઢગલો બહાર ફેંકી દે તેમ તે જાર પુરૂષને ઉપાડીને ઉપરની બારીમાંથી બહાર ફેંકી દીધો, એટલે તે મહેલની પાછળના ભાગમાં આવેલા ગંદા ખાડામાં (ખાળ કુવામાં) પડ્યો, અને સુકરમાં પુવાની જેમ તેમાં જ લતાઈને રહી નરકાવાસની જેવાં અશુચિના સ્થાનરૂપ અને દુઃખના અનુભવને આપનારા તે કુવામાં તે પૂર્વનું સુખ સંભારતો પડી રહી તે વિચાર કરવા લાગ્યો કે—જો હું આ કુવામાંથી કોઈ રીતે બહાર નીકળું તો આવા માઠા પરિણામવાળા ભોગ આટલેથીજ બસ કરૂં

હવે અહિ રાણી અને દાસી તેના, પર દયા આવ વાને લીધે હમેશાં, તે કુવામાં એઠું ભોજન નાખતી હતી, તે ભોજન ખાઈને કુતરાની જેમ, તે પુરૂષ કુવામાં રહી

રહ્યો જીવન ગુજારતો હતો પછી જ્યારે વર્ષાઋતુ આવી ત્યારે, જેમ દુષ્ટ માણુસ પાપથી ભરાય તેમ તે કૂવો ઘરમાથી નીકળતા પાણી વડે ભરાઈ ગયો, એટલે તે પાણીએ અતિ વેગથી તેને શબની પેઠે ઘસડી જઇને, કિલ્લાની બહાર આવેલી ખાઈમા નાખ્યો તે પાણીના પૂરે તુંબડાની જેમ તેને ઉછાળીને ખાઈના કાઠા પર નાખ્યો, પાણીના પ્રહારોથી પીડા પામેલો તે પુરૂષ મૂર્છા પામ્યો. તે વખતે દૈવયોગે ત્યા કુળદેવીની જેમ તેની ધાવ માતા આવી ચડી તેણીએ તેને ત્યા પડેલો જોયો, એટલે તેણી ગુપ્ત રીતે તેને પોતાને ઘેર લઈ ગઇ ત્યા તેના કુટુબી-ઓએ અભ્યગ, સ્નાન અને ભોજનથી તેનુ પાલન કર્યું. એટલે તે પ્રથમ છેદાયેલા અને પછી ઉગેલા વૃક્ષની જેમ ફરીથી તાજો થયો (ઇતિ લલિતાગની કથા)

આ કથાનો ભાવાર્થ એ છે કે —જેવી રીતે લલિતાંગ કામભોગમા' ખેદ વિનાનો રહેતો, તેવી રીતે મનુષ્યો પણ કામભોગમા ખેદ વિનાના રહે છે જે વિષયસુખ છે, તે રાણીના ઉપભોગ જેવુ સમજવું, આરભે તે મધુર છે, પણ પરિણામે અત્યંત દુખદાયક છે. કુવામા વસવાની જેવો ગર્ભવાસ જાણવો તેમા માતાએ ભોજન કરેલા આહારપાણી વડે જે ગર્ભનુ પોષણ થાય છે, તે એઠા ભોજન જેવુ સમજવુ મેઘના જળથી ભરાઈ ગયેલા વિષ્ટાના કુવામાથી ખાળના માર્ગે જે નીકળવુ તે, પુદ્ગળથી વૃદ્ધિ પામેલા ગર્ભનુ યોનિ માર્ગે બહાર નીકળવુ

તેમ જાણવું મહેલની પાછળ રહેલી ખાઇમાં જે પડવું તે ગર્ભવાસથી નીકળીને સુતિકાગૃહમાં પડવા બરાબર સમજવું જળથી ભરેલી ખાઇના કાંઠે રહેલા તેને જે ભૂખે આવી તે, જરાયુ અને રૂધિરમય કોથળી બહાર નીકળેલા જીવની બરાબર સમજવું જેમ તેની ધાવમાતા તેના દેહને મદદગાર થઈ તેમ અહીં જીવને કર્મપરિણતિની એવી જાણવી. હવે એ કદાચ લલિતાંગના રૂપ પર મોહિત થયેલી રાણી ફરીથી તેને દાસી મારફતે અંતઃપુરમાં બોલાવે, તો તે ત્યાં ફરીથી જાય કે નહિ ?

આ સાંભળી જંબુકુમારની આઠે સ્ત્રીઓએ કહ્યું :—નાથ, તે પુરૂષ અલ્પ બુદ્ધિવાળો હોય તો પણ, વિષ્ટાના કુવામાં પડવાથી અનુભવેલા દુઃખને યાદ કરીને તે અંતઃપુરમાં કેમ જાય ? ત્યારે જંબુકુમારે કહ્યું :—કદાચ અજ્ઞાનના બળે મોહવશ તે પુરૂષ અંતઃપુરમાં જાય પણ ખરો પરંતુ હું તો ગર્ભમાં ઉત્પન્ન થવાના કારણ રૂપ તમને જ સમજીને કદિ પણ તમને ગ્રહણ નહિ કરૂં

આ પ્રમાણે જંબુકુમારનો દૃઢ નિશ્ચય જાણીને તે આઠે પત્નીઓ પ્રતિબોધ પામી અને જંબુકુમારને ખમાવીને આ પ્રકારે કહેવા લાગી :—" હે નાથ, જેમ તમે પોતે તરવા ઇચ્છો છો તેમ અમને પણ તારો. મહાપુરૂષો કેવળ પોતાનું ઉદર ભરવાથી સંતુષ્ટ થતા નથી, પરંતુ હમેશાં તેઓ પરોપકારી જ હોય છે " ત્યાર પછી જંબુકુમારને તેના માતાપિતાએ, સાસુસસરાઓએ તથા બંધુ

ઓએ કહ્યું —" ત્હમે ખરેખરો ધર્મ જાણ્યો છે; તો હવે અમારે પણ તમારી સાથે પ્રવજ્યા લેવાની છે." આ વખતે પ્રભવ પણ બોલ્યો કે:—હે મિત્ર, હું મારા માતા પિતાની રજા લઈને જલ્દી આવીશ, અને અવશ્ય તમારી સાથે દિક્ષા લઈશ. જંબુકુમારે પણ પ્રભવને કહ્યું —" હે મિત્ર, તું વિઘ્ન રહિત થા, અને શુભ કાર્યમાં વિલંબ કરીશ નહિ "

પછી જ્યારે પ્રભાતકાળ થયો ત્યારે મહા મનવાળા જંબુકુમારે દિક્ષાના મહોત્સવની તૈયારી કરાવી આચારને જાણનાર જંબુકુમારે 'આવો આચાર છે' એમ જાણીને પ્રથમ સ્નાન કર્યું, સર્વ અંગે પીઠી ચોળાવી અને રત્નમય અલંકારો ધારણ કર્યા પછી અનાદૃત નામના દેવે જેનુ સાનિધ્ય કર્યું છે, એવા જંબુકુમાર હજાર માણસોએ ઉપાડેલી શિબિકામા બેઠા તે વખતે માંગળિક વાજીંત્રો વાગવા લાગ્યા, મંગળ પાઠકો મંગળ બોલવા લાગ્યા; કુમારીકાઓ લુણ ઉતારવા લાગી કલ્પવૃક્ષની જેમ તે સમગ્ર જનને હિતકારક એવુ દાન આપવા લાગ્યા અને લોકો તેમની પ્રસંશા કરવા લાગ્યા

એ રીતે કાશ્યપગોત્રી જંબૂકુમાર સુધર્મા સ્વામીના ચરણ કમળથી પવિત્ર થયેલા અને કલ્યાણની સંપત્તિના સ્થાન રૂપ ઉદ્યાનમાં આવ્યા ત્યા ગણધર મહારાજાએ શોભાવેલા ઉદ્યાનના દ્વાર પાસે તે આવ્યા, એટલે તરતજ મમતા રહિત થયેલા તે, જાણે સંસારથી ઉતર્યા હોય

તેમ શિબિકામાંથી નીચે ઉતર્યો અને આપત્તિ રૂપી સમુદ્રને તારનાર સુધર્મા સ્વામીના ચરણને પંચાંગ નમાવીને તેમણે પ્રણામ કર્યો; અને પછી વિજ્ઞપ્તિ કરી કે —હે પરમેશ્વર, કૃપા કરી મને અને મ્હારાં સ્વજનોને આ સંસાર સાગરને વિષે નૌકા સમાન એવી દીક્ષા આપો આ પ્રમાણે પ્રાર્થના થવાથી શ્રી પંચમ ગણધરે [1]પરિવાર સહિત જંબુકુમારને વિધિ પ્રમાણે દિક્ષા આપી [2]પ્રભવ પણ બીજે દિવસે માતા પિતાની રજા લઈ ત્યાં આવ્યો અને જંબુકુમારની પાછળ તેણે દીક્ષા લીધી તે પ્રભવમુનિ જંબુસ્વામીના ચરણ કમળમાં હંસ રૂપ થયા કારણ કે સુધર્મે પ્રભવને જંબુસ્વામીના શિષ્ય તરીકે સ્થાપ્યા

હવે શ્રી સુધર્માસ્વામીના ચરણ કમળની ઉપાસના કરવામાં શ્રમણપણાને પામેલા શ્રી જંબુસ્વામી કંઇ પણ પરિષહોને પણ નહિ ગણકારતાં, પૃથ્વી પર વિચરવા લાગ્યા

( સર્ગ ત્રીજો સમાપ્ત )

---

૧ જંબુકુમારને, તેમના માતા પિતાને, આઠ કન્યાઓને તથા તે આઠ કન્યાઓના માતાપિતાને એમ ૨૭ જણને

૨ પ્રભવ ચોરે પણ [illegible] રાજાની સમક્ષ ચોરીને પાછું આપી તેમને ખમાવીને પ્રભવાદિક ૫  ચોરે એમ એકંદર ૫૨૭ જણે સુધર્મા સ્વામી પાસે દીક્ષા લીધી.

# સર્ગ ૪ થો.

એકદા શ્રી સુધર્મા ગણધર, જંબુસ્વામી વિગેરે શિષ્યો સહિત પૃથ્વી પર વિહાર કરતા કરતા, **ચંપા-નગરીએ** પધાર્યા, અને નગરીની બહારના ઉદ્યાનમા સમ-વસર્યા તે વખતે તેઓશ્રીના ચરણ કમળને વંદન કરવા માટે **નગરજનોનાં** ટોળેટોળા અત્યંત હર્ષપૂર્વક ઉદ્યાન તરફ જવા લાગ્યા પગે ચાલતી નગરની કેટલીએક સ્ત્રીઓ, પગના નુપુરનો રણકાર કરતી જવા લાગી, તે વખતે તેમના મસ્તકની વેણીઓ ઢીલી પડી જવાથી, તેમાથી પુષ્પો ખરીને નીચે પડી જવા લાગ્યા કેટલીએક સ્ત્રીઓ, પતિ સાથે રથમા બેસીને જવા લાગી અને રથને ઉતાવળે હંકારવાનુ સૂચન કરવા લાગી કેટલીએક શ્રાવિકાઓ તો, ઘરનુ બીજુ બધુ કામ છોડી દઇને, કેડમા બાળકોને બેસાડી ઉદ્યાન તરફ જવા લાગી, તેથી તે વાનરવાળા વૃક્ષો જેવી શોભતી હતી. ચાલતા કુંડળવાળા કેટલાક શેઠીઆઓ ઘોડા પર બેસી, શ્વેત છત્રો વડે આકાશને કમળવાળુ કરતા આવ્યા ઉતાવળથી જતા શ્રીમંતોના પર-સ્પર અથડાવાથી તૂટી ગયેલા હારના મોતીઓ વડે માર્ગની પૃથ્વી વ્યાપ્ત થઇ ગઇ

આ વખતે ચંપાનગરીમા કૂણિક રાજા રાજ્ય કરતો હતો આવી રીતે લોકોને જતા જોઇને, તે રાજા પોતાના છડીદારને પૂછવા લાગ્યો —“ શુ આજે નગરીની બહાર કોઈ દેવીની

યાત્રા છે ? કે કોઈ એવી તરફની ઉજાણીનો મહોત્સવ છે ? કે કોઈ કૌમુદિ-ઉત્સવ જેવો બીજો કોઇ ઉત્સવ આવેલો છે ? અથવા ઉદ્યાનના ચૈત્યમાં કોઈ વિશેષ પ્રકારની પૂજા છે ? કે ઉદ્યાનમાં કોઈ જૈન મુનિ મહાત્મા પધાર્યા છે ? કે જેથી આ પ્રમાણે સમ્બાબધ નગરજનો અપરોર તે તરફ જાય છે તે સાંભળી છડીદારે બે હાથ જોડી નમ્રતા પૂર્વક રાજાને કહ્યું –' હે સ્વામિન્ ઉદ્યાનમા શ્રી સુધર્મા-સ્વામી સમવસર્યા છે તેથી નગરજનો તે ગણધર મહારાજને વંદન કરવા માટે ત્યાં જાય છે એક છત્રપણે જિનધર્મ રૂપી રાજા વિજય પામે છે.

આ સાંભળી કૂણિક રાજાએ છડીદારને કહ્યું ખરે ખર, આ નગરીના લોકોને ધન્યવાદ ઘટે છે, કે જેઓ સુધર્માસ્વામીના વંદનને અર્થે ત્વરાએ જાય છે અહો ! હું જાગૃતાવસ્થામાં છતાં પણ નિદ્રાવસ્થાને પામ્યો છું; કારણ કે મને ગણધર મહારાજા અહીં પધાર્યાની ખબર પણ ન પડી હવે હું જલદીથી તેઓશ્રીને વંદન કરવા જાઉં કેમકે તેઓ વાયુની પેઠે અપ્રતિબંધ વિહારી હોવાથી એક ઠેકાણે વધારે વખત રહેતા નથી. એમ વિચારી આસન પરથી ઉભા થઈ પ્રમુદિત કમળ સમાન નેત્રવાળા તે રાજાએ, ચંદ્રમાના કિરણોથી વણેલા હોય નહિ ! તેવા બે શ્વેત વસ્ત્રો પહેર્યાં; ને કાનમાં બે મોતીના કુંડલો પહેર્યાં; તે કુંડલો સ્વચ્છ કિરણોથી પુષ્પાયેલા હતા, તેથી જાણે તે આપવાનાં બે કુંજ હોય નહિ ! તેવા શોભતા હતા. વળી

હૃદય પર તેણે નિર્મળ મોતીનો હાર પહેર્યો, તે જાણે લાવણ્ય રૂપી નદીના કાંઠા પર રહેલી ફીણની રેખા જ હોય નહિ? તેવો તે હાર દીપતો હતો વળી તે કલ્પવૃક્ષ સમાન રાજાએ, બીજા પણ રત્નના અલંકારો શરીર પર ધારણ કર્યાં. પછી તેણે આકાશ જેવું સ્વચ્છ અંગરખું પહેર્યું તેના છેડા વાયુથી ફરકતા હતા તેથી તે જાણે રાજાનો સ્પર્શ થવાથી નાચ કરતું હોય નહિ? તેમ લાગતું હતું પછી તેણે સુગંધી પુષ્પની માળાવાળા પોતાના મસ્તક પર કાજળ જેવો શ્યામ કેશ સમુહ (ચોટલો) બંધાવ્યો, તેથી તે ચંદ્રને આચ્છાદિત કરનાર વર્ષાઋતુના વાદળા જેવો સુશોભિત દેખાવા લાગ્યો પછી તે રાજા કલ્યાણના કારણરૂપ એવા ભદ્ર હસ્તિ પર આરૂઢ થયો; એટલે તે પર્વતપર ચડેલા સિંહની જેવો શોભવા લાગ્યો પછી આકાશમા વિજળીની રેખાની જેમ, અંકુશને હાથથી ફેરવતો તે કુણિક રાજા, પોતાના બને પગ વડે હાથીને ચાલવાની પ્રેરણા આપવા લાગ્યો હાથી પણ 'મ્હારા પગના ભારથી આ પૃથ્વી દબાઇ ન જાઓ' એમ ધારી કૃપા બતાવતો હોય તેમ, ધીરે ધીરે ચાલવા લાગ્યો. મ્હોટી ગર્જના કરતો અને નિરંતર મદજળ વર્ષાવતો તે હાથી જાણે પૃથ્વી પર આવેલો મેઘ હોય તેવો લોકોએ જોયો. પછી જાણે નૃત્ય કરતા હોય તેમ કુદતા, જેના ઢીંચણો મુખના અગ્રભાગનો સ્પર્શ કરતા હતા, તથા જેના પર સ્વારો બેઠેલા હતા, એવા લાખો અશ્વો તે હાથીની ફરતા ફરી વળ્યા તે વખતે વિજય

સુખવનારા અનેક ઉત્તમ વાજિંત્રો વાગવા લાગ્યા. તેના વગાડનારાઓએ તેનો ધ્વનિ પરસ્પરના વાજિંત્રોમાં એક કરી નાખ્યો. મોતરફ શબ્દ કરતા એવા વાજિંત્રોના પ્રતિધ્વનિને લીધે આકાશ, એ એક મ્હોટું દેવી વાજિંત્ર કેમ નહિ ! તેવું જણાવા લાગ્યું.

આ રીતે પરિવાર સહિત રાજા સુધર્માસ્વામીના ચરણકમળ વડે પવિત્ર થએલાં વનના મધ્યભાગમાં આવ્યો. પછી હાથીના કુંભસ્થળ ઉપર અંકુશનો પ્રહાર કરી તેને ઉભો રાખ્યો અને તે હાથીના બજે બાંધેલા દોરડાને પકડીને તે મેઘ ચાલ નીચે ઉતર્યો. પછી તે મહાપરાક્રમી રાજાએ પાદુકાનો ત્યાગ કર્યો, છત્ર ચામરને દૂર કર્યો, તેમજ પ્રતિહારના હાથનો ટેકો પણ મુકી દીધો; તે વખતે તે રાજા ભક્તિને લીધે પોતાને પણ સામાન્ય માણસ જેવો માનવા લાગ્યો. વંદન કરવા આવેલાને જોઈ રે હર્ષથી પ્રફુલિત થયો અને દૂરથીજ સુધર્માસ્વામીને જોઈ મસ્તક ઉપર અંજલિ કરી તેણે તેમને વંદન કર્યું. વંદન કરીને, ભક્તોમાં અગ્રેસર એવો તે રાજા તેમના લઘુ શિષ્યની પેઠે તેમના મુખ તરફજ દૃષ્ટિ રાખીને તેમની સામે બેઠો.

પછી સર્વ પ્રાણીઓ ઉપર કરૂણાદૃષ્ટિવાળા શ્રી સુધર્મા ગણધરે શ્રોતાઓના કર્ણને અમૃતની પરબ સમાન એવી ધર્મદેશના આપી. દેશનાને અંતે ગણધરના સર્વ શિષ્યોને જોઈ રાજાએ જ બુસ્વામીને ઉદ્દેશીને પૂછ્યું કે ભગવન્! આ મુનિર્દ

રૂપ અદ્ભુત છે, સૌભાગ્ય અદ્ભુત છે અને તેજ પણ અદ્ભુત છે આમ સર્વ કાંઈ અદ્ભુત છે, કારણ કે તેમના કેશ યમુનાના તરંગો જેવા ગુચ્છળાવાળા અને શ્યામ છે, તેમના નેત્રો કર્ણ સુધી પહોચેલા છે, તેમની નાસિકા વીણા જેવી છે; તેમના કર્ણ નેત્રરૂપી સરોવરને કાંઠે રહેલી બે છીપલીઓ જેવા છે, તેમનો કંઠ શંખ જેવો છે, તેમનુ વક્ષ સ્થળ કમાડ જેવુ પહોળુ છે, તેમના લાંબા અને સરળ બે બાહુ ઢીંચણ સુધી પહોચતા છે તેમનો મધ્ય ભાગ મુઠીમા પકડી શકાય તેવો પાતળો છે, તેમના સાથળ હાથીને બાંધવાના સ્થંભ જેવા છે, મૃગલીની જંઘા જેવી તેમની જંઘા છે, તથા તેમના હાથ પગ કમળની ઉપમા લાયક છે મારા જેવો સામાન્ય માણસ એમની રૂપ સંપત્તિને શી રીતે કહી શકે? એ મહા ભાગ્યનું સૌભાગ્ય પણ મ્હારી વાણીનો વિષય થઈ શકે તેમ નથી બંધુની સમાન એમને જોઇને મારૂ મન અત્યંત પ્રસન્ન થાય છે એમનું તેજ પણ અલૌકિક છે, કેમકે જેવું તેમનું રૂપ છે, તેવુ તે તેજને લીધે બરાબર જોઇ શકાતુ નથી જાણે કે સૂર્ય અને ચંદ્રનુ તેજ ખેંચીને એકત્ર પિંડરૂપે કર્યું હોય નહિ? એવુ મનોહર તેજ આ મહામુનિનુ જણાય છે અથવા એ તપોનિધિના તેજો રાશિનું હુ કેટલુંક વર્ણન કરૂ? કેમકે વીજળી પણ તેમના પગના નખની કાંતિ પાસે દાસી જેવી જણાય છે પ્રભુ! એ મુનિ કોણ છે?

આ પ્રમાણે રાજાના પૂછવાથી શ્રી સુધર્મા ગણધરે

તેમને જંબુકુમારના પુર્વ ભવનું વૃત્તાંત કહ્યું, કે જે પહેલાં શ્રી મહાવીર સ્વામીએ શ્રેણિક રાજાને કહ્યું હતું તે કહીને પછી સ્વામીએ કહ્યું—હે રાજન્! પૂર્વ જન્મના તપથી આ મહાત્માને આવા પ્રકારનું રૂપ, સૌભાગ્ય અને તેજ પ્રાપ્ત થયું છે એ ચરમ શરીરી છે એટલે તેમનો આ છેલ્લો ભવ છે અને તેઓ છેલ્લા કેવળી છે; તેઓ આજ ભવમાં સિદ્ધ થશે. વળી શ્રી મહાવીર સ્વામીએ કહ્યું છે કે—આ જંબુ સ્વામી મોક્ષમાં જશે, ત્યાર પછી કોઇને મનઃ પર્યવ જ્ઞાન અને પરમ અવધિજ્ઞાન થશે નહિ. તેમજ આહારિક શરીર ની લબ્ધિ જિન કલ્પીપણું, પુલાક લબ્ધિ, ઉપશમ શ્રેણિ ક્ષપક શ્રેણિનું આરોહણ અને છેલ્લાં ત્રણ ચારિત્ર (પરિહાર વિશુદ્ધ, સુક્ષ્મ સંપરાય ને યથાખ્યાત) એ દશ વસ્તુમાંનું કાંઇપણ કોઇને પ્રાપ્ત થશે નહિ એજ પ્રમાણે આગળ પણ થોડું થોડું ઘટતું જશે

આ પ્રમાણે સુધર્મા સ્વામીનાં વચન સાંભળી, તેમના ચરણકમળને વંદન કરી કૂણિક રાજા પાછા ચંપાનગરીમાં ગયા સુધર્મા સ્વામી પણ પરિવાર સહિત તે સ્થાનેથી વિહાર કરી શ્રી મહાવીર સ્વામી પાસે ગયા, અને તેમની સાથે વિહાર કરવા લાગ્યા.

સુધર્મા સ્વામીએ પચાસ વર્ષની વયે દીક્ષા લીધી હતી, અને ત્રીશ વર્ષ સુધી તેમણે છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીની સેવા કરી હતી. મહાવીર સ્વામી મોક્ષ ગયા પછી તીર્થને પ્રવર્તાવતા સુધર્મા ગણધર બાર વર્ષ

સુધી છદ્મસ્થપણે રહ્યા હતા ત્યાર પછી એટલે બાણુ વર્ષની ઉમરે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ. પછી આઠ વર્ષ સુધી તેઓ ભવ્ય પ્રાણિઓને બોધ દેતા પૃથ્વીપર વિચર્યા સો વર્ષ પુર્ણ થયે પોતાનો નિર્વાણ સમય નજીક જાણ્યો ત્યારે તેમણે શ્રી જબુસ્વામીને ગણધર પદે સ્થાપન કર્યો

સર્વ પ્રાણી પર દયાવાળા શ્રી જબુસ્વામી પણ ઉગ્ર તપ કરી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ આપવા લાગ્યા શ્રી મહાવીરસ્વામીના મોક્ષ દિવસથી ચોસઠ વર્ષ ગયા, ત્યારે જબુસ્વામી પ્રભવસુનિને પોતાના પદ પર સ્થાપી, સર્વ કર્મોનો ક્ષય કરી મોક્ષ ગતિએ પહોચ્યા ( સર્ગ ૪ થો સમાપ્ત )

ઈતિ શ્રી જબુસ્વામી ચરિત્ર સમાપ્તમ્.

| | |
|---|---|
| અજાહરા પાર્શ્વનાથ. | ૧—૨—૦ |
| જૈનોના પ્રભાવિક પુરૂષો. | ૧—૮—૦ |
| ચપટ શ્રેષ્ઠિ. | ૦—૧૪—૦ |
| દાનવીર રત્નપાળ (સચિત્ર) | ૧—૪—૦ |
| ઉત્તમકુમાર સચિત્ર. | ૧—૪—૦ |
| મહારાજા ચંદ્રશેખર ભાગ ૧—૨ | ૧—૮—૦ |
| કુમારપાળ ભૂપાળ ૧—૪—૦ સૂરિશ્વર ને સમ્રાટ | ૩—૮—૦ |
| કિર્તિશાળી કાચર | ૦—૧૨—૦ |
| જૈનોના મહાન પુરૂષો | ૧—૪—૦ |
| જૈન દિક્ષા | ૨—૦—૦ |
| અમૃત સરિતા ભાગ ૧—૨ | ૩—૦—૦ |
| ધર્મ રત્ન પ્રકરણ | ૧—૦—૦ |
| વિહાર વર્ણન, | ૧—૦—૦ |
| ધર્મ દેશના. | ૧—૮—૦ |
| શ્રાવક કર્તવ્ય ૧—૮—૦ જૈન જ્ઞાન ગીતા | ૧—૦—૦ |
| સામાયકના પ્રયોગો ૦—૫—૦ રત્નાકર પચીસી | ૦—૦—૯ |
| આનંદઘન બહોતેરી | ૦—૮—૦ |
| આનંદઘન ચોવીશી (અર્થ સહિત) | ૧—૦—૦ |
| અધ્યાત્મક કલ્પદ્રુમ | ૨—૮—૦ |
| ધર્મ કલ્પદ્રુમ ૧—૮—૦ ભોજ પ્રબંધ | ૧—૮—૦ |
| પરિશિષ્ટ પર્વ ૧—૦—૦ જૈન ધર્મ | ૨—૦—૦ |
| કર્મગ્રંથ ભાગ ૧ લો. | ૧—૨—૦ |
| ,, ભાગ ૨ જો. | ૧—૬—૦ |
| ધર્મબિંદુ ૧—૦—૦ દર્શન ચોવીસી | ૦—૪—૦ |
| જૈન પાઠમાળા | ૦—૧૦—૦ |
| યોગશાસ્ત્ર ૨—૦—૦ નરચંદ્ર જૈન જ્યોતિષ | ૩—૦—૦ |
| વિવેક વિલાસ. | ૩—૦—૦ |

હોય તો એ માણસને વિશેષ વિજય મળે. કોઈપણ પ્રકારના આંકા વિના સૂર્યરેખા ટચલી આંગળી પાસેની આંગળીના મૂળ પર્વત જતી હોય તો એનો વિજય પણ એવો જ એકધારો-અભગ રહે.

શિષ્ય—હથેળીમાં સૂર્યરેખાને બદલે ન્હાની ન્હાની ત્રણ—ચાર રેખાઓ પડી હોય તો ?

સૂરિ—સૂર્યરેખાના સ્થાને તમે કહો છો તેમ ત્રીજી આંગળી ( ટચલી આંગળી પાસેની ) નીચે ન્હાની ન્હાની અનેક રેખાઓ પડી હોય તો પણ સારી ભાગ્યદશા બનાવે છે પણ એક સ્પષ્ટ સુરેખ એમ બતાવે છે કે એ માણસની સાધના અને લક્ષ પણ હંમેશા પલટાતાં જ રહેવાનાં.

શિષ્ય—પરન્તુ આ રેખાના સ્થાન વિષે તો આપે સ્પષ્ટીકરણ જ ન કર્યું

સૂરિ—ભાગ્યરેખાની માફક આ સૂર્યરેખા હથેલીમાં જૂદે જૂદે ઠેકાણે ઉત્પન્ન થાય છે. મોટે ભાગે તેનો ઉદ્ગમ ભાગ્યરેખાની પાસે મણિબંધ ઉપરથી થાય છે ભાગ્યરેખાની માફક આ સૂર્યરેખા પણ ઉપર છેક સૂર્યના પર્વત સુધી જાય છે ભાગ્યરેખા અને સૂર્યરેખા વચ્ચે તફાવત એ છે કે ભાગ્યરેખા શનિના પર્વત ઉપર જાય છે જ્યારે સૂર્યરેખા અનામિકાના મૂળ પાસેના સૂર્યના પવત ઉપર પહોંચે છે ભાગ્યરેખાના અભાવમાં સૂર્યરેખા તેની ગરજ સારે છે ભાગ્યહીન, અભણ, અપયશી, અપ્રસિદ્ધ અને મંદબુદ્ધિના

હાથમા સૂર્યરેખા નથી હોતી આર્યશાસ્ત્રોમાં કહ્યુ છે કે સૂર્યરેખાવાળો મનુષ્ય યશસ્વી, વિદ્વાન અને પ્રતિષ્ઠાપાત્ર ગણાય છે તે તેજસ્વી, નિરોગી અને દેખાવડો હોય છે આયુષ્યરેખા, અ ત.કરણરેખા ઉત્તમ હોય અને સાથોસાથ સૂર્યરેખા પણ સ્પષ્ટ દેખાતી હોય તો બીજી શુભ રેખાઓની ગેરહાજરીમા પણ તે માણુસ દીર્ઘાયુષી તથા સ તતિ અને સ પત્તિયુક્ત નિવડે છે

**શિષ્ય**—મસ્તિષ્કરેખા ઉપરથી સૂર્યરેખા શરૂ થાય ખરી?

**સૂરિ**—એમ કવચિત્ બને છે એવા માણુસનો ભાગ્યોદય મધ્યમ અવસ્થાથી શરૂ થાય અને તે પોતાના બુદ્ધિબળથી માર્ગ કરે એને સદ્ભાગ્ય જેવુ કઇ ન હોય

**શિષ્ય**—સૂર્યરેખામા વચમા ભાંગો પડ્યો હોય તો?

**સૂરિ**—ભાગાના પ્રમાણુમા સદ્ભાગ્ય અને ફત્તેહથી એ માણુસ વ ચિત રહે, પણુ સૂર્યરેખામા બેટના જેવો આકાર દેખાય તો એને ભાગો સમજી લેવાની જરૂર નથી એ બેટ એક દિવસે એ માણુસના જીવનમાં જરા અપયશ આણે એ સ ભવિત છે

**શિષ્ય**—ધારો કે સૂર્યરેખાની શાખાઓ જૂદા જૂદા પર્વત તરફ જતી હોય તો તેનુ શુ પરિણામ આવે ?

**સૂરિ**—તો એનુ પરિણામ પર્વતના ગુણુને અનુ-

પરંતુ આવે. હાથના તરફિ સૂર્યરેખાની શાખા ગુરૂના પર્વત તરફ જતી હોય તો એ માણુસ સત્તા મેળાવે. વચલી આંગળીના મૂળમાં રહેલા શનિના ડુંગર તરફ જતી હોય તો એના ઉપર ભાગ્યદેવીની કૃપા વરસતી રહે. રવિનો ડુંગર કે જે ટચલી આંગળી પાસેની આંગળીના મૂળમાં છે તે તરફ શાખા જતી હોય તો તે વિજય, સુખ અને જાહેર-જીંદગીમાં કીર્તિ કમાય. બુધના ડુંગર તરફ જતી હોય (ટચલી આંગળીના મૂળ તરફ) તો એને વેપાર ઉદ્યોગમાં ફતેહ મળે.

શિષ્ય—સૂર્યરેખા જ ન હોય તો ?

સૂરિ—સૂર્યરેખા વિનાના મનુષ્યના ભાગ્યમાં નસી બની બીલા જેવું કંઈ સમજવું નથી એવા માણુસો સુખી ન હોય એમ કહેવાનો હેતુ નથી તેઓ સુખી સંતોષી, કીર્તિસંપન્ન હોઈ શકે, પણ જો ભાગ્યરેખા સારી સ્પષ્ટ પડી હોય તો ગમે ત્યાં એ માણુસ પોતાનો માર્ગ કાઢે, પરંતુ જાહેરજીવનમાં એમની વાહવાહ ન બોલાય.

શિષ્ય—ટુંકમાં સૂર્યરેખાના પ્રકાર અને પ્રભાવ કહી સમજાવશો ?

સૂરિ—પહેલી વાત તો એ જ છે કે સૂર્યરેખા બહુ પ્રભાવશાળી છે બીજી વાત એ છે કે કાં તો આયુષ્યરેખા માંથી તે નીકળે, કાં તો મસ્તિષ્કરેખામાંથી નીકળે, અને એમ

નહીં તો ચંદ્રના પહાડમાંથી અર્થાત્ હથેલીની મધ્યમાંથી અથવા હૃદયરેખામાંથી પણ નીકળે એનો પ્રભાવ પણ જૂદો જૂદો હોય છે આયુષરેખામાથી નીકળે તો પોતાની બુદ્ધિમત્તાને લીધે તેમ જ અંગત ગુણોના પ્રતાપે તેવી રેખાવાળો મનુષ્ય ફતેહ મેળવે હથેળીમા બીજી કોઇ રેખાનો વિકાસ ન થયો હોય અને માત્ર સૂર્યરેખા જ દેખાતી હોય તો પણ પરિણામે એ રેખાવાળાને વિજય મળવાનો એમ ચોક્કસ સમજવું હવે ચંદ્રના પહાડમાથી નીકળતી હોય તો નામના અને વિજયનુ એ ચોખ્ખુ ચિન્હ છે એમ માનવું, પરંતુ એ બધાનો બીજાની ઉપર આધાર હોય, એટલે કે બીજાના ભાગ્યબળની અસર નીચે એ માણસ આવે અને તેનો લાભ તે મેળવી જાય મસ્તિષ્કરેખા જો ઢાળ પડતી હોય તો એ માણસ સૂર્યરેખાના પ્રતાપે સાહિત્ય, કળા, કાવ્યમા પ્રતિભાશાળી તરિકે ચમકે હથેલીની મધ્યમાથી-મંગળના પ્રદેશમાથી સૂર્યરેખા નીકળતી હોય તો એ માણસ ભારે મહેનત, મુશ્કેલી અને પ્રયત્નના પરિણામે પગભર થાય હૃદયરેખામાથી નીકળતી હોય તો એ રેખાવાળા મનુષ્યને કળાનો ઘણો સારો શોખ હોય, પરંતુ આવા માણસો પોતાની કલાપ્રીતિનો બહુ ઉપયોગ નથી કરી શકતા એટલુ છતા સૂર્યના પર્વતવાળી આગળી સપાટ અને અણીદાર હોય તો એવા માણસ નાટકીય કળામા નામના મેળવે અને એની

સાથે મસ્તિષ્કરેખા સારૂ પડી હોય તો તેઓ વ્યવહારજીવનમાં અને નાટકકળામાં પણ વિશિષ્ટતા પામે, માત્ર એટલુ ખરૂં કે જીવનમાં યશસ્વિતા જરા મોડી મળે.

ટચલી આંગળી પાસેની અન્ને આંગળીઓ લબાઈમાં લગભગ સરખી હોય અને સમરેખા પડી હોય તો એ માણસ જુગારી હોય. સટ્ટામાં સારૂં દ્રવ્ય કમાય.

ખાસ કરીને સૂર્યરેખામાં લાગણીવશતા મુખ્ય ભાગ ભજવે છે મતલબ કે દુનીયાના અભિપ્રાયો ઉપર તે રમે છે

મસ્તિષ્કરેખા સીધી પડી હોય અને સૂર્યરેખા પણ હોય તો એ માણસની લોભવૃત્તિ બળવાન હોય.

સૂર્યના પર્વત ઉપર ઘણી રેખાઓ હોય તો તેથી કળાપ્રેમ સૂચવાય છે, પણ બીજા વિચારો એના વિજયની આડે આવી ઉભા રહે. આવા માણસો હમેશા કીર્તિના ભૂખ્યા હોય. કીર્તિની ખાતર તેઓ ઝંઝા મારે.

સૂર્યરેખામાં તારાનુ ચિન્હ એ ઘણું સારૂ લક્ષણ મનાય એવા માણસને કોઈ કાળે વિજય મળ્યા વિના ન રહે.

પણ જો હથેળી જ પોચી હોય તો સૂર્યરેખાનું કંઈ મહત્ત્વ રહેતું નથી.

હથેળી પહોળી અને સુંદર આકૃતિની હોય છતા સૂર્યરેખા ન હોય તો એ માણસને ઘણો પરિશ્રમ કરવો પડે. કોઈવાર વિજય સાંપડે પણ ખરો. મોટે ભાગે એવા માણસો

ગરીબીમા જ જીવન વીતાવે. પાછળથી કળાના કદરદાનો એવા મૃત કળારસિકોની પાછળ સ્મારકો ખડા કરે અને પૂજે એ વધુ સભવિત છે.

× × ×

## આરોગ્યરેખા

શિષ્ય—જેને આરોગ્યરેખા કહેવામા આવે છે તે કયા હોય છે?

સૂરિ—ટચલી આગળીની નીચેથી શરૂ થાય છે અને આયુષરેખા તરફ વધે છે આર્યશાસ્ત્રોમા એને બુધની રેખા પણ કહે છે તેની ઉપરથી માણસની તન્દુરસ્તીનો નિર્ણય કરી શકાય છે આ રેખા દરેક માણસની હથેલીમા હોવી જ જોઇએ એવો નિયમ નથી

શિષ્ય—પણ એ રેખા જોવામા આવે તો શુ સમજવુ?

સૂરિ—નામ ઉપરથી જ એનો અર્થ થોડાઘણો તો સમજાય છે કેટલીકવાર આ રેખા ઘણી મ્હોટી મ્હોટી ઉમ્મરે દેખાય છે, કેટલાકને જન્મથી જ હોય છે માણસનુ આરોગ્ય સુધરતુ હોય તેમ જ વેપાર–ઉદ્યોગમા લાભ થતો હોય તે વખતે ક્વચિત્ આ રેખા ઉગે છે એ બે પ્રકારની હોય છે બુધના પર્વત ઉપરથી–ટચલી આગળી પાસેથી નીકળી, હથેલીના વચલા ભાગમા થઇ આયુષરેખાને મળે છે અને કોઇ વખત સૂર્યરેખાના શરૂઆતના ભાગમા ઉગમ

પામી બુધના પર્વત તરફ ગયેલી દેખાય છે. આ રેખા સળંગ અને અતૂટ હોય તો તે માણસ તંદુરસ્ત, ઉત્સાહી, બુદ્ધિમાન, યોગીન, યશસ્વી બને. એ રેખાની સાથોસાથ સૂર્યરેખા અને ભાગ્યરેખા ઉત્તમ પ્રકારે ઉઠેલી હોય તો તે માણસ હમેશાં સુખી રહે; દરેક કાર્યમાં તેને ફતેહ મળે. બુધનો પર્વત ઉત્તમ પ્રકારે ઉઠેલો હોય અને આરોગ્યરેખા તેની ઉપર ગયેલી હોય તો તે સ્વતંત્ર વેપાર–ઉદ્યોગ કરી પોતાની ઉન્નતિ સાધે. વળી તે શરીરે મજબૂત, તંદુરસ્ત, બળવાન, દીર્ઘાયુષી પણ હોય. આરોગ્યરેખા સર્પાકાર જેવી હોય તો તે માણસથી બહુ સાવચેત રહેવું જોઇએ કારણકે તે માણસ મોટે ભાગે દગાબાજ બને છે અને તેને છાતીનું દર્દ લાગુ પડે છે. આવા માણસની હથેલી ટાઢી અને ભીની જણાય તો તેને અકસ્માતથી મૃત્યુ ઉપજવાનો ભય રખાય છે. ઠેકઠેકાણે આરોગ્યરેખા તૂટલી હોય તો તે અજીર્ણ રોગની નિશાની છે એમ સમજવું. આવી તૂટલી આરોગ્ય-રેખા સાથે શનિનો પર્વત વધારે પહોળો અને ઉંચો જણાતો હોય તો તેને દાંતની બીમારી લાગુ પડે.

શિષ્ય—આરોગ્યરેખાની બીજી વિશિષ્ટતાઓ કઇ કઇ છે ?

સૂરિ—આયુષ્યરેખા જો ન્હાની ન્હાની કડીઓથી સંધાએલી સાંકળ જેવી હોય અને આરોગ્યરેખા પણ જાડી તથા ભારે હોય તો એ માણસની આખી જીંદગી અર્ધમાંદા જેવી રહે.

આરોગ્યરેખા પોતે અથવા એની કોઇએક શાખા જો આયુષરેખાને અડી જતી હોય તો તે ગભીર માદગી સૂચવે છે અને એમાથી મૃત્યુ પણ સભવે

આરોગ્યરેખામા ટાપુ કે બેટ જેવુ ચિન્હ અને એ મસ્તિષ્કરેખાની ઉપર—નજીકમાં જ હોય તો એને નાક તથા ગળાનુ દર્દ થાય એ જે ચિન્હ અરધુ મસ્તિષ્કરેખાની ઉપર અને અરધુ નીચે હોય તો તેની તબીયત બહુ નાજુક રહે અને તેને છાતી તથા ફેફસાનો વ્યાધિ હોય–ખાસ કરીને આગળીના નખ લાબા અને બદામના આકારના હોય તો એ ભય વધુ પ્રમાણમા રહે

આયુષરેખા વચમાથી તૂટતી હોય અને આરોગ્યરેખા પોતે અથવા એની શાખા એ ભાગમાથી દાખલથતી હોય તો મૃત્યુના ભયની એ ચોખ્ખી નિશાની છે એમ જાણવું

આરોગ્યરેખા, આયુષરેખા પાસે જઇને તરતજ બીજી દિશામા પાછી વળી જતી હોય તો વ્યાધિ શમવાનુ શુભ ચિન્હ સમજવુ અને એ માણસ દીર્ઘાયુષ ભોગવે

**શિષ્ય**—આરોગ્યરેખા જ ન હોય તો ?

**સૂરિ**—કેટલાકોના મત પ્રમાણે એ ઘણુ શુભ લક્ષણુ ગણાય છે, પરતુ એટલુ જાણી લેવુ જરૂરનુ છે કે આયુષ-રેખાને જો આરોગ્યરેખા ભેદતી હોય–વીંધતી હોય તો તે સારૂ ચિન્હ નથી એ રેખા જેમ સીધી તેમ વધારે સારી.

આયુષરેખા અને આરોગ્યરેખાનો સંસર્ગ એક પ્રકારની નાજુકાઇનો પુરાવો છે

આરોગ્યરેખા ઉંડી અને રક્તવર્ણી હોય તો તેને તાવની બીમારી રહે, વળવાળી, અનિયમિત, અને ઝાંખી હોય તો પેટનો વ્યાધિ રહે અને મસ્તિષ્કરેખા પાસેથી જતી વેળા એનો આકાર ઘટ્ટ બનતો હોય તો એને માથાનુ સખત દર્દ રહે, આરોગ્યરેખા દૃઢ હોય તો તેની પાચનશક્તિ નબળી અને તબીયત પણ નાજુક જ હોય એમ માનવુ

સ્ત્રીના હાથ ઉપર આરોગ્યરેખા પર અને હૃદયરેખાની પાસે તારાના આકારનુ ચિન્હ હોય તો તેને પ્રસુવાવસ્થાના પ્રસંગે ભારે દુઃખ વેઠવુ પડે. આરોગ્યરેખા અપૂર્ણ હોય અને ફક્ત હૃદયરેખા તથા મસ્તકરેખાના મધ્યભાગમાંથી જ ઉદય પામી, એ બન્ને રેખાઓનુ લંઘણ કરતી હોય તો તે માણસને મગજની બીમારી લાગુ પડવાનો ભય રહે છે

× × ×

લગ્ન—વિવાહ—લક્ષણ

શિષ્ય—સામુદ્રિક શાસ્ત્ર, લગ્ન વિવાહ, પ્રેમ, સંસાર-સુખના સંબંધમાં પણ કંઈ પ્રકાશ પાડે છે ?

સુરિ—સામુદ્રિક શાસ્ત્રમા લગ્નરેખા સંબંધમાં વિસ્તુત વિવેચન છે આ લગ્નરેખા ક્યા અને કેવા પ્રકારની હોય છે તે તમારે પ્રથમ સમજી લેવુ જોઇએ. ટચલી આંગળીની

નીચે બુધનો પર્વત આવેલો છે તે તો તમે જાણો છો એ જ આગળી નીચે અને હૃદયરેખાની ઉપર લગ્નની રેખાઓ અંકાએલી હોય છે આ રેખાઓ સ્પષ્ટ અને સીધી હોય તો એ માણુસનુ લગ્ન-જીવન સુખી બને લગ્નરેખા જો હથેળીના નીચલા ભાગ તરફ ઝૂકી જતી હોય તો સહચરીનું મૃત્યુ થાય લગ્નરેખામાથી કાટા જેવો આકાર ફુટતો હોય અને કાટાનુ મૂળ હથેળી તરફ હોય તો વિયોગદુ:ખ વેઠવુ પડે, પણુ એ જ આકાર હથેળીની ઉલટી બાજુએ ફુટતો હોય તો વિવાહ પહેલા ઘણી મુશ્કેલીઓ, વિઘ્નો અને વિયોગ વેઠવા પડે લગ્નરેખા, હથેળીમા વળ ખાતી હોય અને કાટાની જેમ ફુટતી થકી અગુઠાના મૂળ તરફ ધસી જતી હોય તો એન છૂટાછેડા કર્યા વિના ન ચાલે

લગ્નરેખા જો ભાગ્યરેખાને વીધતી હોય તો લગ્ન પછી એ માણુસ પ્રતિષ્ઠા અને પૈસાના વિષયમા પાછો પડે

લગ્નરેખામાથી કાટાનો આકાર ફુટતો હોય અને એમાથી એક શાખા નીકળીને હૃદયરેખાને મળતી હોય, તેમજ હૃદયરેખા પણુ નીચે નમતી હોય તો એ લગ્ન-જીવન સુખી ન થાય જેના હાથમા આવુ ચિન્હ હોય તે બહુ કડક સ્વભાવનો હોય, કડકાઈથી પોતાનો અધિકાર જમાવવા મથે તેને લીધે વિયોગ કે છૂટાછેડા જેવુ ભલે ન બને તો પણુ કોઇ પ્રસગે એકાદને આપઘાત કરવાનો અવસર આવે

લગ્નરેખામાંથી એકાદી શાખા નીકળી, મસ્તિષ્કરેખાને મળી જાય તો પતિ-પત્નીના વિચારભેદ બહુ વિકટ સ્વરૂપ ધરે અને મતભેદને લીધે હમેશાં ક્લેશ-કંકાસ થાય.

લગ્નરેખાનો છેડો, આયુષ્યરેખાના ઉપલા ભાગને-ઉપરને ઉપર જ સ્પર્શી જાય તો એ લગ્નજીવનનો અંત બહુ કરૂણાજનક આવે.

લગ્નરેખામાં બેટના જેવું ચિન્હ હોય અને રેખા નીચે નમતી હોય તો કદી જ્યાં સુધી જીવનનો અંત ન આવે ત્યાં સુધી દુઃખમય જ રહે.

લગ્નરેખામાંથી એક સુંદર રેખા નીકળી, ત્રીજી આંગળીની નીચે, સૂર્યરેખામાં મળી જતી હોય તો તે આયુષ્યને લગ્નસુખ, સંપત્તિ અને યશ આપે.

લગ્નરેખામાંથી કાંટાના જેવો આકાર ફુટતો હોય અને પછી એમાંથી એક શાખા નીકળતી હોય અને એની ઉપર બેટના જેવો આકાર હોય તેમજ સૂર્યરેખાને મળતી હોય તો લગ્નજીવન દુઃખી થાય અને તેને કેટલી હાનિ તથા નામોશી પણ સહેવી પડે.

બેટના જેવા આકારમાંથી જ લગ્નરેખા ફુટતી હોય તો અપહરણ કે બીજી એવી મુશ્કેલી લગ્ન પહેલાં વેઠવી પડે; પણ એ રેખા જો સીધી-સ્પષ્ટ ચાલી જતી હોય તો લગ્ન પછીનું જીવન સુખી થાય.

લગ્નરેખા ઘણી ટૂંકી હોય અને છેડે વળ ખાઇને ઉપર જતી હોય તો ઘણું કરીને એનુ લગ્ન ન થાય

હૃદયરેખામાથી લગ્નરેખા જેમ વધારે આઘી તેમ લગ્નનો સમય પણ એટલો જ આઘો સમજી લેવો હૃદય-રેખાની પાસે જ લગ્નરેખા પડી હોય તો લગ્ન પણ વહેલા જ થાય

લગ્નરેખામાથી જો ન્હાની, સ્વચ્છ રેખાઓ ઉઠતી હોય અને આગળીની દિશામા જતી હોય તો તેની ઉપર પુત્ર-પુત્રીઓની સખ્યા નક્કી કરી શકાય મજબૂત રેખાઓ પૂત્રસૂચક છે અને ઝીણી રેખાઓ પુત્રીઓસૂચક છે સૂક્ષ્મ-દર્શક કાચમાથી જોવાથી સારી સમજણ પડે

શિષ્ય—પણ લગ્નરેખા તો બે-ત્રણ હોય છે ને ?

સૂરિ—ટચલી આંગળીની નીચે બ્હારના ભાગમાથી અદરના ભાગ તરફ જે આડી એક-બે-ત્રણ રેખાઓ બુધના પર્વત તરફ આવેલી છે તેને સ્ત્રી-સબધી રેખાઓ કહેવામા આવે છે આપણા આર્યશાસ્ત્રોમા કહ્યુ છે કે આ રેખાઓ ટુકી અને ઝીણી હોય તો સમજવુ કે તે માણસને સારી પ્રેમાળ સ્ત્રી મળે એ ત્રણે રેખાઓ લાબી અને સ્પષ્ટ હોઇ બુધના પર્વતપરથી સૂર્યના પર્વત ઉપર ગયેલી હોય તો તે રેખાઓ વિવાહની સ્ત્રીઓ સૂચવે છે આ રેખાઓ જેટલી ઉંડી અને ભગ વગરની હોય તેટલા પ્રમાણમા સ્ત્રીનો પ્યાર

વધારે ટકાઉ અને બળવાન હોય છે ભુજના પવતને નહીં બોળ બનાવી રેખાઓ, વિવાહ વગરના પણ પ્યાર કરનારી સ્ત્રીઓ દર્શાવે છે રેખાઓની સખ્યાના પ્રમાણમાં વિવાહિત કે અવિવાહિત સ્ત્રીઓની સખ્યા સમજવી

શિષ્ય—લગ્નરેખા હોય છતા લગ્ન ન થયા હોય એમ બને ?

સૂરિ—કેટલાક માણસોના હાથમાં સ્ત્રીરેખા હોવા છતા તેમના લગ્ન થયેલાં હોતાં નથી, પણ તેવા અવિવાહિત માણસોના હાથ પરની સ્ત્રીરેખાઓ ટુકી હોઇ, તેની લબાઇ બ્હારના ભાગ તરફ વધારે હોય છે આવા માણસોના વિવાહકાળ પ્રાપ્ત થવા છતાં વિવાહ થઇ શકતા નથી સ્ત્રીરેખામાં જે રેખા સૌથી વધારે લાંબી અને ઉંડી હોય તે જ પ્રથમનુ સ્ત્રીસુખ દર્શાવે છે

× × ×

અગુઠો અને આંગળીઓ

શિષ્ય—કેટલાક સામુદ્રિક-શાસ્ત્રીઓ અગુઠા અને બીજી આંગળીઓ ઉપર બહુ ભાર મૂકે છે મનુષ્યસ્વભાવનો નિર્ણય કરવામાં તેથી મદદ લેવાય છે એનુ શુ કારણ હશે ?

સૂરિ—એ વિષય ખરેખર સમજવા જેવો છે રેખાશાસ્ત્ર કરતા પણ આ વિષય કોઇ રીતે ઓછો ઉપયોગી નથી અગુઠો અને આંગળીઓ એ અમૂક રીતે મનુષ્યના

સ્વભાવમા રહેલી સરળતા કે દુર્બળતાની સાક્ષી પૂરે છે. રેખાઓના આકાર-પ્રકાર સમજવામા, ઉકેલવામા ભૂલ થાય, પણ આગળી અને અ ગુઠાની ભાષા તો બહુ સહેલાઇથી સમજી શકાય એવી હોય છે એક માણુસના હાથના આગળા કે અ ગુઠો દૂરથી નીહાળી લઇએ તો પણ તે માણુસની કેટલીક ખાસીઅતો આપણે ઉકેલી શકીએ એટલે જ હુ કહી રહ્યો છુ કે આ આગળીઓની ભાષા ખાસ સમજવા જેવી છે

(**શષ્ય**—પહેલો અ ગુઠો જ લઇએ

**સૂરિ**—ખરેખર હાથની ભાષા વાચવામા અ ગુઠો બહુ જ ઉપયોગી છે અ ગુઠો જોતાની સાથે જ તમે કહી શકો કે આ માણુસ કેટલો ઉદ્યોગી દ્રઢ ઇચ્છાશકિતવાળો, કે આળસુ અથવા વિલાસી સ્વભાવનો છે પાવરધા બદ-માશો જ્યારે પોતાનો શીકાર શોધતા હોય છે ત્યારે તેમની નજર માણુસના અ ંગુઠા તરફ જ વળે છે અને અ ંગુઠા ઉપરથી જ પોતાનો શીકાર શોધી લે છે અ ગુઠાની ભાષા બનતા સુધી સીધી-સરળ અને અર્થવાળી હોય છે પાશ્ચાત્ય વિદ્વાનો પણ કબુલ કરે છે કે આપણા આર્ય વિદ્વાનોએ અ ગુઠાની રચના, આકાર, તાકાત વિગેરે સ ંબ ધમા જે વિવેચન અથવા સ્પષ્ટીકરણ કર્યુ છે તે ખરે જ અપૂર્વ છે ઘણા જુના સમયથી અ ગુઠાને ઘણું મહત્વ આપવામા આવ્યુ છે

શિષ્ય—બાળક પહેલવહેલુ જ મે ત્યારે અંગુઠાને મુઠીમા બીડી દે છે તેનુ શુ કારણ?

સૂરિ—એ બહુ ઉપયોગી છે એટલે જ બાળક મુઠીમા તેનુ સ્વાભાવિક રીતે રક્ષણ કરે છે પરન્તુ બાળક જે મુઠી બીડી જ રાખે—અંગુઠાને બ્હાર ન રાખે તો સમજવુ કે બાળકની તબીયત બહુ નાજુક છે; માનસિક તેમજ શારીરિક દ્રષ્ટિએ પણ તે નિબળ હોવો જોઇએ. અનુભવીઓ કહે છે કે અંગુઠો એ કઈ જેવુ તેવુ ઉપાંગ નથી. પ્રેમ ન્યાય અને મનોબળ એ ત્રણ મહાશક્તિઓ—જે દુનીઆ ઉપર પોતાની સત્તા ચલાવે છે તે ત્રણેનુ નિદર્શન આ અંગુઠામા મળી રહે છે

નખવાળા વેઢામાં ઇચ્છાશક્તિ-મનોબળ.

બીજા વેઢામાં ન્યાય-વિવેકશક્તિ

ત્રીજા વેઢામાં પ્રેમ.

અંગુઠાનો પહેલો વેઢો નાનો હોય તો સમજવુ કે તે માણસ અનેક પ્રકારની વસ્તુઓની ઇચ્છા ધરાવે છે, પણ તેની પ્રાપ્તિ વિષે તેને પૂરી ખાત્રી નથી હોતી. વળી એવા વેઢાવાળો માણસ પોતાની ઇચ્છાનુસાર કામ કરી શકતો નથી. તેનુ મન અસ્થિર હોય છે, એટલે તેના કામ પણ અનિશ્ચિત જ હોય છે એ માણસ બીજાને સારી સલાહ આપી શકે પણ પોતે તેનો લાભ લઇ શકતો નથી. એ

વેઢા માણુસની ઇચ્છાશકિત બતાવે છે પહેલા વેઢા મજબૂત, જાડો અને જોરાવર હોય અને બીજો વેઢા નબળો તથા ટુકો હોય તો તે માણુસ પોતાની મરજીમા આવે તેમ વર્તનારો, લહેરી અને સારી ભાવના ધરાવનારો હોય છે

અગુઠાનો પહેલો વેઢા લાબો ન હોય-પહોળો હોય તો તે માણુસ દ્દઢ નિશ્ચયવાળો હોય તેની સ્મરણુશકિત નબળી હોય-સ્વેચ્છાચારી હોય અને પોતાના હિતમા હાનિ વ્હોરી લે પહેલો વેઢા પ્રમાણુ કરતા વધારે પહોળો હોય તો તે બેપ્રીકરો, બુદ્ધિવગરનો, ગુસ્સાવાળો અને બડબડીયો હોય આવો માણુસ ક્રોધના આવેશમા ખુન પણુ કરી બેસે અહીં એક વાતનું સ્મરણુ રાખવુ જોઇએ અગુઠાંનો પહેલો વેઢા ઉપર પ્રમાણે અશુભસૂચક હોય પણુ હૃદયરેખા અને મસ્તિકરેખા પુરેપુરી લાબી અને ઉત્તમ હોય તો તે વિવેક વાપરી જાણે મન અને વિચાર ઉપર અકુશ મૂકી શકે. ગુસ્સાના આવેશમા ધ્રૂજી ઉઠે પણુ બનતા સુધી બીજાને ત્રાસ ન આપે

અગુઠો જો બહારની બાજુ ઉપર વાકો વળેલો હોય તો તે મોજીલો અને ખર્ચાળ હોય

અગુઠાની લબાઇ છેક જ નાની હોય તો તેની મન ઉપર કાબૂ ધરાવવાની શકિત ઘણી જ ઓછી હોય અગુઠાની પાસેની આગળીના મૂળમા ગુરૂનો પર્વત છે ગુરૂનો પહાડ વધુ ઉચો હોય અને અગુઠો નાનો હોય તો તે

માણસ ખાનપાન અને પોશાક પાછળ નાહક ખર્ચ કરી કરજદાર બનનારો હોય.

અંગુઠાનો બીજો વેઢો ટુંકો હોય-તેની બન્ને બાજુઓ કાપેલી જેવી દેખાતી હોય તો તે માણસ ભારે હઠીલો અને પીવાનો જ શોખ ખરો કરનારો હોય. આવા માણસની અસ્તિત્વરેખા જો લાંબી હોય તો તે ઉપકાર કે અપકારને હમેશાં યાદ રાખે.

અંગુઠો મોટો હોય અને હથેળી નરમ હોય તો તે માણસ મોટે ભાગે પોતાના મિત્રો ઉપર આધાર રાખનારો રહે. અંગુઠો લાંબો અને મજબૂત હોય તો તે વહેવારમાં અને પોતાના કર્તવ્યમાં હમેશા તત્પર રહે. નાના અંગુઠાવાળો માણસ હમેશા મનમોજી હોય છે તેમને સ્વતંત્ર વિચાર જેવું ભાગ્યે જ હોય છે અને તેથી તેઓ પોતાના માનસિક તરંગો ઉપર જ નાચતા હોય છે

જેની આંગળીઓ અલગ અલગ હોય-અંગુઠો જોરદાર હોય તે માણસ પોતે સ્વતંત્રપણે વહેવાર ચલાવે પરાધીનતા ભોગવનારો ન હોય. એ આવતની હોય નિરપૃહી પણ હોય અને કંઈક આપખુદ હોય.

મધ્યમ આકારનો અંગુઠો હોય તો તેની ઇચ્છાઓ વખત જતા પુરી પડે એમ માની શકાય

અંગુઠો અંદરની બાજુએ વળેલો હોય તો તે અસ્થિર-

બુદ્ધિનો માણુસ હોય. અ ગુઠાની શરૂઆતથી માડી છેક છેડા સુધી બે કે ત્રણુ રેખાઓ નજરે પડતી હોય તો તે માણુસ પ્રેમાળ હોય છે પહેલા વેઢા ઉપર જો એકાદ સ્પષ્ટ રેખા ઉઠેલી હોય તો શ્રીમ ત થાય અ ગુઠાના મૂળમાથી ઉત્પન્ન થએલી બે રેખાઓ બીજા વેઢા સુધી ગએલી હોય તો માણુસ બધાને પ્રિય થઇ પડે

સ્રીના હાથ ઉપર—અ ગુઠાના બીજા વેઢા ઉપર તારાનુ ચિન્હ હોય તો તેને સ પત્તિ મળે.

અ ગુઠાના પહેલા વેઢાને જો એકાદ રેખા ઘેરો ઘાલીને પડી હોય તો તેને ફાંસીની સજા થવાનો ભય રહે છે અ ગુઠા ઉપરથી નીચે શુક્રના પહાડ પર બે રેખાઓ આવતી હોય તો સારી સ પત્તિ મેળવે. અ ંગુઠાના વેઢાના મધ્યભાગમા યવના આકારનુ ચિન્હ હોય તો તે માણુસ મિષ્ટાન્નમા મોજ માનનારો, ઘરમા આન દથી રહેનારો અને સુખી હોય બાકીની ચાર આગળીઓ ઉપર આવુ ચિન્હ હોય તો તે જી દગીભર સુખ ભોગવે.

× × ×

**તર્જની**

અ ગુઠા પાસેની પહેલી આગળી તે તર્જની. તે સીધી અને લાબી હોય તોએ માણુસ પોતાની શક્તિ વધારનારો, બીજાઓ ઉપર હૂકમ ચલાવનારો, સારી નામના મેળવનારો હોય આવા માણુસની મસ્તકરેખા પણુ લાબી

અને ટચલી આંગળી પણ સુંદર હોય છે જો તર્જની જોઈએ તેથી પણ બહુ લાંબી–વચલી કરતાં પણ અધિક હોય અને ટેરવાંની નરમ હોય તો તે માણસ પોતાનું જ સુખ વધારે અને આનંદમાં જીવન ગાળે. તર્જની જો અણીવાળી હોય તો તે માણસ ધાર્મિક પ્રવૃત્તિવાળો વિશેષ હોય અને એના સમુદાયમાં ઠીક ખ્યાતિ મેળવે. ચોરસ આકારની તર્જની તીવ્ર બુદ્ધિમત્તા સૂચવે તર્જનીનો છેડો દબાયેલા જેવા હોય તો એ મંદબુદ્ધિનું ચિન્હ જાણવું આવા માણસની તર્જનીનો પહેલો વેઢો જો તદ્દન નાનકડો હોય અને નખ પણ નાનો હોય તો તે માણસ પુનર્વિવાહ અથવા વિધવા સાથે લગ્ન કરે. ટુંકી તર્જનીવાળા મોટે ભાગે પોતાને માથે કંઈ જવાબદારી નથી ઓઢારતા. તર્જની જો ત્રીજી આંગળી જેટલી જ લાંબી હોય અને વચલી આંગળી કરતા ટુંકી હોય તો તે શુભ લક્ષણ જાણવું. આવો માણસ સ્વાભિમાની વિચારશીલ હોય છે આ આંગળીના પહેલો કાપો જો સ્પષ્ટ દીસતો હોય તો તે શક્ક શીલ રક્ષા કરે. તર્જની જો શનિના પહાડ તરફ ઢળતી હોય તો તે અનિષ્ટ હોય. તર્જનીના મૂળમાંથી એકાદ રેખા નીકળી સીધી બીજા વેઢાને ઓળંગી ત્રીજા વેઢા ઉપર જતી હોય તો તે માણસ ભારે વિચારવંત, બુદ્ધિશાળી અને વક્તા હોય.

તર્જનીના ત્રીજા કાપા ઉપર એકાદ વાંકી રેખા પડી

હોય તો તેને પારકુ ધન મળે. બીજા કાપા ઉપર આવી રેખા હોય તો તે અપ્રમાણિક અને બીજાને ત્રાસ આપનારો બને તર્જનીના પહેલા કાપાને એકાદ રેખા ઘેરો ઘાલતી હોય તો તે માણુસ નબળો હોય અને તેના મસ્તકમા જખમ થાય બીજા કાપા ઉપર ચોકડીના આકારના બે ચિન્હ હોય તો તેને કોઇ ભારે શ્રીમત સાથે દોસ્તી થાય તર્જનીના પહેલા કાપા ઉપર જો તારાના આકારનું ચિન્હ હોય તો તે નસીબવત અને શ્રીમત નીવડે આવું તારાનુ ચિન્હ બીજા કાપા ઉપર હોય તો તે ઉગ્ર અને હિમ્મતવાન પણ હોય આ તારાની સાથે જોડાણ કરનારી એકાદ રેખા હોય તો તે શાત સ્વભાવનો હોય. ત્રીજા કાપા ઉપર તારાનુ ચિન્હ હોય તો તેવો માણુસ વિષયી હોય બીજા વેઢા ઉપર અર્ધચદ્ર મૂર્ખાઇનુ લક્ષણ છે ત્રીજા વેઢા ઉપર હથેળીની પાછલી બાજુએ વાળ ઉગેલા હોય તો તે અશુભ ચિન્હ ગણાય છે એ માણુસ ભારે ગુસ્સાવાળો હોય છે

તર્જની જો વચલી આગળી કરતા નાની હોય તો તે માણુસ કુનેહબાજ હોય અને ક્રોધી પણ હોય આગળીના પહેલા વેઢાનો ભાગ બીજા વેઢા કરતા લાબો હોય તો તે માણુસ ધાર્મિક વિષયો વિષે સારૂ વિવેચન કરી શકે.

લાબી અને અણીદાર તર્જની ધાર્મિકપણાનું સૂચન કરે છે વચલી આગળીના પહેલા કાપા જેટલી જ તર્જની

લાંબી હોય તો તેવો માણસ કામિક હોય. તર્જની ઉપર ચક્રનું અને કાપા ઉપર યવનું ચિન્હ હોય તો તે માણસ યશસ્વી અને સુખી થાય. તર્જની ઉપર ચક્રનું ચિન્હ હોય તો તે ઉચ્ચ અભિલાષાવાળો, સંસારસુખમાં આનંદ લેનાર અને કલ્પનાશીલ હોય. તર્જની નીચે ગુરૂના પર્વત ઉપર ઉભી નાની બે રેખાઓ હોય તો તે પરમાર્થી-પુણ્યશાળી હોય. આ નાની ઉભી રેખાઓ ઉપર આડી રેખાઓ પડેલી હોય તો તેના પુણ્યકાર્યમાં વિઘ્ન નડે. તર્જની ઉપર શંખનું ચિન્હ મનની અસ્થિરતા અને ઉડાવપણું બતાવે છે. અંગુઠા અને તર્જની ઉપર ચક્રનાં ચિન્હો હોય અને કાપાના મધ્ય ભાગ ઉપર યવના ચિન્હ હોય તો તે સારૂં લક્ષણ ગણાય. એવો માણસ પોતાની ઇચ્છાઓમાં ફત્તેહ મેળવે. તર્જનીના બીજા કે ત્રીજા કાપા ઉપર ચાર-ચાર ઉભી રેખાઓ હોય તો ઘણું સારૂં લક્ષણ મનાય છે. રેખાની સંખ્યા ઓછી તેમ ઓછું ફળ મળે. એક રેખાવાળો મનુષ્ય વૈરાગ્યવૃત્તિવાળો તથા એક પણ રેખા વગરનો ઘણા સંકટ સહન કરનારો હોય.

× × ×

મધ્યમા—વચલી આંગળી

મધ્યમા એટલે વચલી આંગળી અમુક માણસ કેટલો સમજપૂર્વક અથવા તાત્કાલિક નિર્ણય કરવાની શક્તિવાળો છે તે આ વચલી આંગળી ઉપરથી જાણી શકાય. મધ્યમા

જો બહુ જાડી લાંબી મજબૂત હોય તો તેના મન ઉપર કોઇપણ વાતની તરત અસર થયા વિના ન રહે એટલે કે ભયની વાત સાંભળી તે ભય પામે અને નિરાશ જેવો બની જાય આ આગળીનો પહેલો વેઢા લાંબો હોય તો તેને ખેતીવાડીનો શોખ હોય આગળીઓ નરમ હોય અને વચલી આગળીનો બીજો વેઢા ઉત્તમ પ્રકારનો લાંબો હોય તો તે માણસ ગુપ્તવિદ્યા–યોગ, જ્યોતિષ, સામુદ્રિક, મંત્ર, શાસ્ત્ર તથા વેદાંત વિગેરેમા સારો રસ લે આ જ આંગળીનો ત્રીજો વેઢા લાંબો અને મજબૂત હોય તો તે લોકપ્રિય થાય આગળીનો છેડો અણીદાર હોય એ ઠીક નથી. એની ઉપર બહુ ભરોસો મૂકી શકાય નહીં આવા માણસની મસ્તકરેખા પણ જો ટુકી હોય તો તે ઠગારો અને નિર્લજ્જ હોય વચલી આગળી અણીદાર હોય, અગુઠો ટુકો હોય અને શુક્રનો પર્વત વધારે સ્પષ્ટ ઉઠેલો હોય તો તે માણસ નિશ્ચિત સ્વભાવનો હોય કુદરતી રીતે આ આગળી ચપટી હોય છે, પણ તે વધારે ચપટી હોય તો તે શકાશીલ સ્વભાવ સૂચવે છે આ આગળી વધારે જાડી અને લાબી હોય તથા શનિનો પર્વત પણ વધારે ઉઠાવવાળો લાગતો હોય તો તે માણસ વાતવાતમા તપી જાય અને આપઘાત કરવા પણ તૈયાર થઇ જાય

× × ×

## અનામિકા

ટચલી આંગળી પાસેની–ત્રીજી આંગળીને અનામિકા કહેવામાં આવે છે આ આંગળી જો તર્જની જેટલી જ લાંબી હોય અને તેનો પહેલો વેઢો લાંબો અને ચપટો હોય તો તે માણસ બાહોશ અને કળા કૌશલ્યમાં સારી શક્તિ ધરાવતો હોય. ત્રણ વેઢા ઉત્તમ પ્રકારની કારીગરી–શોખનું સૂચન કરે છે જુગારી માણસોની અનામિકા અને વચલી આંગળી ઘણુંખરું સરખી હોવાનું અને વચલી આંગળીનો છેડો ખૂબ ચોકાવદાર તથા મજબૂત હોવાનું જણાયું છે સટ્ટો ખેલનારમાં પણ આ લક્ષણ હોય છે, પણ તે સાથે તેમનો બુધનો પર્વત ઉંચો ઉઠેલો હોય છે તર્જની કરતાં પણ અનામિકા લાંબી હોય તો તે માણસ અવિચારી અને સાહસિક હોઈ વખતોવખત સંકટમાં સપડાય. અનામિકાનો છેડો ચોરસ આકારનો હોય તો તે પોતાની બુદ્ધિથી કંઈ નવી કળા શોધી કાઢે છે આવો માણસ પોતે જાતે બહુ પરિશ્રમ કરી શકતો નથી અનામિકા અણીદાર હોય તો તે સાચી હકીકતો કરતાં બનાવટી બાબતો તરફ વધુ આકર્ષાય. ચોરસ અનામિકાવાળો વધારે વહેવારકુશળ હોય છે આવા માણસનો અંગુઠો બહારની બાજુપર ઢળતો હોય અને ચંદ્રનો પર્વત વધારે સ્પષ્ટ દેખાતો હોય તો તે નાટકનો શોખીન થાય.

હથેળી ચોરસ હોય અને અનામિકા ચપટી હોય તો તે માણુસ લડાયક દેખાવો ચીતરનારો બાહોશ ચિત્રકાર હોય. આ આગળીના બીજા વેઢાઓ કરતા ત્રીજો વેઢો કે કાપો વધારે મોટો દેખાતો હોય તો તેવો માણુસ પોતાના મોજશોખની ખાતર નાણુા મેળવવા બહુ ઇન્તેજાર રહે.

આ આગળીના ત્રીજા વેઢાથી પહેલા વેઢા સુધી જો એકાદ રેખા સીધી ઉઠેલી હોય તો તે નસીબદાર હોય-મીલો વગેરેનો માલેક થઇ સારા પ્રમાણુમા દોલત મેળવે, પણુ જો એકને બદલે અનેક રેખાઓ હોય તો તે માણુસ સ્ત્રીઓની જાળમા સપડાઇ બરબાદ બની જાય.

ત્રીજા કાપા ઉપર જો કેટલીક સીધી રેખાઓ હોય તો તે વિદ્વાન અને સુખી હોય, પણુ આ રેખાઓમાથી એકાદ રેખા આ ત્રીજા વેઢાના કાપાની એક જ બાજુ ઉપર દીસતી હોય તે માણુસ સારી નામના મેળવી સુખી થાય. ત્રીજા કાપાથી કેટલીક રેખાઓ નીચે અનામિકાના મૂળમા જતી હોય તો તે જરા ગર્વિષ્ટ હોય-તેનુ ભાષણુ મોહ પમાડે અને સફાઇથી બીજાની ઉપર સારી છાપ પાડે આવી એક જ રેખા જો ઉપર જઈ બીજા કાપા સુધી પહોચતી હોય તો તે માણુસ પોતાના વર્તન અને પરાક્રમથી ધન કમાય.

× × ×

ટચલી આંગળી

છેલ્લી ટચલી આંગળીને નાની આંગળી, કનિષ્ઠા અથવા બુધની આંગળી પણ કહેવામાં આવે છે અને કે બીજી આંગળીઓની જેમ આ મજબૂત નથી હોતી, તો પણ તે ઉપરથી ઘણા અગત્યના વિષયો સમજી શકાય છે

ટચલી આંગળી વધુ લાંબી હોય તો તે અપમાનિક પણાનું લક્ષણ છે જાડી અને પહોળી હોય તો તે માણસ બધાં કામમાં યશ મેળવે. ટચલી આંગળી તર્જનીની જેટલી લાંબી હોય તો તેને ઇષ્ટ કાર્યસિદ્ધિ ન મળે, તેમજ તે બીજા ઉપર કાબૂ ધરાવી શકે નહીં. અને ટુંકી હોય તો પણ તેને નિરંતર નિરાશા જ મળતી રહે. અંગુઠો મજબૂત હોય, મસ્તિષ્કરેખા પણ ઠીકઠીક લાંબી હોય અને ટચલી આંગળી ટુંકી હોય તો પ્રયત્ન કરવાથી કોઇ કોઇ વાર ફાવે ખરો.

ટચલી આંગળીનો પહેલો વેઢો ઉંચા તરફ નાનો થતો હોય તો તે માણસ અવ્યવસ્થિત હોય. જો એ વેઢો લાંબો હોય તો બોલવામાં કુશળ હોય.

ટચલી આંગળીનો છેડો ચોરસ હોય ને પહેલો વેઢો લાંબો હોય તો તે માણસ પોતાની છાપ બીજાની ઉપર પાડી શકે આંગળીનો છેડો ચપટો હોય તો તે માણસ શિલ્પશાસ્ત્રી યા તો યંત્રશાસ્ત્રી થાય.

ટચલી આગળીનો બીજો વેઢો લાબો હોય તો તેવો માણુસ સારી લેખનશકિત ધરાવતો હોય, અને જો આ વેઢો ચોરસ તથા સ્પષ્ટ ઉઠેલો હોય તો તે હીસાબી કામમા બાહોશ બને. ત્રીજો વેઢો સારો હોય તો તે વહેવારકૂશળ અને બુદ્ધિમાન ગણુાય ટચલી આગળી બરાબર સીધી ન હોય-વાકીચૂકી હોય તો તેના હાથમાથી ઘણીખરી સારી તક ચાલી જાય

બુધના પર્વત પાસેનો ટચલી આગળીનો જે ભાગ છે તે ત્રીજો વેઢો ગણાય છે તેના પરથી પહેલા વેઢા સુધી જો એકાદ ઉભી રેખા સીધી ઉપર ગએલી હોય તો તેવો માણુસ ઉદારદીલનો અને શાસ્ત્રીય વિષયનો જ્ઞાતા હોય છે ટચલી આગળી ઉપર ત્રીજા વેઢાથી પહેલા વેઢા સુધી ત્રણ સીધી રેખાઓ ગએલી હોય તો તે ખ્યાલી અને લ્હેરી હોય પહેલા કાપા ઉપર કે વેઢા ઉપર જાડી-સીધી રેખા હોય તો તે આરોગ્ય છીનવી લે પહેલા કાપા ઉપર જો ચોકડીના આકારનુ ચિન્હ હોય તો તેને ગરીબીમા-અવિવાહિત જીદગી ગુજારવી પડે

× × ×

**સમય નક્કી કરવાની પદ્ધતિ**

**શિષ્ય**—આયુષરેખા ઉપરથી જીવનના વર્ષો નક્કી થાય એમ આપે કહ્યું તેમ જ ક્યારે-કયા વર્ષે શુ શુ બનાવ

અને તે પણ આપે સૂચવ્યું, પરંતુ આયુષ તેમજ આયુષમાં બનનારા પ્રસંગોનો સમય શી રીતે નક્કી કરવો એ વાત હજી નથી અર્પાઇ

મુનિ—સામુદ્રિક ગ્રંથોમાં એવી ચોક્કસ માહિતી નથી. એ તો માત્ર સૂચના કે અનુભવના આધારે જ નક્કી કરી શકાય, છતાં પશ્ચિમના સામુદ્રિક-શાસ્ત્રીઓએ એ સબંધમાં થોડી માહિતી પૂરી પાડી છે ।

પહેલાં હથેળીની છાપ એક કાગળ ઉપર પાડવી. પછી એક સુતરના ટુકડાના શાહીવડે અઢાર ભાગ નક્કી કરવા. આમાંનો દરેક ભાગ પાંચ-પાંચ વરસનો દર્શક હોઇ બધા મળીને ૧૮ વિભાગની બનેલી દોરી કુલ ૯૦ વરસ બતાવશે. તે જ પ્રમાણે હૃદયરેખા અને ભાગ્યરેખાનું પણ માપ લેવું અને દરેક રેખા કેટલા વર્ષ દર્શાવે છે તે તપાસવું એ પ્રમાણે ત્રણે રેખાઓનું માપ એક સરખું આવે તો આયુષ્યનું અનુમાન ચોક્કસ નીકળ્યું એમ સમજી લેવું દાખલા તરિકે આયુષરેખા ઉપરથી ૬૫ વરસનું માપ નીકળતું હોય અને હૃદયરેખા તથા ભાગ્યરેખામાં પણ એટલી જ લંબાઇની હોય તો તે માણસ ૬૫ વરસનું આયુષ ભોગવશે એવો નિર્ણય આપી શકાય ॥ ।॥

આયુષરેખા છેક નાની હોય અને હૃદયરેખા તથા ભાગ્યરેખા વધારે લાંબી હોય તો આ બે રેખાના આધારે

જીંદગીના વર્ષો નક્કી કરવા આયુષનો નિર્ણય કરતી વખતે સકટ નિવારનારા, દીર્ઘ આયુષ દર્શાવનારા ચિન્હોનો પણ વિચાર કરવો એવા શુભ ચિન્હો પડયા હોય અને બન્ને હથેળીમાની રેખાઓથી જો સરખા જ વર્ષો દર્શાવાતા હોય તો તે માણસની જીંદગી તેટલા વર્ષો સુધીની રહેશે

જીદગીના બીજા બનાવોનો નિર્ણય કરવો હોય તો તે બનાવો દર્શાવનારી રેખાઓ હથેળીમા ઉઠેલી છે કે નહીં તે પ્રથમ તપાસવુ જો તે રેખા હોય તો તે જીદગીના કયા ભાગમા ઉગમ પામેલી છે તે જોવુ અને જે વર્ષમા તે રેખા ઉગતી હોય તે વર્ષમા એ બનાવ બનશે એમ નક્કી કરવુ દાખલા તરિકે આયુષરેખામાથી નીકળતી અને ભાગ્યરેખાને છેદ્યા વિના તેને મળનારી રેખા તથા આયુષરેખામાથી નીકળનારી અને જેના છેડાઓ ઉપર વળેલા હોય છે એવી રેખાઓ માણસને દ્રવ્યલાભ કરાવનારી, નોકરી અપાવનારી તથા બીજી રીતે પણ ઉન્નતિ કરનારી હોય છે આ રેખાઓની શરૂઆત આયુષના જે ભાગમા થતી હોય તે ભાગથી દર્શાવાતા વર્ષે તે માણસને નોકરી મળવાથી કે બીજા કોઇ કારણે દ્રવ્યનો લાભ મળશે એમ સમજવુ આવી જ રેખા તે પછી થોડા અતરે ઉઠેલી દીસતી હોય તો તે માણસને તે રેખાના ઉગમથી દર્શાવતા વર્ષે પ્રમોશન મળવુ જોઇએ, પણ જો આવી પહેલી રેખા બીજી એકાદ રેખાથી છેદાએલી હોય તો સમજવુ કે તે

માણસની નોકરીમાં એકાદ વિઘ્ન ઉભુ થશે. ફરીથી તેની જ રેખા ઉઠેલી હોય તો તેના ઉગમથી દર્શાવતા વર્ષે તે માણસને ફરીથી નોકરી મળશે અને તે વડે તેનો ઉદય થશે એમ સમજવું

શિષ્ય—અમુક વિદ્યાર્થી ક્યારે પરીક્ષામાં પાસ થશે તે જાણવાનો સમય શી રીતે નક્કી કરવો ?

સુરિ—આયુષરેખામાંથી ગુરૂના પહાડ ઉપર જનારી એક—બે—ત્રણ રેખાઓ હોય છે તે તપાસવી આયુષરેખાના આંકડા તપાસતાં જે ઉમરના પંદરમા વર્ષમાં આ રેખા ઉગમ પામતી હોય તો વિદ્યાર્થીને પંદરમા વર્ષે પરીક્ષામાં પાસ થવાનો યોગ છે એમ માનવું આ પ્રમાણેની આયુષ રેખામાંથી છેદાએલી કે તૂટેલી ન હોય તો વિદ્યાર્થીને થશ અથવા બીજાઓને નોકરીનો લાભ મળે.

શિષ્ય—એ પ્રમાણે રેખાઓ જ ન હોય તો ?

સુરિ—કવચિત છે કે એવી રેખાઓ ન પણ હોય. તો પછી હૃદયરેખામાંથી જે વર્ષના વિભાગમાં સૂર્યના પર્વત ઉપર જનારી ઉર્ધ્વરેખા દીસતી હોય તે વર્ષે એવો શુભ યોગ છે એમ માનવું કદાચને એ રેખા ન પણ હોય તો ભાગ્યરેખા લેવી. તે ઉપરથી વર્ષ મુકરર કરવું) અને તે વર્ષની સામે આયુષરેખામાંથી ઉપર જનારી હોય તો તે રેખાની સામે ભાગ્યરેખા ઉપર જે વર્ષ દર્શાવતા હોય તે

વર્ષે પરીક્ષામાં પાસ થશે અથવા નોકરી મળશે એમ માનવું. આ રેખા પણ ન હોય તો તે ભાગ્યરેખામાંથી ઉપર ગએલી શાખાઓ દીસતી હોય અને તે બીજી રેખાઓથી છેદા-એલી ન હોય તો આવી શાખાઓ ફુટવાની જગ્યાએથી દર્શાવતા વર્ષે તે માણુસને ફત્તેહ મળે તેવી જ રીતે શુક્રના પહાડ ઉપરથી તથા મગળના પહાડ ઉપરથી આયુષરેખા સાથે જોડાણુ કરનારી અથવા ગુરૂના પર્વત તરફ ઉપર જનારી રેખાઓ પણ ઉન્નતિ દર્શાવનારી હોય છે બીજી રેખાઓની ગેરહાજરીમા આયુષ્યરેખામાથી સૂર્યના પર્વત તરફ જનારી રેખાઓ તપાસવી

**શિષ્ય**—લગ્ન કે વિવાહનો નિર્ણય કરવો હોય તો ?

**સૂરિ**—વિવાહનો નિર્ણય કરવામા પ્રથમ તો સ્ત્રી-સબધી રેખાઓ જોવી શુક્રના પહાડ ઉપરથી નીકળીને આયુષરેખા સાથે જોડાણુ કરનારી રેખાઓને સ્ત્રીદાયક રેખાઓ માનવામા આવે છે આવી રેખાઓ આગળ વધીને મસ્તકરેખાને ઓળગીને હૃદયરેખા કરતા પણ સહેજ આગળ વધેલી હોય તો તેવી રેખાને વિવાહદર્શક ગણુવી જેમના લગ્ન સોળ કે અઢાર વરસની અદરની ઉમ્મરે થાય છે તેમની વિવાહની રેખા શુક્રના પહાડ ઉપરથી નીકળવાને બદલે અગુઠાના મૂળમા મગળ અને શુક્ર આ બે ગ્રહોના પર્વતો ઉપરથી નીકળી આયુષ્યરેખા સાથે જોડાણુ કરે છે કોઇ કોઇ વખતે ટચલી આગળીની નીચેના બુધના પર્વત

ઉપર બહારથી અંદર આવનારી રેખાઓ ઉપરથી લગ્નનો વિચાર કરવો પડે છે હૃદયરેખાથી ટચલી આંગળીના મૂળ સુધીનું અંતર ૭૫ વરસનું ગણવું, અને આ અંતરના પંદર વર્ષનો એક એ પ્રમાણે સરખા પાંચ વિભાગ કરવા. આવા પાંચ વિભાગમાના પહેલા પંદર વર્ષના વિભાગમાં ઉંડી અને આડી રેખા હોય તો તે વિવાહ ઠરાવનારી રેખા સમજવી. તે જ પ્રમાણે બાકીના ચાર વિભાગો ઉપરથી અને તેમાંની રેખાઓ પરથી સ્ત્રી-સંબંધી વિચાર કરી શકાય છે કેટલાકોના હાથમાં ત્રણ-ચાર રેખાઓ પણ ઉંડી દેખાય છે આવા દાખલામાં એ બધી રેખાઓને લગ્નસૂચક ન ગણવી

બુધના પર્વત ઉપર આડી-સ્પષ્ટ અને ઉંડી એક, બે કે ત્રણ રેખાઓ હોય છે આ રેખાઓ સ્ત્રીઓની સંખ્યા દર્શાવે છે જો આ ઠેકાણે એક જ રેખા હોય તો તે તેનો એક જ વિવાહ થાય અને રેખાને સ્થાન પરથી તે આયુષના વિવાહકાળનો નિર્ણય પણ ઉપર જણાવ્યા મુજબ કરી શકાય.



વસ્તુત તમામ સ્ત્રી નર્દના કારણભૂત છે એમ નિશ્ચયપૂર્વક કહેવું, એ એક પ્રકારનું સાહસ છે "બહુરત્ના વસુંધરા" સસારમાં સતી સન્નારીઓ પણ હોય છે તેઓ મહાપુરૂષોને જન્મ આપી, સેવા-પ્રેમની ભાવનાઓને મૂર્તિમંત સ્વરૂપ આપી જગતને જે અનુપમ સૌંદર્ય અર્પે છે તેની પાસે યોગીઓ પણ ઘણીવાર વિમૂઢ બની જાય છે

શિષ્ય—તો પછી સ્ત્રીઓની હદ ઉપરાંત નિંદા કરકરવાનું કારણ શું ?

સૂરિ—એને માટે જો કોઇ જવાબદાર હોય તો તે પુરૂષો જ છે પુરૂષોએ જ્યારે સ્ત્રીઓને કેવળ કામિની અને રમણી બનાવી દીધી અર્થાત્ નારી જાતિને માત્ર કામ-ભોગ અને રમણ-ક્રિડાની એક પુતળી માની લીધી, ત્યારે કરૂણાસાગર આચાર્યો અને ઉપદેશકોને એ મોહાંધકાર દૂર કરવા નારી જાતિ પ્રત્યે કઠોર થવુ પડયુ જો પુરૂષો પોતાની મર્યાદા સભાળી શક્તા હોત તો સ્ત્રી જાતિની આવી અવમાનના ક્દાપિ થાત નહિ.

શિષ્ય—મર્યાદા આપ કોને કહો છો તે મારે જાણવુ જોઇએ

સૂરિ—પુરૂષ અથવા સ્ત્રીએ વિવાહિત થયા પછી પોતાની વાસનાઓને મર્યાદિત કરવી જોઇએ, એમ શાસ્ત્રમાં સ્પષ્ટપણે કહેવામા આવ્યુ છે પુરૂષ સ્ત્રીની વિના સ્ત્રી પુરૂષનો ગમે તેવો ઉપભોગ કે ઉપયોગ ન કરી શકે સ્ત્રી-પુરૂષના લગ્ન એ

પાશવવૃત્તિને પોષવા માટે નથી, પરંતુ ખરૂ જોતા પરસ્પરને નિયમમા રાખવા માટે છે લગ્નને એક પ્રકારના બ્રહ્મચર્યની જે ઉપમા આપવામા આવી છે તે આ મર્યાદા કિંવા નિયમને લઇને જ લગ્ન એ ધાર્મિક બંધન છે, તે પુરૂષ અને સ્રીને વ્યભિચારી થતા અટકાવે છે, પણ તે ક્યારે? જો દંપતી નિયમ અને યથાવિધિ રહી શકે તો જ અન્યથા સ્વચ્છંદ વર્ત્તન અને વ્યભિચારમા વસ્તુત કંઇ જ ભેદ નથી

**શિષ્ય**—મર્યાદાનો ઝાંખો ખ્યાલ આવી શકે છે

**સૂરિ**—સ્પષ્ટ ખ્યાલ આણવા માટે પુષ્કળ વિવેચન થવુ જોઇએ લગ્ન વખતે સ્રી-પુરૂષ પરસ્પરને કેવા વચનો આપે છે, પરસ્પરમા કેવી પ્રતિજ્ઞાઓ કરે છે, તે સઘળી મર્યાદાઓનુ વર્ણન હાલતુરતમા થઈ શકે નહીં

**શિષ્ય**—ત્યારે એ વાતને યોગ્ય પ્રસંગ માટે રહેવા દેવી એ જ ઉચિત છે પુરૂષે કેવી કન્યા સાથે લગ્ન કરવુ ત્યાથી જ આપણે વિષયની શરૂઆત કરીએ.

**સૂરિ**—બન્ધુ-બાંધવ-વાળી, સારા લક્ષણયુક્ત, લાવણ્યવતી, ઉચ્ચ કૂળમા જન્મેલી, ઉત્તમ જાતિની, રૂપવતી અને જેના શરીરમા કોઇ જાતની ખામી નથી એવી કન્યા સાથે પુરૂષે લગ્ન કરવુ

**શિષ્ય**—બીજા વિશેષણો તો ઠીક, પણ કન્યા, બન્ધુ અર્થાત્ ભાઇવાળી હોવી જોઇએ એમ કહેવાનો હેતુ શુ હશે?

**સૂરિ**—એમા વિવિધ હેતુઓ જોવામા આવે છે. કોઇ

આવી પડ્યા હતા, તે વખતે જેમ બને તેમ જલદી પોતાની કન્યાઓને વિવાહિત કરી નિશ્ચિત થવાનો માર્ગ શોધાયેલો હોવો જોઇએ. કોઇ પણ રિવાજ યોગ્ય કારણ વિના જન્મતો નથી, પરંતુ તે કારણો દૂર થયા પછી તેવા રિવાજને વળગી રહેવુ એ એક પ્રકારની જડતા સિવાય બીજુ કાંઇ જ નથી મધ્યકાળની અધાધુની વખતે મુસલમાન અમીર ઉમરાવો હિંદુ કન્યાઓ સાથે વિવાહ કરવાની હઠ પકડતા, એવા પ્રસંગો ઇતિહાસમા ઘણીવાર જોવામા આવે છે જો હિંદુ કન્યાઓ બાલ્યવયમા જ વિવાહિત થઇ ગઇ હોય તો પછી વિધર્મીઓ તરફથી તેવી માગણી આવવાનો ભય રહે નહીં બાળલગ્નનો રિવાજ પ્રચલિત થવામા આવા ગંભીર કારણો જ હોવા જોઇએ.

શિષ્ય—બાળલગ્ન પ્રચલિત રહે તેથી આપને નુકશાન જેવુ શુ જણાય છે ?

સૂરિ—નુકશાન માત્ર એટલુ જ કે સંસાર નર્કના રૂપમા પલટાઇ જાય! નિસ્તેજ મુખવાળા યુવક-યુવતીઓના ટોળા જ બાળલગ્નની ભયંકરતાનો પ્રચાર શું નથી કરી રહ્યા ? જે આર્ય પૂર્વજો એક કાળે પોતાના યોગબળ અને આધ્યાત્મિક સામર્થ્યવડે ઇંદ્રનુ સિંહાસન ડોલાવી શકતા હતા તે પૂર્વજોના સંતાનોને આજે પેટ પુરતું અન્ન અને વસ્ત્ર મેળવવાના પણ સાંસા પડે છે! શરીરબળ અને મનોબળને નામે આજે મીંડુ મૂકાયુ છે! યૌવન અને બળ એ શબ્દો માત્ર

કહે છે કે જે કન્યાને બન્ધુ—બાન્ધવો હોય તે કન્યા પુત્રરત્નને જન્મ આપવાની યોગ્યતા ધરાવી શકે છે અને જે કન્યાને માત્ર બ્હેનો જ હોય, ભાઇ એક પણ ન હોય તો મ્હોટે ભાગે પુત્રીઓને જ જ ન્મ આપે છે પુત્ર એ જેમ મનુષ્ય છે, તેમ પુત્રી પણ મનુષ્ય છે વસ્તુત કંઇ બ ભીર હાલ-હાનિનો આ પ્રશ્ન નથી તથાપિ મ્હોટે ભાગે પુત્રની ઇચ્છા વધારે બળવતી જોવામાં આવે છે એટલા જ માટે આવો નિયમ સૂચવાયો હશે. બીજો મત એવો છે કે બન્ધુ બ્હેન અને બનેવીના આ પત્તિના સમયમાં ઉપયોગી થઇ શકે છે જો ભાઇ ન હોય તો તે કન્યાને પોતાના પિતૃગૃહમાં કોઇ જાતનો આધાર મળતો નથી ત્રીજુ કારણ એ પણ કહેવાય છે કે જે કન્યાને બન્ધુ હોય છે ત પરપુરુષો પ્રત્યે બન્ધુપણાની પવિત્ર ભાવના રાખી શકે છે એવી રીતે અનેક મતાતરો જોઇ શકાય છે

શિષ્ય—વારૂ કન્યા વિવાહને યોગ્ય થઇ ક્યારે કહેવાય?

સૂરિ—જૂદા જૂદા દેશોમાં એ માટે જૂદા જૂદા નિયમો જણાવવામાં આવે છે ગ્રીષ્મતા-પ્રધાન દેશમા કન્યાઓ વહેલી વિવાહને યોગ્ય થાય છે; છતાં સોળ વર્ષની ઉમ્મરનો જે નિયમ બાંધવામા આવ્યો છે તે સમુચિત છે

શિષ્ય—ન્હાનપણમાં પુત્ર-પુત્રીઓને પરણાવી દેવાનો રિવાજ ક્યારે પ્રચલિત થયો હશે?

સૂરિ—મને એમ લાગે છે કે હિન્દના ઐતિહાસિક મધ્ય યુગમા જ્યારે સમાજ અને દેશ છિન્નભિન્ન અવસ્થામાં

રીતે પ્રમાણ કરતા ન્હાની હોય તો ને જેની તેની જોડે કલહ કરનારી નિવડે

**શિષ્ય**—પગના અ ગુઠા ઉપરથી કઇ પરીક્ષા થઇ શકે?

**સૂરિ**—જે સ્ત્રીના પગનો અ ગુઠો થોડો ગોળ, વાંકો, સુકાયેલો, નાનો, ચપટો અથવા લાંબો અને બીજી આગળીઓથી જૂદો પડી ગયેલો હોય તો તે સ્ત્રી દૂષિત અર્થાત્ દોષવાળી જાણવી.

**શિષ્ય**—પગની પાની-પાટલી વિષે એવુ કઇ કથન છે?

**સૂરિ**—જે સ્ત્રીના પગની પાની-પાટલી મોટી હોય તે કૃપણ થાય, લાંબી હોય તો તે ક્રોધી થાય, ઉંચી હોય તો તે દુરાચારિણી થાય અને ઉંચી-નીચી હોય તો તે નિંદનીય થાય.

**શિષ્ય**—તે સિવાય બીજા એવા ઘણા લક્ષણો હશે?

**સૂરિ**—સક્ષિપ્તમા જ તે સર્વ લક્ષણો એકી સાથે કહી દઉં છુ જે સ્ત્રી ચાલતા પગવડે ધૂળ ઉરાડે, જેના પગનો અ-ગુઠો બીજી આગળીઓ કરતા બહુ જાડો હોય, જે ચાલતી વખતે પગને ચોક્કસ સ્થાને મૂકી શકે નહીં, જેના પગની તર્જની ઘણી લાંબી હોય, જેના પગ છુટી આગળીવાળા, જાડા અને પહોળા હોય, ચાલતા જેના પગમાથી શબ્દ થતો હોય, જેની ઘુ ટી જાડી હોય, જેને પગે પરસેવો ઘણો વળતો હોય, જેના પગની પીંડી ઉંચી અને બધાયેલા જેવી હોય, જેની જંઘા જાડી અથવા કાગડા જેવી હોય, જેના ઢીંચણ માસ રહિત, ઘડાના તળીયા જેવા, ઢીલા સાધાવાળા અને કૃશ હોય, જેની

હિદના આબાહવામાં જ રહી ગયા છે અને સર્વ પરિણામ આબ-હવા જેવા કુરિવાજોનું જ છે એમ કહ્યા વિના ચાલતું નથી.

શિષ્ય—કુકાર્મા સમાજ અને દેશની અધોગતિમાં બાળલગ્ન નિમિત્તભૂત છે એમ જ ને ?

સૂરિ—એક અનાચારની સાથે બીજા સેંકડો અનાચારો જોડાયેલા હોય છે બાળવયમાં જ આરોગ્ય અને શક્તિનો નાશ થઇ જવાથી' મન પણ ક્ષિક' શિથિલ અને અશક્ત બની જાય છે. પછી એ મનમાં પાપને પ્રવેશ કરવામાં બહુ અડચણ નડતી નથી. નબળું પડેલું મન દિવસે-દિવસે દુરાચાર તરફ ઘસડાતું જાય છે છેવટે પાપની પરંપરા એટલી બધી વૃદ્ધિગત થઇ જાય છે કે મૂળ કારણનો પત્તો લાગવો એ પણ મુશ્કેલ થઇ પડે છે કહેવાની મતલબ એ જ છે કે આવા કુરિવાજોને ઊંડતામાં જ દાબી દેવા જોઇએ.

શિષ્ય—આપણો વર્તમાન વિષય વધૂ-પરીક્ષાનો હતો. કેટલીક વધૂઓ પતિહતાના લક્ષણવાળી ગણાય છે તે શી રીતે ?

સૂરિ—જે સ્ત્રીના પગની કનિષ્ઠા આદિ ચાર આંગળીઓમાં કનિષ્ઠાથી લઇને એક બે, ત્રણ અથવા ચારે આંગળીઓ ચાલતી વખતે ભૂમિને અડકતી ન હોય તો તે સ્ત્રી અનુક્રમે એક બે, ત્રણ તથા ચાર ભર્ત્તારને મારે.

શિષ્ય—કલહપ્રિય નારીના લક્ષણો કેવા હોય ?

સૂરિ—જે સ્ત્રીના પગની એકાદી આંગળી કોઇપણ

ખંડિત રેખાવાળુ અથવા તદ્દન રેખા રહિત હોય, જેના માથાના વાળ લુખા, જાડા, અણીએ ફાંટાવાળા અને કેડથી પણ નીચે ઉતરે એટલા લાંબા હોય, જેના એક રોમકૂપમાં એક કરતા વધારે અને જાડા રોમ હોય, જેના નખ ફુલેલા, સફેદ અથવા સૂપડા જેવા હોય, જેની નસો આકરી હોવાથી જોઇ શકાય નહીં એવી હોય, જેના શરીરની કાંતિ ભૂરા રંગની હોય, જે ઘણી કાળી, ઘણી ગોરી, ઘણી જાડી, ઘણી પાતળી, ઘણી લાંબી, ઘણી ઠુંકી અને ખડબચડા અંગવાળી હોય, જેના શરીરના આગળી વિગેરે અવયવો ઓછા અથવા અધિક હોય, જેની ચામડી શુષ્ક તથા કઠણ હોય, જે શરીરની પવિત્રતા જાળવતી ન હોય, જેના શરીરમા રોગ સચારી રહેલો હોય, જે સ્વધર્મનો દ્વેષ કરનારી હોય, પરધર્મને વિષે આસક્તિ ધરાવતી હોય, જે નીચ કર્મમા પ્રીતિ રાખતી હોય, જેની માની તથા બેનની સંતતિ જીવવા પામતી ન હોય અથવા થોડી થતી હોય, જેને રસોઇ વિગેરે ગૃહ-કાર્યનુ જ્ઞાન બરાબર ન હોય એવી કન્યા, ઉપર કહેલા અપલક્ષણોથી કા તો દુરાચારિણી, દુર્ભાગી, વંધ્યા, દરિદ્રી, દુઃખી, અલ્પઆયુષી, અધમા હોઇ તેનો ત્યાગ કરવો.

**શિષ્ય**—આપે જે લક્ષણો કહ્યા તે ઉપરથી એમ કહી શકાય કે જેનામા સ્રીઓને ઉચિત એવા રૂપ-રંગ-લાવણ્ય તથા સદ્ગુણોનો કુદરતી રીતેજ અભાવ હોય એવી કન્યા સાથે વિવાહ કરવાથી વિવાહ કરનાર દંપતી સુખી ન થાય.

લઘુનીતિ ઘણી ધારાવાળી હોય, જેની કેડ સુકી, સાંકડી અને પહોળાઈમાં ચોવીસ આંગળીથી વધારે યા ઓછી હોય, જેનું ઉદર મૃદંગ, જવ તથા ભૂરા કોહળાના આકાર જેવું હોય, જેની નાભી ઘણી ઉંચી હોય, જેને કૂખ કરચલીવાળી વાળના ભમરાવાળી અને ઉંચી હોય, જેના બે સ્તનો વચ્ચે આઠ આંગળીથી ઓછું અથવા અધિક અંતર રહેતું હોય, જેના ડાબા સ્તન ઉપર તલ અથવા કંઇ કાળું ચિન્હ હોય, જેનો ડાબો સ્તન, યોનીનો ડાબો ભાગ અને ડાબો પાસો ઉંચો હોય, જેના ખભા સાંકડા, પહોળા અને માંસ રહિત હોય, જેના ખભ ઉંચા તથા વાંકા હોય, જેની કાંખ ઉંડી તથા માંસ વિનાની હોય, જેની ડોક મેંઢા સરખી ટુંકી અથવા બગલા સરખી કિંવા ઉંટ સરખી લાંબી હોય, જેનું મુખ વાઘ સરખું હોય, જેની હડપચી લાંબી હોય, હસતાં જેનાં ગાલમાં કુવા સરખા ખાડા પડતા હોય, જેની જીભ કાળી સફેદ અથવા જાડી હોય, જે બહુ હાસ્ય કરનારી હોય, જેનું તાળવું કમળ સરખું ઉંચું હોય, દાંતના પેઢા ભાગુરની સરખા હોય, જેની નજરમાં કટાક્ષભર્યા હોય, જેની આંખ બીલાડા તથા પારેવ સરખી અથવા કાળી અથવા પીળી હોય, જે ઘણું મૌન રાખનારી હોય કિંવા બહુ બકવાદ કરનારી હોય, જેનો નીચલો હોઠ જાડું મુખ તથા નાક એ જાડાં હોય, જેનાં કાન સુપડા સરખા હોય, જેના હોઠ ટુંકા અથવા લાંબા હોય, જેની બન્ને ભ્રકુટીઓ સાથે મળેલી હોય જેનું કપાળ ઘણું સાંકડું, ઉંચું નીચું, લાંબું, ઘીમવાળું, ત્રણ આંગળાથી ઓછું અથવા અધિક

ખંડિત રેખાવાળું અથવા તદ્દન રેખા રહિત હોય, જેના માથાના વાળ લુખા, જાડા, અણીએ ફાંટાવાળા અને કેડથી પણ નીચે ઉતરે એટલા લાંબા હોય, જેના એક રોમકૂપમાં એક કરતા વધારે અને જાડા રોમ હોય, જેના નખ ફુલેલા, સફેદ અથવા સૂપડા જેવા હોય, જેની નસો આકરી હોવાથી જોઇ શકાય નહીં એવી હોય, જેના શરીરની કાંતિ ભૂરા રંગની હોય, જે ઘણી કાળી, ઘણી ગોરી, ઘણી જાડી, ઘણી પાતળી, ઘણી લાંબી, ઘણી ટુંકી અને ખડબચડા અંગવાળી હોય, જેના શરીરના આંગળી વિગેરે અવયવો ઓછા અથવા અધિક હોય, જેની ચામડી શુષ્ક તથા કઠણ હોય, જે શરીરની પવિત્રતા જાળવતી ન હોય, જેના શરીરમાં રોગ સંચારી રહેલો હોય, જે સ્વધર્મનો દ્વેષ કરનારી હોય; પરધર્મને વિષે આસક્તિ ધરાવતી હોય, જે નીચ કર્મમાં પ્રીતિ રાખતી હોય, જેની માની તથા બેનની સંતતિ જીવવા પામતી ન હોય અથવા થોડી થતી હોય, જેને રસોઇ વિગેરે ગૃહ-કાર્યનું જ્ઞાન બરાબર ન હોય એવી કન્યા, ઉપર કહેલા અપલક્ષણોથી કાં તો દુરાચારિણી, દુર્ભાગી, વંધ્યા, દરિદ્રી, દુઃખી, અલ્પઆયુષી, અધમા હોઇ તેનો ત્યાગ કરવો.

**શિષ્ય**—આપે જે લક્ષણો કહ્યા તે ઉપરથી એમ કહી શકાય કે જેનામાં સ્ત્રીઓને ઉચિત એવા રૂપ-રંગ-લાવણ્ય તથા સદ્ગુણોનો કુદરતી રીતેજ અભાવ હોય એવી કન્યા સાથે વિવાહ કરવાથી વિવાહ કરનાર દંપતી સુખી ન થાય.

સૂરિ—જે નારીમાં નારીસુલભ કોમળતા, મધુરતા, મોહકતા, ગૃહકાર્ય-કુશળતા અને પ્રેમ આદિ તત્ત્વો ન હોય તેને નારીનુ નામ ઘટી શકતુ નથી આ તત્ત્વોની ખાસ પરીક્ષા હાથ, પગ અને મુખ આદિ અવયવો ઉપરથી થઈ શકે છે દાખલા તરીકે જેના હાથ-પગ-મુખ વિગેરે અંગો તથા આંગળીઓ બહુ રોમવાળા હોય તેનામાં કઠોરતા અને સ્વચ્છંદતા વિશેષ પ્રમાણમાં હોય. શાસ્ત્રકારોએ આવી નારીઓને વિષ કન્યાની સગી બ્હેનની ઉપમા આપી છે તેવી નારીનો પણ પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો.

શિષ્ય—પુરૂષના ભમરાઓ-આવર્ત્ત વિષે જેમ આપે કહ્યું હતું તેમ સ્ત્રીઓની બાબતમાં કંઈ કહી શકાય ખરૂં?

સૂરિ—જો સ્ત્રીઓને કેડ, કોટ, (ડોક) મસ્તક, ઉદર અને કપાળ એમના મધ્યભાગમાં તથા નાસિકાને છેડે ભમરી સીધી હોય તો તેને શુભ લેખવામાં નથી આવતો, તેમજ જો ડાબે ભાગે ઉલટા ભમરા હોય તો તે પણ અશુભ જ સમજવા માત્ર જમણે ભાગે અને વિશેષે કરીને કપાળને જમણે ભાગે સીધા ભમરા હોય તો તે શુભ ગણાય છે

શિષ્ય—કન્યાઓના નામ ઉપરથી પણ લક્ષ રાખ વાનુ કંઈ કારણ?

સૂરિ—કોઈ પણ રીતે દેવતા, સર્પ નદી, પર્વત, નક્ષત્ર, પક્ષી અકાળ, સેવક કે કોઈ ભયકર વસ્તુનુ સૂચન થાય એવુ કન્યાનુ નામ પાડવુ નહીં ભૂમિ, ધાન્ય, લતા, કુસુમ

ન્હાનું વૃક્ષ, સિંહ, વાઘ અને ફળ એવા નામ ધારણ કરનારી કન્યાઓને પણ પસંદગી આપવામા આવતી નથી, કારણ કેવળ એટલુ જ કે તેવા નામો કર્ણને પ્રિય થઈ પડતા નથી અને જે વસ્તુ કર્ણને પ્રિય ન હોય તે હૃદયને પ્રિય થાય એમ કેવી રીતે માની શકાય ?

**શિષ્ય**—આપ જેને વિષકન્યા કહો છો તે કેવી હોય ?

**સૂરિ**—મંત્ર તથા ઓષધોના પ્રયોગથી કેટલીક કન્યાઓ વિષમય થઈ ગયાના વર્ણનો શાસ્ત્રમા મળી આવે છે તેના લક્ષણોનુ વિવેચન કરતા શાસ્ત્રકારોએ એવા અર્થનુ કથન કરેલુ છે કે જેના કેશના તથા વસ્ત્રના સ્પર્શથી ફુલની માળા કરમાઈ જાય, જેના સ્નાનના પાણીથી અનેકાનેક ક્ષુદ્ર જીવોનો ઘાત થાય, જેના બીછાનામા માકડ મરણ પામે, જેના વસ્ત્રમા જુઓ પણ જીવતી ન રહી શકે, જેને કફ-વાતનો વિકાર ન થતા હુમેશા પિત્તવિકાર જ થાય, જેના જન્મ સમયે શનિ, રવિ તથા મંગળ એ ત્રણમાથી એક વાર, અશ્લેષા, શતતારકા અને કૃત્તિકા એ ત્રણમાંથી એક નક્ષત્ર તથા દ્વિતીયા, સપ્તમી અને દ્વાદશી એ ત્રણ તિથિમાથી એક તિથિ હોય તો તે વિષકન્યા કહેવાય છે.

**શિષ્ય**—બાકી સામાન્ય સ્ત્રી-જાતિ પ્રત્યે કેવી નિષ્ઠા રાખવી જોઇએ ?

**સૂરિ**—ઉત્તમ પુરૂષો પોતાના ગુરૂ-વડીલ, સ્વામી, મિત્ર, શિષ્ય અને સગાસંબંધી એટલાની સ્ત્રીઓ સાથે મા, બ્હેન તથા પુત્રી પ્રમાણે વર્ત્તે છે એ ને એ વાત બીજા

શબ્દોમા કહ્યુ તો જેઓ પોતાના કરતાં વયોવૃદ્ધ હોય તેમને માતા સમાન, જેઓ સમવયસ્ક અથવા બરાબરીની હોય તેમને બ્હેન સમાન અને જેઓ ન્હાની હોય તેમને પુત્રી સમાન ગણવી એ ઉત્તમ પુરૂષોનુ એક અમૂક લક્ષણ છે"

શિષ્ય—નીતિ કિંવા સદાચારનુ એ પોરણ આજ કાલ કેટલુ બધુ અધોગતિને પામ્યુ છે!

સૂરિ—તેનો ખ્યાલ કરતા ખરેખર એહમો! શરમાવ ખડા થાય છે સદાચાર અથવા નીતિનુ પાલન એ જ સમાજ અથવા રાષ્ટ્રની યથાર્થ સપત્તિ કિંવા શક્તિ છે 'જ્યા સદાચારરૂપી શક્તિની અવગણના થાય છે ત્યાં ઉન્નતિ, આઝાદી અને કલ્યાણની વાતો કરવી એ વ્યર્થ વાગૂર્વિ બના સિવાય બીજુ કાંઇ જ નથી સો પ્રથમ મનુષ્યે પોતાનુ ચારિત્રબળ ખીલવવુ જોઇએ જો ચારિત્રબળ વિકાસ પામ્યું હોય તો પછી ઇંદ્રની કે દેવના અધિરાજની સમૃદ્ધિ પણ કટાક્ષમાત્રથી વસ્તુતએ રજુ કરી શકાય છે

શિષ્ય—એવુ ચારિત્રબળ પુન. પ્રકટે એવો કઇ ઉપાય ખરો!

સૂરિ—ઉપાય તો એક નહિં પણ અનેક છે માત્ર તે અજમાવવા જેટલુ સામર્થ્ય અને તેની સાથે ચારિત્રબળની શક્તિ સમજવા જેટલુ બુદ્ધિબળ જોઇએ. જો ઇચ્છાયુ વર્ગ આજ થકી પોતાના વિલાસ-વૈભવોને તિલાંજલી આપી, સાદાઇ અને સાધુતામાં જીવન ગાળવા જેટલી તત્પરતા દર્શાવે

તો વર્ત્તમાન અધ:પતિત નીતિ પુનઃ ઉજ્વળ અને કલ્યાણ-કર થયા વિના રહે નહીં ખોટા મોજશોખ અને વિલાસ-મય વ્યવહારોનો સર્વથા પરિત્યાગ થવો જોઇએ આમ થાય તો આપણે માટે સુવર્ણયુગ બહુ દૂર નથી

**શિષ્ય**—આપની એ ભવિષ્યવાણી ખરી નિવડો, એમ પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે અંતઃકરણપૂર્વક પ્રાર્થું છું

**સૂરિ**—એ ભવિષ્યવાણીને ખરી પાડવી કે ખોટી એ તમારા જેવા જીજ્ઞાસુઓ ઉપર જ આધાર રાખે છે જો પ્રત્યેક માણસ પોતે પોતાનુ ચારિત્ર સુધારવાનું લક્ષ્ય લે તો ધીમે ધીમે તેની અસર સમગ્ર સમાજ કે રાષ્ટ્ર ઉપર થયા વિના કોઇ પણ કાળે ન રહે

**શિષ્ય**—અસ્તુ! કઇ કઈ સ્ત્રીઓને પૂજ્ય માનવી જોઇએ?

**સૂરિ**—પોતાની સગી, કુવારી સાધ્વી, યોગિની, શરણે આવેલી અને આપણા કરતા ઉંચી જાતની સ્ત્રીને પૂજ્ય માની તેમના પ્રત્યે તેવો વ્યવહાર રાખવો એ ઉત્તમ પુરૂષોનો આચાર છે

**શિષ્ય**—પોતાની સગી અથવા આત્મીય નારીને તો સૌ કોઈ પૂજ્ય અથવા સન્માન્ય લેખી તેને ઘટતી સહાય આપે એમા કાંઈ આશ્ચર્ય નથી બાકીની સ્ત્રીઓને પૂજ્ય માનવાનુ કઇ કારણ ?

**સૂરિ**—કુવારી કન્યા, સતી સાધ્વી નારી અથવા શર-ણાગતાનુ રક્ષણ કરવું, એ પુરૂષ માત્રની પવિત્ર ફરજ છે.

તેમના પ્રત્યે પૂજ્યબુદ્ધિ ન હોય તો તન-મન-ધનથી તેમનું રક્ષણ ન થઇ શકે નિરાધાર અને અશરણ સ્ત્રીઓને શરણ આપી તેમના સતીત્વની રક્ષા કરવી, તેના જેવું પુણ્યકાર્ય આખે જ બીજું જ કોઇ હશે ! પુરૂષોનો પુરૂષાર્થ જો દીન, નિરાધાર અને નિર્દોષોના રક્ષણાર્થે ઉપયોગમાં ન આવે તો એ પુરૂષાર્થને વંધ્યા જેવો નિષ્ફળ સમજવો જોઇએ. ઇતિહાસમાં ઘણીવાર વીર પુરૂષોએ પોતાના પ્રિય પ્રાણના ભોગે સતી સાધ્વી-અસહાય નારીઓના સતીત્વની રક્ષા કરી અમર નામના પ્રાપ્ત કરી છે એવા દ્રષ્ટાંતોના શ્રવણમાત્રથી આપણે આશ્ચર્યચકિત થઇએ છીએ. મહાવીર પુરૂષોના પગલે ચાલવું એ શું આપણું કર્તવ્ય નથી ?

શિષ્ય—સામાજિક વ્યવહારને નિષ્કલંક અને સહજ સુંદર બનાવવાનો એ વિધિ કેવો સુંદર છે ? જો અશરણ અને અબળાને આશ્રય ન મળે તો સમાજનું બીજ જ સાથે સત્યાનાશ નીકળી જાય. આપણા તીર્થંકરો પૂર્વજોએ તે માટે આજથી જ કેવા સુંદર વિધિ-વિધાનો રચી રાખ્યાં છે !

સૂરિ—આપણા આર્ય વિધિ-વિધાનોમાં કેવળ સામાજિક વ્યવહારની વિશુદ્ધિ પ્રત્યે જ લક્ષ આપવામાં આવ્યું છે એ માન્યતા પ્રતિમૂલક છે તે ઉપરાંત કેટલ એક મહાન ઉદ્દેશ પણ હોવો જોઇએ એ વાત આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ. અશરણ, અબળા અને દીન-દરિદ્ર ઉપર જે અત્યાચાર

કરવામા આવે છે તે અત્યાચારથી જેટલુ તે અબળ અને દરિદ્રનું બુરૂ નથી થતુ તેથી સહુસ્રગણું બુરૂ સબળ અત્યાચારીનુ થાય છે. આ એક એવો આધ્યાત્મિક સિદ્ધાત છે કે જેનુ સ્વપ્ન પણ અત્યાચારના જડવાદીઓને માટે અશકય છે.

શિષ્ય—એ સિદ્ધાત સમજવા જેટલુ સામર્થ્ય મારામા નથી એ હું કબૂલ કરૂં છુ, છતા જો એ સબધી ભૂમિકારૂપે બે શબ્દો કહેશો તો મહોપકાર થશે

સૂરિ—ઉત્તમ પુરૂષોએ સાધ્વી, યોગીની અને શરણાગત નારીને પૂજ્ય માની તેના શીલનુ સરક્ષણ કરવુ જોઇએ, એ આપણો ચાલુ ચર્ચાનો વિષય હતો કલ્પના કરો કે કેટલાક અણુધાર્યા સયોગો વચ્ચે કિવા અકસ્માતને લીધે એક કન્યા, સાધ્વી અથવા યોગિની ભયથી કપતી અને આશ્રયને માટે યાચના કરતી તમારી નિર્જન કુટીર પાસે આવી ચડે છે તમે તેને આ પ્રસંગે જો આશ્રય ન આપો, તેને પૂજ્ય કિંવા આશ્રય યોગ્ય માની સહાય ન આપો, એટલુ જ નહીં બલ્કે તેને નિરાધાર માની અત્યાચાર કરવા તત્પર થાઓ તો તેજ વખતે તમે તમારૂ મનુષ્યત્વ ગુમાવી બેસો છો તેમા પણ અત્યાચાર કરનાર મનુષ્ય જ્યારે એમ સમજતો હોય છે કે અત્યારે મારા જુલમની સામે કોઇ આગળી પણ ચીંધી શકે તેમ નથી, ત્યારે એ અત્યાચારની ભયકરતા ઓર વૃદ્ધિ પામે છે સામે પ્રતિવાદ કરે એવી કોઈ વ્યક્તિના અભાવે તે મનુષ્ય પોતાના આત્માના ગગનભેદી અવાજને

પણ ઝગમગાની રહે છે તે વખતે અત્યાચારી મનુષ્યમાં જે પ્રબળ ઉમેતા, અત્યાચારપરિવણતા પ્રવિષ્ટ થાય છે તે તેના સઘળા વિવેકનો ધ્વંસ કરી નાંખે છે—તેને અધોગતિની છેલ્લી હદે લઈ જાય છે એમ કહું તો તે પણ અપૂર્ણ છે

શિષ્ય—અર્થાત્ અશરણ નારીને પૂજ્ય માનવામાં ન આવે તો તે જ ઘડીએ મનુષ્ય પોતાનું પૂર્વપુણ્યોપાર્જિત મનુષ્યત્વ તદ્દન ગુમાવી બેસે છે એમ જ ને ?

સૂરિ—મનુષ્યમાંથી જો તેનું મનુષ્યત્વ જાતું જાય તો તે સિંહ—વાઘ જેવા હિંસક પ્રાણી કરતાં પણ વધુ ભયંકર બની જાય છે, એમ શું કહેવાની જરૂર છે ? જો મનુષ્ય હિંસક પશુના જેવું ભયંકરત્વ ધારણ કરે તેથી સમાજને તો અલબત્ત હાનિ ભોગવવી જ પડે, પરંતુ એ કરતા પણ વિશેષ હાનિ તો તે નરપિશાચને પોતાને ભોગવવી પડે છે એ વાત સમજવા જેવી છે

શિષ્ય—આપના કૃપાપ્રસાદે એ વાત યત્કિંચિત્ મારા સમજવામાં આવી છે હવે આપણે આપણા મૂળ વિષય ઉપર આવીએ. નારીજાતિ ક્યા ક્યા દુર્ગુણોને લીધે તિરસ્કારને પાત્ર થઈ પડે છે એ વિષય પર્યંત જેટલી હદે આપણે આવી પહોંચ્યા હતા.

સૂરિ—અંગીકાર ન કરવા યોગ્ય સ્ત્રીઓની સમજ આપતાં કેટલાક નીતિકારો લોભવાળી, બહુ લોભી, આમતેમ ફરનારી, ચપળસ્વભાવવાળી અપવિત્ર અને નાટક તમાશામાં બહુ રસ લેનારી સ્ત્રીનો ત્યાગ કરવાનું ફરમાવે છે

**શિષ્ય**—'દોષવાળી' પદનો અર્થ અહીં કંઈ સ્પષ્ટ થતો નથી, કારણ કે દુરાચારાદિ દોષોનો ઉલ્લેખ તો આગળ જતાં પુન. પણ કરવામા આવ્યો છે.

**સૂરિ**—ચારિત્રગત દોષોના નિષેધ સાથે શરીર સંબધી દોષોનો પણ નિષેધ આ "દોષવાળી" પદથી કરવામા આવ્યો છે. જેવી રીતે દુઃશીલતા, લોભ, મોહ અને અહંકાર આદિ દોષવાળી સ્ત્રી અગીકારને યોગ્ય નથી રહેતી, તેવી રીતે બીજા શરીર સબંધી દોષો જેનામા હોય એવી સ્ત્રીઓનો પણ ત્યાગ કરવો જોઈએ

**શિષ્ય**—શરીરના દોષો ઉપર એવુ મહત્ત્વ મૂકવાનુ શુ કારણ હશે ?

**સૂરિ**—માત-પિતાના શારીરિક દોષો પુત્ર-પરિવારમા ઉતરે છે એ તો તમે જાણતા જ હશો વશપરપરા ઉતરે એવા રોગોથી જેઓ પીડાતા હોય તેમને લગ્ન કરવાનો અધિકાર મળી શકતો નથી પુરૂષ યોગ્ય કન્યાનુ પાણીગ્રહણ કરવા પહેલા આવા દોષો તપાસવા જોઈએ તેવી જ રીતે કન્યાપક્ષના વાલીઓએ પણ એ વિષે સૂક્ષ્મ નિરીક્ષણ કરી લેવુ જોઇએ

**શિષ્ય**—તો પછી ઘણા સ્ત્રી-પુરૂષોને અવિવાહિત અવસ્થામા જ રહેવુ પડે !

**સૂરિ**—એથી સસારનુ શુ સત્યાનાશ થઈ જવાનુ હતુ ! અઠ રોગી-દૂષિત દપતી પોતાની પાછળ બે-ચાર પુત્ર-પુત્રીઓને પોતાના રોગનો વારસો આપી સ્વધામ

પહેલેથી એ સારૂ કે સંસારમાં એટલી જનસંખ્યા ન્યૂન થાય તે સારૂ ? એનો સુકાબલો તમે તમારા મનથીજ કરી લો. માત-પિતા થવાનો હક્ક સર્વ કોઇને એક સરખો મળી શકતો નથી. અમે તેવા રોગી અને દરિદ્ર મુલાઓ પેદા કરવાથી નથી કુળની મહત્તા વધતી કે નથી દેશનું કલ્યાણ થતું

શિષ્ય—અત્યારની શોચનીય દુર્દશાનું, આપ કહો છો તેમ તે પણ એક કારણ હોવું જોઇએ.

સૂરિ—અને તે મુખ્ય કારણ છે એમ કહો તો પણ હરકત નથી પાંચ-દસ રોગી-પેગી બાળકોના પિતા બનવા કરતા એક સબળ અને પુરૂષાર્થી પુત્રના પિતા બનવામાં વધારે ગૌરવ રહેલુ છે વિવિધ પ્રકારના રોગોનો વારસો આપી સમાજ અને દેશને દુર્દશાગ્રસ્ત કરવા કરતા નિ:સંતાન મુજરી જવામાં વધારે ગૌરવ રહેલુ છે એટલુ પ્રસંગોપાત કહી હવે મૂળ વાત ઉપર આવું છું

શિષ્ય—દોષવાળી સ્ત્રીને અંગીકાર ન કરવી એ બાબતનુ રહસ્ય બરાબર સમજાયું તે બાબતના વિશેષણોનું યત્કિંચિત્ રહસ્ય આપની પાસે જાણવા માગુ છુ

સૂરિ—બહુ લોભવાળી સ્ત્રી કુટુંબમાં ઘણા ક્લેશ-કંકાસો ઉત્પન્ન કરે છે નણંદ-ભાઇની સામે લોભ મોહ આદિ એ કે રહેલા જ દોષ છે તો પણ જ્યાં એ લોભ-મોહની માત્રા વિશેષ પ્રમાણમાં હોય છે ત્યાં એ દાવાનળ પ્રકટાવે છે અને શાંત સંસારને ક્લેશથી ભસ્મીભૂત કરી દે છે

શિષ્ય—નિર્બળતાની સાથે લોભને શુ સબધ ?

સૂરિ—દ્રવ્ય કમાવા જેટલુ સામર્થ્ય નથી હોતુ ત્યા કુદરતી રીતે જ લોભ પોતાના સહચારીઓ સાથે નિવાસ કરે છે સ્ત્રી-જાતિ મૂળે જ નિર્બળ કિવા નમ્ર ગણાય છે તેની સાથે મ્હોટે ભાગે તેમનામા અજ્ઞાન-અંધકાર વ્યાપેલો હોય છે આથી તે પોતાના પરમ આત્મીય સગા-વ્હાલાઓને પણ પોતાથી પર માની લઇ તેમની સાથે પ્રપચ કરવા પ્રેરાય છે સ્ત્રીઓને જો યથાર્થ જ્ઞાન આપવામા આવે, તેમની બુદ્ધિ અને મન સબધી શક્તિઓને કેળવવામા આવે તો તેમના સ્વાભાવિક ગણાતા લોભ-મોહાદિ દુર્ગુણો પણ દૂર થયા વિના રહે નહીં તેવી જ રીતે જે સ્ત્રી નાટયાદિ વિલાસ-વૈભવોમા બહુ રસ લેતી હોય, પોતાના સગા-સબધીઓ પ્રત્યે નિરતર વૈરભાવ ધારણ કરતી હોય, અને અહકારવાળી હોય તેવી સ્ત્રીનો પણ ડાહ્યા પુરૂષોએ અગીકાર ન કરવો જોઇએ

શિષ્ય—અન્ય કઇ સ્ત્રીઓ પ્રત્યે ઉદાસીનભાવ ધારણ કરવો જોઇએ ?

સૂરિ—કુલીન પુરૂષો જીવતા પતિની ધર્મપત્ની, વિધવા, પતિથી ત્યજાએલી, આદરેલા વ્રતનો ત્યાગ કરનારી તથા રાજ-દ્વારે જનારી સ્ત્રીઓ પ્રત્યે વિકૃતભાવથી નીહાળતા નથી.

શિષ્ય—છેલ્લા બે દોષોનુ સ્પષ્ટીકરણ થવું જોઇએ

સૂરિ—વ્રતભગ એ એક મહાન્ દોષ-પાપ ગણાય છે.

લીધેલા મતનો ભંગ કરનાર પોતે તેના કડવા ફળને અવશ્યમેવ ભોગવે છે મતભંગતા એ માનસિક દ્રઢતાની પુરેપુરી ખામી બતાવી આપે છે ચંચળ વૃત્તિવાળાં સ્ત્રી-પુરુષોનો વિશ્વાસ કરવો એ પોતાની મેળે દુઃખ અને નિરાશાને આમંત્રણ આપવા જેવું છે જે સ્ત્રી કિંવા પુરુષ એક વાર પોતાના મનની સાથે નિશ્ચય કરી એકમત કિંવા પ્રતિજ્ઞા લે અને બીજી ક્ષણે તે પ્રતિજ્ઞાનો ભંગ કરે તેનો વિશ્વાસ શી રીતે રાખી શકાય? જેઓ પોતાના મતનો ભંગ કરે છે તેઓ પોતાની બુદ્ધિની બેદરકારી અને કાયરપણાનો ઢંઢેરો પીટાવી છે, એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ નથી

શિષ્ય—રાજદ્વારે જનારી સ્ત્રી વર્જનીય બતાવી તે શા માટે?

સૂરિ—રાજપ્રપંચોની કહાણી કોઇ અનુભવીના મુખથી સાંભળશો તો તમને ખાત્રી થશે કે રાજવૈભવો બહારથી જેટલા મનોહર અને લલચાવનારા લાગે છે તેટલા જ અંતરમાં પ્રપંચો-પેચો અને પાપોથી ભરેલા હોય છે રાજપ્રપંચમાં પડ્યા પછી ધીર-વીર ગણાતા પુરુષોની વિશુદ્ધિ અને પ્રમાણિકતા પણ ડગમગુ થવા લાગે તો પછી અબળા બાપડું તો પૂછવુ જ શું? રાજપ્રપંચમાં અનેક પ્રકારનાં કાવતરાંઓ ચાલતાં હોય છે, જે સ્ત્રી એ કાવતરાંઓમાં ભાગ લે) છે તે પ્રાય પોતાના ધર્મ અને શીલને ભૂલી જાય છે એવી સ્ત્રી સાથેનો ગૃહસંસાર ભાગ્યે જ સુખમય નીવડે છે

શિષ્ય—પરસ્ત્રી અને વિધવા પ્રત્યેની આસક્તિ એ તો પ્રગટ વ્યભિચાર જ ગણાય ?

સૂરિ—શાસ્ત્રકારો પરસ્ત્રી પ્રત્યેની આસક્તિને કેવા સખ્ત શબ્દોમા તિરસ્કારી કહાડે છે તે કદાચ તમે નહીં જાણતા હો તેઓ તો એટલે સુધી કહે છે કે: "નરકરૂપ બદીખાને લઇ જનાર જો કોઈ દૂતી આ સસારમા હોય, વૈરરૂપી ચિત્ર ચીતરવા માટે જો કોઇ ઉપયુક્ત ભીંત આ જગતમાં હોય અને યશરૂપી વૃક્ષને જમીનદોસ્ત કરે એવુ જો કોઇ-પણ શસ્ત્ર આ લોકમા હોય તો તે કેવળ પરસ્ત્રી જ છે" એવી પરસ્ત્રી પ્રતિની આસક્તિનો ત્યાગ કરવો એ હિતાવહ છે

શિષ્ય—વ્યભિચાર શબ્દ જૂદા જૂદા અર્થમા વપરાય છે એ શું સત્ય છે ?

સૂરિ—સાહિત્યના જૂદા જૂદા વિભાગોમા વ્યભિચાર શબ્દનો પ્રયોગ કરવામા આવે છે, પરતુ તેનો મૂળ ભાવ કયાંઇ પણ બદલાતો હોય એમ જણાતુ નથી વ્યાકરણમા એક ધાતુ પોતાના મૂળ અર્થનો ત્યાગ કરી અન્ય અર્થ ધ્વનિત કરે, તેને પ્રાય: વ્યભિચારિક ભાવ કહેવામા આવે છે આ પ્રયોગ પરપરા ઉપરથી પણ એટલુ તો સૂચવાય છે કે સસારમા જે સ્ત્રી પુરૂષો પોતાને પ્રાપ્ત ન્યાય્ય રમણ સ્થાનને ત્યજી અન્ય સ્થાનમા રમણ કરવાની કામના રાખે તે વ્યભિચારી ગણાય

શિષ્ય—આપે તો લગ્નમાં પણ વ્યભિચાર હોવાનું એક પ્રસગે જણાવ્યુ હતું

લીધેલા વ્રતનો ભંગ કરનાર પોતે તેના કડવા ફળને અવશ્યમેવ ભોગવે છે વ્રતભંગતા એ માનસિક દઢતાની પુરેપુરી ખામી બતાવી આપે છે ચંચળ વૃત્તિવાળાં સ્ત્રી-પુરુષોનો વિશ્વાસ કરવો એ પોતાની મેળે દુઃખ અને નિરાશાને આમંત્રણ આપવા જેવું છે જે સ્ત્રી કિંવા પુરુષ એક વાર પોતાના મનની સાથે નિશ્ચય કરી એકવચન કિંવા પ્રતિજ્ઞા લે અને બીજી ક્ષણે તે પ્રતિજ્ઞાનો ભંગ કરે તેનો વિશ્વાસ શી રીતે રાખી શકાય? જેઓ પોતાના વ્રતનો ભંગ કરે છે તેઓ પોતાની બુદ્ધિની બેદરકારી અને કાયરપણાનો ઢંઢેરો પીટાવી છે એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી

શિષ્ય—રાજદ્વારે જનારી સ્ત્રી વર્જનીય બતાવ તે શા માટે?

સૂરિ—રાજપ્રપંચોની કહાણી કોઇ અનુભવીના મુખથી સાંભળશો તો તમને ખાત્રી થશે કે રાજવૈભવો બહારથી જેટલા મનોહર અને લલચાવનારા લાગે છે તેટલા જ અંતરમાં પ્રપંચો-પેચો અને પાપોથી ભરેલા હોય છે રાજપ્રપંચમાં પડ્યા પછી ધીર-વીર ગણાતા પુરુષોની વિશુદ્ધિ અને પ્રમાણિકતા પણ ડગમગવા લાગે તો પછી અબળા જાતિનું તો પૂછવું જ શું? રાજપ્રપંચમાં અનેક પ્રકારનાં કાવતરાંઓ ચાલતાં હોય છે જે સ્ત્રી એ કાવતરાંઓમાં ભાગ લે છે તે પ્રાયઃ પોતાના ધર્મ અને શીલને ભૂલી જાય છે એવી સ્ત્રી સ્વામીનો ગૃહસંસાર આખો જ દુઃખમય નીવડે છે

**શિષ્ય**—પરસ્ત્રી અને વિધવા પ્રત્યેની આસક્તિ એ તો પ્રગટ વ્યભિચાર જ ગણાય ?

**સૂરિ**—શાસ્ત્રકારો પરસ્ત્રી પ્રત્યેની આસક્તિને કેવા સખ્ત શબ્દોમા તિરસ્કારી કહાડે છે તે કદાચ તમે નહીં જાણતા હો. તેઓ તો એટલે સુધી કહે છે કે. "નરકરૂપ બદીખાને લઇ જનાર જો કોઈ દૂતી આ સસારમા હોય, વૈરરૂપી ચિત્ર ચીતરવા માટે જો કોઇ ઉપયુક્ત ભીંત આ જગતમાં હોય અને યશરૂપી વૃક્ષને જમીનદોસ્ત કરે એવુ જો કોઇપણ શસ્ત્ર આ લોકમા હોય તો તે કેવળ પરસ્ત્રી જ છે" એવી પરસ્ત્રી પ્રતિની આસક્તિનો ત્યાગ કરવો એ હિતાવહ છે

**શિષ્ય**—વ્યભિચાર શબ્દ જૂદા જૂદા અર્થમા વપરાય છે એ શુ સત્ય છે ?

**સૂરિ**—સાહિત્યના જૂદા જૂદા વિભાગોમા વ્યભિચાર શબ્દનો પ્રયોગ કરવામા આવે છે, પરતુ તેનો મૂળ ભાવ કયાઇ પણ બદલાતો હોય એમ જણાતુ નથી વ્યાકરણમા એક ધાતુ પોતાના મૂળ અર્થનો ત્યાગ કરી અન્ય અર્થ ધ્વનિત કરે, તેને પ્રાય: વ્યભિચારિક ભાવ કહેવામા આવે છે આ પ્રયોગ પરપરા ઉપરથી પણ એટલુ તો સૂચવાય છે કે સસારમા જે સ્ત્રી-પુરૂષો પોતાને પ્રાપ્ત ન્યાય્ય રમણ સ્થાનને ત્યજી અન્ય સ્થાનમા રમણ કરવાની કામના રાખે તે વ્યભિચારી ગણાય

**શિષ્ય**—આપે તો લગ્નમા પણ વ્યભિચાર હોવાનું એક પ્રસગે જણાવ્યું હતુ

સૂરિ—લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયેલાં સ્ત્રી-પુરૂષો જ્યારે પોતાની મર્યાદા અને વિવેકની સીમાને ઓળંગી જાય છે, ત્યારે એ લગ્ન પણ વ્યભિચારરૂપ જ બની રહે છે, જેમ મેં તે જ વખતે સ્પષ્ટપણે કહી દીધું હતું કે દરેક વસ્તુ પોતાની મર્યાદામાં હોય ત્યાંસુધી જ તે ઉપયોગી અને સુખદાયક થાય છે બાકી ઉત્તમમાં ઉત્તમ ગણાતી વસ્તુનો પણ દુરૂપયોગ થઇ શકે છે, તો પછી વિકારદશામાં અંધ બનેલો મનુષ્ય લગ્નના કોલ-કરારો ઉપર પાણી ફેરવે એમાં આશ્ચર્ય જેવું શું છે ? લગ્નના હકો અને છુટોનો દુરૂપયોગ ન થાય તેની સંસારી-જનોએ બહુ જ સાવચેતી રાખવાની છે, કારણ કે તેમ કરવું એ વ્યભિચારને ઉત્તેજન આપવા જેવું છે

શિષ્ય—લગ્ન સમયે દંપતી પરસ્પરમાં કેવા કોલ-કરાર કરે છે ?

સૂરિ—સ્ત્રી અને પુરૂષ બન્ને જ્યારે વિવાહના સમયે "ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનું આચરણ એક-બીજાને ઉલ્લંઘીને કરવું નહીં" એવી પ્રતિજ્ઞા કરી જગતની સમક્ષ પરસ્પરનું પાણિગ્રહણ કરે છે

શિષ્ય—એ કરાર કિંવા પ્રતિજ્ઞા કેટલા માણસો સમજતા હશે ?

સૂરિ—પ્રાય. તમામ માણસો સમજે છે. એટલો વિશેષ માત્ર એટલો જ છે કે પ્રતિજ્ઞાનો પહેલો ભાગ બહુ ઓછા મનુષ્યોને યાદ રહે છે બાકી છેલ્લો ભાગ કે જેમાં "કામદ

આચરણ એક-બીજાને છોડીને કરશુ નહિ” એવો ભાવ રહેલો છે તે તો એકેન્દ્રિયથી લઇ પંચેન્દ્રિય પર્યંતના તમામ પ્રાણીઓ સમજે છે, એટલું જ નહીં પણ જોઇએ તે કરતા પણ વધારે ચીવટથી એ કરારને વળગી રહે છે

**શિષ્ય**—આપનો એ કટાક્ષ યથાર્થ છે લગ્ન માત્ર કામ ભોગ અર્થે નહીં પણ ધર્મ-અર્થની સિદ્ધિ અર્થે પણ છે એ વાત પ્રાય ભૂલી જવામા આવે છે વ્યભિચારી મનુષ્યો તો એ છેલ્લા પદનો અર્થ પણ સમજતા હશે કે નહીં એ શંકા છે.

**સૂરિ**—જે સ્ત્રી કિંવા પુરૂષ વ્યભિચાર આદરે છે તે પોતાની પ્રતિજ્ઞાનો ભગ કરે છે એ તો સ્પષ્ટ જ છે, પરતુ તેની સાથે વ્યભિચારી પુરૂષ પોતાની સ્ત્રીનો અને વ્યભિચારી સ્ત્રી પોતાના પતિનો પણ એક રીતે ઘાત કરે છે એમ કહીએ તો પણ ખોટું નથી

**શિષ્ય**—ખરૂં છે દપતીમાથી એક જણ જ્યારે દુરાચારને માર્ગે વળે છે ત્યારે તે જો સ્ત્રી હોય તો તેના પતિને અને જો પતિ હોય તો તેની પત્નીને સ્વાભાવિક રીતે જ એવો આઘાત કરે છે કે જે આઘાતની અસહ્ય વેદના તેઓ જીદગીભર ભૂલી શકતા નથી અને કેટલીકવાર તો એ વેદના જ મનુષ્યનુ જીગર અદરથી કોલી ખાય છે, અને તેને રીબાવી રીબાવીને પ્રાણરહિત કરી નાખે છે

**સૂરિ**—પતિ-પત્નીમાથી એક જણ દુરાચારી બનતા સ્વર્ગ જેવા ગણાતા ગૃહસસારમાં નર્કનો સંતાપ ઉતરે છે.

ક્ષણિક સુખની લાલચે કલ્પવૃક્ષ સમા શીતળ તરૂવરના મૂળમાં કરો દાખલ કરવો એ બુદ્ધિમાન મનુષ્યોને ઉચિત નથી. પ્રકટ વ્યભિચારને લીધે અઘોર ત્રાસ અને દુ:ખનું વાદળ ઘેરાય એમાં તો કંઈ નવાઇ જ નથી; પરંતુ પતિને પોતાની સ્ત્રી વ્યભિચારિણી હોવાની અને પત્નીને પોતાનો પતિ વ્યભિચારી હોવાની આશંકા આવતાં સુધામય સંસાર વિષમય બની જાય છે. કહેવાની મતલબ એ છે કે ઉભયના પવિત્ર શીલનો ભંગ ન થાય તેની સ્ત્રી–પુરૂષે બહુ સખ્ત સાવચેતી રાખવી જોઇએ એટલુ જ બસ નથી, પણ તે સંબંધી શંકા લાવવાનું કારણ સુદ્ધાં ન મળે તેવા પ્રકારનો નિર્દોષ વ્યવહાર રાખવો જોઇએ.

શિષ્ય—આપણામાં બ્રહ્મચર્યની જે નવ વાડો કહેવામાં આવી છે તેને જો યથોચિત માત્રામાં વળગી રહેવામાં આવે તો એવી આશંકાને સ્થાન ન મળે.

સૂરિ—આજકાલના સાહસિક યુવકો એવી આજ્ઞાઓને હસી કહાડે છે તેનું પરિણામ પણ તેઓ હાથોહાથ મેળવે છે. દિનપ્રતિદિન વધતી જતી સ્વચ્છંદતાને લીધે પતિ–પત્નીઓ પરસ્પરમાં જેવો જોઇએ તેવો વિશ્વાસ ધરાવતા નથી. સૌ કોઇ પોતાના મનકલ્પિત ધોરણ પ્રમાણે અન્યને નીહાળે છે જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ એ ન્યાય કંઈ છેક ખોટો નથી. તમારા મનમાં જો વ્હેમ અને આશંકા હોય તો તમે અન્યના વર્તનમાં પણ એ વસ્તુ જોયા વિના રહો નહીં. ઘણીવાર મૂળ વ્યાધિના

છેક ગેરહાજરીમા વ્યાધિની આશકા જ વ્યાધિ કરતા સહસ્રગણું દુ ખદાયક ફળ ઉપજાવે છે

**શિષ્ય**—વ્યભિચારી સ્ત્રી-પુરૂષ પોતાનુ પુન્ય ગુમાવી દઇ માહોમાહે એક બીજાના ઘાતક નીવડે છે, એ વાત બરાબર મારા મગજમા ઉતરી ગઇ છે વ્યભિચારી મનુષ્યો પોતાના ક્ષણિક સુખની ખાતર મનુષ્યના પ્રાણુને કેટલી હાનિ કરે છે તેનો આપે બહુ સારો ખ્યાલ આપ્યો

**સૂરિ**—હજી તેમા બીજી પણ એક વાત વિચારવા જેવી છે વ્યભિચારી સ્ત્રી પોતાના પતિને અને વ્યભિચારી પુરૂષ પોતાની સ્ત્રીને મર્મભેદક આઘાત કરે છે, એટલુ જ નહી પણ એક સ્ત્રી પરપુરૂષની જોડે વ્યભિચાર કરે ત્યારે તે પરપુરૂષની પરણેલી સ્ત્રીની ઘાત કરનારી થાય છે અને એક પુરૂષ પરસ્ત્રીની જોડે વ્યભિચાર કરે ત્યારે પરસ્ત્રીના પતિનો ઘાત કરનાર થાય છે આવી રીતે એક દુરાચાર કેટલા નિર્દોષ મનુષ્યોના માર્ગમા કાટા બીછાવે છે તેનો તમે સહેલાઇથી ખ્યાલ કરી શકશો

**શિષ્ય**—તદુપરાત વ્યભિચારી મનુષ્યો પોતાના પ્રાણુબળની હાનિ કરે તે તો જૂદુ જ !

**સૂરિ**—ઇંદ્રિયની તૃપ્તિ પાછળ દોડી મરી ફીટનારા મનુષ્યોને એવો ખ્યાલ આવતો નથી, એ જ આ સ સારની એક મ્હોટામા મ્હોટી વિચિત્રતા છે પ્રત્યક્ષ પરિણામ નિહાળવા છતા તે તરફ ઉપેક્ષા કે વૈરાગ્ય ઉદ્‍ભવતો નથી એ ખરેખર

દુર્ભાગ્યની વાર્તા છે એક ઇંદ્રિયની તૃપ્તિ અર્થે જ્યારે મીન મત્સ્ય આદિ પ્રાણીઓ પોતાના પ્રિય પ્રાણો ગુમાવી દે છે, તો પછી પાંચ ઇંદ્રિયોની જાળમાં ચોતરફથી વિંટાએલા મનુષ્યની હાનિનું તો પૂછવું જ શું ?

શિષ્ય—સ્ત્રીની માનસિક પ્રસન્નતા તેને કુમાર્ગે જતાં અટકાવે છે એમ મેં સાંભળ્યું છે તે શું સત્ય છે ?

સૂરિ—ભર્તારની અનુપમ પ્રીતિ એ જ સ્ત્રીને ખોટે માર્ગે જતાં અટકાવનાર અસરકારક ઉપાય છે એ જ સ્ત્રીની માનસિક પ્રસન્નતાનું મૂળ છે એના જેવું સરળ અને ઉપયોગી સત્ય બીજું એક પણ નથી સ્ત્રી-પુરૂષમાં જો અનન્ય પ્રેમભાવ હોય તો તેમના મનમાં વિશ્વાસઘાત કે પાપકર્મની શંકા સરખી પણ ન સ્ફુરે. પુરૂષો જ્યારે પોતાની સ્ત્રીની અને સ્ત્રીઓ જ્યારે પોતાના પુરૂષોની ફર્યાદ કરે, ત્યારે ઘણુંખરૂં તેમાં ઉભયનો થોડો ઘણો દોષ રહેલો જ હોય એવું અનુમાન કહાડવામાં આવ્યું છે અનન્ય પ્રેમભાવ હોય ત્યાં વિકલ્પ કે વિતર્કને સ્થાન નથી મળી શકતું પ્રેમ એ અમૃતનો ઝરો છે. અમૃતનો ઝરો જ્યાંસુધી વહેતો હોય ત્યાંસુધી ગટરના મલીન વરાનું જળપાન કરવું કોને ગમે ? સંસારમાં સ્ત્રી-પુરૂષો હાથે કરીને શંકા અને અવિશ્વાસને લીધે એ પ્રેમસુધાના પ્રવાહને ખાળી દે છે પરિણામે તેમને જીવનપર્યંત રીબાવું પડે છે

શિષ્ય—સ્ત્રીની આસપાસ તેના રક્ષણને અર્થે દાસીઓ વિગેરે રાખવાથી કંઇ લાભ ખરો ?

**સૂરિ**—દાસ-દાસીઓ મ્હોટે ભાગે એવાં કુત્સિત ચરિત્રવાળા અને હલકી જાતિના હોય છે કે તેમના સહવાસમાં કુલીન કુળવધૂઓ પણ પોતાના વંશાનુગત ટેક-નેકને સાચવી શકતી નથી ઘણીવાર દાસ-દાસીઓ જ અનીતિનો માર્ગ ખુલ્લો કરી આપે છે, કારણકે તેમા જ તેઓ પોતાની સંપૂર્ણ સ્વાર્થસિદ્ધિ સમજતા હોય છે વળી દાસ-દાસીઓની બહુલતાને લીધે સ્ત્રી જાતિની સ્વાભાવિક પરિશ્રમશીલતા ખીલવા પામતી નથી અવકાશમા અને આરામમા ટેવાયેલું મન અનેક જાતના તર્કવિતર્ક કરી પોતાના સ્વાસ્થ્યની બરબાદી કરે છે જોઇએ તે કરતા અધિક દાસ-દાસીઓ રાખવા એ પોતાની મેળે આધિ-વ્યાધિ-ઉપાધિને આમંત્રણ આપવા જેવુ છે દરેક મનુષ્યે-પછી તે પુરૂષ હોય કે સ્ત્રી તેણે પોતાની જરૂરીયાતો બનતા સુધી પોતાની મેળે જ પુરી પાડવાનો પ્રયત્ન કરવો જોઇએ જે પ્રજામાથી પરિશ્રમ કરવાની ટેવ ચાલી જાય છે તે પ્રજા એવી સુખશીલ અને વૈભવી બની જાય છે કે તેની સ્થિતિ એક વૃદ્ધ અને અશક્ત રોગી મનુષ્ય કરતા કોઇ રીતે ચડીયાતી રહેતી નથી

**શિષ્ય**—સ્ત્રી પ્રસન્નતા પામે એવો કોઇ રાજમાર્ગ હશે?

**સૂરિ**—સ્ત્રી જાતિના વયના ભેદને અનુલક્ષી મુખ્યત્વે ચાર ભેદ પાડવામાં આવ્યા છે (૧) બાળા (૨) તરૂણી (૩) પ્રૌઢા અને (૪) વૃદ્ધા

**શિષ્ય**—તે ભેદો કેવી રીતે સમજવા ?

સૂરિ—સ્ત્રી સોળ વર્ષની થાય ત્યાંસુધી બાળા કહેવાય. ત્રીશ વર્ષની થાય ત્યાંસુધી તરૂણી કહેવાય, પચાસ વર્ષની થાય ત્યાંસુધી મધ્યવયની પ્રૌઢા કહેવાય અને તે પછી વૃદ્ધા કહેવાય છે

શિષ્ય—ત્યારે તેમની પ્રસન્નતા પ્રાપ્તિના માર્ગો પણ ભિન્ન ભિન્ન હશે ?

સૂરિ—બાળા યોગ્ય અવસરે આપેલાં રમકડાં સારાં ફળફુલ તથા સુખડી આદિથી પ્રસન્ન થાય છે, તરૂણ અવસ્થામાં આવેલી સ્ત્રી સારાં વસ્ત્રો તથા આભૂષણોથી પ્રસન્ન થાય છે. મધ્યમ વયની પ્રૌઢ સ્ત્રી રતિક્રીડા વિષયક કુશળતાથી પ્રસન્ન થાય છે અને વૃદ્ધ સ્ત્રી મીઠા વચનો તથા આદરસત્કારથી પ્રસન્ન થાય છે

શિષ્ય—બાહ્ય રૂપરંગ અને ગંધ ઉપરથી સ્ત્રી જાતિના ચાર ભેદ પાડવામાં આવ્યા છે, એ શું સત્ય છે ?

સૂરિ—પદ્મિની, ચિત્રિણી, શંખિની અને હસ્તિની એમ ચાર પ્રકારની સ્ત્રીઓ શાસ્ત્રમાં કહેલી છે વિચક્ષણ પુરૂષો ઇષ્ટ ઉપાયો અને વિધાનોથી તેમની પ્રસન્નતા મેળવે છે

શિષ્ય—પદ્મિની વિગેરેનાં લક્ષણો કેવા હોય છે ?

સૂરિ—પદ્મિનીના અંગમાંથી કમળ સરખી સુગંધ નીકળે છે હસ્તિની સ્ત્રીનો ગંધ મદ જેવો હોય છે ચિત્રિણીનો ઉગ્ર અને શંખિનીનો ખારો હોય છે હસ્તિની સ્ત્રીના સાથળ, ચિત્રિણીની કેડ શંખિનીના પગ અને પદ્મિનીનું મુખ સુંદર

હોય છે વાળ ઉપરથી પણ એ ભેદો કળી શકાય છે હસ્તિની સ્ત્રીના કેશ ઝીણા, ચિત્રણીના વાંકા, શખિનીના લાંબા અને પદ્મિનીના નિબિડ-ભરગચ્ચ હોય છે

**શિષ્ય**—વિલાસી પુરૂષો કામિનીઓને તત્કાળમાં વશીભૂત કરી શકે છે, તેનુ શુ કારણ હશે?

**સૂરિ**—તેઓ જે દિશાની પોતાની નાસિકા વહેતી હોય તે તરફ કામિનીને આસન ઉપર અથવા શય્યા પર બેસાડે છે આમ કરવાથી તે ઉન્મત્ત કામિનીઓ તત્કાળમા જ વશીભૂત થઇ જાય છે.

**શિષ્ય**—એનુ રહસ્ય શુ હશે?

**સૂરિ**—કામ એ સ્પર્શેન્દ્રિયનો વિષય છે એ વાત તમે જાણતા હશો સ્પર્શેન્દ્રિયની વાસના જીવને કઇ આજકાલની નથી જીવ જયારે એકેન્દ્રિયમા હતો ત્યારે સ્પર્શેન્દ્રિયની લાલસા તો રહેલી જ હતી મતલબ કે અનાદિ કાળથી સ્પર્શેન્દ્રિયની લાલસા પ્રાણીમાત્રને અનુકૂળ-પ્રતિકુળ એવી પીડા આપતી રહી છે શ્વાસનો સ્પર્શ એ પણ એક ભૌતિક સ્પર્શ છે વાયુને જો કે આપણે જોઇ શકતા નથી, પરતુ તેના સ્પર્શનો અનુભવ કરી શકીએ છીએ પુરૂષની નાસિકામાથી નીકળતો ઉષ્ણ શ્વાસ કામિની ઉપર કોમળ-પ્રચ્છન્ન સ્પર્શનુ કામ કરે છે વળી સુખાસન અને શય્યા એ પણ કામોત્તેજક સામગ્રી છે આવા સયોગોમા સયમ વિનાની કામોન્મત્ત કામિની વિલાસી પુરૂષના કટાક્ષને ભોગ થઇ પડે એમા કાઇ આશ્ચર્ય નથી

શિષ્ય—સ્ત્રીઓ જો અમુકટલી છુટ મેળવી સ્વચ્છંદી પુરૂષોના પરિચયમા આવે તો તેમની પવિત્રતા કેટલી જોખમમા આવી પડે તેનો ખ્યાલ આપે કહેલી વિગત ઉપરથી આવી શકે છે બનતાં સુધી પરપુરૂષની સાથે વધારે પડતી છુટ નહીં લેવાનું જે ફરમાવવામાં આવ્યું છે તે પ્રાય. આવા કારણોને જ આભારી હશે એમ હુ હવે સ્પષ્ટપણે જોઇ શકું છું આપે જે અનુકૂળ પીડા અને પ્રતિકૂળ પીડાનો શબ્દ-પ્રયોગ કર્યો તેના આશય બરાબર ન સમજાયો.

સૂરિ—આપણે જેને સાંસારિક સુખો કહીએ છીએ તે વસ્તુત. એક પ્રકારની પીડારૂપ જ હોય છે ભ્રમથી આપણે તેને સુખ માની બેસીએ છીએ. દાખલા તરીકે કોઇ પણ એક પ્રકારની વિષય-વાસના જ્યારે આપણા ઉપર કાબૂ મેળવે છે, ત્યારે તે વિષયની તૃપ્તિ અર્થે આપણે પ્રયત્ન કરીએ છીએ અને વિષય-વાસનાના વેગને ઉપશાંત કરવામાં સુખનુ આરોપ પણ કરીએ છીએ. યથાર્થ દ્રષ્ટિએ જોઇએ તો વિષય વાસના એક પ્રકારની પીડા હતી, પરંતુ તે આપણા મનને અનુકૂળ એટલે આપણે તેમાં સુખનુ આરોપણ કર્યું મતલબ કે તે સુખ ભ્રાંતિજન્ય હતું યથાર્થમા તો તે પીડા જ છે

શિષ્ય—વિષય ઉપર સયમ રાખવાની કોઇ યુક્તિ દર્શાવશો ?

સૂરિ—મનને બુદ્ધિમાન પુરૂષોએ માંકડની ઉપમા

આપી છે મન જો સંયમમા આવી જાય તો પછી વિષયરૂપી શત્રુસોનું બહુ જોર ચાલતું નથી મર્કટ જેવી રીતે વૃક્ષની એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર નિરંતર કૂદતું રહે છે, તેવી રીતે મન એક વિષયને ત્યજી બીજા વિષય ઉપર કૂદાકૂદ કર્યા કરે છે મર્કટને જો યોગ્ય બંધનથી બાંધી લેવામા આવે તો તેનો વેગ ઘણો ન્યૂન થઇ જાય મનને પણ એવી જ રીતે જ્ઞાન, વિચાર અથવા સત્સમાગમરૂપી રસીથી બાંધી લેવું જોઇએ

**શિષ્ય**—મનને વશ કરવાથી કામવિકાર ઉપર અસર થાય ખરી ?

**સૂરિ**—મન એ જ કામવિકારમા મુખ્ય ભાગ ભજવે છે. તમે જોઇ શકશો કે ઉદ્યોગ અને તપશ્ચર્યામા રોકાએલું મન કામવિકારની પરવા કરતું નથી અવકાશ, પ્રમાદ અને વિલાસમય વાતાવરણ જ મનને કામવિકાર ભણી ખેંચી જાય છે મનુષ્ય જો પોતાના મનને પ્રમાદગ્રસ્ત બનવા ન દે તો પછી કામવિકારનો ભય અદૃશ્ય થઇ જાય એમ કહેવાની જરૂર નથી કામનું બીજું નામ મનસિજ છે બીજા શબ્દોમાં કહું તો **मनो यत्र स्मरस्तत्र**-અર્થાત્ મનની સાથે કામદેવ રહેલો જ છે મનમાથી જ કામનો જન્મ થાય છે વિષય ઉપર સંયમ મેળવવાની જો તમે અંતઃકરણપૂર્વક અભિલાષા રાખતા હો તો મનને વેગ રહિત બનાવી દેવું, બીજા પવિત્ર ધર્મ કાર્યોમા સંલગ્ન કરી રાખવું, એ સિવાય બીજી એક પણ કીમતી યુક્તિ નથી યોગી અને ધ્યાની પુરૂષો એ જ યુક્તિ

આજમાવી કૃતાર્થ થાય છે સંસારીજનોએ પણ એ યુક્તિનો યથાશક્તિ ઉપયોગ કરવો જોઇએ.

શિષ્ય—આપે કહ્યું હતું કે લગ્નવિધિમાં પગલે પગલે અંકુશ મૂકવામાં આવ્યો છે તે કેવી રીતે ?

સૂરિ—પ્રથમ અંકુશ તો એ જ કે જ્યાં સુધી પુરૂષ ઓછામાં ઓછો પચીસ વર્ષની ઉમરનો ન થાય અને કન્યા સોળ વર્ષની ન થાય ત્યાંસુધી તેમને લગ્ન કરવાનો અધિકાર મળી શકતો નથી આજકાલ એ અંકુશની છેક અવગણના કરવામાં આવે છે તેથી પ્રજા પણ કેવી કંગાળ, નિસત્વ અને ગુલામ બને છે તે આપણે આજે પ્રત્યક્ષ નિહાળીએ છીએ. સ્ત્રી-પુરૂષ જો યોગ્ય ઉમરના થયા પછી જ લગ્નગ્રંથીથી જોડાય તો તેમની સંતતિ પણ વીર્યવાન્ બુદ્ધિમાન્ અને સમર્થ બને. આપણા પ્રાચીન ઇતિહાસમાં એવા સેંકડો દ્રષ્ટાંતો મળી આવે છે જ્યાં સુધી આપણે એ દ્રષ્ટાંતોને નહીં અનુસરીએ ત્યાં સુધી આપણો પ્રજાકીય ઉદ્ધાર અશક્ય થવાનો નથી એ વાત નોંધી રાખવા જેવી છે

શિષ્ય—એવા અંકુશનો ઉદ્દેશ શું હશે ?

સૂરિ—કારણ કે એ ઉમ્મરે સ્ત્રી-પુરૂષ ઉભય પરિપક્વ વીર્યના હોય છે, તેથી પુત્ર પણ એવા ઉત્પન્ન થાય છે કે જે આયુષ્ય, બળ અને અંગરચનામાં કોઇથી ઉતરતા નથી આર્યાવર્ત્તમાં પ્રથમે બાળકોને ૨૫ વર્ષની વય થતાં સુધી ગુરૂ આશ્રમમાં રહી વિદ્યાભ્યાસની સાથે મનસંયમ કરવો પડતો

હતો. ગુરૂકુળમાંથી પાછા ફર્યા પછી જ તેઓ લગ્નને યોગ્ય ગણાતા આપણે ઇતિહાસમા પૂર્વજોની કીર્તિના અને વીરતાના જે યશોગાનો સાભળીએ છીએ તે સર્વથા એને મનસયમ અને અભ્યાસને જ આભારી હતા આજે લગ્નના નામે જે ઢીંગલા-ઢીંગલીના વિવાહ કરવામા આવે છે તેને કેવળ પ્રહસન સિવાય બીજુ શું કહી શકાય ?

શિષ્ય—એ અ કુશની અવગણના કરવાથી શી હાનિ થાય છે તે સ્ફુટપણે જણાવશો ?

સૂરિ—શબ્દોદ્વારા તેનું વર્ણન કરવા કરતા આજના અસ્થિ ચર્મસાર બાળક બાળિકાઓને અવલોકવાથી જ લગ્નના પ્રથમ-મૂળભૂત નિયમની અવગણના કરવાથી શી હાનિ થાય છે, તે નજરોનજર જોઇ શકશો હાથકકણને આરસીની જરૂર રહેતી નથી જે પૂર્વજો એક વાર પોતાના ચરણથી ધરણીને પણ ધમધમાવતા હતા, જેમની હાકથી મેઘના ગર્ભ પણ ગળી જતા હતા અને જેમના ભ્રુક્ષેપ માત્રથી દેવદેવીઓ પ્રકપાયમાન થયા હતા, તે પૂર્વજોના સતાનોની આજે આવી કગાળ દશા થવામા જો કોઇપણ કારણ હોય તો તે અયોગ્ય વયમા થતા લગ્નો સિવાય બીજુ કઈ નથી ટુકમા કહુ તો બાળલગ્નને લીધે સતતિ અલ્પ આયુષ્યવાળી, નિર્બળ, દરિદ્રી અને કુષ્ટ પ્રમુખ રોગવાળી કિંવા અપગ બને છે.

શિષ્ય—ઘણી સ્ત્રીઓ ગર્ભાશયના દર્દોથી પીડાતી જોવામા આવે છે તેનુ પણ એ જ કારણ હશે ?

સૂરિ—એ વિષય જો કે વૈદકને લગતો છે, તો પણ એટલું તો સામાન્ય બુદ્ધિની મદદથી પણ સમજી શકાય છે કે બાળહત્યાથી જે ગર્ભ રહે છે, તે પ્રાય ગર્ભસ્થાનમાં જ નાશ પામે છે અને તેથી ફરીને ગર્ભ ધારણ કરનારા અને તેને ધારણ કરનારા અવયવો પણ વિવિધ રોગોના ભોગ થઇ પડે છે.

શિષ્ય—સબળ માત–પિતા પોતાની મરજી માફકના બાળકો પેદા કરી શકે છે એ વાત શું સત્ય છે?

સૂરિ—એ વાત અક્ષરશઃ સત્ય છે ભાવનાબળ એક એવું અસાધારણ અને દૈવીબળ છે કે તેની સહાયતાથી મનુષ્ય પોતાની ઇચ્છાનુકૂળ ફળ અનાયાસે મેળવી શકે છે ભાવનાનું બળ એક પ્રકારનું યોગબળ જ છે એમ કહું તો પણ અતિશયોક્તિ નથી. સ્ત્રી–પુરુષ જો પ્રસન્ન ચિત્તવાળા અને પવિત્ર ભાવનાવાળા હોય તો તેમની સંતતિ પણ પ્રસન્નતા અને પવિત્રતાથી પરિપૂર્ણ થાય એમાં લેશમાત્ર શંકા નથી.

શિષ્ય—એ રહસ્ય જરા વિસ્તારથી સમજાવશો.

સૂરિ—જેવી રીતે માત–પિતાના બળ–વીર્યની અસર ગર્ભ ઉપર થાય છે તેવી જ રીતે માત–પિતાની ભાવના પણ ગર્ભ ઉપર ઘણી અદ્ભુત અસર કરે છે મનુષ્ય પાંચ ભૂતનું બનેલું માત્ર પુતળું જ નથી. તેનામાં વિચારનું ક્રિયા ભાવનાનું એક એવું સ્વર્ગીય અને અપ્રતિહ બળ રહેલું છે કે તે બળના પ્રતાપે યોગીઓ અસંભવિત ઘટનાઓ ઘટાવી શકે છે. આવા અલૌકિક ભાવનાબળની અસર ગર્ભ ઉપર થાય એમાં

કંઈ નવાઇ નથી એટલા માટે શાસ્ત્રમા કહેવામા આવ્યુ છે કે પુરૂષે પ્રસન્નચિત્તથી એકાતમા સ્ત્રી સેવવી, કારણ કે તે સમયે પિતાનુ જેવુ મન હોય તેવી સતતિ થાય છે

શિષ્ય—અર્થાત્ પુરૂષ અથવા સ્ત્રી ઇચ્છાનુસાર કામ-ભોગ કરી શકે એનો નિષેધ થઇ જ ગયો, કારણ કે માત્ર કામ-વાસનાથી પ્રેરાયેલો મનુષ્ય પોતાન તન-મનને પવિત્ર, નિર્મળ કે પ્રસન્ન રાખી શકતો નથી, તેથી તેને સારી સતતિ ઉત્પન્ન કરવાની યોગ્યતા પ્રાપ્ત થઇ શકતી નથી

સૂરિ—આ સ્થળે લગ્નનો બીજો નિયમ પણ યાદ રાખવો જોઇએ

શિષ્ય—તેજ આપણો ચાલુ વિષય હતો હવે તેજ બાબત ઉપર પ્રકાશ નાખો

સૂરિ—**पुत्रार्थमेव संभोगः** અર્થાત્ પુત્રને અર્થે જ સંભોગ કરવાનો દપતીને અધિકાર છે. તે સિવાય પાશવ વાસનાથી પ્રેરાઇ વિષયસેવન કરવુ એ પોતાની મેળે પશુત્વને વ્હોરી લેવા જેવુ છે. પુત્રને અર્થે જ લગ્ન કરવામા આવે છે, એવો વિવાહ વખતે સ્ત્રી-પુરૂષ પરસ્પરનો કોલ આપે છે જેઓ એ પ્રતિજ્ઞાનુ વિસ્મરણ કરે તેઓ પ્રતિજ્ઞાભગનુ પણ પાપ વ્હોરે છે એમ કેમ ન કહેવાય ? પુત્રને અર્થે જ સભોગનો અધિકાર છે, એમ કહેવાની મતલબ એવી નથી કે ગમે તેવા રોગી અને ભીરૂ પુત્રો ઉત્પન્ન કરવા માટે સભોગ વિહિતકર્મ છે પુત્રનો અર્થ અહીં સબળ, આયુષ્યમાન અને વીર્યવાન

એવો લેવાનો છે બાકી અપંગ, લૂલા-લંગડા, કામુ મહેશ બાળકો તો ભીખારીઓ અને નરપશુઓ પણ પેદા કરી શકે છે; પરંતુ તેથી તેઓ અધિકારનો સદુપયોગ કરે છે એમ ન ગણી શકાય ?

શિષ્ય—પુત્રોત્પત્તિ માટે જ વિષયસેવન છે એ વાત મારા લક્ષમાં આવી, તે સંબંધી બીજા ઉપનિયમો પણ કહો

સૂરિ—સ્ત્રી જ્યારે પુષ્પવતી અર્થાત્ ઋતુવતી થાય અને ચોથે દિવસે એકાંતમાં સ્નાન કરી, પરપુરૂષનું મુખ લેયા વિના પવિત્રપણે રહે ત્યારે જ ઉત્તમ પુરૂષો તેને સેવવા યોગ્ય માને છે ઉત્તમ લક્ષ વિનાનો કામવિકાર હલકા-અધમની અને વ્યભિચારી મનુષ્યોને જ હોય છે એવો વિકાર ધર્મ તથા ધન ઉભયનો નાશ કરે છે એટલા માટે ધર્મ તથા ધનનો નાશ ન થાય એવી રીતે સ્ત્રી-સેવન કરવું એ જ સુજ્ઞ ગૃહસ્થોને ઉચિત છે

શિષ્ય—વિલક્ષ કામવિકારથી ધર્મનો તો નાશ થાય જ કારણ કે જ્યાં અધર્મ કિંવા પ્રતિજ્ઞાભંગનું પાપ હોય ત્યાં ધર્મ રહી જ ન શકે; પરંતુ ધનનો નાશ કેવી રીતે થાય તે સમજવું જોઇએ.

સૂરિ—કામવિકારના પંજામાં સપડાયેલા મનુષ્યો ધન અને અધિકારને ગુમાવી રસ્તાના ભીખારી બની કેવી અધમ દશામાં પોતાનું જીવન પુરૂં કરે છે તેના એક-બે નહીં પણ સેંકડો દાખલાઓ આ સંસારમાં મળી શકશે. બહબતા બુદ્ધિ-

ાન અને ધનવાન મનુષ્યો પણ આ વ્યસનની જાળમાં ।પડાયા પછી પોતાની બુદ્ધિ અને સંપત્તિ ગુમાવી દયા- ાત્ર સ્થિતિમા આવી પડે છે પરસ્ત્રી ઉપર સહેજ કુદષ્ટિ રવાથી રાવણ જેવા માન્ધાતાઓની સંપદ પણ ધૂળમા ળી ગઇ, એ વાત કોણ નથી જાણતું ? તો પછી પામર ાનુષ્યોનુ તો કહેવુ જ શું ?

**શિષ્ય**—આપ તેને વ્યસન કહો છો ?

**સૂરિ**—વ્યસન એટલે બંધન-જાળ કામવિકાર જ્યારે ્યસનરૂપે પરિણમે ત્યારે પછી કામીપુરૂષને પોતાની અવ- ાતિ કે બરબાદીનુ લેશ પણ લક્ષ રહેતુ નથી જેવી રીતે જુગાર અને મદ્ય-માસના વ્યસનીઓ પ્રાણ જતા સુધી તેના પંજામાથી છટકી શકતા નથી, તેવી જ રીતે કામવિકારના પ્રબળ ફાસામા સપડાયા પછી બુદ્ધિમાન ગણાતા મનુષ્યો પણ છતી આખે આધળા બની જાય છે ખરેખર કામાધ મનુષ્યોની દશા બહુ દયાજનક હોય છે ? એ વિકાર વ્યસન- રૂપે ન પરિણમે એટલા માટે કરૂણાવાન આચાર્યોએ કેટલા બધા અંકુશો મૂકયા છે ! પ્રથમ તો એ જ કે ચોક્કસ વય ન થાય ત્યાંસુધી લગ્ન ન થઇ શકે, બીજુ સ્ત્રી ઋતુવંતી થઇ સ્નાનાદિથી પવિત્ર ન બને ત્યા સુધી તે સેવવા યોગ્ય ન ગણી શકાય, ત્રીજુ એ કે પુત્રને અર્થે જ સ્ત્રી-સંભોગની મર્યાદા સાચવવી જોઇએ તે ઉપરાત બીજા એવા ઘણા નિયમો છે

**શિષ્ય**—હું તે જ નિયમો જાણવા માગુ છુ

સૂરિ—જે સ્ત્રી જ્વરવાળી હોય, નૃત્ય કરવાથી જેના અંગોપાંગો શ્રમિત થઈ ગયા હોય, ભાગવાથી થાકી ગયેલી હોય, છ માસનો ગર્ભ ઉદરમાં હોય, પ્રસુતિ થયાને એક જ માસ થયો હોય એવી સ્ત્રી ભોગવવા યોગ્ય નથી રહેતી તે ઉપરાંત કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે જ્યાં સુધી બાળક સ્તનપાન કરતું હોય ત્યાં સુધી તે સ્ત્રી પ્રસંગને યોગ્ય ગણાતી નથી

શિષ્ય—સ્ત્રીને માટે નિયમો કહ્યા તેમ પુરૂષોને માટે પણ હશે જ

સૂરિ—પુરૂષે પુત્રોત્પત્તિ માટે જ વિષયસેવન કરવાનું છે એ વાત ખાસ કરીને લક્ષમાં રાખવાની છે તે ઉપરાંત પુરૂષે જે દિવસે ભારે ભોજન ન કર્યું હોય, તૃષા-ક્ષુધાદિની વેદના જેનામાં લવલેશ પણ ન હોય, સ્નાનાદિથી પરવારી અંગે ચંદન કેસર આદિનું વિલેપન કર્યું હોય અને હૃદયમાં પ્રીતિ તથા સ્નેહની ઉર્મીઓ ઉછળતી હોય તો જ તે સ્ત્રીને ભોગવી શકે છે

શિષ્ય—સ્ત્રી-સમાગમ પૂર્વે વિલાસના દ્રવ્યોની કોઈ ગ્રંથમાં આવશ્યકતા દર્શાવવામાં આવી છે તેનો શું હેતુ હશે ?

સૂરિ—વિલાસમાં દ્રવ્યો કામોત્તેજક હોવાથી તેની આવશ્યકતા દર્શાવવામાં આવે એમાં કંઈ નવીનતા નથી. વિલાસનાં વચનો વાસનાને ઉત્તેજવામાં સૌથી અગત્યનો ભાગ ભજવે છે ચૂમાળી પુરૂષો દક્ષિણ નાસિકા વહેતી હોય ત્યારે

વિલાસના વચનોપૂર્વક સ્ત્રીને કામવિકાર ઉપજાવી સ્ત્રી-ઇંદ્રિયના કમળાકાર મૂળ પ્રદેશમા વીર્ય સમકાળે મિશ્ર થાય તેવી રીતે પુત્રને અર્થે સભોગ કરે છે પુત્રીની ઈચ્છાવાળા પુરૂષો ડાબી નાસીકા વહેતી હોય ત્યારે ઉપર કહ્યું તે પ્રમાણે કરે છે

**શિષ્ય**—તે તો ઠીક, પણ વિલાસના દ્રવ્યો અને વચનોની જરૂર શી? કામવિકાર તો કુદરતી રીતે જ પ્રાણીમાત્રમાં રહેલો હોય છે

**સૂરિ**—તમારા એ પ્રશ્નના ઉત્તરમા એક બહુ જ અગત્યની વાત પ્રકટ કર્યા વિના ચાલતુ નથી. કામવિકાર પ્રાણીમાત્રમા પ્રત્યેક ક્ષણે વર્ત્તમાન હોવો જ જોઇએ એમ માનવુ એ હદ ઉપરાતની અજ્ઞાનતા છે જેઓ વિવેકી અને સયમવાળા હોય છે, તેઓ લોકોત્તર ચિંતન અને અધ્યયનમા દત્તચિત્ત રહેતા હોવાથી એ વિકારનુ બળ ઘણે અશે ન્યૂન થઇ જાય છે તેમને તે વિકાર એક વ્યસનની પેઠે પીડા આપતો નથી વ્યસની પુરૂષોની દશા તો તેથી છેક ભિન્ન પ્રકારની હોય છે તેમના મનમા તો ખાતા-પીતા-સૂતા-બેસતા અને વેપાર ઉદ્યોગ કરતા એ કામાગ્નિ ધુધવાતો જ રહેતો હોય છે એવો કામવિકાર ધર્મનો અને ધનનો નાશ કરે છે એમ હું અગાઉથી જણાવી ગયો છુ હવે સયમી પુરૂષની વાત કરીએ. તેઓના હૃદય-મનમા પ્રાય. જનહિત અને આત્મહિતના દૈવી વિચારો નિરતર ઘોળાયા કરતા હોય છે.

અલબત્ત, તેઓ યથાર્થ યોગી કે મુનિની કક્ષા સુધી નીચેની ભૂમિકાએ હોય છે; તો પણ તેમનું સંસારી પામર મનુષ્યો કરતાં ઉચ્ચકોટીનું હોય છે—અર્થાત્ તેઓ ષડ્રિપુઓ ઉપર સંયમ મેળવવામાં પ્રયત્નશીલ હોય છે. સ્થિતિ આવી છતાં પુત્રોત્પત્તિની ફરજ ક્રિયા વગેરેની પ્રવૃત્તિ તેમને કામવિકારને શરણે જવાની પ્રેરણા કરે છે, અને તેથી તેઓ સંયમી હોય તો પણ તેમને તે શરણું લેવું પડે છે. આવા સંયોગોમાં તેઓ વિલાસી બન્યો અને નબળો મદદરૂપ છે એ કેવળ સ્વાભાવિક છે, કારણ કે એ તેઓ માટે ઉત્તેજક સામગ્રીની મદદ ન લે તો ઉપશાંત થયેલા વિકારો સ્ફુરાયમાન થાય નહીં. કહેવાની મતલબ એવી છે કે વિષયી અને સંયમારાધના કરવા તત્પર આવા સ્ત્રી-પુરુષને વિલાસી સામગ્રી સેવ્યા વિના ચાલે નહીં. બાકી કામપીડિત સ્ત્રી-પુરુષોને માટે તો તેની કશી જરૂર નથી. તેમને માટે એવી સામગ્રી બળતામાં ઘી હોમવા બરાબર થાય છે.

શિષ્ય—વિકારનું સેવન કરવું અને વળી સંયમ સેવવો એ કેમ બને ?

સૂરિ—સંસારીજનોએ આ વાત ખાસ કરીને સમજી લેવી જોઈએ. સંસારનો મોટો ભાગ એમ જ માની બેઠો હોય છે કે વિષયસેવન અને સંયમને પરસ્પરમાં કંઈ જ સંબંધ નથી હોતો. ખરું કહીએ તો સંયમી નરનારીઓ વિષયને એટલું સૌંદર્ય આરોપી શકે છે તેમાંનું લેશમાત્ર પણ વિષયી

નર-નારીઓ આરોપી શકતા નથી. એક ઉદાહરણ લેવાથી આ વાત વધારે સ્પષ્ટ થશે ધારો કે એક ખરેખર ક્ષત્રીયની નજરોનજર કોઇ એક નરાધમ નિર્બળ પ્રાણી ઉપર જુલમ ગુજારી રહ્યો છે સ્વાભાવિક રીતે જ આવા પ્રસગે ક્ષત્રીયનુ લોહી ઉકળી આવ્યા વિના ન રહે ! સામો નરાધમ પણ જો પ્રબળ શક્તિવત હોય તો યુદ્ધ અનિવાર્ય થઇ પડે યુદ્ધમા જો પેલો ક્ષત્રીય પુરૂષ એકમાત્ર ક્રોધના વિકારથી જ પ્રેરાયેલો હોય તો તે પેલા અબળ પ્રાણીને બહુ ઉપયોગી ન થાય, પરતુ તેની યુદ્ધપ્રવૃત્તિમા અબળ રક્ષણ અને કર્ત્તવ્યપ્રેમ પણ નવું દૈવીબળ પ્રેરી રહ્યા હોય છે ક્રોધ તો ત્યા ગૌણપણે જ વર્ત્તતો હોય છે તેવી જ રીતે કામવિકારના સબધમા પણ સમજી લેવુ

**શિષ્ય**—હજી એ વાત વિશેષ સ્પષ્ટ કરો એમ ઇચ્છુ છું

**સૂરિ**—વિષયી મનુષ્યોના અંતકરણો જ નિરતર કામાગ્નિથી સળગતા રહે છે તેઓ એ અદૃશ્ય અગ્નિમા પોતાના તન-મન-ધનની આહૂતી આપે છે એટલુ જ નહીં પણ તેની સાથે ધર્મ, નીતિ અને મનુષ્યત્વને પણ ભસ્મીભૂત કરી દે છે મર્યાદાશીલ મનુષ્યોની સ્થિતિ તેથી છેક ભિન્ન પ્રકારની હોય છે આપણે વિલાસના દ્રવ્યો અને વચનો વિષે વાર્તાલાપ કરતા હતા અને એ જ આપણો ચાલુ વિષય છે એ વાત તમે ભૂલી નહીં ગયા હો હવે જેઓ ગૃહસ્થાવસ્થામા રહેવા છતા લૌકિક અને પારલૌકિક કર્ત્તવ્ય કર્મમાં

દિન-રાત મશગુલ રહ્યા કરતા હોય, જેમની ચિત્તવૃત્તિ પોતાની ભૌતિક ઉન્નતિ સાથે ધર્મ અને રાષ્ટ્રના હિતસાધનમાં પણ પ્રવર્ત્યા કરતી હોય, તેમના મનમા અકસ્માત્ વિકારની ઉત્પત્તિ કેવી રીતે થઇ શકે? વિલાસના દૃશ્યો અને શૃંગારયુક્ત વચનોની તે સ્થળે આવશ્યકતા પ્રતીત થાય છે

શિષ્ય—આ બધી કલ્પનાઓ આપે ઉપજાવી કાઢી હોય તેમ જણાય છે સંસારમાં રહેવું અને વળી અવિકારી રહેવું એ બે બને જ કેમ?

સૂરિ—ખરેખર કાળધર્મની પણ બલિહારી છે! આજે જે વાત તમને કાલ્પનિક અને અસંભવિત જેવી જણાય છે તે જ વાત આ પવિત્ર આર્યાવર્તમાં એક કાળે સર્વ સ્થળે પ્રચલિત અને સ્વાભાવિક હતી. આ જ પુરાતન ધર્મભૂમિમાં એક કાળે ગૃહસ્થો પણ સંયમીના જેટલું જ ત્યાગ-સંયમ-બળ દર્શાવતા હતા, અને એના જ પરિણામે મહાન્ મહારથીઓ અને કર્મવીરોના પરાક્રમો જોઇ દેવો પણ ચકિત થઇ જતા હતા. ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ સૂક્ષ્મતાથી અવલોકશો તો તમને ખાત્રી થશે કે સંયમી માત-પિતાના સંતાનોવડે આ ભૂમિ એક કાળે ઉભરાતી હતી; જગતની સર્વ સંપત્તિ તેના ચરણોમાં આળોટતી હતી; પરન્તુ એ કાળ જ્યારે પસાર થઇ ગયો છે ત્યારે તેનું અધિક માહાત્મ્ય ગાવામાં કંઇ લાભ નથી. કાલધર્મ પલટો ખાશે અને ધર્મના યથાર્થ તત્ત્વો સમાજના સમજવામાં આવશે, એટલે

અસંભવિત અને અસ્વાભાવિક ગણાતી વાતો પણ સંભવિત અને સ્વાભાવિક લેખાઇ જશે તે વિષે બહુ વાગ્-વિસ્તાર કરવાની જરૂર નથી

**શિષ્ય**—હવે આપણે પ્રસ્તુત વિષય ઉપર આવીએ. ઋતુઓની સાથે સ્ત્રી-સંભોગને કંઈ સંબંધ હશે ?

**સૂરિ**—શરીરશાસ્ત્રના પંડિતો કહે છે કે પુરૂષ જો ગ્રીષ્મ ઋતુમાં પખવાડીયે, હેમંત ઋતુમાં પ્રતિદિવસે અને બીજી ઋતુઓમાં ત્રણ દિવસે સ્ત્રી-સંભોગ કરે તો તેના બળનો ક્ષય થાય નહીં

**શિષ્ય**—ઋતુઓનો સમય અને તે વિષયની ચર્ચા જરા સ્પષ્ટતાપૂર્વક જાણવા માગું છું

**સૂરિ**—એ સંબંધી સ્પષ્ટીકરણ આપણે બીજે પ્રસંગે કરીશું હાલતુરત ચાલતા વિષય માટે એટલું બસ થશે કે ચૈત્ર-વૈશાખને વસંતઋતુ, જયેષ્ઠ-આષાઢને ગ્રીષ્મઋતુ, શ્રાવણ-ભાદ્રપદને વર્ષાઋતુ, આશ્વિન-કાર્તિક માસને શરદઋતુ, માગશર-પોષને હેમંત ઋતુ અને માઘ-ફાલ્ગુનને શિશિર ઋતુના નામથી ઓળખવામાં આવે છે હવે આ છએ ઋતુઓમાં સ્ત્રી-સંભોગના નિયમ પણ જૂદા જૂદા છે એક સ્થળે એમ પણ કહેવામાં આવ્યું છે કે બળવાન પુરૂષે વસંત તથા શરદ એ બે ઋતુમાં ત્રણ દિવસે, વર્ષા અને ગ્રીષ્મ એ બે ઋતુમાં પખવાડીયે તથા હેમંત અને શિશિર એ બે ઋતુમાં ઇચ્છા માફક સ્ત્રી-સંભોગ કરવો.

શિષ્ય—દ પતીમાં પારસ્પર પ્રેમભાવ હોવો જોઇએ, પણ ઘણીવાર તેવો ભાવ નથી રહેતો તેનું શું કારણ ?

સૂરિ—સ્ત્રી જ્યારે છીંક, બગાસું, પાન, ભોજન, લઘુનીતિ એમાંનું કંઈ કરતી હોય, નઠારો વેષ પહેરેલો હોય, કોઇ પુરૂષ સાથે વાર્તાલાપ કરતી હોય તે વખતે તે સ્ત્રીના સામુ પુરૂષે જોવું નહીં; કારણ કે તેમ કરવાથી પુરૂષનું મન સ્ત્રી ઉપરથી ઉતરી જાય છે

શિષ્ય—સ્ત્રીનું મન પુરૂષ ઉપરથી ઉતરી જવામાં શું કારણ હશે ?

સૂરિ—વારંવારથીએ સ્ત્રી પ્રતિ જોયા કરવાથી અથવા તો બીલકુલ ન જોવાથી, ઘણું બોલવાથી અથવા તો બીલકુલ ન બોલવાથી, પરદેશ જવાથી અથવા તો અત્યત પરિશ્રમથી અને ઘણા અહંકારથી સ્ત્રીનો પુરૂષ પ્રત્યેનો પ્રેમ તૂટી જાય છે

શિષ્ય—અને એટલા જ માટે એમ કહ્યું હશે કે—કામીપુરૂષે કામવતી સ્ત્રીઓને વિષે પણ ઘણી ઇર્ષા, ઘણો પ્રસગ, ઘણું દાન અને ઘણું જવુ–આવવું એ ચાર વાતાનો પરિત્યાગ કરવો જોઇએ. ”

સૂરિ—તેના હેતુઓ પણ સ્પષ્ટ રીતે સમજી શકાય છે જો પુરૂષ સ્ત્રીને વિષે ઘણી ઇર્ષા રાખે તો તે ક્રોધ પામે એ કુદરતી છે તેવી જ રીતે ઘણો પ્રસગ કરે તો ઉદ્વેગ પામે, દ્રવ્યાદિક ઘણું આપે તો સ્ત્રીનો લોભ વધતો જાય અને હમેશાં

અતિશય આવ-જા કર્યા કરે તો સ્ત્રી નિર્લજ્જ થાય એ વાત પણ દેખીતી જ છે

શિષ્ય—જો સ્ત્રીનો રાગ પુરૂષ ઉપરથી ઉતરી ગયો હોય તો તે કેવી રીતે જાણી શકાય ?

સૂરિ—જે સ્ત્રીનો રાગ પુરૂષ ઉપરથી ઉતરી ગયો હોય તે સ્ત્રી પ્રેમસહિત વચન ન બોલે, સારી રીતે સામુ ન જુવે, બોલાવવાથી સામો ક્રોધ કરે, મનમા દ્વેષ રાખી પુરૂષના મિત્ર જોડે ઈર્ષા કરે, ભર્ત્તારનો વિયોગ થવાથી ઉલટી પ્રસન્નતા પામે, ખોટા બ્હાના કહાડી અદેખાઇ કર્યા કરે, ભર્ત્તારના સયોગથી ખેદ પામે, મુખ મરડે, બીછાના ઉપર પડી તુરત જ ઉંઘી જાય, ભર્ત્તારના સ્પર્શમાત્રથી પણ ઉદ્વેગ પામે, એટલું જ નહીં પણ ભર્ત્તારના કોઇ પણ કામને તે વખાણે નહીં આવા લક્ષણો ઉપરથી સ્ત્રીની રાગરહિતા કળી શકાય છે

શિષ્ય—કામોન્મત્ત થયેલી સ્ત્રીના લક્ષણો પણ સાથે સાથે જ કહી દ્યો

સૂરિ—કામવિકાર ખમવા અશક્ત થયેલી અને સંભોગને અર્થે ઉન્મત્ત થયેલી સ્ત્રી શરીર કપાવે છે, નાચે છે, હસે છે, આસુ ગાળે છે અને ઉંચે સ્વરે બોલે છે કિંવા તેને મળતા ચિન્હો દર્શાવે છે

શિષ્ય—પુરૂષના એવા કયા વર્ત્તનો છે કે જેથી સ્ત્રીના ચિત્તને આઘાત થાય ?

સૂરિ—સ્ત્રીના પ્રેમવચન અથવા તેણીએ દીધેલો ઠપકો, તેણીના કટાક્ષો કિંવા તેની સામેની રતિક્રીડા એ સર્વ બાબતો જો બીજી સ્ત્રી પાસે પ્રકટ કરવામાં આવે તો સ્ત્રીનું મન બહુ ખેદ પામે છે અને પુરૂષ પ્રત્યે વિરાગભાવ રાખે છે.

શિષ્ય—તે ઉપરાંત સ્ત્રીની અપ્રસન્નતાનાં બીજાં પણ કારણો હશે ?

સૂરિ—હલકા માણસોએ સ્ત્રીનાં દેખતાં નાકમાંથી સળેખમ કાઢવા જવા કાર્યો કે જેથી જોનારના મનમાં દુગંચ્છા ઉપજે તેમ ન કરવું કારણ કે તેથી પણ સ્ત્રીનું મન પુરૂષ ઉપરથી ઉતરી જાય છે અને જો સ્ત્રી-પુરૂષ વચ્ચે એકદિલી ન હોય તો તેમનો સંસાર કડવો ઝેર જેવો થઇ પડે એ વાત સ્પષ્ટ જ છે કલેશ અને વૈમનસ્યના મૂળ સો પ્રથમ નજીવી બાબતોથી જ રોપાય છે પછી વખત જતાં તેમાથી અંકુરો ફુટે છે અને અંતે સર્વનાશ થઇ જાય છે

શિષ્ય—સતી સ્ત્રીનો પ્રેમ તો ગમે તેવા સંયોગોમાં પણ પર્વતની જેમ અડગ અને અચળ રહે છે એમ સાંભળ્યું છે

સૂરિ—મારૂં ઉક્ત કથન સામાન્ય સ્ત્રીઓને જ લાગુ પડે છે કુળલક્ષ્મી અને સતી-સાધ્વીઓ તો તેમાં અપવાદરૂપ છે જે કન્યા ઉચ્ચ કુળમાં ઉચ્ચ પ્રકારના સંસ્કારો વચ્ચે ઉછરેલી હોય છે તે તો પોતાના ગમે તેવા ગુણરહિત પતિને પણ દેવતુલ્ય માની તેની સેવા સુશ્રૂષામાં જ પરમાનંદ માને

છે. તેને તો દૈવી ઉપદ્રવો, શારીરિક વ્યાધિઓ, દુર-ચ્છાઓ પણ શુદ્ધ પ્રેમથી ચલિત કરી શકતા નથી.

શિષ્ય—લક્ષ્મી જેવી સ્ત્રીના લક્ષણો ટુકમા કહી સભળાવશો ?

સૂરિ—આપણા વાર્ત્તાલાપમા ઘણીવાર એ વિષે હું બોલી ચૂકયો છુ, છતા ટુકામા પુન: કહુ છું કે જે સ્ત્રી ડાહી, સતોષી, મધુર વચન બોલનારી, પતિનુ ચિત્ત રાજી રહે તેમ વર્ત્તનારી, સમય જોઇને ખર્ચ કરનારી, ભર્ત્તારના સૂઇ રહ્યા પછી સુનારી અને તેના જાગ્યા પહેલા જાગૃત થનારી, પતિને તેમજ વડીલોને જમાડી જમનારી, પોતાના પતિ, સાસુ તથા સસરા વિગેરે પરિવારના દોષોને ઢાકનારી અને પરપુરૂષ સાથે વિનય-વિવેક અને મર્યાદાપૂર્વક ચાલનારી હોય તેને લક્ષ્મી સ્વરૂપ કિવા શ્રેષ્ઠ સ્ત્રી માનવામા આવે છે. વળી આવી સ્ત્રીઓ મેળામા, બજારમા, તમાસાઓમા કે નાટકા-દિમા બહુ પ્રવૃત્તિ રાખતી નથી, તેથી તેમની કીર્ત્તિમા કદિ પણ કલક લાગવાનો ભય પણ રહેતો નથી

શિષ્ય—આવી સન્નારીઓ પોતાના પતિ પ્રત્યે તેમજ સાસુ–નણદાદિ પ્રત્યે કેવો વ્યવહાર રાખે છે ?

સૂરિ—સુશીલ સન્નારી પોતાના પતિને દૂરથી આવતા જોઇ પ્રસન્નચિત્તે ઉતાવળથી ઉભી થાય છે અને નજીક આવતા પાતના ચરણ–કમળમા દૃષ્ટિ સ્થાપી તેમને આસન આપી બેસારે છે ભર્ત્તારની સાથે વાતચીત કરતા વદન ઉપર પ્રસન્નતા

અને લજ્જાયુક્ત નમ્રતા છવાઇ રહે છે તેના મનમાં કપટ કે અવિવેકનો ઓછાયો પણ કદિ પડવા પામતો નથી. સાસુ પ્રમુખ વડીલોની સેવા-સુશ્રૂષા કરવામાં એવી સન્નારીઓ કદિ આળસ કરતી નથી નણંદોની સાથેનો તેમનો વ્યવહાર છેક નમ્ર તથા સહૃદયતાવાળો હોય છે ભર્તારના બાંધવો ઉપર પણ અકૃત્રિમ પ્રીતિ રાખવે છે પોતાની શોક્યો પ્રત્યે પણ તે એવો અમાયિક વ્યવહાર રાખે છે કે જાણે સગી બ્હેનો હોય એવો જ ભાસ થાય. દાસ-દાસીઓ પ્રત્યે પણ કુલીન સ્ત્રીઓ દ્વેષ કે ભર્ત્સના કરતી નથી ભર્તારના મિત્રમંડળ સાથે પણ નમ્રતા-પૂર્વક બોલે-ચાલે છે મતલબ કે સન્નારીઓના પ્રત્યેક વ્યવહારમાં લજ્જા-નમ્રતા અને પ્રીતિનું નિદર્શન સ્વાભાવિક રીતે જ થયા કરે છે

શિષ્ય—કુળ-લક્ષ્મીઓને કલંકરૂપ લેખાય એવી જાતના વર્તનો આ જમાનામાં ખાસ કરીને આપણામાં ઘુસી ગયા છે એ વાત શું સત્ય છે ?

સૂરિ—પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી એવા ઘણા દોષો આપણા આર્ય સંસારમાં દાખલ થઇ ગયા છે અને તે ખરેખર આર્યસન્નારીઓને કલંકરૂપ થઇ પડ્યા છે. આજકાલ આર્ય કુળવધૂઓ વિનાસંકોચે ઘરના બારણામાં નિર્લજ્જપણે બેસી હાસ્યવિનોદ કરે છે તે અનુચિત છે લજ્જા અને વિનય એ સ્ત્રી જાતિનું પરમ ભૂષણ ગણાય છે આ ઉપરથી હું સ્ત્રી જાતિને છેક અધમ અને પામર અવસ્થામાં જ રાખવા માગું છું એમ

માની લેવાનું નથી સ્વતંત્રતાની પણ સીમા હોવી જોઇએ. જે સ્વચ્છંદતા સ્ત્રીઓના સ્વભાવિક ગુણોને હરી લે તે સ્વચ્છંદતા સ્વતંત્રતાને નામે પોષણ પામે એ શું વાજબી ગણી શકાય ? વળી મ્હોડી રાત સુધી નાટક-નાચ વિગેરેના મેળાવડાઓમા ફરવું અને પરપુરૂષની દૃષ્ટિએ રહડવું એ પણ આર્યકુળની લલનાઓને માટે શોભાયુક્ત ન ગણાય આવા ઘણા દોષો સતી સીતા અને સાવિત્રીના વંશમા ઉત્પન્ન થયેલી આર્ય અબળાઓમા અજાણતા દાખલ થઇ ગયા છે અને વળી તે વિના રોકટોક પુષ્ટ થતા જાય છે એ ખરેખર શોચનીય છે.

**શિષ્ય**—એ સિવાય બીજા કયા દોષો છે ?

**સૂર**—સ્ત્રીઓને માટે જે પોષાક નિર્માણ કરવામા આવ્યો છે તે તેમના માન-મરતબાને બંધબેસતો થઇ શકે તેવો છે, છતા પાશ્ચાત્ય રૂઢીઓની દેખાદેખીથી કેટલી સ્ત્રીઓ એવો વિચિત્ર પહેરવેશ રાખે છે કે તેથી તટસ્થ દૃષ્ટાને ખરેખર શરમાવુ પડે. વસ્ત્રથી ઢાકવા યોગ્ય અંગોપાગો બરાબર ઢંકાઈ રહે એવા જ પરિધાનો પસંદ કરવા જોઇએ આજકાલના સૂક્ષ્મ અને તકલાદી વસ્ત્રો એ ઉદ્દેશ સાચવી શકતા નથી અને તેથી છતે વસ્ત્રે અર્ધનગ્નાવસ્થા વ્હોરી લેવામા આવે છે. આ બાબતમા તો આપણો પ્રાચીન પહેરવેશ બહુ જ વખાણવા યોગ્ય છે તે ઉપરાત પારકા પુરૂષો સાથે બોલવું, ક્રીડાકૌતુક કરવું તથા ઉતાવળી ચાલથી ચાલવું એટલા વાના કુલીન સ્ત્રીઓને માટે ઉચિત નથી. પુરૂષોની પાસે પોતાને ન્હવરાવ-

વાનું, તેલ ચોપડાવવાનું તથા પીઠ વિગેરે ચોળાવવાનું એટલાં કર્મો આર્યઅબળાઓએ ક્દાપિ ન કરાવવાં. સોબત પણ એવી હોવી જોઇએ કે જેથી કીર્તિ અને કુળને કંઇ કલંક ન લાગે. દાખલા તરીકે જોગણ, વેશ્યા, દાસી, કુલટા, અને ચિતારી-રંગારી આદિ સ્ત્રીઓના અતિ સહવાસથી કુળકામિનીઓએ સદા દૂર રહેવું એ જ હિતાવહ છે

શિષ્ય—પતિ પરદેશ ગયો હોય તેવા વખતમાં કુલીન સ્ત્રીઓએ કેવું વર્ત્તન રાખવું જોઇએ ?

સૂરિ—બાલ્યાવસ્થામાં જેવી રીતે પિતા પોતાની પુત્રીનું પાલન-પોષણ કરે છે તેવી રીતે યુવાવસ્થામાં ભર્ત્તારે પોતાની સ્ત્રીનું પાલન-પોષણ કરવું જોઇએ. પાલન-પોષણને યોગ્ય સાધનો પ્રાપ્ત કરવા ભર્ત્તારને પરદેશ જવું પડે તો તેવે વખતે સ્ત્રીએ પારકે ઘેર રહેવાનું ત્યાગ કરવાનું, નીચ સ્ત્રી-પુરૂષોની સોબત કરવાનું બગીચા જેવા વિલાસ ક્ષેત્રોમાં ફરવા-હરવાનું છોડી દેવું જોઇએ; કારણ કે એટલાં વાનાં કુલીન સ્ત્રીને દોષ લગાડનારાં છે, એમાં કોઇ પણ પ્રકારનો શક નથી. વળી પતિ પરદેશ હોય તે વખતે નેત્ર આંજવાનું આભૂષણો પહેરી અંગકાન્તિ વધારવાનું ગાવાનું નાચવાનું હાસ્ય-વિનોદ તેમ જ ક્રીડા-કોતુહલ કરવાનું તાંબુલ તથા મિષ્ટાન્ન ખાવાનું બંધ કરવું જોઇએ. ટુંકામાં જે પ્રકારના ખાન-પાન અને અલંકારોવડે ચિત્તની વૃત્તિ અવળતા પામે એવા સર્વ વ્યવહારો ત્યજી દેવા જોઇએ. આ વાત એટલી સાદી-સીધી છે કે તે વિષે યુક્તિઓ આપવાની જરૂર નથી.

**શિષ્ય**—આપની સાથેના અત્યારસુધીના વાર્તાલાપથી મને ઘણું ઘણું નવુ જાણવાનુ મળ્યુ છે આજે આપણે આટલેથી જ આ વિષય બધ કરીએ હવે પછી હુ ઋતુવતીના ધર્મો અને સતાનોત્પત્તિના સબધમા કેટલુક જાણી લેવાનો પ્રયત્ન કરીશ

**સૂરિ**—આપણી આટલા દિવસની વાતચીત ઉપરથી તમો કેટલુ સમજી શકયા છો તે મને ટુકમા જણાવો ત્યારબાદ આપણે વિશેષ વિવેચનમા ઉતરીશુ.

**શિષ્ય**—વ્યકિત તથા વિશ્વના સુખ અને કલ્યાણની સાથે સ્ત્રી-જાતિ કેવો સબધ ધરાવે છે તથા પરસ્પરની એકબીજા પ્રત્યે શી શી ફરજો છે તે આપના પ્રતાપે હુ ઘણી સારી રીતે સમજી શકયો છુ આપણી આર્યમહિલાઓએ કેવું ચારિત્ર પાળવુ જોઇએ, પોતાના જીવનને પુરૂષે કેવા ક્રમ-નિયમમા રાખવુ જોઇએ, શરીર અને મનની સુંદરતા સાચવી રાખવા માટે કેવી કવી જાતની મર્યાદાઓ ઉભયે રાખવી જોઇએ, તે બધું આપે સ્પષ્ટપણે પ્રતિપાદન કર્યું છે હુ તે ઉપરથી એટલુ ખાત્રીપૂર્વક જાણી શકયો છુ કે:વ્યકિત, સમાજ, રાષ્ટ્ર, કિંવા દેશની ઉન્નતિ એકલા પુરૂષવર્ગ ઉપર જ નહીં પણ સ્ત્રીવર્ગ ઉપર પણ રહેલી છે સ્ત્રી અને પુરૂષ મળીને એક જ અગ ઘડાય છે એકના પાપ-પુણ્યના ભાગીદાર અન્યને થયા વિના ચાલતુ નથી.

**સૂરિ**—બરાબર છે એક ચક્રવાળો રથ ઉપયોગી થતો

નથી, તેવી જ રીતે દેશ કે સમાજની પ્રગતિ પુરૂષરૂપી એક આકરે થઈ શકતી નથી. મૂર્ખ, અજ્ઞાન અને વ્હેમી સ્ત્રીઓ કોઈકાળે ઉત્તમ ગુણોવાળી સંતતિ પ્રકટાવી શકતી નથી. લીંબડામાંથી જેમ લીંબડો જ પાકે તેમ અજ્ઞાન અને અભણ સ્ત્રીઓના ગર્ભમાં પુત્રો પણ એવા જ પાકે એ નિઃસંદેહ છે. પવિત્ર, સુશીલ અને ઉચ્ચ મનોભાવવાળી માતાઓના ચારિત્ર્યની બાળકો ઉપર જે અસર થાય છે તેનો પ્રભાવ આખા જીવનપર્યંત વ્યાપેલો રહે છે તે વરસોના વરસો સુધીના આચાર્યો-ઉપાધ્યાયોના શિક્ષણથી પણ મળી શકતો નથી.

---

## ( ૯ ) પુત્રોત્પત્તિ પ્રકરણ

---

શિષ્ય—આપે આપેલો જે વિષય અપૂર્ણ રહી ગયો હતો તે જ હું આજે ચર્ચવા માગું છું પ્રજોત્પત્તિનો મુખ્ય આધાર શેના ઉપર છે અને સબળ પ્રજા કેમ પેદા કરી શકાય એ વિષયની જાણવાની માટે બહુ ઉત્સુકતા થઈ પડી એમ હું માનું છું.

સૂરિ—સબળ પ્રજાની ઉત્પત્તિ માટે બાળલગ્ન તથા વૃદ્ધલગ્ન આદિ કુરૂઢીઓને સર્વપ્રથમ તિલાંજલી આપી દેવી જોઈએ, એમ હું અત્યાર આગમચ કહી ગયો છું બાળલગ્નની કુરૂઢીથી અપક્વ ગર્ભાશયને પ્રજોત્પત્તિના અસહ્ય ભારને ઉપાડવો પડે છે અને તેનું પરિણામ જે આવે છે કે

જે પ્રજા ઉત્પન્ન થાય છે તે કા તો ટુંકા કદની, નબળા બાંધાની કે બિકણ અથવા અલ્પ આયુષવાળી થઇ મૃત્યુ પામે છે એવી પ્રજાથી નથી પોતાનુ હિત સધાતુ કે નથી દેશનુ કઇ કલ્યાણ થતુ

શિષ્ય—સ્ત્રીનુ ગર્ભાશય પ્રજોત્પત્તિ માટે ક્યારે યોગ્ય થયુ ગણાય ?

સૂરિ—અનુભવીઓનુ કથન છે કે છત્રીશ વખત રજો-દર્શન થયા પછી ઉત્તમ પ્રજા પેદા થવા લાયક ગર્ભાશય બને છે તે પછી દરેક મહિને સ્ત્રી ઋતુવંતી થાય તે દિવસથી સોળ દિવસ સુધી સસાર-વ્યવહાર કરવાની મર્યાદા સૂચવવામા આવી છે એ સોળ દિવસની મર્યાદાને ઋતુકાળ કહે છે જો કૃષિકાર પોતાની વાડીમાં ફુલ કે ઝાડ રોપતા પહેલાં મોસમ અને નક્ષત્રનો વિચાર ન કરે તો તેનો શ્રમ સાર્થક થતો નથી તેવી જ રીતે યોગ્ય ઋતુકાળનો વિવેક કર્યા વિના ઋતુદાનનો ઉપયોગ કરવામા આવે તો ઉત્તમ સતતિ પ્રાપ્ત થઇ શકતી નથી. આશ્ચર્ય જેવું તો એ જ છે કે મનુષ્યો અનાજ અને ફૂળ-ફુલને માટે યોગ્ય સમય અને ક્ષેત્રનો બહુ જ બારીક વિચાર કરી બીજ નિક્ષેપ કરે છે, પરતુ જેના ઉપર કૂળ અને દેશની મહત્તાનો ગભીર આધાર રહેલો છે એવા સતાનોના બીજનિક્ષેપ માટે લેશ પણ વિવેક વાપરવામા આવતો નથી.

શિષ્ય—એને માટે આપ કઇ આવશ્યક સૂચનાઓ કરો છો ?

સૂરિ—સ્ત્રીનું ગુહ્યસ્થાન સંતાન પેદા કરવાનું ક્ષેત્ર છે અને પુરુષનું વીર્ય બીજ સ્વરૂપ છે. ઋતુધર્મના પહેલા ચાર દિવસોમાં ગુહ્યાંગની શુદ્ધિ થવા સુધી, સુબુદ્ધ સ્ત્રીઓએ આટલા નિયમો તો અવશ્યમેવ પાળવા જોઇએ કે જેથી ગર્ભ ખોડરહિત અને ખોડખાંપણ વગરનો થાય—રજસ્વલા સ્ત્રીએ હંમેશા તથા વિશેષ કરીને રાત્રિએ કોઈ વસ્તુને અડકવું નહીં, સંધ્યા સમયે બહાર ફરવું નહીં, નક્ષત્રો જોવા નહીં, ધાતુના પાત્રમાં ભોજન કરવું નહીં, ફુલોની માળા પહેરવી નહીં, આંખો આંજવી નહીં, દિવસે નિદ્રા લેવી નહીં, ચંદનાદિ સુગંધી દ્રવ્યોનું વિલેપન કરવું નહીં, સ્નાન વિગેરે કરવું નહીં, પુષ્ટિ આપે એવું અન્ન ખાવું નહીં, આરીસામાં પોતાનું મુખ નીહાળવું નહીં, પોતાની જાતુ દેવસ્થાન આગળ, ગાયોના વાડા આગળ, જળ ભરવાના સ્થળ આગળ નાખવી નહીં.

શિષ્ય—એ નિષેધોના હેતુઓ પણ સમજવા જેવા જ હશે?

સૂરિ—રજસ્વળા સ્ત્રી જો દિવસે વિશેષ સુવે તો તે ઋતુકાળથી ગર્ભ થયેલી પ્રજા ઉંઘણશી થાય, જો તે કાજળ આંજે તો તેનાં સંતાનો આંધળાં થાય, જો તે રૂદન કર્યો કરે તો સંતતિની દ્રષ્ટિ વિકારવાળી થાય, જો તે સ્નાન કરે તો પ્રજા દુર્બળ પાકે, તેલ મર્દન કરે તો સંતતિ કોઢ-રોગવાળી થાય, નખ ઉતારે તો ખરાબ નખવાળી પ્રજા થાય, હસે તો છોકરાનાં હોઠ-દાંત-તાળવું—એમ વિગેરે અવયવો કાળાં થાય,

બહુ બોલ બોલ કરે તો સંતતિ પણ બહુબોલી અને લબાડ થાય, ઘાંટા કહાડીને બોલે તો છોકરા બહેરા થાય, એવા એવા અનેક હેતુઓ આર્યગ્રંથોમાં આપવામાં આવ્યા છે સારા સંતાનોની ઇચ્છા રાખતી હોય તેવી સ્ત્રીઓએ ઋતુવાળા દિવસોમાં બહુ જ શાંતિ અને મર્યાદાથી વર્ત્તવું જોઇએ

**શિષ્ય**—ઋતુસ્નાનનો વિધિ પણ પ્રસંગોપાત જણાવશો.

**સૂરિ**—રજસ્વળા સ્ત્રી ચોથે દિવસે સ્નાન કરે તે ઋતુસ્નાનના નામથી ઓળખાય છે ઋતુદાનનો સમય પણ એ જ છે પતિપરાયણા સ્ત્રીએ એકાંતમાં સ્નાન કરી, સુંદર વસ્ત્રો પહેરી, અલંકારો ધારણ કરી, કપાળમાં તિલક કરી, પરપુરૂષનું મુખ નહીં જોતા પોતાના પતિનું મુખ આનંદ—ઉલ્લાસપૂર્વક નિહાળવું જોઇએ

**શિષ્ય**—એનું શું કારણ?

**સૂરિ**—ઋતુસ્નાન કર્યા પછી જેવા પુરૂષનું મ્હો જોવામાં આવે તેવા જ સંતાન પેદા થાય એવો નિયમ છે હવે જો પતિ ગેરહાજર હોય તો શું કરવું એ પ્રશ્ન ઉદ્ભવે છે. એવે વખતે સ્ત્રીઓએ પોતાના વ્હાલા દીકરાનું અથવા તો પોતાના કોઇ સદ્ગુણી સંબંધીનું મુખદર્શન કરવું. એવો પણ સુયોગ ન હોય તો દર્પણની અંદર પોતાનું પ્રતિબિમ્બ નિહાળે તે પણ ગનીમત ગણાય ઘરમાં મહાન્ પુરૂષોના ચિત્રો ટાંગવામાં આવ્યા હોય અને તેના દર્શન કરવામાં આવે તો પણ બહુ સુંદર અસર ઉપજાવનારા થઇ પડે. ઋતુવતી નારી

જે પવિત્ર આચાર-વિચારવાળી હોય અને તેના મનમાં પવિત્રતાના જ વિચારો રમ્યા કરતા હોય તો કુદરતી રીતે જ તે પવિત્ર પુરૂષોનાં દર્શન કરવાને પ્રેરાય. પતિદેવનું મુખ દર્શન આર્ય સંસારીઓને માટે પરમ પવિત્ર અને હિતકારક મનાય છે

શિષ્ય—આપે કહ્યું કે ઋતુદાનનો સમય પણ એજ છે, તેમાં કંઇ વિશેષ વિધાન છે ખરું ?

સૂરિ—સોળ રાત્રિ સુધી સ્ત્રીઓની ઋતુ હોય છે તે સોળમાં પહેલી ત્રણ રાત્રિ સંયોગના સંબંધમાં વર્જ્યની એવો સર્વ આચાર્યોનો એક મત છે, પણ કેટલાક ચોથી રાત્રિને પણ વર્જ્યવાનું ફરમાવે છે કારણ કે ચોથી રાત્રિએ જે ગર્ભ રહે તો તે અલ્પ આયુષવાળો, ગુણરહિત, વિદ્યા તથા આચારથી ભ્રષ્ટ, દરિદ્ર અને ક્લેશ ભોગવનારો થાય છે ઋતુસ્નાન પછી જો પર્વતિથિઓ–પૂર્ણિમા—અમાવાસ્યા અથવા આઠમ આવતી હોય તો તે તિથિઓમાં બ્રહ્મચર્ય વ્રત પાળવું હિતાવહ છે આ તિથિઓમાં નક્ષત્રની માનવદેહ ઉપર જે અસર થાય તેનો વિચાર કરવાથી જણાશે કે પવિત્ર તિથિઓમા બ્રહ્મચર્ય પાળવા જે ઉપદેશ કરવામાં આવ્યો છે તે સ્ત્રી-પુરૂષ ઉભયને જેવો કલ્યાણકર્તા છે તેવો જ સંતતિને પણ ઉપકારક થઇ પડે છે પ્રાતઃસંધ્યા અને સાયંસંધ્યા સમયે પણ સંયોગનો નિષેધ કરવામાં આવ્યો છે તે ઉપરાંત સંક્રાતિકાળ, ગાયો દુઝવાની વેળા, અર્ધ

રાત અને બપોર પણ ઉક્ત કાર્યને માટે નિષિદ્ધ માનવામા આવ્યા છે,

શિષ્ય—સમય-અસમયનો ખ્યાલ કર્યા વિના જે પ્રજા ઉત્પન્ન કરવામા આવે તે અલ્પ આયુષવાળી અને નિર્બળ જ બને, એ ઘટના આ જમાનામા પ્રત્યક્ષ જોવામા આવે છે હવે પુત્ર-પુત્રીની ઉત્પત્તિમા ક્યા ક્યા નિયમો લાગુ પડે છે તે જાણવુ જોઇએ.

સૂરિ—પરંતુ તે પહેલા એટલું યાદ રાખો કે ઉપરના નિયમોના પાલનપૂર્વક રાત્રિના દસ વાગ્યા પછી દંપતિના સંમેલનથી જે પ્રજા થાય છે તે ખરેખર ઉત્તમ નીવડે છે વિના ઇચ્છાએ સ્ત્રી-સમાગમ કરનાર વિવિધ રોગને આમ-ત્રણ આપે છે, એટલુ જ નહિ પણ સંતાન પણ રોગી, દુર્બળ અને અલ્પાયુષી પેદા થાય છે આપણે સ્ત્રી પુરૂષોની રૂચી -પ્રીતિનો વિષય અગાઉ ચર્ચી ગયા છીએ સંતાનોત્પત્તિમા રૂચી કિંવા પ્રીતિ પણ અગત્યનો ભાગ ભજવે છે જો સ્ત્રીની રૂચી પુરૂષ ઉપર ન હોય કિંવા પુરૂષની રૂચી સ્ત્રી પ્રત્યે ન હોય તો પુત્રોત્પત્તિ કરવા યોગ્ય કામવૃત્તિ જાગતી નથી અને તેથી ગર્ભ બંધાતો નથી, કિંવા બંધાય તો તે સર્વાંગ સંપૂર્ણ હોતો નથી. સ્ત્રી-પુરૂષ ઉભય જો પરસ્પરમા આસક્તિવાળા અને પ્રીતિપૂર્ણ હોય તો તેમનાથી જે સંતાન થાય તે ઉત્તમ જ નીવડે,

શિષ્ય—મારા પ્રશ્નનો ઉત્તર તો હજી બાકી છે

સૂરિ—હું તે જ વિષય ઉપર આવું છું. ન્હાવણ આવ્યું તે દિવસથી ગણતાં નવમી કે પંદરમી રાત્રિએ જ્ઞાનપૂર્વક દંપતીના સમાગમ થાય તો સુંદર કન્યાની પ્રાપ્તિ થાય. તેમાં પણ જો પંદરમી રાત્રિએ ગર્ભ રહે તો મહાભાગ્યશાળી, રાજતંત્ર ચલાવનારી, રાજ્યસુખમાં વિલસનારી, વિશેષ પુણ્ય ઉપાર્જન કરનારી, પતિવ્રતા તથા અદ્ભૂત-રૂપ ગુણવંત પુત્રી પેદા થાય છે. પાંચમી રાત્રિએ ગર્ભ રહે તો પણ પુત્રને જન્મ આપનારી પુત્રી થાય છે. સાતમી રાત્રિ ગર્ભને માટે અનિષ્ટ છે એટલે કે તે રાત્રીએ જે ગર્ભ રહે છે તેથી વાંઝણી કન્યા પેદા થાય છે. નવમી રાત્રિએ સુંદર, સૌભાગ્યવતી, વિદ્યાવતી, વીરમાતા થાય છે, અગીયારમી રાત્રિએ અધર્મી કન્યા થાય છે, તેરમી રાત્રિએ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનારી કન્યા ઉપજાવે છે. આ ઉપરથી જોઈ શક્યા હશો કે સદ્ગુણવતી અને વિદ્યાવતી પુત્રીને માટે તો નવમી અને પંદરમી રાત્રિ જ સર્વોત્તમ છે.

શિષ્ય—પુત્રોત્પત્તિના સંબંધમાં એની કઈ વિધિ છે?

સૂરિ—પુત્ર પેદા કરવાની જીજ્ઞાસા હોય તો છઠ્ઠી, આઠમી દશમી, બારમી, ચૌદમી અને સોળમી રાત્રિએ દંપતીનો સમાગમ ઉપર કહેલા નિયમ મુજબ થાય તો ભાગ્યવાન, ગુણવાન તેમ જ રૂપવાન પુત્ર પેદા થાય એવું કથન છે. તેમાં પણ જો આઠમી રાત્રીએ ગર્ભ રહે તો બળવાન અને બુદ્ધિમાન પુત્ર થાય, દશમી રાત્રીએ રહે તો શ્રેષ્ઠ ગુણવંત થાય. બારમી રાત્રીએ

સંત્પુરૂષ થાય, ચૌદમીએ રાજા સમાન વૈભવ ભોગવનારો કિંવા રાજ્યનો ભોક્તા એવો પુત્ર થાય, અને સોળમીએ વિદ્વાન, વિનયી, સત્યવાદી, ઇંદ્રિયોનુ દમન કરનારો તથા સમસ્ત જીવને આશ્રય આપનારો પુત્ર પેદા થાય સ્વરશાસ્ત્રનુ પણ વિધાન જાણવા જેવું છે. સ્વરશાસ્ત્રના નિયમ પ્રમાણે પુત્રીની ઇચ્છા-વાળા પુરૂષોએ પોતાની ડાબી નાસિકા ચાલતી હોય તે વેળા અને પુત્રની ઇચ્છાવાળાઓએ પોતાની જમણી નાસિકા વહેતી હોય તે વેળા બીજ નિક્ષેપ કરવો જોઇએ

**શિષ્ય**—બીજા શબ્દોમા કહું તો ચોથી–છઠ્ઠી ઇત્યાદિ બેકી સખ્યામા આવતી રાત્રીયે ગર્ભ રહે તો પુત્ર થાય અને પાચમી–સાતમી ઇત્યાદિ એકી સખ્યામા આવતી રાત્રીયે ગર્ભ રહે તો પુત્રી થાય, એવો આપના કથનનો આશય હોય એમ હુ સમજુ છુ ગર્ભાધાન સબધી નક્ષત્રોની અસર પણ સારી–માઠી થતી જ હશે ?

**સૂરિ**—એ વખતે મઘા, રેવતી, મૂળ એ નક્ષત્રોનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે એ નક્ષત્રોમા રહેલા ગર્ભનો જન્મ મૂળ અશ્લેષા નક્ષત્રમા થાય છે અને તે નક્ષત્રમા થયેલો જન્મ દુખદાતા ગણાય છે, માટે તે ત્યજવા યોગ્ય જ છે ગર્ભાધાન નક્ષત્રથી દશમુ જન્મનક્ષત્ર, જન્મનક્ષત્રથી દશમું કર્મનક્ષત્ર, અને કર્મનક્ષત્રથી પાચમુ મૃત્યુનક્ષત્ર હોય છે, માટે તેઓનો ત્યાગ કરવો એ જ હિતાવહ છે સમાગમ સમયે પાપગ્રહો–જેવા કે રવિ, શનિ, મંગળ, રાહુ, કેતુ જો ત્રીજે, છઠ્ઠે અથવા

અગીઆરમે સ્થાને હોય, સૌમ્યગ્રહ જેવા કે બુધ, શુક્ર, ગુરૂ ને ચંદ્ર પહેલે, ચોથે, સાતમે, દશમે, પાંચમે અથવા નવમે સ્થાને હોય અને ચંદ્રમા શુભ ગ્રહના યોગમાં હોય તો પુત્ર જન્મ થાય છે

શિષ્ય—ઋતુકાળ પછી જ સમાગમ સેવવાનો વિધિ શા માટે પ્રબોધાયો હશે ?

સૂરિ—ઋતુકાળે પુરાણું લોહી નાશ પામે છે અને નવું લોહી તેનું સ્થાન લે છે. આ વખતે જો પુરૂષના વીર્યનું સંમિશ્રણ થાય તો સ્ત્રીના ગર્ભાશયમાં પોતાના કર્મના વશથી જીવ અવતરે એ નિ:સંશય છે આમાં કર્મના વશથી એ પ્રયોગ ખાસ યાદ રાખવાનો છે કર્મના વશથી જ પ્રાણીમાત્રનું ભાવી ઘડાય છે. નસીબમાં જો સંતાનસુખ હોય તો તે મિથ્યા થતું નથી અને જો તેવું સુખ ન હોય તો કર્મ ઉપર કોઇનો અધિકાર ચાલતો નથી. હું ધારૂં છું કે આ વાત તમને વધારે વિવેચનદ્વારા સમજાવવાની કશી જરૂર નથી

શિષ્ય—અહૃ કર્મ ભાવી અથવા અદૃષ્ટ તો સર્વમાં પ્રધાનપણે જ છે સ્ત્રીના રક્ત અને પુરૂષના વીર્યમાં ન્યૂના ધિક્તા હોય તો તેનું શું પરિણામ આવે ?

સૂરિ—સંયોગને સમયે જો સ્ત્રીનું લોહી અધિક હોય તો કન્યા થાય અને પુરૂષનું વીર્ય અધિક હોય તો પુત્ર થાય. જો સ્ત્રીનું લોહી અને પુરૂષનું વીર્ય સરખું હોય તો તેથી બે સંતતિ

થાય તે નપુસક થાય એવો કેટલાકોનો મત છે એટલા માટે પુરૂષોએ વીર્યવૃદ્ધિને માટે વીર્યનુ રક્ષણ કરવુ જોઈએ.

શિષ્ય—એવી કઇ વસ્તુઓ છે કે જેના ખાન-પાનથી વીર્યવૃદ્ધિ થાય ?

સૂરિ—જે કોઇ વસ્તુ મધુર, ચીકણી, પુષ્ટ કરનારી, બળને વધારનારી અને મનને હર્ષ ઉપજાવનારી હોય તે સર્વ વસ્તુઓ વૃષ્ય કિંવા વીર્યની વૃદ્ધિ કરનારી લેખાય છે. દાખલા તરીકે દૂધ, અડદ, કૌચબીજ વિગેરે

શિષ્ય—ગર્ભ રહ્યો છે કે નહી તેની ખાત્રી કેવી રીતે કરી શકાય ?

સૂરિ—જ્યારે સ્ત્રીને ગર્ભ રહે છે, ત્યારે સુઘડઓ તત્કાળજ તે જાણી શકે છે, છતા નીચેના લક્ષણો ઉપરથી પણ ગર્ભ રહ્યાનુ જાણી શકાય છે (૧) ગર્ભ રહ્યા પછી રજસ્વલા થતી નથી જો કે અપવાદ તરીકે કોઇ કોઇ વાર ગર્ભકાળ પુરો થતા સુધી અટકાવ આવે છે, પરંતુ તેના રગમા લાલાશ ઓછી હોય છે (૨) સ્તનના કદમા વધારો થાય છે તેનો કાળો વ્યાસ મ્હોટો થઇ તે પર ઝીણા ઝીણા દાણા ઉપડી આવે છે. તેમાં દુખાવો તથા ગાઠા ગાઠા જણાય છે (૩) સવારમા ઉઠતા મ્હોમા મોળ આવે છે, બેચેની અને અરૂચી જેવું જણાયા કરે છે (૪) ચાર માસ પછી બાળકનું ફરકવું અનુભવાય છે (૫) પેટનુ કદ વધતુ જાય છે. જો કે બીજા રોગોથી પણ પેટ વધે છે, પણ સગર્ભાવસ્થામા ક્રમશઃ પેટ વધે છે તેમજ તે સખ્ત

અગીયારમે સ્થાને હોય, સોમ્યગ્રહ જેવા કે બુધ, ગુરૂ, શુક્ર ને ચંદ્ર પહેલે, ચોથે, સાતમે, દશમે, પાચમે અથવા નવમે સ્થાને હોય અને ચંદ્રમા શુભ ગ્રહના યોગમાં હોય તો પુત્ર જ જન્મ થાય છે

શિષ્ય—ઋતુકાળ પછી જ સમાગમ સેવવાનો વિધિ શા માટે પ્રબોધાયો હશે ?

સૂરિ—ઋતુકાળે પુરાણું લોહી નાશ પામે છે અને નવુ લોહી તેનુ સ્થાન લે છે આ વખતે જો પુરૂષના વીર્યનુ સંમિશ્રણ થાય તો સ્ત્રીના ગર્ભાશયમાં પોતાના કર્મના વશથી જીવ અવતરે એ નિ:સંશય છે આમાં કર્મના વશથી એ પ્રયોગ ખાસ યાદ રાખવાનો છે કર્મના વશથી જ પ્રાણીમાત્રનુ ભાવી ઘડાય છે નસીબમાં જો સંતાનસુખ હોય તો તે મિથ્યા થતું નથી અને જો તેવુ સુખ ન હોય તો કર્મ ઉપર કોઇનો અધિકાર ચાલતો નથી. હુ ધારૂં છું કે આ વાત તમને વધારે વિવેચનદ્વારા સમજાવવાની કશી જરૂર નથી.

શિષ્ય—ખરૂં કર્મ ભાવી અથવા અદૃષ્ટ તો સર્વમાં પ્રધાનપણે જ છે સ્ત્રીના રક્ત અને પુરૂષના વીર્યમાં ન્યૂનાધિકતા હોય તો તેનુ શું પરિણામ આવે ?

સૂરિ—સંયોગને સમયે જો સ્ત્રીનુ લોહી અધિક હોય તો કન્યા થાય અને પુરૂષનુ વીર્ય અધિક હોય તો પુત્ર થાય જો સ્ત્રીનુ લોહી અને પુરૂષનુ વીર્ય સરખુ હોય તો તેથી બે સંતતિ

થાય તે નપુસક થાય એવો કેટલાકોનો મત છે એટલા માટે પુરૂષોએ વીર્યવૃદ્ધિને માટે વીર્યનુ રક્ષણ કરવુ જોઈએ

શિષ્ય—એવી કઇ વસ્તુઓ છે કે જેના ખાન-પાનથી વીર્યવૃદ્ધિ થાય ?

સૂરિ—જે કોઇ વસ્તુ મધુર, ચીકણી, પુષ્ટ કરનારી, બળને વધારનારી અને મનને હર્ષ ઉપજાવનારી હોય તે સર્વ વસ્તુઓ વૃષ્ય કિંવા વીર્યની વૃદ્ધિ કરનારી લેખાય છે દાખલા તરીકે દૂધ, અડદ, કૌચબીજ વિગેરે

શિષ્ય—ગર્ભ રહ્યો છે કે નહી તેની ખાત્રી કેવી રીતે કરી શકાય ?

સૂરિ—જ્યારે સ્રીને ગર્ભ રહે છે, ત્યારે સુઘડસ્રી તત્કાળજ તે જાણી શકે છે, છતા નીચેના લક્ષણો ઉપરથી પણ ગર્ભ રહ્યાનુ જાણી શકાય છે (૧) ગર્ભ રહ્યા પછી રજસ્વલા થતી નથી જો કે અપવાદ તરીકે કોઇ કોઇ વાર ગર્ભકાળ પુરો થતા સુધી અટકાવ આવે છે, પરંતુ તેના રગમા લાલાશ ઓછી હોય છે (૨) સ્તનના કદમાં વધારો થાય છે તેનો કાળો વ્યાસ મ્હોટો થઇ તે પર ઝીણા ઝીણા દાણા ઉપડી આવે છે. તેમાં દુખાવો તથા ગાઠા ગાઠા જણાય છે (૩) સવારમા ઉઠતા મ્હોમા મોળ આવે છે, બેચેની અને અરૂચી જેવુ જણાયા કરે છે (૪) ચાર માસ પછી બાળકનુ ફરકવું અનુભવાય છે (૫) પેટનુ કદ વધતુ જાય છે જો કે બીજા રોગોથી પણ પેટ વધે છે, પણ સગર્ભાવસ્થામા ક્રમશઃ પેટ વધે છે તેમજ તે સખ્ત

પણ હોતું નથી. (૬) કુખી બહાર નીકળી આવે છે અને તે પેટની આમલીની બરોબર થાય છે (૭) શરીર કાંતિ તેજસ્વી અથવા નબળું દેખાય છે (૮) ઉનવા થઇ આવતા સગર્ભા હેરાન થાય છે (૯) ઉંઘ વધી પડે છે અથવા ઓછી થઇ જાય છે (૧૦) કાળજામાં બળતરા થાય છે (૧૧) મ્હોમાંથી લાળ પડવાથી કંટાળો આવે છે (૧૨) દાંતમાં દુખાવો થાય છે અને તે અસહ્ય વેદના ઉપજાવે છે (૧૩) ભૂખમાં ફેરફાર થાય છે, મતલબ કે વધી જાય અથવા ઓછી પણ થઇ જાય (૧૪) દોહદ કિંવા જેને ભાવા–અભાવા કહેવામાં આવે છે તે ઉપજાવે છે અને તે મનને વાળવા છતાં ઇચ્છા પૂર્ણ કરવા ફાંફાં મારવાં કરે છે

શિષ્ય—ભાવા–અભાવા ઉપરથી ગર્ભની પ્રકૃતિ જાણી શકાય એ વાત સત્ય છે ?

સૂરિ—એમ કહેવામાં આવે છે કે જેવો ગર્ભ હોય છે તેવો જ દોહદો ઉત્પન્ન થાય છે અર્થાત્ જો જીવ અકર્મી હોય તો દોહદો પણ એવો જ થાય છે, એટલે કે ગર્ભવતીને જીવહિંસા અને દુષ્કૃત્યો કરવાના ભાવ થાય છે. દારુ–ઠીકરા–ધૂળ–માટી ખાવાનો હડકવા હાલે છે જો સુકર્મી હોય તો સુંદર ફળ–મેવા–મીઠાઇ–તીર્થંનદન–દેવદર્શન–પૂજા–પ્રભાવના–દયા અને સત્કૃત્ય કરવાનાં ભાવ ઉત્પન્ન થાય છે વળી એવું પણ અનુમાન બાંધવામાં આવ્યું છે કે પુત્રની માતાને પુરુષ જાતિનાં

પદાર્થોનો અને પુત્રીની માતાને સ્ત્રી જાતિના પદાર્થોનો દોહલો-મનોરથ થાય છે જે દોહલો થાય તે અવશ્ય પુરો પાડવો જોઇએ, નહિતર ગર્ભ નાશ પામે અથવા કદરૂપો થાય

**શિષ્ય**—ગર્ભકાળ કેટલી મુદતનો ગણાય અને તે ગર્ભમા પુત્ર છે કે પુત્રી તે કેમ જણાય ?

**સૂરિ**—ગર્ભકાળ ૪૦ અઠવાડીયાનો એટલે ૨૮૦ દિવસનો સામાન્યત ગણાય છે, તો પણ વખતે થોડા દિવસની વધ-ઘટ થઇ જાય છે હવે જો પુત્ર હોય તો તે ગર્ભિણી સ્ત્રીનું જમણું પાસું વિશેષ પ્રમાણમા રોકે છે અને પુત્રી હોય તો ડાબુ પાસું રોકે છે જોડલુ હોય તો બન્ને બાજુઓ ભરાવદાર જણાય અને નપુસક હોય તો કુખના મધ્યભાગમા સ્થાન લે એવો સાધારણ નિયમ છે કેટલીક વાર સારી દાયણો પણ આ ગુંચવાડાભર્યા નિયમ વડે ચોક્કસ નિશ્ચય કરી શકતી નથી

**શિષ્ય**—ગર્ભિણીએ ખાસ કરીને કયા-કયા નિયમોનું પાલન કરવુ જોઇએ ?

**સૂરિ**—સગર્ભાવસ્થામા સ્ત્રીએ ગર્ભના સંરક્ષણ માટે અને પવિત્રતાને માટે નીચેના નિયમો યથાશક્તિ પાળવા એવો આગ્રહ કરવામા આવ્યો છે —(૧) હમેશા શરીર તથા વસ્ત્ર પવિત્ર રાખવા (૨) સુખાસન ન હોય એવા વાહનો ઉપર બેસવુ નહીં (૩) પુરૂષસગ સર્વથા બધ કરવો (૪) જઠરાગ્નિ બગડે નહીં એવા પ્રકારનુ હલકુ તથા રૂચીકર

પણ હોતું નથી. (૬) ડુંટી બ્હાર નીકળી આવે છે અને તે પેટની ચામડીની બરોબર થાય છે (૭) શરીર કાંતો તેજસ્વી અથવા નબળું દેખાય છે (૮) ઉનવા થઇ આવતા સગર્ભા હેરાન થાય છે (૯) ઉંઘ વધી પડે છે અથવા ઓછી થઇ જાય છે (૧૦) કાળજામાં બળતરા થાય છે (૧૧) મ્હોંમાંથી લાળ પડવાથી કંટાળો આવે છે (૧૨) દાંતમાં દુખાવો થાય છે અને તે અસહ્ય વેદના ઉપજાવે છે (૧૩) ભૂખમાં ફેરફાર થાય છે, મતલબ કે વધી જાય અથવા ઓછી પણ થઇ જાય. (૧૪) દોહદ કિંવા જેને ખાવા-અખાવા કહેવામાં આવે છે તે ઉપજાવે છે અને તે મનને વાળવા છતાં ઇચ્છા પૂર્ણ કરવા કાર્ય માર્ગ કરે છે.

શિષ્ય—ખાવા-અખાવા ઉપરથી ગર્ભની પ્રકૃતિ જાણી શકાય એ વાત સત્ય છે ?

સૂરિ—એમ કહેવામાં આવે છે કે જેવો ગર્ભ હોય છે તેવો જ દોહદો ઉત્પન્ન થાય છે અર્થાત્ જો ગર્ભ અકર્મી હોય તો દોહદો પણ એવો જ થાય છે; એટલે કે ગર્ભવતીને હિંસા અને દુષ્કૃત્યો કરવાના ભાવ થાય છે. રાખ-માંસ-મૂળ-માટી ખાવાનો હડકવા હાલે છે જો સત્કર્મી હોય તો સુંદર ફળ-મેવા-મીઠાઇ-તીર્થવંદન-દેવદર્શન-પૂજા-પ્રભાવના-દયા અને સત્કૃત્ય કરવાનાં ભાવ ઉત્પન્ન થાય છે વળી એવું પણ અનુમાન બાંધવામાં આવ્યું છે કે પુત્રની માતાને પુરુષ જાતિના

આ ભાવનાનું પરિણામ શું આવ્યુ તે કૃષ્ણના જીવનમા ચમકતા અક્ષરે ઝળકી રહ્યુ છે. અકબરની માતાએ અકબર ગર્ભમા હતો, તે વખતે પોતાની જાંઘ–સાથળ ઉપર એક યુકિતવડે સુદર ફુલ કોતરી લીધુ હતુ બાદશાહ હુમાયુએ જ્યારે એ વિષે બેગમને પ્રશ્ન કર્યો ત્યારે તેણીએ જણાવ્યુ કે “ મેં મારા પગ ઉપર આ સુંદર ફુલ એટલા માટે કોતર્યું છે કે મારે જે પુત્ર થશે તેને પણ બરાબર આજ સ્થાને એવું જ ફુલ થશે ” અને વસ્તુત. તેમ જ થયુ. શિવાજીના પિતા શાહુરાજા તરૂણાવસ્થામા પ્રારભથી જ મ્હોટી મ્હોટી લડાઇઓમા જોડાયા હતા તે વખતે તેમની સ્રી પણ સાથે જ રહી તેમા યથાશકિત ભાગ લેતી હતી શિવાજી મહારાજ જ્યારે ગર્ભમા હતા તે પ્રસગે પણ રાણી વીરતા–ધીરતા અને સહનશીલતા સાથે ગર્ભનુ પાલન કરતા લડાઇની અદર કેદ પકડાયા હતા કેદમા પુરાવા છતા તે વીર માતા હમેશા એવી જ પ્રાર્થના કરતા કે—“ મારો પુત્ર શૂરવીર, સગ્રામમાં વિજયી અને સ્વદેશ તથા સ્વધર્મનું રક્ષણ કરવામા एकमेवाद्वितीय બને, એ જ એકમાત્ર મારી અભિલાષા છે. ” થોડા વખત પછી શિવાજીનો જન્મ થયો અને મ્હોટો થતાં તે સકલ્પબળના પ્રભાવથી મહાન્ વીર કેસરી, સ્વદેશભકત અને સ્વધર્મોદ્ધારક બની હિંદના ઇતિહાસમાં અજરામરતા પ્રાપ્ત કરી આવા અનેક ઉદાહરણો સસારના ઇતિહાસમા પગલે પગલે મળી આવે છે.

ભોજન કરવું (૫) મોટે સાદે વાંટા પાડીને બોલવું નહીં અતિશય ક્રોધ, શોક કે ઇર્ષા વિગેરે કરવાં નહી (૬) તેલ વિગેરે પદાર્થોનું મર્દન કરાવવું નહીં, થાક લાગે તેવું કામ કરવું નહીં, વાહા વગી ભાર ઉપાડવો નહીં, ભૂખ તરસ વેઠવી નહીં, તેમ જ ઝાડા–પીસાબના વેગને રોકી રાખવો નહીં (૭) પવિત્ર પુરૂષો અને સતી સન્નારીઓના ચરિત્ર વાંચવા-વિચારવામાં તથા ધર્મના પવિત્ર કાર્યો કરવામાં સમયનો સદુપયોગ કરવો (૮) ગર્ભિણીએ પોતાના દેહ–મનને પવિત્ર રાખવા ઉપરાંત આસપાસ પણ સર્વત્ર પવિત્રતા અને શુચિતા પ્રવર્તાવવી (૯) ચેપી રોગવાળાઓના સંસર્ગથી તદ્દન દૂર રહેવું (૧૦) સ્વદેશ તથા સ્વધર્મની ખાતર જે જે પુરૂષોએ પોતાના પ્રાણ સમર્પ્યા હોય તેમના ચરિત્રનું મનન કરી તેવા સંસ્કાર ગર્ભસ્થ પુત્ર પુત્રીમાં દાખલ થાય એવી ભાવના ભાવવી

શિષ્ય—એ ભાવનાની શું ખરેખર ગર્ભ ઉપર અસર થતી હશે ?

સૂરિ—એ ભાવનાની અસર એવી તો નિઃસંદિગ્ધ છે કે તેના એક–બે જ નહીં પણ સંખ્યાબંધ દૃષ્ટાંતો ઇતિહાસમાં મળી આવે છે કૃષ્ણ મહારાજ જ્યારે ગર્ભમાં હતા ત્યારે વસુદેવજીએ અને દેવકીજીએ સંકલ્પ કરી સંસ્કાર આપ્યો હતો કે—" કંસે મારા ૭ બાળકોને માર્યા છે પણ આ બાળક થકી જરૂર કંસનો ગર્વ ઉતારે એવો થાઓ "

આ ભાવનાનું પરિણામ શું આવ્યું તે કૃષ્ણના જીવનમા ચમકતા અક્ષરે ઝળકી રહ્યુ છે. અકબરની માતાએ અકબર ગર્ભમા હતો, તે વખતે પોતાની જાંઘ-સાથળ ઉપર એક યુકિતવડે સુંદર ફુલ કોતરી લીધુ હતું બાદશાહ હુમાયુએ જ્યારે એ વિષે બેગમને પ્રશ્ન કર્યો ત્યારે તેણીએ જણાવ્યું કે "મેં મારા પગ ઉપર આ સુંદર ફુલ એટલા માટે કોતર્યું છે કે મારે જે પુત્ર થશે તેને પણ બરાબર આજ સ્થાને એવું જ ફુલ થશે" અને વસ્તુત. તેમ જ થયુ. શિવાજીના પિતા શાહુરાજા તરૂણાવસ્થામા પ્રારંભથી જ મ્હોટી મ્હોટી લડાઇઓમા જોડાયા હતા તે વખતે તેમની સ્ત્રી પણ સાથે જ રહી તેમા યથાશકિત ભાગ લેતી હતી. શિવાજી મહારાજ જ્યારે ગર્ભમા હતા તે પ્રસંગે પણ રાણી વીરતા-ધીરતા અને સહનશીલતા સાથે ગર્ભનુ પાલન કરતા લડાઇની અંદર કેદ પકડાયા હતા કેદમા પુરાવા છતા તે વીર માતા હમેશા એવી જ પ્રાર્થના કરતા કે—"મારો પુત્ર શૂરવીર, સંગ્રામમા વિજયી અને સ્વદેશ તથા સ્વધર્મનુ રક્ષણ કરવામા **एकमेवाद्वितीय** બને, એ જ એકમાત્ર મારી અભિલાષા છે." થોડા વખત પછી શિવાજીનો જન્મ થયો અને મ્હોટો થતાં તે સંકલ્પબળના પ્રભાવથી મહાન્ વીર કેસરી, સ્વદેશભક્ત અને સ્વધર્મોદ્ધારક બની હિંદના ઇતિહાસમાં અજરામરતા પ્રાપ્ત કરી આવા અનેક ઉદાહરણો સંસારના ઇતિહાસમા પગલે પગલે મળી આવે છે.

શિષ્ય—આપનો કથિતાશય હું એ બરાબર સમજી શક્યો હોઉં તો તે ટુંકામાં એટલો જ કે ગર્ભ રહેવા વખતે તથા ગર્ભકાળ વખતે માતા સ્વદેશાભિમાની કિંવા પ્રતાપિક ધર્મવીરોના-ભક્તોનાં કે તત્વજ્ઞાનીઓનાં વૃત્તાંતો ધ્યાનપૂર્વક સાંભળી મનન કરે તો તે વૃત્તાન્તોને અનુરૂપ સંતતિ પેદા થાય છે તેમ જ જે હુન્નર-કળાનો સગર્ભા શોખ રાખે અથવા પોતાના ફરજંદને જે કળામાં નિપુણ બનાવવું હોય તે તે કળા ઉપર શોખ રાખે તો અવશ્ય તે જ કળામાં નિપુણ નિવડનાર ફરજંદ પ્રાપ્ત થાય છે તેથી ઉલટું જે સગર્ભાઓ ટંટા ફીસાદ, ચાડી-નિંદા વિગેરેમાં લગની રાખે અને દુરાચારમાં મગ્ન રહે તો બેશક તેણીના સંતાનો પણ તેવા જ પાકે આંબા માંથી આમ્રફળ અને લીંબડામાંથી લીંબોળીઓ જ પાકે એ અબાધિત નિયમમાં પરિવર્તન થઇ શકતું નથી.

સુરિ—તમે કહો તે જ મારો આશય છે એ આશય સિદ્ધ કરવાને માટે સ્ત્રી કેળવણીની અનિવાર્ય આવશ્યકતા છે, એટલું તો તમે વિના સંકોચે સ્વીકારી શકશો માતાઓ સચ્ચારિત્ર, ઉદાર અને કર્તવ્યતત્પર બને એટલા માટે તેમને શિક્ષણ પણ એવું જ મળવું જોઇએ કે જેથી તેમની ગુણોની પસ્તમનાની બેડીઓ દૂર થાય. પોતાનું પોતાના કુટુંબનું ધર્મનું અને દેશનું ગૌરવ શેમાં રહેલું છે તે બરાબર સમજી શકે. જ્યાં સુધી સ્ત્રીઓ ન સુધરે ત્યાં સુધી સમાજ ઉન્નતિ કે દેશની ઉન્નતિનું એક ઉપયોગી અંગ હમેશાં પક્ષઘાતવાળું

જ રહેવાનુ હુ ધારૂં છુ કે સ્ત્રી કેળવણીની આવશ્યક્તા ઉપર જૂદા જૂદા પ્રસગે મે જે કહ્યુ છે તે તમારા લક્ષ બહાર નહીં ગયું હોય

**શિષ્ય**—ગર્ભની ક્રમે ક્રમે કેવી રીતે ઉન્નતિ થાય છે, તે હજી આપે નથી કહ્યુ. માટે તે વિષય ચર્ચાય તો ઠીક એવી મ્હારી ઇચ્છા છે

**સૂરિ**—પિતાનુ વીર્ય તથા માતાનુ લોહી એકત્ર થયા પછી એક પ્રકારનું કલલ અર્થાત્ સ્વરૂપ ઘડાય છે પછી સાત દિવસે તે કલલમાથી અર્બુદ કહેતા પરપોટા જેવો આકાર બધાય છે, તે પછી સાત દિવસે અર્બુદની પેશી એટલે કે કોથળી જેવો આકાર તે ધારણ કરે છે અને તે પછી સાત દિવસે અદરથી નક્કર ભાગ રચાવા લાગે છે

**શિષ્ય**—માસિક ક્રમોન્નતિ કેવી રીતે થતી હશે ?

**સૂરિ**—ગર્ભ પહેલે મહિને દોઢસો ચણોઠી જેટલો તોલમા હોય છે બીજે મહીને તે કરતા સહેજ વધે છે અને ત્રીજે મહિને તે ગર્ભ માતાના દીલમા દોહલો ઉત્પન્ન કરવાને શક્તિમાન થાય છે

**શિષ્ય**—ગર્ભના શુભાશુભ પ્રમાણે માતાને સુરૂચી તથા કુરૂચી ઉત્પન્ન થાય છે, એટલુ જ નહી પણ જે જાતિનો દોહલો થાય તે જ જાતિનો પુત્ર કે પુત્રિ થાય એમ પણ આપે એકવાર અગાઉ જણાવ્યું હતું તે મને બરાબર યાદ છે

સૂરિ—દોહલા પ્રમાણે સ્વપ્નનું પણ એવું જ સારૂં નરસું ફળ મળે છે અને માતાનો દોહલો પૂર્ણ ન થાય તો ગર્ભને નુકશાન પહોંચે છે એ વાત મેં અગાઉ જણાવી હતી; પરંતુ તેમ થવામાં મુખ્ય કારણ શું છે, તે આ પ્રસંગે મારે જણાવી દેવું જોઇએ. દોહલો પૂર્ણ ન થવાથી ગર્ભિણીના શરીરની અંદર રહેલો વાયુ પ્રકોપ પામે છે અને તે કોપ પામેલો વાયુ ગર્ભનો ક્વચિત્ નાશ કરે છે કિંવા તેને કદરૂપ બનાવી દે છે

શિષ્ય—ત્રણ માસ વીતતાં ગર્ભનું સ્વરૂપ કેવી રીતે સ્પષ્ટ થતું જાય છે?

સૂરિ—ચોથે મહિને ગર્ભ માતાના શરીરને ગુરુ પુષ્ટ બનાવે છે અને પાંચમે મહિને તે ગર્ભમાંથી હાથના બે પગના બે, અને માથાનો એક, એમ પાંચ અંકુરા સ્પષ્ટપણે બહાર આવે છે. છઠે મહિને તે ગર્ભ પોતાના પિત્તને તથા લોહીને વધારે છે અને સાતમે મહિને બે જે પેશીઓ ઘનપે આગળ વિવેચન કર્યું તેના તોલથી પાંચસો ગણી વધી જાય છે વળી તે ગર્ભ નાભીથી નીકળતી સાતસો નાડીઓ અને નવ ધમનીઓ પણ ઉત્પન્ન કરે છે

શિષ્ય—વચમાં એક પ્રશ્ન પૂછવાની રજા માગું છું, સ્ત્રી પુરૂષ અને નપુંસકના શરીર રચનામાં અગત્યનો ભેદ શો હશે?

સૂરિ—સ્ત્રીના શરીરમાં છસો એંશી નાડીઓ હોય છે અને નપુંસકના શરીરમાં છસો સીત્તેર હોય છે. એટલે કે પુરૂષ

કરતા સ્ત્રીના શરીરમા વીસ અને નપુંસકના શરીરમા ત્રીસ નાડીઓ ઓછી હોય છે વળી પુરૂષાકાર શરીરમાં નવ દ્વાર હોય છે અને સ્ત્રી શરીરમા અગીયાર સ્રોતદ્વાર હોય છે. દાત બત્રીશ હોવાનુ સામાન્યતઃ ગણાય છે, પરતુ કોઇ ભાગ્યશાળીને જ એટલા દાત હોય છે

શિષ્ય—હવે આપણે ગર્ભધારણના મૂળ વિષય ઉપર આવીએ

સૂરિ—ગર્ભમા રહેલો જીવ પોતે, અદર રહેલા સૂતારની પેઠે શરીરની બાર પાસળીના કરડક તથા છ પાસળીઓ બનાવે છે પીઠના અસ્થિના અઢાર સાંધાઓ તથા પાંચ વામ જેટલુ લાબુ જાડુ આતરડુ પણ તે જ રચે છે. ગર્ભ આઠમે મહિને ઘણોખરો પરિપૂર્ણ થઇ જાય છે તે પહેલા નવાણું લાખ રોમકુપ તથા દાઢીના, મૂછના અને માથાના સર્વ મળી સાડા ત્રણ કરોડ રોમ ઉત્પન્ન કરે છે. આઠમે મહિને તે ઓજ તથા આહાર ગ્રહણ કરવા લાગે છે એવી રીતે ગર્ભવાસમા રહેલો જીવ ૨૭૭॥ ( બસો સાડી સત્તોતેર ) દિવસ વ્યતીત કરે છે.

શિષ્ય—ગર્ભાવસ્થામા તેની અવસ્થીતિ કેવા પ્રકારે હોય ?

સૂરિ—ગર્ભમા રહેલો જીવ માતાની પીઠ તરફ નીચે મુખ કરી, બે હાથ જોડી ઘણા દુઃખમા દિવસો નિર્ગમન કરતો

હોય છે ગર્ભાવાસનાં દુઃખો—હકીકતનો અહેવાલ પચ્ચખાણ આચાર્યોએ વિસ્તારથી વર્ણવ્યો છે તે વાંચતાં એવું ગર્ભાવાસનું કષ્ટ પુનઃ આત્માને ન સહન કરવુ પડે એવી પ્રાર્થના કરવી જોઇએ. જન્મ અને મરણનાં દુઃખો ખરેખર ઘણા ત્રાસદાયક હોય છે તેના વાંચન અને શ્રવણથી વૈરાગ્ય ભાવ સહેજ ઉત્પન્ન થાય છે; પણ તે વાત જવા દઇએ, ગર્ભાવાસમાં રહેલો જીવ માતાના જઠરાગ્નિથી જ પરિપક્વ થાય છે માતાના આરામ અને શ્રમની અસર તે ગર્ભ સંપૂર્ણપણે અનુભવે છે માતા જાગતી હોય તે વખતે ગર્ભ પણ જાગતો હોય છે અને માતા સુતી હોય તે વખતે ગર્ભ પણ આરામ કરતો હોય છે માતાના સુખે સુખી અને માતાના દુઃખે દુઃખી થવાનું તે ગર્ભના ભાગ્યમાં નિર્માણ થઇ ચુક્યુ હોય છે

શિષ્ય—બાળકના જન્મ વખતે રહેલા ગ્રહ—નક્ષત્રો ઉપરથી કંઇ સૂચના મળતી હશે ?

સૂરિ—ભાગ્યશાળી મનુષ્યના જન્મને સમયે ગંડાન્ત. મૂળ નક્ષત્ર, અશ્લેષા નક્ષત્ર, અવળે સ્થાને પડેલા ગ્રહ તથા ખરાબ દિવસ એટલાં વાનાં ન હોય તેમ જ તેના સદ્ભાગ્યથી બાળકના પ્રસવ વખતે માતાને બહુ કષ્ટ પણ અનુભવવુ ન પડે.

શિષ્ય—પણ ધારો કે તે જ નક્ષત્રો હાય, તો પછી તેનુ પરિણામ કેવુ સંભવ ?

સૂરિ—પહેલાં આટલી વાત લક્ષમાં રાખો કે ચંદ્રને એક નક્ષત્ર ભોગવતા આશરે સાઠ ઘડી લાગે છે નક્ષત્રના

ભોગ કાળના ચોથા ભાગને પાયો કહે છે આ રીતે જોતા આશરે ૫ દર ઘડીનો એક પાયો લેખાય હવે, મૂળ નક્ષત્રનો પહેલો, બીજો તથા ત્રીજો પાયો અનુક્રમે પિતાનો, માતાનો તથા ધનનો નાશ કરે છે ચોથો પાયો શુભ ગણાય છે. આશ્લેષા નક્ષત્રનો પહેલો પાયો શુભ ગણાય છે, જ્યારે બીજો, ત્રીજો તથા ચોથો પાયો અનુક્રમે પિતાનો, માતાનો તથા ધનનો નાશ કરે છે મૂલ નક્ષત્રના ત્રીસ મુહૂર્ત્તમા પહેલો, બીજો, છઠ્ઠો, આઠમો, નવમો, ત્રેવીશમો તથા અઠ્ઠાવીશમો મુહૂર્ત્ત જન્મને સમયે હોય તો તે દુ ખદાયી જાણવો ( બે ઘડીનો એક મુહૂર્ત્ત ગણાય )

**શિષ્ય**—કેટલાક જ્યોતિષીઓ વ્યભિચારથી ઉત્પન્ન થયેલી સ તતિનુ અનુમાન બાધે છે તે કઇ રીતે બાધતા હશે?

**સૂરિ**—જો જન્મ સમયે રવિ, મ ગળ, શનિ એમાંથી એક વાર, અપૂર્ણ નક્ષત્ર અને ભદ્રા તિથિ–બીજ, સાતમ કે બારશ એ ત્રણેનો યોગ થાય તો ઉત્પન્ન થયેલી સ તતિ ઘણુંખરૂ વ્યભિચારથી થયેલી મનાય છે તે ઉપરાત જો લગ્ને રવિ તથા ચ દ્રમા હોય, લગ્નનો સ્વામી તથા ગુરૂ લગ્નને જુવે નહીં અને ચતુર્થ સ્થાને પાપગ્રહની સાથે ચ દ્રમા તથા રવિ હોય તો સ ંતતિ પર પુરૂષથી પેદા થયેલી હોવી જોઇએ એમ જ્યોતિર્વિદો માને છે

**શિષ્ય**—બાળકને દાત ક્યારે આવે અને તેનું ફળાફળ કેવી રીતે જણાય ?

સૂરિ—જન્મ દિવસથી માંડી બે વર્ષ પુરાં થાય તેટલી મુદતમાં બાળકને પુરા દાંત આવે છે સાતમા વર્ષથી માંડી દસ વર્ષની અંદર સર્વ દાંત એકવાર પડી જઇ પુન ઉગવા લાગે છે સાત મહિનાની અંદર જો બાળકને દાંત આવવા લાગે કિંવા જન્મથી જ જો બાળક દાંત સહિત હોય તો તે નિશ્ચયથી કુળનો નાશ કરનાર મનાય છે તે અપલક્ષણની શાંતિ માટે ધર્મકૃત્ય કરવાં.

બત્રીસ દાંત જેને સંપૂર્ણ હોય તો તે રાજા થાય, એકત્રીસ હોય તે ભોગી થાય, ત્રીસ હોય તો તે થોડા પૈસાવાળો થાય ઓગણત્રીસ હોય તે દરિદ્રી થાય અને અઠ્ઠાવીસ હોય તે સુખી થાય એવો નિયમ છે અઠ્ઠાવીસ કરતાં ઓછા દાંતવાળો મનુષ્ય ઉત્તમ પાત્ર લેખાતો નથી વળી કુંદન—ડોલરનાં ફુલ જેવા જેનાં દાંત સરખા, ઝીણાં, મુખવાળા સ્વચ્છ, લાલ પેઢાવાળા, તીક્ષ્ણ દાઢવાળા અને નક્કર હોય તે મનુષ્ય આ લોકમાં ધન ધાન્યની સમૃદ્ધિ પ્રાપ્ત કરી સુખ ભોગવે. ગધેડાના જેવા તથા વાઘના જેવા દાંત હોય તો તે બહુ શ્રેષ્ઠ મનાય છે. પરંતુ બે હારથી ઉગેલા, છૂટા છૂટા કાળા, વિકરાળ અને ખરબચડા અથવા ન્હાના મ્હોટા દાંત હોય તે સારા મનાતા નથી તે પાપકારી અને દુઃખદાયી મનાય છે.

શિષ્ય—હું ધારૂં છું કે એ સંબંધે બહુ કહેવાઇ ચુક્યું છે હવે કંઇ ખાસ સૂચના કરવા જેવું હોય તો જણાવશો.

સૂરિ—ભવિષ્યના ઇચ્છનાર પુરૂષે સ્ત્રી સંયોગ કર્યા

પછી મળ-મૂત્રની શંકા હોય તો તે ટાળવી અને શંકા ન હોય તો મળ-મૂત્રનો ત્યાગ કરવાનું સ્થાનક ક્યાં છે તે જોઇ રાખવું સર્વ આહારનો પરિત્યાગ કરવો પાસે જળ રાખવું બારણાં બંધ કરવાં પવિત્ર થઇ ઇષ્ટ દેવને નમસ્કાર કરી અપમૃત્યુની બીક ટાળવી, પછી પોતે પવિત્ર થઇ રક્ષામંત્રથી પવિત્ર કરેલી પહોળી શય્યા ઉપર સારી રીતે ઓઢી ડાબે પડખે સૂઇ રહેવું.

**શિષ્ય**—આ સંભોગ પછી ઘંટાનો નાદ ન થતો હોય તો પણ સાંભળવામાં આવે તો ?

**સૂરિ**—એ એક બહુ જ ખરાબ અપશુકન ગણાય છે. ઘંટા ન વાગતા હોય છતાં તેના નાદનો આભાસ કર્ણ ગોચર થાય તો તેવો આભાસ પામનાર મનુષ્ય પાંચ માસમાં મૃત્યુ પામે એવું શુકનશાસ્ત્રનું વચન છે

**શિષ્ય**—ભલા, નિદ્રા રાત્રે જ ખાસ કરીને આવતી હશે તેનું શું કારણ ?

**સૂરિ**—નિદ્રા એ વસ્તુતઃ તમોગુણી છે તમોગુણને અંધકારની ઉપમા આપવામાં આવી છે જીવના અનાદિ-કાળના તમોગુણરૂપી આવરણો જ્યાંસુધી દુર ન થાય ત્યાં સુધી તેને નિદ્રા વિના ચાલતું નથી હવે રાત્રે જ નિદ્રા કેમ આવે છે, તેનો ખુલાસો તમે સમજી શકશો નિદ્રા પોતે તમોગુણવાળી હોવાથી અંધકારની બહુલતાવાળા રાત્રિના સમયે જ પ્રગટ થાય છે.

શિષ્ય—નિદ્રા વખતે નાડીઓ તથા ઇંદ્રિયો શું કામ કરતી હશે ?

સુરિ—તે વખતે સજ્ઞાવાહક ઓત-નાડીઓ કહેવી બરાઇ જાય છે અને ઇંદ્રિયો દિવસના શ્રમને લીધે એટલી બધી થાકી ગયેલી હોય છે કે તે પોતાનુ કામ બંધ કરે છે; છતા મન તો તે વખતે પણ પોતાનુ કામ કર્યાજ કરતુ હોય છે આપણને જે સ્વપ્ન આવે છે તે કેટલીક વાર આ તરંગી, મનના જ પ્રતાપે હોય છે મન જે પોઘ ગડતુ હોય છે તેનો આભાસ આપણે સ્વપ્નાવસ્થામાં જોઇ શકીએ છીએ.

શિષ્ય—નિદ્રા કેવા પ્રકારની હોય તો શ્રેષ્ઠ જાણવી ?

સુરિ—જે નિદ્રામા કોઇ પણ જાતનો વ્યાઘાત ન થાય, જ નિદ્રા દેહના જેવા ઉપયોગી અવયવોને આરામથી કામ કરવા દઇ શરીરના થાકને દૂર કરે તે નિદ્રા ઉત્તમ જાણવી અમૃતના સીંચનથી જેમ લતા-વૃક્ષ હમેશા લીલા અને હરાભરા રહે છે તેવી જ રીત ઉત્તમ પ્રકારની નિદ્રાથી મનુષ્યના તન-મન પણ પ્રફુલ્લિત અને આરોગ્ય રહે છે સારી નિદ્રા લેનારા મનુષ્યો લાંબુ આયુષ્ય અને આરોગ્ય ભોગવે છે તેથી ઉલટુ અતિ વ્યાકુળતાવાળી તથા ભ્રમવાળી નિદ્રા કાળરાત્રિની ગરજ સારે છે નિદ્રા નહીં આવવાથી મનુષ્ય બેચેની અને ગભરામણીનું રાત્રિ પસાર કરે છે અને તેથી તેના આયુષ્યનો તથા આરોગ્યનો પણ ક્ષય થાય છે કેટલાક લોકો રાત્રે ઉજાગરાઓ કરી તન

મનની પાયમાલીને આમત્રણ કરે છે તે ઈચ્છવા યોગ્ય નથી રાત્રિનો સમય નિદ્રા અને ધર્મધ્યાન માટે જ નિર્માણ થયેલો છે. તેનો જેઓ પુરતો લાભ નહિ લેતા વ્યસનમા કે વ્યભિચારમા વ્યતિત કરે છે, તેઓ આ ભવમા રોગ-શોકને વ્હોરી લે છે, એટલુ જ નહીં પણ પરભવમાયે તે પાપોનુ અતિ ઉગ્ર પ્રાયશ્ચિત્ત તેમને કરવુ પડે છે રાત્રિનો સમય જો શાતિમા અને ધર્માનંદમા પસાર થાય તો બીજા દિવસનો પ્રકાશ મનને આહ્લાદ આપનારો થઈ પડે છે વૈદ્યકશાસ્ત્રમા કહ્યુ છે કે રાત્રિનો ઉજાગરો તે રૂક્ષ-લુખો અને દિવસની નિદ્રા તે સ્નિગ્ધ-ચીકણી, ગણાય છે દિવસે બેસી રહેવુ અને રાત્રિએ ઉદ્યમ કરવો તે રૂક્ષ-સ્નિગ્ધ ગણાય છે

**શિષ્ય**—શું ત્યારે દિવસે કદિ પણ ન જ સૂઇ રહેવુ એમ આપ કહેવા માગો છો ?

**સૂરિ**—ક્રોધ, ભય, શોક, મદ્યપાન, સ્ત્રી સભોગ, ભાર વહન તેમજ વાહનમા બેસી રહેવાથી અને અતિ થાક લાગવાથી દિવસે સૂઇ રહેવામા હરકત નથી અતિસાર, શ્વાસ, તથા હેડકી આદિ રોગોથી પીડાતા, ઘરડા, બાળક, દુર્બલ, માદગી ભોગવવાથી ક્ષીણ થયેલાઓને તેમ જ ક્ષુધા, તૃષા, શૂળ વિગેરે રોગોથી પીડાયેલા અને અજીર્ણાદિ રોગોથી ઉપદ્રવ પામેલા મનુષ્યોને દિવસના કોઇપણ ભાગમા સૂઈ રહેવાને હરકત નથી, કારણ કે નિદ્રા લેવાથી ઉપર જે રોગીયો કહ્યા તેમના શરીરમાના વિષમ બનેલા ધાતુ સમ બને છે

અને તેથી શરીરને પુષ્ટિ મળે છે નિદ્રાથી રસ-ધાતુ સ્નિગ્ધ બને છે અને શુદ્ધ કફ ઘન થાય છે એમ વૈદો કહે છે તે માનવા યોગ્ય છે. મેદવાળા મનુષ્યોને માટે દિવસે સુવું હિતકર નથી

શિષ્ય—ભૂખ્યા પેટે સુઇ રહેવાય તો ?

સૂરિ—મનુષ્ય જો કાઇ પણ ખાધા વગર દિવસે સૂઇ રહે તો હોજરીને કામ કરવાનો પુષ્કળ સમય મળે છે અને તેથી તેની પાચન શક્તિ ઉપર બહુ સારી અસર થાય છે. કેટલાકો તો એટલે સુધી કહે છે કે ભૂખ્યા પેટે સૂઇ રહેવામાં આવે તો પેટમાં કદાપિ બાધાવું હોય તો તે પણ પચી જાય છે રાત્રીએ ઉજાગરો કર્યો હોય અથવા કરવાનો હોય તો જમ્યા પછી થોડો વખત સુઇ રહેવું એ યોગ્ય છે

શિષ્ય—ગ્રીષ્મ ઋતુમાં ઘણા મનુષ્યો દિવસે ખુબ નિદ્રા લે છે તેનું કેમ ?

સૂરિ—ગ્રીષ્મ ઋતુમાં દિવાનિદ્રા નુકશાન નથી કરતી; કારણ કે તે વખતે શરીરમાં વાયુનો સંચય થયેલો હોય છે વળી રૂક્ષ બનેલી હોય છે અને રાત્રિ ટુંકી થઇ હોય છે, તેથી ગ્રીષ્મમાં દિવસે સૂઇ રહેવું નિષિદ્ધ નથી. ગ્રીષ્મ ઋતુમાં પડેલી ટેવ બીજી ઋતુ બેસતાં તુરત જ દૂર કરી દેવી જોઇએ. નહીંતર એ ટેવ વખત જતાં મનુષ્યોને હેરાન કરે છે દિવસની નિદ્રા ગ્રીષ્મ સિવાયની બીજી ઋતુમાં કફ પિત્તનો વિકાર ઉત્પન્ન કરે છે

**શિષ્ય**—આપે રાત્રિ સબધી, સંતાનોત્પત્તિ સબંધી તથા ટુકામા ઐહિક અને પરલૌકિક કલ્યાણ સબધી જે ઉપદેશ મને આપ્યો છે તે મારા હૃદયમા ખરોખર કોતરાઇ રહ્યો છે હુ બનતા સુધી તે ઉપદેશનુ મારા જીવનમા અક્ષરશ પાલન કરીશ

**સૂરિ**—તથાસ્તુ ! શુદ્ધ મનવાળા મનુષ્યો જો આ શાસ્ત્રીય આચાર-વિચારને દૃઢપણે વળગી રહે તો ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થની સિદ્ધિ થાય, એટલુ જ નહી પણ તે ત્રણે પુરૂષાર્થ મિત્ર જેવા બની રહે એ નિ.સશય છે ધર્મ એ સઘળા પુરૂષાર્થોમા મુખ્ય ભાગ ભજવે છે, તેના વિના બાકીના ત્રણ પુરૂષાર્થો વસ્તુત. પુરૂષાર્થના અભિધાનને જ યોગ્ય નથી રહેતા જીવનને ધર્મમય બનાવવાનો યથાશક્તિ પ્રયત્ન કરજો હુ તમારી સાથે જે દીલ ખોલીને વાત કરૂ છુ તેનો દુરૂપયોગ કે ખોટો અર્થ ઉઠાવશો નહીં આપણી વાતોમા કેટલીક વાતો એવી પણ છે કે જે અજ્ઞાન અને અનધિકારી મનુષ્યોને માટે શસ્ત્ર જેવી થઇ પડે, તેનો ઉપયોગ બહુ જ વિવેકથી અને બુદ્ધિમત્તાથી કરવાનો છે એ લક્ષમાં રાખજો



## (૧૦) ઋતુચર્યા.



શિષ્ય—કઇ કઇ ઋતુમાં મનુષ્યે ખાસ કરીને કેવી રીતે વર્ત્તવું જોઇએ એ વિષે વિવેચન કરવાનું આપે કબુલ્યું હતું.

સૂરિ—મને તે સ્મરણમાં જ છે શરીર અને મનના સુખ હેતુ અર્થે કાળના બળોને સમજી લેવા એ અત્યાવશ્યક છે સર્વ ઠેકાણે કાળનું મહાત્મ્ય પોતાનું જબરૂ બળ ધરાવે છે એટલા માટે ઋતુને ઉચિત થાય તેવી રીતે આહાર વિહાર કરવાથી રોગાદિ કલેશો હેરાન કરતા નથી

શિષ્ય—આપણે વસન્ત ઋતુથી જ પ્રારંભ કરીએ.

સૂરિ—વસન્તને ઋતુરાજ કહેવામાં આવે છે આ ઋતુમાં દક્ષિણ દિશાનો પવન, આંબાની મંજરીઓ મોગરાની પુષ્પ માળાઓ અને ભ્રમર તથા કોકિલાના રસમય ગુંજનો રસિક હૃદયમાં આમોદની ઉર્મીઓ ઉછાળવા શક્તિમાન થાય છે આ ઋતુની વિશેષતા ટુંકમાં કહું તો તે એટલી જ છે કે કફનો પ્રકોપ અતિશય માત્રામાં દેખાવ દે છે અને જઠરાગ્નિ મંદ પડે છે કફના પ્રકોપની શાંતિને માટે વ્યાયામ કરવામાં તથા ઔષધાદિના સેવનમાં આળસ કરવામાં આવે તો શરીરને તેનું પરિણામ સહન કરવું પડે છે દિવસે નિદ્રા કરવી આ ઋતુમાં ઇષ્ટ નથી કેટલાક વૈદ્યો કફની શાંતિને અર્થે વમન

આદના પ્રયોગો સૂચવે છે તે અનુકૂળતા પ્રમાણે અમલમા મુકવા

**શિષ્ય**—ખાન-પાન સબધી સાવચેતી પણ રાખવી જોઇએ ને ?

**સૂરિ**—કફને ઉત્તેજન ન મળે એવા જ ખાન-પાનો લેવા એમ હુ કહી ચુકયો છુ ઘણું સ્નિગ્ધ નહીં તથા જેની અદર કડવો તથા તીખો રસ પ્રધાન હોય એવા દ્રવ્યો, શાલીચોખા વિગેરે ઉન્હા ભોજનો વાપરવા હિતકર છે ઘણું ટાઢું, પચતા વાર લાગે એવુ, ઘી જેવા સ્નિગ્ધ રસોથી પરિપૂર્ણ-ચીકણુ, કાચું તથા પાતળુ અન્ન આ ઋતુમા ન વાપરવુ સરબત વિગેરે પણ એવા જોઇએ કે જેથી કફના પ્રકોપને ઉત્તેજન ન મળે તેનો ઉપયોગ પણ માફકસર કરવો કેટલાક શ્રીમતો શરીરે મલયાગરનો, કેસરનો તથા ચદનનો લેપ કરે છે તેમ કરવાથી તેમના દેહને શાતિ તથા આરામ મળે છે જેમને સગવડ તથા અવકાશ હોય તેમને એવા વિલેપનો આ ઋતુમા ઉપયોગી થઇ પડે છે

**શિષ્ય**—ગ્રીષ્મ ઋતુમાં કેવી રીતે વર્ત્તવુ ?

**સૂરિ**—આ ઋતુમા સૂર્ય, ભૂમિના સર્વ રસોને ખેંચી લેવા પ્રયત્નશીલ રહ્યા કરે છે શરીરમાથી બળ ઓછુ થતુ હોય એવો ભાસ થયા કરે છે ગ્રીષ્મમા મધુર, શીતળ, સ્નિગ્ધ, પાતળુ તથા જલદી પચી જાય એવુ ભોજન ઉપાદેય ગણાય છે ભેસનુ દૂધ, ઉત્તમ ચોખા તથા ઘી જેવા દ્રવ્યો

આવાથી શરીરનુ બળ સચવાઈ રહે છે. વહીં અથવા છાશ ઉપર જે પાણી દેખાય છે તેમાં કેટલાક સાકર મેળવી તેનુ પાન કરે છે. શીખંડ જેવા ભોજનોથી તથા કેરા ફળનોથી ગ્રીષ્મની ગરમી કેટલેક અંશે ઓછી કરી શકાય છે. વિલાસી સ્ત્રી-પુરૂષો ગ્રીષ્મની ચાંદનીમાં ફરવાનુ ઉદ્યાનોમાં વિહરવાનું અને સુગંધીયુક્ત ખાન-પાન લેવાનુ ખાસ કરીને પસંદ કરે છે. ખરેખર જ્યારે સૂર્યનાં તાપથી તપી રહી હોય તે વખતે લતા મંડપમાં પડયા રહેવાનુ અથવા ફુવારા પાસે જઈ પોતાની પ્રિય સ્ત્રીના અંગરૂપ વેલડીના સ્પર્શથી શાંતિ પ્રાપ્ત કરવાનું કયો ગૃહસ્થ ન ઇચ્છે ? જળથી ભીંજાવેલા વીંઝણાનો પવન કિંવા ઉદ્યાનની ડંડી લહરી આ ઋતુમાં મનને અતિશય આમોદ ઉપજાવનારી થઈ પડે છે. પવનથી આનંદ ઉપજાવતી તથા મંદ માના કિરણથી શોભતી અગાશીમાં શરીરે સુગંધી પદાર્થો ચોળી ગૃહસ્થો અને ગૃહિણીઓ રાત્રિ નિર્ગમન કરે છે. બુદ્ધિશાળી મનુષ્યોએ આ ઋતુમાં અતિ ખાટો કડવો અને ખારો એ ત્રણ રસ તથા ભરમાગરમ ભોજન ન કરવાં. વ્યાયામ તથા ઉદ્યમમાં બહુ આળસ ન સેવવુ. સ્ત્રી મર્મ કાવ્યના મનોહર સરસતો, સહેજ તથા સુલાયમ વચ્ચે, સુગંધી વિલેપનો અને જળાશયો વિગેરે વસ્તુઓ મુનિઓના મનને પણ વિહ્વળ કરી દે છે.

શિષ્ય—વર્ષા ઋતુમાં રોગનો પ્રકોપ અકસ્માત્ વધી પડે છે તે શાથી ?

સૂરિ—કારણ કે એ ઋતુમાં વાદળાના પવનથી, ભૂમિની

અ દરથી નિકળતી બાફથી અને જળબિંદુના યોગથી મનુષ્યના વાતાદિ દોષો પ્રકોપ પામે છે. એક તો ગ્રીષ્મના અસહ્ય તાપથી મનુષ્યનો દેહ દુર્બળ થઇ ગયેલો હોય અને તેમાં આવો પ્રકોપ થાય એટલે ઘેર ઘેર માદગીના બીછાના પડે એમા કઇં નવાઇ નથી, પરતુ જો બરાબર આજ વખતે વાત, પીત્ત, કફ તથા રસરક્ત પ્રમુખ ધાતુઓને સામ્ય સ્થીતિમા રાખવાનો પ્રયત્ન કરવામા આવે તો પ્રકૃતિમા ગંભીર ફેરફાર ન થાય ઋતુચર્યાના નિયમો લોકો લક્ષમા રાખે તો મને ખાત્રી છે કે કેટલાક વહેમો અને ઉપદ્રવો તત્કાળમા જ દૂર થઇ શકે.

શિષ્ય—ત્યારે વર્ષાઋતુમા ખાસ કરીને કઇ જાતની સાવચેતી રાખવી જોઇએ ?

સૂરિ—આ ઋતુમા કુવાનુ તથા પુનર્વસુ નક્ષત્ર બેઠા પછી જ વરસાદનુ પાણી પીવું. તળાવનુ તથા નદીનું પાણી પીવું આ ઋતુમા હિતકારક નથી. ગ્રીષ્મમા જળક્રિડા કરવાની જે ટેવ પડી ગઇ હોય તે વર્ષાના પ્રારભથી જ દૂર કરી દેવી. અતિ ઉગ્ર તડકામા હરવા ફરવાનુ, વાદળીયા તડકામાં મુસાફરી કરવાનુ માડી વાળવું જોઇએ, અથવા તો એ તાપથી બચતા રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ. જ્યારે સર્વત્ર શરદી પ્રસરી રહેલી હોય, ત્યારે ગૃહસ્થોએ અગે કેસરનુ વિલેપન કરી, પવન અથવા જળનો ઉપદ્રવ ન હોય તેવે સ્થળે ધગધગતા અંગારાવાળી સગડી પાસે બેસી, આસાએશ મેળવવી. આથી શીતનો હુમલો દૂર કરી શકાય છે. વર્ષાઋતુના

સબંધમા કામ વિલાસી પુરૂષોનુ એવુ કથન છે કે જે પુરૂષ આ ઋતુમા કેશરવાલીને સુગંધી તેલ લગાડી સ્નાન કરી શકે, શાતા તથા ચંદન–લોબાનના ધૂપથી સુગંધિત બનેલા વસ્ત્રોનું પરિધાન કરે, તેમ જ પરિમિત ભોજન કરે તેને સ્ત્રીઓ પોતાના અંતરના ઉમળકાથી ચાહ્યા વિના રહી શકતી નથી.

શિષ્ય—શરદઋતુને વૈદ્યોની માતાની ઉપમા આપવામા આવી છે તે યથાર્થ જ છે કારણ કે એ ઋતુમા વૈદ્યલોકોને બહુ મોટી કમાણી થાય છે

સૂરિ—શરદઋતુમા આકરા સૂર્યના કિરણોના તાપથી તપેલા મનુષ્યોનુ પિત્ત પ્રાય. કુપિત થાય છે અને તેથી સર્વત્ર પિત્તજન્ય વિકારો ફાટી નીકળે છે આવા વખતની અંદર ડાહ્યા મનુષ્યોએ ક્ષુધા લાગે તો જ મધુર, હલકુ, શીતળ, થોડુ કડવુ તથા તીખુ પથ્ય ભોજન લેવુ જ્યો મનને કાબુમાં રાખી શકે તેવા હોય છે તેઓ આ કાળમાં પૂર્વ દિશાનો પવન દહીં, અતિ વ્યાયામ તડકો, ખારી વસ્તુ તથા તેલાદિ સ્નિગ્ધ પદાર્થનો યત્ન પૂર્વક પરિત્યાગ કરે છે આમળા, દૂધ તથા શેરડીની સાકર કે એવા જેવી વસ્તુઓ પરિમિત પ્રમાણમાં પુષ્ટિ આપનારી થઈ પડે છે કેટલાક ચિકિત્સકો આ ઋતુમાં દૂધ ઓકાવવાની, જુલાબની લેવાની, સફેદ ફુલોની માળા પહેરવાની સફેદ ચંદનનુ વિલેપન કરવાની સરોવરનુ નિર્મળ જળ પીવાની તથા રાત્રિએ ચાંદનીમા ફરવા ફરવાની સલાહ આપે છે. એ સલાહ પ્રમાણે વિવેકપુર.સર વર્તવામાં

આવે તો શરદ્દઋતુમા પિત્તનો અસહ્ય પ્રકોપ વધી પડવાની જે ફરીયાદ કરવામા આવે છે તે અદૃશ્ય થઇ જાય એ નિ.સંદેહ છે.

**શિષ્ય**—હવે હુ ધારૂ છુ કે હેમન્ત અને શિશિર ઋતુ સબધી જ ચર્ચા કહેવાની બાકી રહી છે

**સૂરિ**—હેમન્ત અને શિશિરની ઋતુચર્યામા બહુ મહત્વનો ભેદ નથી. હેમંતમા ટાઢ ઘણી પડતી હોવાથી તથા રાત્રિ લાબી થતી હોવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, માટે આ વખતે પ્રાત.કાળના ભોજનમા બહુ વધારે પડતો વિલબ ન કરવો જોઇએ હવે કેવા પદાર્થો ભોજનમા વાપરવા એ પ્રશ્ન ઉદ્ભવે છે આ ઋતુમા ખાટુ, મીઠુ, ઉન્હુ, ચીકણુ તથા ખારૂ અન્નપાન સેવવું એ સલાહભર્યુ છે. સાવચેતી માત્ર એટલી જ રાખવાની કે કોઇ પણ પદાર્થ એવો તો ન જ હોવો જોઇએ કે જે હોજરીને પચાવવો ભારે થઇ પડે. વળી આ ઋતુમા અતિ સુગંધી તેલથી શરીરને મર્દન કરવાની તથા કેશરનુ ઉવટણુ લગાડવાની અને નવા વસ્ત્રો પહેરવાની પણ ભલામણ કરવામા આવી છે ઘર પણ એવુ સ્વચ્છ અને ઉપદ્રવ રહિત હોવુ જોઇએ કે જેથી પવનના ઝપાટાથી અને શીતથી રક્ષણ મેળવી શકાય. કપૂર તથા કૃષ્ણાગર ચદનના ધૂપની સુગધી ફેલાયેલી હોય તો તે વધારે સારૂં ગણાય ! ધગધગતા અંગારાની સગડી પાસે હોય તો શીતાદિ પ્રકોપો દેહને પજવી શકતા નથી કેટલાક શંગારપ્રિય વૈદ્યો અને કવિઓ કહે છે કે

આ ઋતુમાં શરીરે સુગંધી અંગરાગ લગાડેલી, પુષ્ટ અને ઉંચા સ્તનથી ચિત્તને ખેંચનારી તરૂણી, તેમજ કોમળ તથા ઉષ્ણ સ્પર્શવાળી શય્યા એ બન્ને વસ્તુઓ ટાઢને દૂર કરવા શક્તિમાન થાય છે શિશિર ઋતુમાં ઉત્તર દિશાના પવનથી ઘણી ટાઢ પડે છે. એટલા માટે એ વખતે પણ હેમન્ત ઋતુના જ વિધાનો ઉપયોગી થઇ શકે છે આપણી ઋતુચર્યા સંબંધી વાતચીત અહીં પુરી થાય છે પણ તે જ સાથે મારે જણાવી દેવુ જોઇએ કે આ નિયમો મેં જે કહ્યા છે તે કેવળ શરીરને કિંવા ઇન્દ્રિયોને ઉન્મત્ત બનાવી દેવાના હેતુથી નથી કહ્યા પરંતુ રોગોનો સમુદાય કે જે હમેશાં આપણા ઉપર હુમલો લઇ આવવાને તૈયાર હોય છે એમ માનવામા આવે છે એ રોગરૂપી શત્રુઓના પંજામાથી કેવી રીતે બચી શકાય અને પોતાના તન-મન સાથે કુટુંબ પરિવારને નીરોગી કેમ રાખી શકાય એ સૂચવવા માટે જ આ વિવેચન કર્યું છે

શિષ્ય—આપના કથનનો અથવા તો સૂચનનો દુરૂપયોગ નહીં થાય અથવા તો તેનો ખોટો અર્થ નહીં કરવામાં આવે એ વિષે હું આપને ખાત્રી આપું છું. આપ પુનઃ પુનઃ એ વિષય ઉપર ભાર મૂકી જે સન્માર્ગ બતાવો છો તે માટે હું અંતઃકરણપૂર્વક આપનો ઉપકાર માનુ છુ હવે માત્ર એક જ વિષય સંબંધી પ્રશ્ન બાકી રહ્યો છે અને તે એ જ છે કે આખા વર્ષ દરમીયાન કેવી રીતે વર્તવુ કે જેથી જીવન કૃતાર્થ થાય?

સૂરિ—આ તમારો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે અને તેનો

ઉત્તર એક ધર્માચાર્ય તરીકે મારે બની શકે તેટલો અસરકારક આપવો જોઇએ. તમે જાણો છો કે આ મનુષ્યદેહ મળવો દેવતાઓને પણ દુર્લભ છે મહાપુણ્યના બળથી જ એ પ્રાપ્ત થાય છે જો આ વાત ઉપર સપૂર્ણ વિશ્વાસ આવી ગયો હોય તો મનુષ્ય જન્મને સાર્થક બનાવવા હમેશા–હરઘડી ઉદ્યમશીલ રહેવુ જોઇએ આ દુર્લભ નરભવમા એક ઘડી પણ નિરર્થક ન જાય, એક પળ પણ આત્મોન્નતિમા વિઘ્નકર ન થાય એની સાવચેતી રાખવી જોઇએ સજ્જન પુરૂષો આખો દિવસ એવા નિર્દોષ ઉદ્યમમા ગાળે છે કે તેથી તેઓને રાત્રિએ નિશ્ચિતતાપૂર્વક શાત નિદ્રા આવ્યા વિના રહેતી નથી દાખલારૂપે પણ એમ કહેવામા આવે છે કે જે મનુષ્યો સમસ્ત દિવસ નિરૂદ્યમપણે પગ ઉપર પગ ચડાવી, લમણે હાથ દઇ બેસી રહે છે તેમની ઉપર નિદ્રાદેવી કૃપા દાખવી શકતી નથી જેઓ સતત પરિશ્રમ કર્યા કરે છે તેમને નિદ્રાની આરાધના માટે લેશમાત્ર પણ શ્રમ લેવો પડતો નથી. રાત્રે શાત નિદ્રા આણવા માટે જેવી રીતે શ્રમની જરૂર છે તેવી જ રીતે જીવનના છેલ્લા દિવસોમા ધર્મધ્યાન કરવાનો અવકાશ અને અનુકૂળતા મળી શકે એટલા માટે મનુષ્યોએ યૌવન દશામા યથાશક્તિ પરિશ્રમ લઇ જીવનને કૃતકૃત્ય બનાવવું જોઇએ યુવાન અવસ્થાને મોજમજાહ તથા એશઆરામમા ગુમાવી નાખનાર મનુષ્યો વૃદ્ધાવસ્થામા ધર્મકૃત્ય તો કરી શકતા જ નથી, પરતુ દેહ અને મનને યથાયોગ્ય આરામ આપવામા પણ નિષ્ફળ નીવડે છે એટલા માટે જીદગીની ઉજ્વળ અને ઉછળતી અવસ્થા કે જે

યૌવનાવસ્થાના નામથી ઓળખાય છે તે અવસ્થાની અંદર પોતાની પ્રમાણિકતા, શુભનિષ્ઠા, અને, સદાચારશીલતાને સુરક્ષિત રાખી એવો ઉદ્યમ કરવો કે, જેથી જીંદગીના છેલ્લા દિવસો સુખ અને પરોપકારમાં વ્યતીત થઇ શકે.

શિષ્ય—અમારાં સરખા પ્રવૃત્તિવાળા ગૃહસ્થોથી બારે માસ ધર્મકરણી કેમ બની શકે ?

સૂરિ—મારો કહેવાનો આશય એવો છે કે રાત્રિએ આરામને માટે જેવી રીતે દિવસના પરિશ્રમની જરૂર છે તેવી જ રીતે પ્રવૃત્તિવાળા ગૃહસ્થોએ એવી પ્રવૃત્તિ યોજવી કે જેથી તેઓને ચોક્કસ સમય નિવૃત્તિ કિંવા ધર્મકરણીને માટે મળી શકે. ચોમાસાના ચાર માસમાં ગૃહસ્થો અથવા ધંધાદારીઓની પ્રવૃત્તિ કંઇક શાંત હોય છે જેઓ આઠ માસ સખ્ત ચિંતા અને શ્રમમાં પસાર કરે છે, તેઓ ચાતુર્માસના ચાર મહિના શાંતિ લેવાનું પસંદ કરે છે આ ચાર મહિના ધર્મધ્યાનને માટે ખાસ અનુકૂળ થઇ પડે એવી વ્યવસ્થા, આપણા ઉપકારી આચાર્ય મહારાજાઓએ કરી છે હવે જો આઠ મહિના આળસ કિંવા પ્રમાદમાં ગાળ્યા હોય તો ચાતુર્માસમાં પણ પુરતી શાંતિ કે ધર્મકરણીને માટે અનુકૂળતા પ્રાપ્ત થાય નહીં. ચાતુર્માસની ઋતુ ધર્મધ્યાનને માટે બહુ જ અનુકૂળ હોય છે તે વખતે કોઇ એક સ્થળે મુનિ મહારાજાઓની જોગવાઇ પણ મળી શકે છે પૃથ્વીમાં સર્વત્ર મનોહરતા અને નવપલ્લવતા વ્યાપી રહી હોય છે તેથી હૃદય

અને મન ઉપર તેની ઘણી સુંદર અસર થાય છે આ બધી અનુકૂળતાઓ સાર્થક થાય એટલા માટે ઉદ્યમશીલ ગૃહસ્થોએ આઠ મહિનાનો ઉપયોગ નીતિમય–ન્યાયમય દ્રવ્યોપાર્જન અર્થે કરી લેવો.

**શિષ્ય**—ચાતુર્માસમા પણ ધર્મધ્યાન ન બની શકે તો વૃદ્ધાવસ્થા ઉપર મુલતવી રાખ્યું હોય તો કેમ ?

**સૂરિ**—વૃદ્ધાવસ્થા એ જો કે ધર્મધ્યાન કરવાની અવસ્થા ગણાય છે, પરંતુ એ અવસ્થા પ્રાપ્ત થશે કે વચમા જ કાળ આપણા શિરે ચડી બેસશે તેનો નિર્ણય કોણ કરી શકે તેમ છે ? જેઓ વૃદ્ધાવસ્થા ઉપર પોતાના આત્મકલ્યાણને મુલતવી રાખે છે, તેઓ સંપૂર્ણ આત્મહિત સાધી શકતા નથી વસ્તુત: તેને માટે કોઇ અવસ્થાની રાહ જોઇ બેસી રહેવું એ નિર્બળતા છે એવા ઘણા વૃદ્ધ પુરૂષોનો અનુભવ છે કે તેઓ પોતાની યૌવનાવસ્થાની ધારણા પ્રમાણે વૃદ્ધ વયમા ધર્મકર્મ કરી શકતા નથી, અને છેલ્લી વયે તન અને મનમા જે શિથિલતા વ્યાપી જાય છે તેનો ખ્યાલ કરતા એ અનુભવ અક્ષરશ સત્ય છે એમ કહી શકાય વૃદ્ધવય એ પરાધીનતામય અવસ્થા છે નથી તે વખતે પોતાના મન ઉપર સંપૂર્ણ કાબુ રહી શકતો કે નથી યાત્રા કે ગુરૂદર્શન માટે શારીરિક શ્રમ લઇ શકાતો નરભવ પામવા છતાં જો ભવિષ્યનુ જીવન ન સુધરે તો પછી અમૂલ્ય નરદેહ એળે ગયો એમ જ મનાય મારો કહેવાનો તાત્પર્ય એટલો જ છે કે બની શકે તો જીવન ધર્મમય–નીતિ-

મય બનાવવું, તેમ નહીં તો બાર માસમાં ચાતુર્માસના ચાર માસ ધર્મોદ્યોગ અર્થે વીતાવવા અને એટલું પણ ન બને તો વૃદ્ધવય થતા અવશ્ય આત્મહિત સાધી લેવું હું આગળ જ કહી ગયો છું કે આ છેલ્લી તક ભાગ્યયોગે જ પ્રાપ્ત થાય છે અને પ્રાપ્ત થવા છતાં પણ તેનો સદુપયોગ કરી લેવાની તક તો કોઇ વિરલ નરને જ મળી શકે છે આ બધી બાબત એવી છે કે તેનો નિર્ણય સૌ મનુષ્યે પોતપોતાની ઇચ્છા—અનુકૂળતા અને સંયોગો પ્રમાણે કરી લેવો જોઇએ. એમાં અમારો ઉપદેશ લગભગ નિરર્થક થઇ પડે એવો ભય રહે છે

શિષ્ય—વર્ષની આખરે ધર્મકૃત્ય કરવાની ખાસ સાલ જેવી રાખીશું પણ તેનો સ્પષ્ટ નિર્ણય થઇ જવો જોઇએ.

સૂરિ—એ સંબંધી વિસ્તૃત ચર્ચા આપવી અન્ય કોઇ પ્રસંગે કરીશું હાલતુરત તો એટલું જ કહેવું બસ થશે કે ડહાપણવાન મનુષ્યોએ આ ભવમાં એવી કંઇપણ વસ્તુ પ્રાપ્ત કરી લેવી કે જેથી મરણ પામ્યા પછી પણ પવિત્ર જન્મ નિશ્ચયથી મળી શકે પોતાના સ્વધર્મી ભાઇઓની તથા મુનિમહારાજાઓની એવી સેવા—સુશ્રૂષા અને ભક્તિ-પૂજા કરવી, કે જેથી આપણો આત્મા પરમ પ્રસન્નતા પામી શકે. વિવેકી પુરૂષો પોતાના વૃદ્ધ માતપિતાની સેવા—ચાકરી કરવાનું ભૂલતા નથી, તેમ તેમને તીર્થયાત્રા વિગેરે કરાવી સપુત તરીકેની કીર્તિ મેળવવામાં પ્રમાદ પણ કરતા નથી આપણા કૂળમાં જે કોઇ વૃદ્ધ અથવા અશક્ત હોય તેમને તેમની ઇચ્છા પ્રમાણે તીર્થ

યાત્રા વિગેરે કરાવવા પ્રતિવર્ષે ગુરૂ પાસે જઈ પોતાના પાપોનું પ્રાયશ્ચિત લેવું કારણ કે તેમ કરવાથી આત્મા શુદ્ધ, નિર્મળ અને અરિસા જેવો ઉજ્વળ બની શકે છે વર્ષના અતે એવું પ્રાયશ્ચિત દરેક સજ્જને અવશ્યમેવ કરવુ જોઇએ એથી પાપપુજનો નાશ થઇ જાય છે અને આત્મા પોતાના સદ્ગુણોવડે પ્રકાશી નિકળે છે "જન્મેલા મનુષ્યને અવશ્ય મરવુ છે જ" એમ સૂચવવા અર્થે મોટા માણસોએ પોતાના પિતા-માતા વિગેરેનો સાંવત્સરિક દિવસ પણ પૂજા, પ્રભાવના તથા સ્વામીવાત્સલ્ય આદિ કાર્યો દ્વારા ઉજવવો જોઈએ ટુકામા પ્રતિવર્ષે કરવાના કાર્યોનો આટલો ખ્યાલ આપી શકાય બાકી તો પાપ-પુણ્ય અને તેના ફળાફળને માટે તો એક આખો દિવસ ચર્ચા કરીશું ત્યારે જ કિંચિત્ સ્પષ્ટતા થશે.

**શિષ્ય**—દરેક શ્રાવકે દેશ-કાળ પ્રમાણે વર્ત્તવુ એવો ઉપદેશ ઠામ ઠામ કરવામા આવ્યો છે, પરતુ કેવા દેશમા શ્રાવકે રહેવુ જોઇએ તેનો સ્પષ્ટ ખ્યાલ આવી શકતો નથી

**સૂરિ**—ત્યારે આજે આપણે એ જ વિષય સબધી વાર્ત્તાલાપની શરૂઆત કરીએ જે દેશમા નિરૂપદ્રવપણે પોતાનો ધર્મ પામી શકાતો હોય, જે દેશની આસપાસ સરક્ષણાર્થે સારો કીલ્લો આવેલો હોય અને જે દેશમા વેપાર-ઉદ્યોગ સારી રીતે ચાલી શકતા હોય અને જે દેશમા પાણી-અન્ન-બળતણ વિગેરેની ગૃહસ્થોચિત જોગવાઈ મળી શકતી હોય, તે દેશમા મનુષ્યો વાસ કરે તો તેઓ એકદરે બહુ સુખ ભોગવી શકે, એ નિસદેહ છે.

શિષ્ય—દેશમાં વસતાં શું માત્ર એટલી વાતોનો જ વિચાર કરવો ?

સૂરિ—નહીં, તે ઉપરાંત બીજી ઘણી બાબતો છે કે તેનો વિચાર ડાહ્યા મનુષ્યો પોતાની મેળે જ કરી લે છે દાખલા તરીકે જ્યાં ગુણી લોકો વસતા હોય, સત્યનો અને ગુરુનો આદર થતો હોય, જ્યાં પવિત્રતા અને પ્રતિષ્ઠાને આંચ આવે એવો ભય ન હોય, જ્ઞાન કિંવા સાધુ સમાગમનો લાભ મળવાની સગવડ હોય એવા સંયોગો બુદ્ધિમાન મનુષ્યોએ શોધી કહાડવા જોઈએ. કોઈ ચોક્કસ દેશમાં વસતા પહેલાં દેશની સીમા, દેશના રાજાની રીતભાત, પોતાની જ્ઞાતિ અને સ્વધર્મીઓની સંખ્યા તેમજ મિત્ર અને શત્રુઓનું સ્વરૂપ બરાબર તપાસી લેવું જ્યાં રાજા છેક બાળક અવસ્થામાં હોય કિંવા મૂર્ખ હોય, જ્યાં એક કરતાં અધિક રાજાઓનું શાસન ચાલતું હોય અથવા તો સ્ત્રીઆરાજ્ય જેવું હોય તે દેશમાં વસવું નહીં

શિષ્ય—પોતાના આવાસના-વસવાના સ્થાનકના અને સમગ્ર દેશના કલ્યાણને અર્થે નિમિત્ત જોવાં એમ મેં પૂર્વે સાંભળ્યું હતું પ્રથમના સમયમાં એવા નિમિત્તિઆઓ મળી આવતા અને તેઓ જે વાત પ્રકટ કરતા તે પ્રાયઃ સોળે સોળ આના ખરી ઠરતી, એ નિમિત્તશાસ્ત્રીઓનો શું છેક લોપ થઈ ગયો હશે ?

સૂરિ—નિમિત્તકની કેટલીક ખાસ વાતો હજી પણ પ્રચલિત હોય એમ જોવામાં આવે છે બુદ્ધિશાળી કિંવા

અનુભવી પુરૂષો ચોક્કસ ચિન્હોની બારીક પરીક્ષા કરી દેશ કે ગામનું કલ્યાણ કિંવા અકલ્યાણ અગાઉથી જ ભાખી દે છે, પરંતુ એટલું યાદ રાખવું જોઈએ કે એવો નિર્ણય બાંધવો એ ઉતાવળીયા કિંવા અલ્પદર્શી મનુષ્યોનું કામ નથી તેમા સુક્ષ્મ તર્ક અને વિવેચનાની તેમજ સયત મનોભાવની બહુ જ જરૂર પડે છે પ્રત્યેક ચિન્હનું યથાર્થ સ્વરૂપ લક્ષમા આવી જાય તો તે ચિન્હ ઉપરથી પરિણામ શુ આવશે તે સહેલાઇથી કહી શકાય.

**શિષ્ય**—રાષ્ટ્રને શિરે કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ આવી પડવાનો હોય અથવા તો શહેરમા કંઈ ઉત્પાત થવાનો હોય તો તે કેવા ચિન્હો ઉપરથી પારખી શકાય ?

**સૂરિ**—પરંતુ તે પહેલા ઉત્પાત કોને કહેવાય તે સ્પષ્ટ કરવુ જોઈએ જે વસ્તુ હમેશા પોતાના સ્વરૂપમા રહેતી હોય તેમા અકસ્માત ફેર થઇ જાય તેને ઉત્પાત કહેવામા આવે છે આવા ઉત્પાતો એક નહીં પણ અનેક પ્રકારના હોય છે ઉત્પાતના પરિણામે દુર્ભિક્ષ, રાજ્યનાશ, પ્રજાનાશ તથા દેશની બરબાદી થાય

**શિષ્ય**—હવે રાષ્ટ્રને વિષે ઉપદ્રવ થવાનો હોય, નગરનો નાશ થવાનો હોય, મહાસગ્રામ થવાનો હોય અથવા દેશ ભગ થવાનો હોય તો તે કેવા નિમિત્તો ઉપરથી જણાય તે અનુક્રમે જણાવવાની કૃપા કરશો

**સૂરિ**—જ્યાં ચિત્રામણની અથવા મદિરમાની પ્રતિમા-

એના સ્વરૂપમાં કંઈ ફેરફાર થઈ જાય અથવા તો એ સ્વરૂપમાં કંઈ વિચિત્રતા દાખલ થઈ જાય તથા મંદિરની ધ્વજા ઉપર ચઢતી દેખાય તો ત્યાં રાષ્ટ્ર વિગેરેને કોઈ મોટા પ્રકારનો ઉપદ્રવ સહન કરવો પડે બીજુ જ્યાં જળચર જીવો ભૂમિ ઉપર અને ભૂચર જીવો જળમાં ચાલતા જોવામાં આવે, નગરના જીવો જ નગરમાં સ્વાભાવિક રીતે ફરતા—હરતા દૃષ્ટિગોચર થાય, શિયાળીઆં અને કાગડાઓના કોલાહલથી દિશાઓ શબ્દાયમાન થઈ રહે, એવી જાતનો વિલક્ષણ વિચિત્ર ક્રમ થાય તે નગરનો નજીકના ભવિષ્યમાં નાશ થાય એવું નિમિત્તશાસ્ત્રનું કથન છે વળી છત્ર, કોટ, સેના વિગેરેમાંથી કોઈને અગ્નિનો ઉપદ્રવ થાય તો રાજાને શિરે કોઈ આફત આવી પડે. હાથી-શાળા બળતા દેખાય અથવા હાથીઓ પડ્યા પડ્યા સ્થાનમાંથી બહાર નીકળી જાય તો સમજવું કે થોડા જ વખતમાં યુદ્ધ શરૂ થવો જોઈએ. દેશભંગનું લક્ષણ તો બહુ જ સ્પષ્ટ છે. અર્થાત મનુષ્યોમાં જ્યારે અન્યાય, દુરાચાર પરપીડન અને પાખંડીપણું અતિશય માત્રામાં વૃદ્ધિ પામે ત્યારે એ દેશમાં મહા અનર્થકારી ઉત્પાત થાય એમાં કંઈ શક નથી, ધર્મ-સદાચાર અને ન્યાય-અહિંસા ઉપર જ પ્રજાની સ્થિતિનો પાયો નંખાયેલો છે. એ પાયામાં સડો દાખલ થતાં પ્રજા ધીમે ધીમે વિનાશ તરફ ધસતી જાય એવો સર્વ ડાહ્યા પુરૂષોનો એકમત છે

શિષ્ય—વર્ષાકાળમાં જે ઇન્દ્રધનુષ્ય દેખાય છે તે પરથી કંઈ અનુમાન નીકળી શકે ખરૂં ?

સૂરિ—જો એ ઇન્દ્રધનુષ્ય દિવસે સૂર્યની સન્મુખ દેખાય તો તેમા કઇ દોષ નથી, કારણ કે તેમ બનવુ એ સ્વાભાવિક છે, પરતુ એ જ પ્રકારની સ્થિતિ જો રાત્રીએ દેખાય તો તે અશુભ સમજવુ એમા પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા ક્ષુદ્રને માટે ભિન્નભિન્ન રગોનુ કથન કરવામા આવ્યું છે. અર્થાત્ રાત્રીના ભાગમા એ ઇન્દ્રધનુષ્ય જો સફેદ દેખાય તો બ્રાહ્મણને, રાતું દેખાય તો ક્ષત્રીયને, પીળુ દેખાય તો વૈશ્યને તથા કાળુ દેખાય તો શુદ્રને નાશકારક થઇ પડે

શિષ્ય—જેમ ઇન્દ્રધનુષ્યના સબધમા છે, તેમ વનસ્પતિના વિષયમા પણ કઈ વૈચિત્ર્ય જોવામા આવે તો ?

સૂરિ—જો વૃક્ષોને અકાળે ફુલ તથા ફળ આવે તો રાજક્રાતિનો સમય નજીક આવી પહોચેલો સમજવો અહીં એક સામાન્ય નિયમ લક્ષમા રાખવાનો છે ઉક્ત દુષ્ટ નિમિત્તો જો અલ્પ પ્રમાણમા હોય તો ઉપદ્રવ અલ્પ પ્રમાણમા જ સંભવે અને જો પ્રચુર પ્રમાણમા હોય તો ઉપદ્રવ પણ પ્રચુર માત્રામા દેખાવ દે ધનુષ્યના રાતા પીળા રગો ઉપરથી વિવિધ કોમોના ઉપદ્રવો કળી શકાય છે, તેવી જ રીતે વનસ્પતિના વિચિત્રતાવાળા ફળ, ફુલો ઉપરથી પણ વિવિધ વર્ણના કષ્ટો કળી શકાય છે દાખલા તરીકે જો પીંપળો અકાળે-ફુલ-ફળ પામે તો તે બ્રાહ્મણને માટે ભયકારક ગણાય, ઉંબરાના વિષયમા જો તેમ બને તો તે ક્ષત્રીયોને માટે અનિષ્ટ ગણાય, વડલાના સંબંધમા જો એમ થાય તો તે વૈશ્યને માટે કષ્ટદાયક

ગણાય અને જો પાંગર-મ્હોરમાં એવી વિલક્ષણતા દેખાય તો શુદ્રને માટે ભયકર ગણાય.

શિષ્ય—દેશમાં દુકાળ પડવાનો હોય તો તેનું ભય સૂચન કેવી રીતે થાય?

સૂરિ—એવું સૂચન અનેક નિમિત્તોદ્વારા મળી શકે છે. નક્ષત્રમંડળની ગતિ-વિધિ પણ તેમાં અગત્યનો ભાગ ભજવે છે નક્ષત્ર સંબંધી સ્પષ્ટીકરણ કરતી વેળા હું એ વાત વિસ્તારથી જણાવીશ. પશુ-પક્ષી અને વનસ્પતિના આશ્ચર્યજનક વિકાર ઉપરથી પણ એવી આગાહી મળી શકે છે ઉદાહરણાર્થે એક વૃક્ષ ઉપર બીજું વૃક્ષ ઉગે, એક પત્ર ઉપર બીજું પત્ર પોષણ પામતું જોવામાં આવે ફળ ઉપર ફળ અને ફુલ ઉપર ફુલ ઉગેલું દેખાય તો જગતમાં મ્હોટો ભયકર દુકાળ પડે એમ મનાય છે તેજ પ્રમાણે જે સમયે મપેડું બુઝ્યું હોય તે સમયે મપેડાની સાથે જ જો કોઇ બીજો નખવાળા જીવજંતુ હાલી જાય તો તે દુકાળની આગાહી આપે છે એમ સમજવું એક જાતિના જીવો અન્ય જાતિના જીવો સાથે સાધારણ કે મૈથુન કરતાં નથી; છતાં જો તેવો પ્રસંગ પ્રત્યક્ષ દેખાય તો તેને અનિષ્ટ ભાવીની સાબીતી માની લેવી જોઇએ. અન્ય જાતિના જીવોથી ભિન્ન જાતિના જીવોને વિષે સંતતિ થાય અને મપેડી વીંઆતી દેખાય તે પણ મહાભયકર મનાય છે વળી બીલાડી, સર્પ અને માછલી

એ ત્રણુ જીવો સિવાયના શેષ જીવો પોતાની જાતિના જીવોનુ માસ ભક્ષણુ કરતા નથી. છતા જો ઉક્ત ત્રણુ સિવાયના બીજા જીવો પોતાની જાતિના જીવોનું માસ ભક્ષણુ કરતા દેખાય કિવા કાગડા જેવા જીવો પોતાનુ ભક્ષ્ય સતાડતા દૃષ્ટિગોચર થાય તો તેથી ધાન્યના નાશ થાય એમ સમજી લેવું

**શિષ્ય**—દેશને શીરે કોઇ પ્રકારનો મહાભય આવી પઙવાનો હોય, ત્યારે પશુ-પક્ષીઓ અને અન્ય વસ્તુઓમા કેવો ફેરફાર થાય ?

**સૂરિ**—જો રાત્રિયે સર્વ જગોએ ગાયનો શબ્દ સંભળાય, જયા ત્યા કલહ થાય, દેડકાને શીખા ઉત્પન્ન થએલી દેખાય, સફેદ કાગડા, શ્વાન અને ગીધાદિ પ્રાણીઓ આમતેમ ભમ્યા કરે તો દેશનો નાશ થાય. જો પૂજવા યોગ્ય પુરૂષો પૂજા ન પામતા હલકા પુરૂષો પૂજા પામવા લાગે, હાથણીના ગંડસ્થળમાથી મદ ઝરવા લાગે, શિયાળીયું દિવસે શબ્દ કરતું લાગે અને રાત્રીને વિષે તીતર પક્ષી બોલવા લાગે તો જગતમા કોઇપણુ એક પ્રકારનો મહાભય આવવાનો છે એમ ધારી લેવું

**શિષ્ય**—ઉત્પાતનુ ફળ કયારે અને મુખ્યત્વે કોને સહન કરવુ પડે ?

**સૂરિ**—ઉત્પાતનુ ફળ સામાન્યત રાજાના અંત.પુરમા, નગરની સેનામા, ભડારખાનામા, અશ્વશાળા કે હસ્તિશાળામા, રાજાના ગુરૂઓમા, રાજામા, રાજપુત્રમા તેમજ પ્રધાન

આદિ મુખ્ય સ્થાનોમાં ઉત્પાત થાય છે ઉત્પાતનું ફળ ક્યારે મળે એ પ્રશ્નના સંબંધમાં જણાવવાનું કે એ તો એક-બે માસમાં, એક વર્ષમાં કિંવા પ્રસંગે છ મહિનામાં કે પખવાડીઆમાં પણ ફળનો આભાસ પ્રકટ થાય. જો તેમ ન બને તો એ ઉત્પાત વ્યર્થ ગયો જાણવો અને અનિષ્ટ ખરૂં પડે તો તેની શાંતિ માટે પૂજા-પ્રભાવના જેવા ધર્મકૃત્યો કરી તેની શાંતિ કરાવવી એ જ ઉચિત છે.

(શંકા—શુકનશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર તથા અન્ય શાસ્ત્રોના કથન વિરૂદ્ધ દેશમાં ઉપદ્રવ થતા જોવામાં આવે છે તેનું શું કારણ?

સૂરિ—એ દેશની માઠી અવસ્થા જ સૂચવે છે. ભાવી ઉપર કોઈનો અધિકાર ચાલતો નથી એ વાત તો તમે ઘણી વાર સાંભળી હશે. મનુષ્યના ભાગ્ય જ જો બુરાં હોય તો શુકન શાસ્ત્ર-નિમિત્તશાસ્ત્રની અનુકૂળતા પણ કંઈ કામ આવતી નથી. તેવી જ રીતે જો દેશના ભાગ્ય પરવાર્યા હોય તો નિમિત્ત, શુકન, દેવદેવતા કે જ્યોતિષ, મંત્ર વિગેરે કંઈ પણ ફળ આપતા નથી. આમ થાય છે ત્યારે જ ભાવી કેટલું પ્રબળ હોય છે, તેનો ખ્યાલ બાળજીવો કરી શકે છે, તે છતાં એટલું તો મને સ્પષ્ટ જેવું જ લાગે છે કે દેશનો નાશ થવાનો હોય તે પહેલાં ઘણા ઉપદ્રવો અને અશુભો વિવિધરૂપે દેખાવ દે છે દુકાળ જેર દેશમાં વધી પડે છે અનીતિ અને અનાચારનું રાજ્ય ફેલાતું જાય છે એક દેવતા અન્ય દેવતાનું સ્થાન પડાવી લે

છે આવા અણીના સમયે મનુષ્યે પોતાના શીલ અને ધર્મને વળગી રહેવું જોઇએ. એ સિવાય બીજું કંઇ કહેવું પ્રાયઃ નિરર્થક થઇ પડશે

શિષ્ય—આપે અગાઉ નક્ષત્ર સંબંધી વિચાર ચલાવવાનુ કહ્યુ હતુ તે સ્મરણમા હશે

સૂરિ—હવે આપણે એ જ વિષય ઉપર આવીએ છીએ. નક્ષત્રમંડળના ચાર ભાગ પાડવામા આવ્યા છે (૧) વિશાખા, (૨) ભરણી, (૩) પુષ્ય, (૪) પૂર્વાફાલ્ગુની, (૫) પૂર્વાભાદ્રપદા, (૬) મઘા અને (૭) કૃત્તિકા, એ સાત નક્ષત્રો અગ્નિમંડળના નામથી ઓળખાય છે (૧) ચિત્રા, (૨) હસ્ત, (૩) અશ્વિની, (૪) સ્વાતિ, (૫) મૃગશીર્ષ, (૬) પુનર્વસુ અને (૭) ઉત્તરા ફાલ્ગુની એ સાત નક્ષત્રો વાયુમંડળના નામથી ઓળખાય છે (૧) પૂર્વાષાઢા (૨) ઉત્તરાભાદ્રપદા (૩) અશ્લેષા (૪) આર્દ્રા, (૫) મૂળ, (૬) રેવતી અને (૭) શતતારકા. એ સાત નક્ષત્ર વરૂણમંડળના નામથી ઓળખાય છે (૧) અનુરાધા, (૨) અભિજિત (૩) જ્યેષ્ઠા, (૪) ઉત્તરાષાઢા, (૫) ધનિષ્ઠા, (૬) રોહિણી અને (૭) શ્રવણ એ સાત નક્ષત્ર. મહેંદ્રમંડળ એવાનામથી પરિચિત છે.

શિષ્ય—ઉત્પાતની સાથે એ મંડળોને શું સંબંધ ?

સૂરિ—ઉત્પાતની વ્યાખ્યા હુ ધારૂં છુ કે તમને એકવાર કહી ચુક્યો છુ. ધરતીકંપ, ધૂળની વૃષ્ટિ, દિશાઓમા દાહ, અકાળે વરસાદ એ બધા અણુચિતવ્યા બનાવોને ઉત્પાતના

નામથી સંબોધવામાં આવે છે હવે એ ઉત્પાત વિવિધ મંડળોમાં હોય તો તેનું ફળ પણ વિવિધ પ્રકારે અનુભવાય છે. જેમકે ઉત્પાત અગ્નિમંડળમાં હોય તો અગ્નિનો ઉપદ્રવ થાય અને વાયુમંડળમાં હોય તો વાયુનો ઉપદ્રવ થાય. વરુણ અથવા, મહેન્દ્ર મંડળના ઉત્પાત શુભકારી દેખાય છે માટે તેવા ઉત્પાત થયા હોય તો તે સર્વનું ફળ શુભ જ આવે. વળી મંડળના આધારે કઈ દિશા, ખાસ કરીને, ઉત્પાતથી પીડા પામશે, તેનો પણ નિરધાર થઈ શકે છે અગ્નિમંડળમા ઉત્પાત થાય તો દક્ષિણ દિશા પીડાય, વાયુમંડળમા થાય તો ઉત્તર દિશા પીડાય, વરુણ મંડળમાં થાય તો પશ્ચિમ દિશા પીડાય, અને મહેન્દ્ર મંડળમાં થાય તો પૂર્વ દિશા પીડાય એવો ક્રમ છે, નક્ષત્રમંડળની સાથેનો ઉત્પાતનો સંબંધ હવે કિંચિત્ અહીં સ્પષ્ટ કર્યો હશે.

શિષ્ય—ઉત્પાત તો ઘણા પ્રકારના હોય છે.

સૂરિ—અતિવૃષ્ટિ જેમ ઉત્પાતમાં ગણાય, તેવી જ રીતે અનાવૃષ્ટિ એટલે વરસાદની છેક ગેરહાજરી એ પણ ઉપદ્રવમાં જ ગણાય. તીડ–ઉંદરનો ઉપદ્રવ એ પણ ઉપદ્રવમાં જ ગણાય. દેશ ઉપર અન્ય રાજાનું સૈન્ય ચઢી આવે અથવા તો રાજાના પોતાના સૈન્યમાં જ અંતરકલહ જાગે એ સર્વ ઉત્પાત જ ગણાય. આ સઘળા ઉત્પાતોની ગણતરી કરવા જઈએ તો વખત બહુ નીકળી જાય અને આપણી ચર્ચા અપૂર્ણ રહી જાય. એટલા માટે ટુંકમા ઉત્પાતનો ખ્યાલ આપી દેવો મેં આવશ્યક માન્યો છે.

શિષ્ય—વિશેષ સ્પષ્ટીકરણ અર્થે જ મારો એ પ્રશ્ન હતો આપે મંડળ સબંધી જે ઉપદ્રવો જણાવ્યા તેનું ફળ ક્યારે મળે?

સૂરિ—અગ્નિમંડળનું ફળ આઠ મહીને, વરૂણમંડળના ઉત્પાતનુ ફળ એક મહીને, મહેંદ્રમંડળના ઉત્પાતનું ફળ સાત રાત્રીએ અને વાયુમંડળનુ ફળ બે માસે પ્રાયઃ પ્રકટ થાય

શિષ્ય—દેશમા મોંઘવારી-સોંઘવારી કે અતિવૃષ્ટિ-અનાવૃષ્ટિ કે સુકાળ-દુકાળ પડવાના હોય તે કેવી રીતે જાણી શકાય?

સૂરિ—પુનમના દિવસે જે ઠરાવેલુ નક્ષત્ર આવે છે, તે મહિનાનુ નક્ષત્ર ગણાય છે એ વાત તો તમે જાણતા જ હશો. દાખલા તરિકે ચૈત્રી પુનમને દિવસે ચિત્રા નક્ષત્ર જ આવે છે. હવે જો માસના નક્ષત્રથી પૂર્ણિમા ઓછી હોય તો વસ્તુઓના ભાવ ઘટે, સરખી હોય તો ભાવ પણ સરખાર હે અને અધિક હોય તો ભાવ પણ ઉછાળો મારે એવો સામાન્ય નિયમ છે. એક મહિનામા પાચ રવિવાર આવે તે પણ અશુભ ગણાય છે અમાવાસ્યાના દિવસે જો રવિવાર હોય તો મોંઘવારી થાય એમ સમજવુ વળી કર્કસંક્રાન્તિ-( દક્ષિણાયન ) અને મકરસંક્રાન્તિ-(ઉત્તરાયણ) રવિવારે, શનિવારે અથવા મંગળવારે થાય તો મોંઘવારી, અતિવૃષ્ટિ, દુકાળ તથા યુદ્ધ પણ અનિવાર્ય જેવા જ થઈ પડે તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ,

અને મીન એ છ સંક્રાન્તિઓ પોતપોતાની તિથિથી અધિક થાય તો દુકાળ આદિથી સર્વ જગતને પીડા થાય એવું જ્યોતિર્વિદ્યાવિશારદોનું માનવું છે

શિષ્ય—અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિના સંબંધમાં શું નિયમ છે ?

સૂરિ—કુંભ અને મીન સંક્રાન્તિની વચ્ચે રોહિણી નક્ષત્ર આવે છે તે જો આઠમને દિવસે આવે તો અલ્પ, નવમીને દિવસે આવે તો મધ્યમ અને દશમીને દિવસે આવે તો અધિક વૃષ્ટિ થાય એ યાદ રાખવું. કેટલાક લોકો ચકને મળુઅલો કરી તેમાં બે ઉમેરી જે સંખ્યા આવે તેને બારથી ભાંગી નાંખે છે. આમ ભાગ પડતા જો છેવટે સમ સંખ્યા બાકી રહે તો અલ્પવૃષ્ટિ થાય અને વિષમ સંખ્યા બાકી રહે તો ઘણી વૃષ્ટિ થાય એમ કહે છે

અષાઢ વદિ દશમને દિવસે રોહિણી' નક્ષત્ર હોય તો સુકાળ થાય અગીઆરસના દિવસે હોય તો મધ્યમ વૃષ્ટિ થાય અને બારસને દિવસે હોય તો દુકાળ પડે. સૂર્ય જે રાશીએ હોય તે રાશીથી આગળ મંગળ હોય તો તે વૃષ્ટિને હરકત કરનારો ગણાય છે મંગળ વિગેરે ગ્રહ સૂર્યની રાશીના દક્ષિણ ભાગે અને ગ્રહ જો ઉત્તર ભાગે હોય તો તેથી વૃષ્ટિનો નાશ થાય છે રેવતી, રોહિણી પુષ્ય, મઘા, ઉત્તરા અને પુનર્વસુ એ નક્ષત્રોને વિષે મંગળ હોય તો જગતમાં અલ્પવૃષ્ટિ થાય. ૨ માસમાં ચિત્રા સ્વાતી અને વિશાખા ને નક્ષ-

ત્રોમા વૃષ્ટિ ન થાય તો ગર્ગ મુનિના કથનાનુસાર તે માસનાં વાદળાઓને પાણી વિનાના જ સમજી લેવા વાડવ મુનિના અભિપ્રાય પ્રમાણે સૂર્યની કર્ક રાશીએ સક્રાન્તિ થાય. તે દિવસે અશ્લેષા નક્ષત્ર હોય તો ખુબ વૃષ્ટિ થાય વળી એમ પણ કહેવામા આવે છે કે અષાઢ શુદિ પ્રતિપદાને દિવસે પુનર્વસુ નક્ષત્રનો જેટલો ભાગ હોય તેટલી જ ચોમાસામાં વૃષ્ટિ થાય

**શિષ્ય**—દેશમા કોઇપણ પ્રકારની મહામારી, દુ ખ, વ્યાધિ કે દુકાળ આદિ પડવાના હોય તો તે નક્ષત્રો ઉપરથી કેવી રીતે જાણી શકાય ?

**સૂરિ**—મકર, કર્ક, મેષ, વૃષભ અને મીન એ પાચે રાશીમા સૂર્ય રાત્રીએ ડાબે પગે અને બાકીની સાત રાશીઓમાં જમણે પગે ચાલે છે હવે જો રાત્રીએ અને દિવસે કહેલો સક્રાન્તિકાળ પોતપોતાની રાશીમા હોય તો તે સ્વાસ્થ્ય કરનારો ગણાય અને તેથી વિપરીત હોય તો તેનુ ફળ રોગ–શોકમા જ આવે એમ કહી શકાય આર્દ્રા નક્ષત્રના છેલ્લા પાયામા અથવા સ્વાતી નક્ષત્રમા રાહુ છતા જો ચદ્રમા રોહિણી શકટનો ભેદ કરે ( આકાશમા ગાડા સરખા આકારના તારાઓ ફાગણ માસમા સૂર્યાસ્ત સમે પશ્ચિમ દિશામા દેખાય છે તેને રોહિણી–શકટ કહે છે ) તો તેથી દુર્ભિક્ષ–દુકાળ પડે જો મંગળ નીચે ગુરૂ અને ગુરૂ નીચે શનિ હોય તો મુસલ નામે યોગ થાય છે તે જગતમા મહા અનર્થકર ગણાય છે વળી

જ્યાં સુધી શનિ મીન રાશીમાં હોય, ગુરૂ કર્ક રાશીમાં હોય, મંગળ તુલા રાશીમાં હોય, ત્યાં સુધી જગતમાં ઉપરાઉપરી કષ્ટ પડ્યા કરે એમ સાધારણ રીતે મનાય છે અને શનિ, રાહુ મંગળ અને સૂર્ય એ ચાર ગ્રહ પાંચમે અને બીજે સ્થાને પોતે આવે અથવા તેમની દ્રષ્ટિ એ સ્થાનો પર આવે તો ઉપર કહેલા ચાર ગ્રહોમાં એકેક ગ્રહ પણ દેશમાં મ્હોટો ખળભળાટ મચાવી દે વળી શુક્ર, શનિ, મંગળ અને ગુરૂ એમાં કોઈ-પણ ગ્રહ જો ચંદ્રમાના મંડળને ભેદે તો કરોડો સુભટો-યોદ્ધાઓ સંગ્રામમાં દેહ આપે અને તેથી સંગ્રામભૂમિ કરોડ ભૂત-પ્રેતોને માનવબળિદાન સમર્પી સંતુષ્ટ કરે.

શિષ્ય—બીજા કંઈ એવા સામાન્ય નિયમો છે ખરા?

સુરિ—દીવાળીને દિવસે જે વાર આવે તે ઉપર પણ કેટલાક મદાર બાંધવામાં આવે છે દાખલા તરીકે તે દિવસે મંગળવાર હોય તો અગ્નિનો ઉપદ્રવ થાય એમ મનાય છે અને સંક્રાન્તિ સમીપમાં આવેલી હોય તો શુભ કાર્ય કરવાનું લોકો મુલતવી રાખે છે જ્યેષ્ઠ વદિ અમાવાસ્યાના દિવસે કેટલાકો સૂર્યના આથમવાનું સ્થાનક ચિન્હવડે નિશ્ચિત કરી રાખે છે અને તે પછી શુદિ બીજને દિવસે ચંદ્રમાની અસ્તક્રિયાની પરીક્ષા કરે છે એમાં એવો નિયમ છે કે જો બીજનો ચંદ્રમા સૂર્યથી ઉત્તરમાં આથમે તો તેનું ફળ શુભ આવે. અષાડ શુદિ પ્રતિપદાને દિવસે પુનર્વસુ નક્ષત્રનો જેટલો ભાગ હોય તેટલી ચોમાસામાં વૃષ્ટિ થાય એવી માન્યતા છે

**શિષ્ય**—ગૃહસ્થોને ગૃહ વિના ચાલતું નથી. એક ગૃહસ્થ પોતે ગમે તેવો નિયમપરાયણ અને સાત્વિકવૃત્તિવાળો હોય તો પણ જો તેનુ ગૃહ અનિષ્ટ સયોગોવાળુ અથવા દોષવાળુ હોય તો તે સપૂર્ણ સુખ, સ્વાસ્થ્ય કે શાતિ મેળવી શકતો નથી મતલબ કે ગૃહસ્થના સુખ–દુખ અને શોક-રોગનો આધાર જેવી રીતે તેના પોતાના આચાર–વિચાર ઉપર રહેલો છે, તેવી જ રીતે ઘરની બાંધણી અને પસદગી ઉપર પણ રહેલો છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની હોવાથી હું આપની પાસેથી આજે ગૃહવિદ્યા સંબધી કેટલાક સૂત્રો જાણવા માગું છુ

**સૂરિ**—તમારી માગણીને માન આપી આજે ગૃહ સબંધી જ વાર્ત્તાલાપ કરીશું આપણા પ્રાચીન સાહિત્ય ભડારમા એ વિષયના પુષ્કળ ગ્રંથો મળી આવે છે એક કાળે આપણા દેશમા એ વિદ્યાને અથવા એ વિદ્યાના જાણનાર પુરૂષોને અસાધારણ માન મળતુ હતુ મહાન્ રાજાઓ અને શ્રીમતો એ વિદ્યાને ઉત્તેજન આપી અપ્રતિમ મદિરો, દેવાલયો અને ધર્મશાળાઓ તૈયાર કરાવતા હતા, તેના કેટલાક નમુનાઓ આજે પણ આપણે જોઇ શકીએ છીએ. વર્તમાન કાળના પરમ પારંગત ગણાતા કારીગરો પણ એવા સ્થાનો નિહાળી આશ્ચર્યમુગ્ધ થઇ જાય છે આ રીતે ભૂતકાળના માહાત્મ્યની સ્તુતિ કરી હવે આપણે વિષય–પ્રવેશ કરીએ.

**શિષ્ય**—પહેલો સવાલ તો અમને ગૃહસ્થોને એ ઉદ્ભવે છે કે નવુ ઘર બધાવવુ હોય તો કયો મહિનો પસદ કરવો?

સૂરિ—વૈશાક, શ્રાવણ, માગશર અને ફાગણ એ ચાર માસમાં નવું ઘર બંધાવવું, બીજા મહિનાઓમાં તેમ કરવું હિતાવહ નથી જો કે વરાહમિહિરના મત પ્રમાણે તો પોષ માસમાં પણ નવું ઘર કરાવી શકાય. પૂર્વાચાર્યોએ બારેક મહિનાના ફળાફળો પણ જતાવ્યા છે જેમકે ચૈત્ર માસમાં નવું ઘર બાંધે તો શોક થાય, વૈશાકમાં બાંધે તો ધાન્યવૃદ્ધિ થાય, જેઠમાં બાંધે તો મરણ થાય, અષાઢમાં બાંધે તો પશુઓનો નાશ થાય, શ્રાવણમાં બાંધે તો ધનની વૃદ્ધિ થાય, ભાદરવામાં બાંધે તો વિનાશ થાય, આસોમાં બાંધે તો કલેશ-કકાસ થાય, કાર્તિકમાં બાંધે તો સેવકનો નાશ થાય માગશરમાં બાંધે તો ધનની વૃદ્ધિ થાય, પોષમાં બાંધે તો સ્ત્રીની પ્રાપ્તિ થાય, માહમાં બાંધે તો અગ્નિનો ભય નડે અને ફાગણમાં બાંધે તો લક્ષ્મીની વૃદ્ધિ થાય. એવી રીતે વાસ્તુશાસ્ત્રના અનુભવી આચાર્યોએ માર્ગક્રમ દાખવ્યો છે તે ગૃહસ્થોએ લક્ષમાં રાખવો જોઇએ.

શિષ્ય—ઘરનું મુખ કઇ દિશામાં હોવું જોઇએ ?

સૂરિ—કર્ક સિંહ મકર અને કુંભ એ ચારે રાશીમાંની ગમે તે એક રાશીને વિષે સૂર્ય હોય ત્યારે પૂર્વ અથવા પશ્ચિમ દિશા સન્મુખ ઘર કરવું મેષ, વૃષભ, તુલા અને વૃશ્ચિક એ ચારમાંથી કોઇપણ રાશીને વિષે સૂર્ય હોય ત્યારે ઉત્તર અથવા દક્ષિણ દિશા સન્મુખ ઘર કરવું મિથુન, કન્યા ધન અને મીન એ ચારમાંથી કોઇપણ રાશીને વિષે સૂર્ય હોય ત્યારે નવું ઘર ન કરાવવું એવો કેટલાક શાસ્ત્રકારોનો અભિપ્રાય છે.

શિષ્ય—ઘરની પહેલી આકણી કયા નક્ષત્રમા થઇ જવી જોઇએ ?

સૂરિ—પુષ્ય, હસ્ત, સ્વાતિ, વિશાખા, જયેષ્ઠા, શતતારકા, રોહિણી, ઉત્તરા, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા, મૃગશીર્ષ, ચિત્રા, અનુરાધા, રેવતી એટલા નક્ષત્રોમાનુ કોઇપણ નક્ષત્ર હોય ત્યારે ઘરનુ પ્રથમ મૂત્ર અથવા પહેલી આકણી કરાવી લેવી એવો વિદ્વાનોનો મત છે

શિષ્ય—એક દરે કયું ગૃહ શુભ ગણાય ?

સૂરિ—જયા યોગ, નક્ષત્ર તથા તારા એ ત્રણે સારા, લગ્નાશ સ્થિર અને વ્યય કરતા આય અધિક હોય તથા દ્વિર્દ્વાદશ–બીઆબારૂ, ત્રિ–ત્રિકોણ, ત્રણ–પાચ અથવા ત્રણ નવ અને ષટકાષ્ટક ( છ–આઠ ) એ ત્રણ માઠા યોગ ન હોય તો ઘર શુભ જાણવુ વળી આય જેટલા અથવા આયથી અધિક વ્યયને અને પોતાના ધણીને મળતા નામને ધારણ કરનારૂ, યમના અશમા આવેલુ, દુષ્ટ માસ, દુષ્ટ નક્ષત્ર તથા દુષ્ટ વાર ઉપર બધાવેલુ એવા ઘરનો પ્રયત્નથી ત્યાગ કરવો

શિષ્ય—આય અને વ્યય કોને કહેવાય અને તે કેટલ પ્રકારના હોય તેમજ કયે કયે સ્થળે કેવો આય આપવો તે સમજવુ હજી બાકી છે

સૂરિ—લબાઇ અને પહોળાઇનો ગુણાકાર કરવાથી જે સખ્યા આવે તેને આઠે ભાગતા જે શેષ આવે તે આય કહેવાય તે આયના આઠ પ્રકાર હોય છે લંબાઇ અને પહોળા-

ઇના ગુણાકારને આઠથી ભાગતા શેષ જો એક રહે તો તે ધ્વજ આય કહેવાય બે રહે તો ધુમ, ત્રણ રહે તો સિંહ, ચાર રહે તો શ્વાન, પાંચ રહે તો વૃષભ, છ રહે તો ખર્દભ, સાત રહે તો ગજ અને સમ આવે તો કાક, એ પ્રકારે આયના આઠ પ્રકાર પાડવામાં આવ્યા છે શિલ્પશાસ્ત્રીઓએ તે બરાબર જાણી લેવા જોઇએ. આઠે આયની અનુક્રમે પૂર્વ દિશાથી માંડી આઠ દિશાઓને વિષે સ્થિતિ મનાય છે હવે ક્યો આય ક્યે ઠેકાણે આપવો તે જાણવું જોઇએ. ધ્વજ ગજ અને સિંહ એ ત્રણ આય પોતપોતાના સ્થાનકે શ્રેષ્ઠ ગણાય છે ધ્વજ સર્વ ઠેકાણે દેવો પણ વૃષભ અન્ય ઠેકાણે ન દેવો. વૃષભ, સિંહ અને ગજ એ ત્રણ આય ખેટ—ગામડું ખર્વટ—ડુંગરની તળાટીમાં આવેલું ગામડું, તથા કોટ એ ત્રણને વિષે આપવાં. ગજ નામક આય વાપી—વાવ, કૂપ—કુવા અને તળાવને વિષે અપાય છે આસન અને હવેલીબારસાળા એ બેને વિષે સિંહ આય, શયનને વિષે ગજ આય ભોજનપાત્રને વિષે વૃષભ આય અને છત્ર આદિકને વિષે ધ્વજ આય દેવો. ધૂમ આય પાકસ્થાનમાં તથા અગ્નિ ઉપર આજીવિકા ચલાવનારા લુહાર વિગેરેનાં ઘરમાં અપાય છે, તેમજ મ્લેચ્છ આદિ જાતિને વિષે શ્વાન આય આપવામાં આવે છે વેશ્યાને ઘરે ખર્દભ આય, બાકી રહેલી સર્વ કુટી—ઝુંપડાને વિષે કાક આય, તથા પ્રસાદ—દેવમંદિર કિંવા રાજમહેલ અને નગરસ્થ ઘરને વિષે ધ્વજ, સિંહ તથા ગજ આય આપવો એ યોગ્ય છે

શિષ્ય—વરની મૂળ રાશી કઇ કહેવાય ? પરંતુ નક્ષત્ર

કયું ગણાય તથા વ્યય શી રીતે જાણી શકાય ? એ બધુ સમજાવવાની કૃપા કરશો

સૂરિ—ધીમે ધીમે હુ એ જ વાત કહેવા ચાહતો હતો લબાઇ અને પહોળાઇનો ગુણાકાર કરવાથી જે સખ્યા આવે તેને જ્યોતિષીઓ ઘરની મૂળ રાશી કહે છે અને મૂળ રાશીને આઠથી ગુણી સત્તાવીશે ભાગ દેતા જે શેષ રહે તે ઘરનું નક્ષત્ર ગણાય છે. હવે નક્ષત્રની સખ્યાને આઠે ભાગતા જે શેષ રહે તેને ઘર વિષયક વ્યય એવુ નામ આપવામા આવ્યુ છે. જેવી રીતે આયના પ્રકારો આગળ વર્ણવ્યા, તે જ રીતે વ્યયના પણ ત્રણ ભેદ પડે છે વ્યય જો આયના જેટલો જ આવે તો તે પૈશાચ, આય કરતા વ્યય અધિક આવે તો તે રાક્ષસ અને ઓછો આવે તો તે યક્ષ વ્યય ગણાય છે આ ત્રણ વ્યયમા યક્ષવ્યયને ઉત્તમ ગણવામા આવ્યો છે આયની માફક વ્યયના પણ આઠ વિભાગ કરી શકાય છે નક્ષત્રની સખ્યાને આઠે ભાગતા શેષ એક રહે તો શાત, બે બાકી રહે તો પૌર, ત્રણ બાકી રહે તો ઉદ્યોત, ચાર શેષ રહે તો શ્રેયાનદ, પાચ શેષ રહે તો મનોહર, છ રહે તો શ્રીવત્સ, સાત રહે તો વિભવ અને સમભાગ આવે તો ચિત્ય વ્યય ગણાય છે

મૂળ રાશીમા વ્યયની અને ઘરના નામાક્ષરની સખ્યા ઉમેરવી, તેને ત્રણે ભાગતા જે શેષ રહે તે અંશ જાણવો અંશના ત્રણ ભેદ છે એક શેષ રહે તો ઇંદ્રનો, બે શેષ રહે તો યમનો અને સમ ભાગ ત્રુટે તો રાજાનો અંશ સમજવો

શિષ્ય—આય, વ્યય તથા નક્ષત્ર સબંધી વાત થઈ ગઈ હવે તારા કોને કહેવાય ? અને તેના કેટલા, ભેદો છે ? તે ટુકમાં જણાવશો.

સૂરિ—ઘરના નક્ષત્રની અને ઘરધણીના નક્ષત્રની સંખ્યા એકત્ર કરી તેને નવે ભાગતાં જે શેષ રહે તે તારા કહેવાય છે તારાના નવ ભેદ પાડવામાં આવ્યા છે નવમો ભાગ દેતાં જો એક શેષ રહે તો જન્મ તારા, બે રહે તો સંપત્ત ત્રણ રહે તો વિપત્ત, ચાર રહે તો ક્ષેમ પાંચ રહે તો પ્રત્યરિ, છ રહે તો સાધની સાત રહે તો નૈધની આઠ રહે તો મૈત્રિક અને નવ રહે તો પરમ મૈત્રિક તારા ગણાય છે આ નવ તારાઓમાં ચોથી, છઠ્ઠી અને નવમી તારા શ્રેષ્ઠ ત્રીજી પાંચમી અને સાતમી તારા અધમ, બાકીની મધ્યમ જાણવી આ ઉપરાંત રાક્ષસ, દેવતા મનુષ્ય નામના ગણ તથા નક્ષત્રો વિષે જ્યોતિષશાસ્ત્રમાં બહુ વખાણયુક્ત વર્ણન કર્યું છે એ સર્વ વાત અહીં કરવા બેસું તો તમને કદાચ કંટાળો આવે. એટલા માટે સૂચન માત્ર આપીને આગળ વધવાનું યોગ્ય ધારું છું

શિષ્ય—ઘરના સામાન્યતઃ કેટલા ભેદ પાડવામાં આવ્યા છે ?

સૂરિ—સાધારણ રીતે ઘરના સોળ ભેદ છે તેના નામ તથા અર્થ આ પ્રમાણે—(૧) ધ્રુવ-સ્થિરતા રાખનાર, (૨) ધન્ય—યશ આપનાર (૩) જય-ક્લેદ આપનાર, (૪) નંદ-આનંદ આપનાર, (૫) ખર—સ્નેહમાં ભંગ

પડાવનારૂ, ( ૬ ) કાન્તી–સુંદરતા ઉપજાવનારૂ, (૭) મનોરમ મનને પ્રીતિ ઉપજાવનારૂ, ( ૮ ) સુમુખ–સારા મુખવાળું ( ૯ ) દુર્મુખ–ખરાબ મ્હોવાળુ, ( ૧૦ ) ક્રૂર–ભય ઉપજાવનારૂ, ( ૧૧ ) સુપક્ષ—પરિવારને વધારનારૂ, ( ૧૨ ) ધનદ–ધન આપનારૂ, ( ૧૩ ) ક્ષય–નાશ કરનારૂં, ( ૧૪ ) આક્રંદ–શોક ઉપજાવનારૂં, ( ૧૫ ) વિપુલ–વૃદ્ધિ કરનારૂં, ( ૧૬ ) વિજય–અતિ જય અર્પનારૂ એવી રીતે ઘરના સોળપ્રકાર છે. ઘરના તથા નામના ફળમા ભેદ ગણાતો નથી એ યાદ રાખવુ

**શિષ્ય**—આ સોળ ભેદો શા ઉપરથી પડ્યા હશે ?

**સૂરિ**—પિંગળશાસ્ત્રમા ચાર ગુરૂવર્ણનો જે સોળ પ્રકારનો છંદ જોવામા આવે છે, તેને જ અનુસરીને આ ભેદો પડ્યા હોય એમ લાગે છે દરવાજા આગળનો ચોક અથવા જેને અલિંદક કહેવામા આવે છે, તે ઉપર ભેદોનો ઘણોખરો આધાર રહે છે પિંગળશાસ્ત્રનોપ્રસ્તાર તમને આનંદ પામશે એમ ધારી જરા વિષયાંતર કરવો યોગ્ય ધારૂ છુ છંદમા જેમ હ્રસ્વ–દીર્ઘ હોય તેમ અહીં પણ સમજી લેવુ દાખલા તરીકે ચાર ગુરૂ તે ધ્રુવ, એક હ્રસ્વ અને ત્રણ ગુરૂને ધાન્ય, એક ગુરૂ, એક હ્રસ્વ અને બે ગુરૂ તે જય, બે હ્રસ્વ અને બે ગુરૂ તે નંદ, બે ગુરૂ એક હ્રસ્વ અને એક ગુરૂ તે ખર, એક હ્રસ્વ એક ગુરૂ, એક હ્રસ્વ અને એક ગુરૂ તે કાંત, એક ગુરૂ બે હ્રસ્વ અને એક ગુરૂ તે મનોરમ, ત્રણ હ્રસ્વ એક ગુરૂ તે

સુવદન, ત્રણ ગુરૂ એક હ્રસ્વ તે દુર્મુખ, છઠ્ઠો પહેલો હ્રસ્વ અને બાકીના બે ગુરૂ તે ક્રૂર, એક ગુરૂ અને એક હ્રસ્વ, એક ગુરૂ એક હ્રસ્વ તે વિપક્ષ, બે હ્રસ્વ એક ગુરૂ અને એક હ્રસ્વ તેને ધનદ, બે ગુરૂ બે હ્રસ્વ તે ક્ષય, એક હ્રસ્વ એક ગુરૂ અને બે હ્રસ્વ તે આક્રંદ એક ગુરૂ અને ત્રણ હ્રસ્વ તે વૈપુલ અને ચાર હ્રસ્વ તે વિજય થશે કહેવાય.

શિષ્ય—આ બધા ભેદોપભેદોનો શું આજકાલ વિચાર કરવામાં આવતો હશે ?

સૂરિ— એ શિલ્પવિદ્યા ઘણા કાળથી લોપ પામી ગઈ છે પરંતુ તેનો ઉદ્ધાર કરવો બહુ જ જરૂરનો છે. કાવ્ય અને સંગીતમાં જેમ છંદ અને તાલના બંધનો હોય છે અને એ બંધનોથી જ કાવ્ય અને સંગીતની ખૂબ ખીલી નીકળે છે; તે જ પ્રકારે શીલ્પવિદ્યાના નિયમો સંબંધે પણ સમજી લેવું. તે નિયમોના પાલનથી શીલ્પકળા પ્રકાશી નીકળે છે

શિષ્ય—ઘરમાં પાણીઆરૂં વિગેરે ક્યે સ્થળે રાખવું જોઈએ ?

સૂરિ—ઘરના દક્ષિણ ભાગમાં પાકશાળા–રસોડું પાણીઆરૂં છાપરા તથા દીપકનું સ્થાન બનાવવું. ડાબી બાજુએ પશ્ચિમ દિશાએ ભોજનાલય, ધન–ધાન્યાગાર તથા દેવસ્થાનક હોવું જોઈએ. અહીંઆ સૂર્યોદય થાય તે જ પૂર્વ દિશા ગણાય એવો નિયમ નથી. જેમ છિંકમાં જે દિશાએ મુખ હોય

તે પૂર્વ દિશા ગણાય છે તેમ ઘરની બાબતમા પણ જે દિશાએ ઘરનુ દ્વાર હોય તે જ પૂર્વ દિશા તથા તેની અપેક્ષાએ બીજી દિશાઓ જાણી લેવી ઘરના માપના સબધમા પણ એવો નિયમ છે કે જ્યારે ઘર માપવુ હોય ત્યારે હાથની સખ્યા મધ્ય ખુણુાથી જ કરાય છે. ઘરના થાભલા તથા પાટીયા સમસખ્યામા તેમજ ઘરના ખડો વિષમ સખ્યામા હોવા જોઇએ.

શિષ્ય—આપે જે આય-વ્યય આદિનુ શિક્ષણ આપ્યુ તેમા કઇ ફેરફાર થઇ જાય તો ?

સૂરિ—તો તેનુ ફળ સારૂ આવતુ નથી શીલ્પશાસ્ત્રમા એમ કહેવામા આવ્યુ છે કે જો ઘરને વિષે આય જેવો જોઇએ તેવો ન હોય તો સુખ ન થાય, છ-આઠ હોય તો મરણ નીપજે, બીઆબારૂ હોય તો ધનનો ક્ષય થાય અને ત્રણ-પાચ તથા ત્રણ-નવ હોય તો પુત્રનાશ થાય ઘરને વિષે યમનો અશ હોય તો ઘરધણીનુ મરણ થાય, સાતમી-નૈધની તારા હોય તો પણ મરણ થાય, પાચમી પ્રત્યરી તારા હોય તો ઘરધણી નિસ્તેજ થઇ જાય, અને ત્રીજી વિપત્તારા હોય તો આપદા આવી પડે આ બધી વાતનો વિચાર કરતા તમને શું એમ નથી લાગતું કે પ્રાચીન શીલ્પવિદ્યાના અનુભવીઓની સલાહ લીધા વિના મદિર-પ્રાસાદ તથા મહેલાદિ બનાવવા ઉચિત નથી ? સઘળુ કામ જો વિધિ અને નિયમ પુરઃસર થાય તો જ તે બળ-કીર્ત્તિ-સુખ-આરોગ્ય અને સપત્તિ અર્પે. બાકી સ્વચ્છદતા અને તરગોથી કોઇનુ કલ્યાણ થયુ

નથી અને થાય એવી આશા રાખવી એ પણ નિરર્થક છે. મારે ફરીફરીથી કહેવાનું છે તે એ જ કે આપણા પ્રાચીન શાસ્ત્રો અને વિધિ–વિધાનનો ઉદ્ધાર થવો જોઇએ.

શિષ્ય—ઘરમા વેધદોષ કહેવાય છે તે કઇ રીતે ?

સૂરિ—દ્વારમા વૃક્ષનો, બીજાના ઘરના ખુણાનો, વાવી તથા પાણીના અરટનો અને શેરડી પીલવાના કોલુ વિગેરે યંત્રનો વેધ આવવો ન જોઇએ. તેવી જ રીતે બીજાના ઘરના ખાળવાનો દ્વાર સામે કુવો હોય તેનો અને જાહેર રસ્તાનો દોષ હોય તે પણ વેધદોષમાં આવી જાય છે માટે તેનો ત્યાગ કરવો જોઇએ ઘરના ઉપરના અથવા નીચેના પાટીયા જો ઓછાં અથવા અધિક હોય છે તે તુલાવેધ કહેવાય છે એક જ ઠમા જો પાટીયા ઉંચા–નીચા હોય તો તે તાલુવેધ કહેવાય. ઘરની જમીન ઉંચી–નીચી હોય તો તે તલવેધ કહેવાય. એક જ પાટડા જો સન્મુખમા હોય તો દ્વારવેધ કહેવાય, પણ જો બે હોય તો તેને દ્વારવેધ ન કહી શકાય.

શિષ્ય—ખાળવાથી પણ દ્વારવેધ થતો હશે ?

સૂરિ—વાસ્તુની છાતી, મસ્તક નાભી અને બે સ્તન એ પાચ ઘરના મર્મસ્થાન કહેવાય છે એ પાંચ મર્મસ્થાનોમાં ખાળવા ન હોવા જોઇએ. દ્વારવેધની વાત હું કમણા જ કહી ગયો છું દ્વારની વચ્ચે ખાળવો યોગ્ય ન ગણાય. ઘરની ભૂમિથી બમણી ભૂમિ છોડીને ઉપર કંઇ વસ્તુના હોય તો તેને દ્વારવેધ ન કહી શકાય.

**શિષ્ય**—ઘર ઉપર વૃક્ષ તથા ધ્વજાની છાયા પડતી હોય તો ?

**સૂરિ**—પહેલો તથા છેલ્લો પહોર છોડી બીજા તથા ત્રીજા પહોરની વૃક્ષની અથવા ધ્વજાની છાયા ઘર ઉપર પડતી હોય તો તે સદાએ દુઃખ આપનારી જાણવી વળી ઘરના દ્વાર આગળ અરિહંતની પુંઠ, ચંડીની, મહાદેવની તથા સૂર્યની દ્રષ્ટિ, વાસુદેવનો ડાબો ભાગ અને બ્રહ્માનો જમણો ભાગ હોય તો તે વર્જવો, એ યાદ રાખવું

**શિષ્ય**—ટુંકામાં હવે કયું ઘર ગૃહસ્થને ઉચિત, લક્ષ્મીના નિવાસરૂપ અને રોગ-શોક રહિત ગણાય તે કહી દ્યો

**સૂરિ**—જે ઘરમાં વેધાદિના દોષો બીલકુલ ન હોય, જ્યાં ઘરનું આખું દળ નવું હોય, જ્યાં પેસવાના અને નીકળવાના ઘણા બારી-બારણા ન હોય, જ્યાં ધાન્યનો સંગ્રહ રહ્યા કરતો હોય, જ્યાં દેવતાઓની પ્રસન્ન મને પૂજા થતી હોય, જે ગૃહમાં અતિથિ અને પરોણાઓનું અતિ ઘણું-આદર-સન્માન થતું હોય, જ્યાં પડદાઓ રાતા રંગના હોય, સ્વચ્છતાનું સામ્રાજ્ય સર્વત્ર પ્રવર્ત્તી રહ્યું હોય, જ્યાં ન્હાના મ્હોટાની યથાયોગ્ય મર્યાદા સચવાતી હોય, જ્યાં સૂર્યના કિરણો છાપરામાંથી નીચે આવી શકતા ન હોય, જ્યાં દીપકનો પ્રકાશ સારી રીતે ઝગમગી રહેતો હોય, રોગી લોકોના રોગો ધીમે ધીમે ક્ષીણ થતા હોય અને જે ઘરમાં ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, શ્રમિતને આરામ અને સર્વને આદરમાન

મળતા હોય તે ઘરમાં લક્ષ્મીદેવી હમેશાં નિવાસ કરીને રહે એમાં કોઇ પણ પ્રકારની શંકા નથી.

શિષ્ય—અતિથિ-સેવાના સંબંધમાં આપે અગાઉ જે કહ્યું છે તે બરાબર મારા સ્મરણમાં છે. અતિથિઓની સેવાને હું ગૃહસ્થલોકોનું પરમ ભૂષણ માનું છું. હવે પાડોશીઓ કેવા જોઇએ તે વાત આપના શ્રીમુખથી જાણવા ઇચ્છેલ્વર છું.

ગુરૂ—જ્યાં મૂર્ખ, અધર્મી, પાખંડી, મહા પાતકથી ભ્રષ્ટ થયેલાઓ, ચોર લોકો, ક્રોપી રાજવાળાઓને, ક્રોધી, ચંડાળ, જાહમરી, વ્યભીચારી, વિશ્વાસઘાતી, લોભી, ખુની, હત્યારાઓ એવા માણસો વસતા હોય ત્યાં આપણને ભલે તેઓથી લાભ મળતો હોય તો પણ તેમની નજીકમાં વસવું અથવા તો તેમની સાથે બીજો કોઇ પણ પ્રકારનો વહેવાર રાખવો એ એકંદરે આપણને પોતાને જ ભારે થઇ પડે છે. પાડોશમાં એવા લોકો હોવા જોઇએ કે જેઓ પ્રસંગોપાત આપણા સુખ-દુઃખમાં ભાગ લઇ શકે. આપણને સારી સલાહ આપી અનીતિના રસ્તે જતા રોકી શકે. આપણા આત્મીય માફક આપણા કલ્યાણમાં પોતાનું કલ્યાણ માની શકે. સગાઓ કરતાં પણ પાડોશીઓ અધિક ઉપયોગી થઇ શકે છે. સારા અને ખાનદાન કુટુંબના માણસો ખરાબ સહવાસમાં પડવા પછી ખુવાર થઇ જાય છે એટલા માટે પાડોશ એવો હોવો જોઇએ કે જે આપણા સંતાન અને સ્ત્રી-પરિવાર ઉપર પણ ઉચ્ચ-નૈતિક છાપ બેસાડી શકે. અનુકરણપ્રિયતા એ

મનુષ્યનો એક સ્વભાવ છે અર્થાત્ બીજાને અમુક કામ કરતા જોઈ તે પ્રમાણે વર્ત્તવાની આપણને કુદરતી રીતે જ ઇચ્છા ઉદ્ભવે છે તેમા પણ બાળક અને સ્ત્રીઓમાં તો આવો સ્વભાવ અધિક માત્રામાં હોય છે. હવે પાડોશીઓ જો હલકી વૃત્તિવાળા-અધર્મી અને ભક્ષ્યાભક્ષ્યમાં અવિવેકી હોય તો આપણા કુટુંબીઓ ઉપર તેની કેવી અસર થાય તેનો ખ્યાલ તમે સહેલાઇથી કરી શકશો. પાડોશીઓ સારા હોવા જોઇએ એ કથન ઉપર આપણા જીવન-સુખનો કેટલો આધાર રહેલો છે તે સમજી શકશો. પાડોશીઓ સારા હોવા એ જીવનની એક મ્હોટી લ્હાણ મનાય છે તમારે પણ દરેક રીતે સારા પાડોશી બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

શિષ્ય—ઘરમા શોભન સામગ્રી કેવી હોવી જોઇએ ?

સૂરિ—આ વિષયમા આર્યભાવના અને આર્ય સામગ્રી પ્રત્યેનો મારો પક્ષપાત તમને સ્પષ્ટપણે જણાઇ આવશે હું મ્હોટા ખુરશી-ટેબલો, કીમતી ઝુમરો અને રંગ-બેરંગી પડદાઓને એટલા બધા ઉપયોગી તેમજ આવશ્યક માનતો નથી. તેને બદલે અતિથિઓને સહેલાઇથી આપી શકાય એવા આસનો, ત્રાંબા, પીતળના કે સુવર્ણ-રજતના વાસણો અને ચામર-પંખો વિગેરેને બહુ સાદા તેમજ ઉપયોગી માનું છું ઘરની શોભન સામગ્રી કે જેને લોકો આજકાલ ફરનીચર કહે છે, તેની પાછળ હજારો શ્રીનતો પોતાની શ્રીમંતાઇ બતાવવાના અયોગ્ય આવેશમા લાખો રૂપીયા દર

વર્ષે બરબાદ કરે છે આ બાહ્યાડંબર અથવા પાશ્ચાત્ય અનુકરણને હું પસંદ કરતો નથી. આપ જીવન તદ્દન સાદાઈમાં સાદું અને નિરાડંબર હોવું જોઈએ સમાજના શ્રીમંતો કદાચ અપવ્યય કરે તો તેથી બીજાને શું ? એવો પ્રશ્ન ઘણીવાર આપણી સામે લાવવામાં આવે છે પરંતુ એવો પ્રશ્ન કરનારાઓ આપણા આર્યસંસારની કુટુંબભાવના સમજતા નથી અને તેથી જ તેઓ એવા વિચિત્ર પ્રશ્નો કરે છે આપણા સમાજનો એક શ્રીમંત જ્યારે ઘરબાર માટે અનર્થક વ્યય કરે છે ત્યારે તેનું જોઈને તેના બીજા ગરીબ બન્ધુ-બાંધવોને પણ તેમ કર્યા વિના ચાલતું નથી આનું પરિણામ એ આવે છે કે એક પુરુષની અવિચારિતા એક ચેપી રોગની માફક આખા સમાજમાં ફેલાઈ જાય છે અને તે એકદરે હાનિકારક થઈ પડે છે આપણા પૂર્વના હવા-પાણી જ એવા છે કે તેને પશ્ચિમના રિવાજનું અનુકરણ કરવાની કશી જ જરૂર નથી એક આર્ય બાળક જમીન ઉપર ટટ્ટાર બેસી જેવું અધ્યયન કરી શકશે. તેવું ખુરશી-ટેબલ ઉપર બેસીને નહીં કરી શકે છતાં શ્રીમંતોને ત્યાં શોભન સામગ્રી તરીકે ખુરસી-ટેબલ આદિની જે બહુલતા જોવામાં આવે છે તેના આશ્રય લીધા વિના બાળકોને ચાલતું નથી અને તેથી બાળકોને બાળપણથી જ પાશ્ચાત્ય સામગ્રી અતિશય આવશ્યક હોય એમ લાગે છે વસ્તુતઃ એ છાપ જ બાળકના ભવિષ્ય ઉપર બહુ ખરાબ અસર નીપજાવે છે

શિષ્ય—સમજ્યો પાશ્ચાત્ય અનુકરણો ઈચ્છવા યોગ્ય

નથી એ તો ખુલ્લું જ છે, પણ એક શુદ્ધ આર્ય ગૃહસ્થને ત્યા કેવી જાતની સામગ્રી જોઇએ તે મારે જાણવું જોઇએ.

સૂરિ—ચંદન, દર્પણ, બળદ, વ્યજન–પંખો, આસન, અશ્વ, શંખ, ઘૃત, દહીં તથા તાંબાના વાસણો એટલી વસ્તુઓ ઘરની શોભાવૃદ્ધિ માટે ગૃહસ્થોએ અવશ્ય રાખવી જોઇએ. આજે ગૃહસ્થને ત્યા નહીં જેવું જ પશુ–પાલન થાય છે. ખરૂં જોતા પ્રત્યેક ગૃહસ્થને ત્યા દહીં–દૂધ–ઘી જેવાં શુદ્ધ–સાત્વિક પદાર્થો અનાયાસે મળી શકે એટલા માટે ગાય–ભેંસ જેવા પશુઓ અવશ્ય હોવા જોઇએ ગામડાના લોકો હજી કેટલેક અંશે આ પ્રથા સાચવી રહ્યા છે, પરંતુ શહેરનો મોહ પ્રતિદિન એટલો બધો વૃદ્ધિ પામતો જાય છે કે ગામડાઓ ભાગી શહેરો વસ્તીથી ઉભરાવા લાગ્યા છે અને તેનું ફળ એ આવ્યુ છે કે શુદ્ધ ગૃહસ્થધર્મ પણ ધીમે ધીમે લોપ પામતો જાય છે. પશુપાલન કરવુ એ જાણે ભરવાડ અને રબારી લોકોનુ જ કામ હોય એમ મનાઇ ગયુ છે આથી કરીને આપણને ઘી–દૂધ–છાશ જેવા સાત્વિક પદાર્થો સંપૂર્ણ શુદ્ધ મળી શકતા નથી અને જો તમને પોતાને જ તે ન મળે તો પછી તમારા અતિથિઓ કિંવા ધર્મગુરૂઓને તો તમે આપી જ કેવી રીતે શકો ? આહારના શુદ્ધિ ઉપર વિચાર અને આચારની શુદ્ધિનો ઘણો ખરો આધાર રહેલો છે એ તો તમે જાણતા જ હશો ગાય–ભેંસ આદિ પશુઓનુ જો તમારા સરખા ગૃહસ્થોથી બરાબર પાલન–પોષણ થતુ હોય તો

તમારા આચાર-વિચાર પણ શુદ્ધ અને સાત્વિક રહે. આ જમાનામાં એ સત્ય ભૂલાઇ ગયું છે એટલા માટે મારે એ બાબત વિષે વિસ્તારથી બોલવું પડયું છે

શિષ્ય—આપનું કહેવું બરાબર છે ગૃહસ્થધર્મ પાળવામાં કઇ કઇ સામગ્રી આવશ્યક છે તે પણ સમજાયું પરંતુ અતિથિસેવા સંબંધી એક વાત બરાબર મારા સમજવામાં નથી આવતી. અતિથિ તરીકે આવનાર મનુષ્ય જો અમારો વૈરી હોય તો પણ શું અમારે તેનો આદર-સત્કાર કરવો ?

સૂરિ—વૈરના બદલામાં પ્રેમ આપવો એ આપણી સનાતન આર્યનીતિ છે અગ્નિનું શમન જળથી જ થઇ શકે એ વાત જેટલી સાદી-સીધી અને સનાતન છે તેટલી જ વૈરીને પણ પ્રેમથી વશ કરવા એ વાત સાદી-સીધી અને સનાતન છે અગ્નિને ઓલવવા માટે જો કોઇ માણસ તેમા લાકડાં કે ઘાસ નાખે તો તેને આપણે મૂર્ખ સિવાય બીજું શું કહીએ ? તેવી જ રીતે વૈરીને વશ કરવા જે વૈરી હોયનો આશ્રય લેય તો તેને અજ્ઞાન કે પામર સિવાય બીજું શું નામ ઘટે ? વૈરાગ્નિ ક્રોધથી કે બદલો લેવાથી નહીં પણ ક્ષમા શાંતિ કે પ્રીતિરૂપી અમૃત સીંચવાથી જ શાંત થાય છે વળી એક બીજી વાત પણ સમજી લ્યો. તમારો વૈરી તમારી પ્રત્યે વૈર રાખી કર્મનો બોજો ભારે કરતો જાય, તેની સાથે તમે પણ તમારા અંતઃકરણમાં વૈરના બીજ વાવી પોષણ કરતા જાઓ તો તેથી તમને પોતાને કે જગતને શું વિશેષ લાભ થવાનો

હતો ? વૈરનુ પ્રમાણ જગતમા વધે તે સિવાય બીજુ શું થાય ? એટલા માટે જ મેં તમને કહ્યુ છે કે આપણે ઘેર આપણો વૈરી આવે તો પણ તેને શાત દ્રષ્ટિથી જોવો, મીઠી વાણીથી બોલાવવો, તેનો સત્કાર કરવા તેની સ્હામે જવુ, તેને આસન આપી બેસવાની વિનતી કરવી અને યથાશકિત ભોજન–પાન તથા તાબુલ વિગેરે આપી તેનો શ્રમ દૂર કરવો આમ કરવાથી તમારો એક વખતનો કટ્ટો શત્રુ પણ તમારો મિત્ર બની જશે જગત્મા મૈત્રીભાવનો પ્રચાર કરવાને તેમજ વૈર–ક્રોધ ઓછા કરવાને એ જ એક રાજમાર્ગ છે

**શિષ્ય**—આપની કીમતી સલાહ માટે આપનો જેટલો આભાર માનુ તેટલો ઓછો જ છે હુ મારા વૈરીઓ પ્રત્યે પણ ક્ષમા–પ્રીતિનુ જળ છાટી મૈત્રીભાવનો પરિચય આપવાનો નિશ્ચય કરૂં છુ હવે ઘરની આસપાસ કેવા વૃક્ષો હોવાં જોઇએ, તે વિષે કઇ કહેશો ?

**સૂરિ**—પણ તે પહેલા ઘર ક્યા ક્યા સ્થાનોથી દૂર હોવુ જોઇએ તે જાણવુ ઉચિત છે ઘર જો દેવમદિરની પાસે હોય તો દુ ખ થાય, ચોટામા હોય તો હાનિ થાય, ધુતારાની તથા મ ત્રીની સમિપમા હોય તો પુત્ર અને ધનનો નાશ થાય. હવે વૃક્ષોના વિષયમા એવી માન્યતા ચાલે છે કે ખજૂરી, દાડમી, કેળ, બોરડી અને બીજોરૂ જેવા વૃક્ષો જ્યા ઉગી નીકળે તે ઘરનો સમૂળો નાશ થાય. પીપરનુ વૃક્ષ હોય તે પણ સારૂં નહીં, વળી પીંપળો હોવો તે પણ ભયંકર ગણાય છે વડ હોય તો

શત્રુનો ઉપદ્રવ કોઇ વખત આવી નડે અને ઉંબર હોય તો નેત્ર—વ્યાધિ અનિવાર્ય થઇ પડે એમ કહેવાય છે જેમાંથી દૂધ નીકળે એવા ઝાડ અથવા વેલા હોય તો તે લક્ષ્મીનો નાશ કરે કાંટાવાળા વૃક્ષો શત્રુનો ભય ઉપજાવે, ફળવાળું વૃક્ષ સંતતીનો નાશ કરે. ફળવાળા વૃક્ષનું લાકડું પણ વાપરવું નહીં જોઇએ કોઇ કોઇનો એવો અભિપ્રાય પણ છે કે ઘરના આગળના દક્ષિણ ભાગમાં ઉંબર પશ્ચિમ ભાગમાં પીંપળો અને ઉત્તર ભાગમાં પીંપર હોય તો તે સારા ગણી શકાય.

શિષ્ય—ગુરૂની બાંધણી અને સામગ્રી વિષે જેવી રીતે સ્પષ્ટ સમજણ આપી તેવી રીતે મંદિરની ભૂમિકાના અને પ્રતિમા વિષે પણ કઇ જાણવા યોગ્ય હકીકત કહેશો તો કૃપા થશે.

સૂરિ—હું એ વિષે અગાઉ સંક્ષિપ્તમાં કહી ગયો છું પરંતુ એટલાથી તમારા મનનું સમાધાન થયું હોય એમ જણાતું નથી એટલા માટે એ વિષે ફરીથી વિગતવાર હકીકત રજુ કરવાની મારી ફરજ સમજું છું પ્રથમ પ્રતિમાધિકાર લઇએ. ભગવાનની બેઠી અથવ ઉભી બન્ને પ્રકારની પ્રતિમાઓ યૌવન અવસ્થામાં જ હોવી જોઇએ. તેમાં પહેલી એટલે કે બેઠી પ્રતિમા પર્યંકાસનવાળી હોવી જોઇએ. પર્યંકાસન કેને કહેવાય ? એવો આ સ્થળે પ્રશ્ન થશે. પ્રથમ જમણી જાંઘ અને જમણા સાથળ ઉપર ડાબો પગ અને ડાબો હાથ સ્થાપન કરવો પછી ડાબી જાંઘ અને ડાબા સાથળ ઉપર જમણો પગ અને જમણો હાથ મૂકવો. એમ કરવાથી પર્યં

કાસનવાળા પ્રતિમા તૈયાર થાય છે હવે જો ભગવાનની પ્રતિમા ઉભી હોય તો તેના બે ભુજ ઢીંચણુ સુધી લાબા જોઇએ જો કે ચિન્હ તો બને પ્રતિમાઓને એક સરખા જ હોય દાખલા તરિકે શ્રી વત્સ, ઉષ્ણીષ, ત્રણ છત્ર ઇત્યાદિ પરિવારમા કઈ ફેરફાર સભવતો નથી છત્રની રચનામા જે એક ખૂબી સમાએલી છે તે તમારે જાણવી જોઇએ. જો નાસિકાના અગ્ર ભાગ ઉપર ત્રણ છત્રના અગ્ર ભાગની સમરેખા આવે તો તે ત્રણ છત્ર સર્વોત્તમ ગણાય તે જ પ્રમાણે નાસિકા અને કપાળ એના મધ્ય ભાગમા આડી રેખાથી કપોલનો વેધ થવો જોઇએ

**શિષ્ય**—પ્રતિમામા પાષાણુની પસદગીનુ ધોરણ શા પ્રમાણે હશે ?

**સૂરિ**—પ્રતિમાના પરિવારમા પત્થરનુ વર્ણશકરત્વ અથવા વર્ણવૈચિત્ર્ય ન આવે તેનુ લક્ષ રાખવુ જોઇએ તેની સાથે પ્રતિમાનુ પ્રમાણ પણ બે, ચાર, છ, આઠ ઇત્યાદિ સમ સખ્યામા હોય તો તે પણ ઇષ્ટ ન જાણુવુ

**શિષ્ય**—સમચતુરસ્ર પ્રતિમા કઇ રીતે જાણી શકાય ?

**સૂરિ**—એક ઢીંચણુથી બીજા ઢીંચણુ સુધી આડુ એક સૂત્ર, જમણા ઢીંચણુથી ડાબા ખધ સુધી બીજુ સૂત્ર, ડાબા ઢીંચણુથી જમણા ખધ સુધી ત્રીજુ સૂત્ર અને નીચેથી મસ્તક સુધી ચોથુ સૂત્ર, એ ચાર સૂત્રનુ પ્રમાણ સરખુ આવે તો તે પ્રતિમા સમચતુરસ્ર કહેવાય બે ઢીંચણુની વચ્ચે આડુ સૂત્ર

કેશ અને સૂત્રથી નાભિ સુધી એક કંબિકા રાખવી એ રીતે કરતાં નાભિથી સૂત્ર સુધી અઢાર આંગળનું પ્રમાણ જોઇએ.

શિષ્ય—પ્રતિમાની ઉંચાઇનું પ્રમાણ કેવી રીતનું હોવું જોઇએ ?

સૂરિ—પ્રતિમાની ઉંચાઇનું પ્રમાણ નવ તાલ જાણવું બાર આગળનો એક તાલ થાય છે અહીં આંગળા કંબાના ન લેતાં પ્રતિમાના લેવાં. ઉભી પ્રતિમાનું પ્રમાણ એક સો આઠ અંશનું અને બેઠી પ્રતિમાનું છપ્પન અંશનું જાણવું ઉભી પ્રતિમાના અગીઆર સ્થાનક પણ તમારે જાણવા જોઇએ. (૧) કપાળ (૨) નાસિકા, (૩) હડપચી, (૪) ગ્રીવા (૫) હૃદય, (૬) નાભી, (૭) ગુહ્ય, (૮) સાથળ, (૯) ઢીંચણ (૧૦) જાંઘ અને (૧૧) પગ એ અંશના અગીઆર સ્થાનકો બતાવ્યા છે તેમાં કપાળે ચાર નાસિકાએ પાંચ, હડપચીએ ચાર, કોટે ત્રણ, હૃદયે બાર નાભિએ બાર, ગુહ્યને વિષે ચાર સાથળે ચોવીશ, ઢીંચણે ચાર જાંઘને વિષે ચોવીશ અને પગને વિષે ચાર અંશ સમજવા. આ પ્રમાણે હીસાબ કરતાં પ્રતિમાની ઉંચાઇના એક સો આઠ અંશ બરાબર મળી રહેશે. હવે બેઠી મૂર્તિના આઠ સ્થાનક અને છપ્પન અંશ ધ્યાનમાં રાખી લ્યો કપાળે ચાર, નાસિકાએ પાંચ, હડપચીએ ચાર કોટે ત્રણ, હૃદયે બાર, નાભિએ બાર અને ઢીંચણે ચાર એ હિસાબે મેળ મળી રહે છે.

શિષ્ય—કઇ પ્રતિમા પૂજ્ય બતાવ અને કઇ કઇ પ્રતિમાઓ સમજાવી શકાય ?

સૂરિ—જેની પ્રતિષ્ઠા સો વર્ષ પહેલાં થઇ હોય, અથવા જે કોઇ ઉત્તમ આચાર્યે સ્થાપિત કરેલી હોય તે જિન–પ્રતિમા અભગ હોય તો પણ પૂજા કરવા યોગ્ય જ જાણવી. શાસ્ત્રમા "જિન પ્રતિમાને જિન સમ" ગણવાનો જે ઉપદેશ કરવામા આવ્યો છે તે તમારા ધ્યાન બહાર તો નહીં જ હોય પ્રતિમા-પૂજનમા જેઓ શ્રદ્ધા ધરાવતા નથી તેઓ આ સસારનો એક અલૌકિક લ્હાવો ગુમાવી બેસે છે, એમ કહ્યા વિના ચાલતું નથી. પ્રતિમાદ્વારા પ્રભુની પૂજાનો લ્હાવો ભાગ્યશાળી સ્ત્રી–પુરૂષો જ લઇ શકે છે જિન પ્રતિમાની સુસબદ્ધ આકૃતિના દૂરથી દર્શન કરવા માત્રથી જ શાતરસનો સાગર હૃદયમા ઉલ્લાસ પામવા લાગે છે જગતની તમામ આધિ-વ્યાધિ ઉપાધિઓ તે ક્ષણને માટે છેક વિસરી જવાય છે જેઓને હૃદય છે, જેઓ સહૃદયતાની કીંમત આકી શકે છે, તેઓ નિત્ય પ્રતિમાનુ અર્ચન-પૂજન કરવાનું ચૂકતા નથી, એ વાત તો કેવળ હૃદયથી જ સમજી શકાય એવી છે તેમા દલીલો કે યુક્તિઓ આપવી એ બહુલતા છે હૃદયનો આનદ અને ભાવ સમજાવવામા શબ્દો લગભગ નિર્બળ બની જાય છે, પરતુ એ વાતને અત્યારે જવા દઇશું. કઈ પ્રતિમા સમરાવી શકાય એ પ્રશ્નના ઉત્તરમા જણાવવાનુ કે ધાતુની, લેપની અથવા બીજી એવી પ્રતિમા કદાચિત ખડિત થાય તો તે પાછી સમરાવી શકાય, પરતુ કાષ્ટની અથવા પાષાણની પ્રતિમા હોય તો તે સમરાવવા લાયક ગણાતી નથી

શિષ્ય—પ્રતિમાના ખંડિતપણા ઉપરથી કઇ યોગાયોગ જાણી શકાય ખરા ?

સુરિ—જો પ્રતિમાના નખ ખંડિત થાય તો શત્રુ તરફથી ભય આવી પડે આંગળી ખંડિત થાય તો દેશભંગનો ઉપદ્રવ નજીકમાં સહેવો પડે, બાહુ ખંડિત થાય તો કોઈ પણ પ્રકારનું બંધન નડે, નાસિકા ખંડિત થાય તો કુળ ક્ષય અને પગ ખંડિત થાય તો ધન હાનિ સહવી પડે એવી માન્યતા છે તે ઉપરાંત પ્રતિમાનું સિંહાસન ખંડિત થાય તો સ્થાનનો નાશ થાય. બેસવાનું વાહન ખંડિત થાય (જેવી રીતે કે હાથી, ઘોડા વિગેરે) તો વાહનનો નાશ થાય અને પ્રતિમાનો પરિવાર ખંડિત થાય તો ચાકરનો નાશ થાય એવો ઉલ્લેખ છે

શિષ્ય—કઈ પ્રતિમા ઘરમાં રાખવી અને કઈ પ્રતિમા દેરાસરજીમા રાખવી એ વિષે કંઈ નિર્ણય થઈ શકે ખરો ?

સુરિ—જે પ્રતિમા એક આંગળથી અગ્યાર આંગળ સુધી ઉંચી હોય તો ત ઘરમા પૂજવા યોગ્ય માની શકાય, પણ તે કરતા મ્હોટી હોય તો તો મંદિરમાં રાખીને જ પૂજવી જોઇએ તે સિવાય કાષ્ટની, લેપની, પત્થરની, દાંતની, ચિત્રામણની લોઢાની તેમ જ પરિવાર રહિત પ્રતિમાજી પણ ઘરમાં પૂજાય નહીં.

શિષ્ય—જિન પ્રતિમાના બાહ્ય સ્વરૂપ કિંવા ઘાટ-ઘટ ઉપરથી લાભ-હાનિનો સંભવ ખરો ?

સુરિ—જિન પ્રતિમા જો કુમ સ્વરૂપવાળા ભાસે તો તે પોતાના કરાવનારનો નાશ કરે છે અધિક અંગવાળા હોય તો કારીગરનો નાશ કરે છે કુશ હોય તો દ્રવ્યનો નાશ થાય છે

સસલાના જેવું ઉદર હોય તો દુર્ભિક્ષને ઉત્પન્ન કરે છે, નાક વાકુ હોય તો ઘણું દુ ખ ઉપજાવે છે, ટુકા અવયવના હોય તો ક્ષય કરનાર થાય છે, ચક્ષુ વિનાના હોય તો ચક્ષુનો નાશ કરે છે, સાકડા મુખના હોય તો ભોગસામગ્રીથી દૂર રાખે છે, નાની કેડના કે કેડ વિનાના હોય તો આચાર્યનો નાશ કરે છે, નાના જાઘના અથવા જઘારહિત હોય તો ભાઇ, પુત્ર અને મિત્ર એમનો નાશ કરે છે, ટુકા હાથ–પગના અથવા હાથ-પગ વિનાના હોય તો ધનનો ક્ષય કરે છે પૂજા વગર ઘણો કાળ એમની એમ પડેલી પ્રતિમા જ્યા ત્યાથી ગ્રહણ કરવી નહીં એ પણ ધ્યાનમા રાખવુ પ્રતિમા ચત્તા હોય તો દ્રવ્યનો નાશ કરનારી થાય છે, નીચા મુખની હોય તો ચિતા ઉત્પન્ન કરાવનારી જાણવી, વાકી હોય તો મનમા દુ ખાદિ ઉપજાવનારી અને નીચી–ઉંચી હોય તો પરદેશ મોકલનારી સમજવી.

શિષ્ય—પ્રતિમાજી કોણ અને શેમાથી બનાવી શકે ?

સૂરિ—પ્રતિમાજી બનાવરાવવાનો અધિકાર સર્વ કોઇને એક સરખો મળી શકતો નથી ન્યાયથી ઉપાર્જેલુ દ્રવ્ય જ તે પાછળ ખરચવુ જોઇએ એક માણસ અનીતિ અને અસત્યથી ધન ઉપાર્જે અને પછી પ્રતિમાજી બનાવરાવી ધર્મ કરવાની અભિલાષા રાખે એ દેખીતી રીતે જ બેહુદુ લાગે છે મતલબ એ છે કે અન્યાયથી ઉપાર્જેલા દ્રવ્યમાથી પ્રતિમા બનાવનાર અને પ્રતિષ્ઠા કરનાર પોતાની ઇષ્ટ સિદ્ધિ કરવાને બદલે ઉલટી અધોગતિ કરે છે પ્રતિમાજી કયા પાષાણમાથી બનાવી શકાય

એ પ્રશ્ન મહત્વનો છે એમાં ધ્યાન રાખવાનું છે તે એ જ છે કે એવો પત્થર મે આગળ કહ્યું તેમ ખાસ પસંદ કરીવાળો અને શાસ્ત્રોક્ત પદ્ધતિસરનો હોવો જોઇએ. કોઇએ ઘરકામ સારૂં અમુક પાષાણ આણ્યો હોય તેમાંથી જો પ્રતિમાજી બનાવવામાં આવે તો તે પણ પૂજકિથી થનારી ઉન્નતિમાં ફળપ્રદ ન થતાં ઉલટી વિઘ્નકર થઇ પડે

શિષ્ય—પ્રતિમાની રચના અને પ્રાસાદના ભમારણ વચ્ચે કંઈ સબંધ હશે ખરો ?

સૂરિ—પ્રાસાદના ચોથા ભાગ જેટલી પ્રતિમા પસંદ કરવા યોગ્ય છે પણ ઉત્તમ લાભ પ્રાપ્તિને અર્થે તે ચોથા ભાગમાં એક આંગળ ઓછી–વત્તી પણ કરી શકાય છે કાબેલ કારીગરો પ્રાસાદના ચોથા ભાગનાં દશ ભાગ કરી, તે દશમો એક ભાગ પ્રાસાદના ચોથા ભાગમાં ઓછો કરી અથવા તેમાં એક દશમો ભાગ ઉમેરી તેટલા પ્રમાણની પ્રતિમા તૈયાર કરે છે સર્વે ધાતુઓની, રત્નની સ્ફટિકની અથવા પ્રવાલની પ્રતિમાને આ નિયમ લાગુ પડતો નથી. એવે પ્રસંગે પ્રતિમાના પ્રમાણ ઉપર પ્રાસાદનું પ્રમાણ લેવાનું નથી પણ ઇચ્છાનુસાર જ પ્રમાણ રખાય છે

શિષ્ય—પ્રાસાદના ક્યા ભાગમાં કોની કોની પ્રતિષ્ઠા કરી હોય તો ઠીક ?

સૂરિ—ગભારાના અર્ધભાગના પાંચ ભાગ ભિત્તિથી

કરવા, તેમા પ્રથમ ભાગમાં યક્ષાદિકની સ્થાપના કરવી, બીજા ભાગમા સર્વે દેવીઓની સ્થાપના કરવી, ત્રીજા ભાગમા જિન, સૂર્ય, કાર્તિકેય તથા કૃષ્ણુ એમની પ્રતિમા સ્થાપન કરવી, ચોથા ભાગમા બ્રહ્માની પ્રતિમા અને પાચમા ભાગમા શિવલિંગની પ્રતિમા રાખવી.

શિષ્ય—પ્રતિમાની દૃષ્ટિ ઉચી–નીચી હોય તો ?

સૂરિ—જો પ્રતિમાજીની દૃષ્ટિ ઉચી હોય તો તે દ્રવ્યનો નાશ કરે, તિરછી હોય તો ભોગનો નાશ કરે, સ્તબ્ધ દ્રષ્ટિ હોય તો દુ:ખ આપે અને નીચી હોય તો કુળનો નાશ કરે આ બધી વાત હુ એટલા માટે કહુ છુ કે શિલ્પકળાના અને પ્રતિમા રચનાના મુખ્ય મૂળ સૂત્રોનો બરાબર અમલ થવો જોઇએ એવી મહત્વની બાબતમા સ્વચ્છદપણે–ઇચ્છાનુસાર વર્ત્તવુ એ કોઇપણુ રીતે હિતકર નથી

શિષ્ય—ત્યારે પ્રતિમાજીની દૃષ્ટિનુ ધોરણુ કયે પ્રકારે રાખવુ જોઇએ ?

સૂરિ—સામા દ્વારની શાખાના નીચેથી આઠ ભાગ કરવા, તેમા જે આઠમો ભાગ બધા કરતાં ઉપર આવેલો હોય તે મૂકી દેવો અને તેની નીચેનો જે સાતમો ભાગ રહે તેના પાછા નીચેથી સાત ભાગ કરવા. આ સાત ભાગના છ ભાગ મૂકી દેવા અને ઉપરનો જે સાતમો ભાગ રહ્યા તેમા ગજાંશ–અષ્ટમાશ સંભવે છે, તે ગજાંશને વિષે કારીગરોએ પ્રાસાદની અદર રહેલી પ્રતિમાની દૃષ્ટિ રાખવી.

શિષ્ય—પ્રાસાદની ભૂમિપરીક્ષા કેવી રીતે કરવી ?

સૂરિ—જે ઠેકાણે મંદિર બાંધવું હોય તે ભૂમિ ગોળ આકારની તથા દિશાનો ભ્રમ ઉત્પન્ન કરે તેવી નહીં હોવી જોઈએ. તે ચતુષ્કોણ–ચોખંડી, સારા આકારવાળી, વાવેલા ધાન્યને ત્રણ દિવસમાં ઉગાડનારી અને પૂર્વ, ઉત્તર અથવા ઈશાન દિશા તરફ ઉતરતી હોય તે ભૂમિ શ્રેષ્ઠ જાણવી. શલ્ય-વાળી ભૂમિ પ્રસાદને માટે પસંદ કરવા યોગ્ય નથી, કારણ કે તેવી ભૂમિ વ્યાધિ ઉત્પન્ન કરે છે, પોલાણવાળી હોય તો તે દારિદ્રપણું ઉપજાવે છે ફાટેલી હોય તો તે મરણ નીપજાવે છે અને શલ્યવાળી હોય તો તે દુઃખદ થઈ પડે છે

શિષ્ય—પણ તે શલ્ય શી રીતે જાણી શકાય ?

સૂરિ—ભૂમિ ઉપર એક ચતુષ્કોણ–ચોખંડું ચક્ર લખવું તેમાં નવ કોઠા કરવા. ચતુષ્કોણની બાજુ ઉપર પૂર્વથી માંડી ઈશાન સુધી આઠ દિશાઓ લખવી અને વચલા નવ કોઠામાં અનુક્રમે અ, ક, ચ, ત એ હ, શ, પ અને ય એમ નવ અક્ષરો લખવા. યથા —

| ઈ | પૂર્વ | અ |
|---|---|---|
| | | |
| પ | અ | ક |
| ઉ શ | ય | ચ દ |
| હ | એ | ત |
| વા | પશ્ચિમ | નૈ |

હવે પ્રશ્નમા જો "બ" આવે તો જાણવુ કે પૂર્વ દિશામા ભૂમિની અંદર દોઢ હાથ નીચે મનુષ્ય-શલ્ય અર્થાત્ માણસના હાડકા વિગેરે હોવા જોઇએ અને તેથી મનુષ્યનુ મરણ નીપજે. જો "ક" આવે તો અગ્નિકોણમા ભૂમિની અંદર બે હાથ નીચે ગર્દભ-શલ્ય અર્થાત્ ગધેડાના હાડકા વિગેરે હોવા જોઇએ અને તે શલ્યથી રાજદંડ થાય કિંવા હમેશા ભયભીત સ્થિતિમા રહેવું પડે જો "ચ" આવે તો દક્ષિણ દિશામા ભૂમિની અંદર કેડ જેટલુ ઉંડુ મનુષ્ય-શલ્ય હોય એમ સમજવુ અને તેથી ગૃહસ્વામીનુ મરણ થાય જો "ત" આવે તો નૈઋત્ય દિશામા ભૂમિની અંદર દોઢ હાથ નીચે શ્વ-શલ્ય અર્થાત્ કુતરાના હાડકા વિગેરે છે એમ જાણવુ. તે શલ્ય બાળકોનુ મરણ નીપજાવે. જો "એ" આવે તો પશ્ચિમ દિશામા ભૂમિની અંદર દોઢ હાથ નીચે બાળ-શલ્ય અર્થાત્ બાળકના હાડકા વિગેરે છે એમ સમજવુ અને તેથી ગૃહસ્વામી-ઘરધણીને પરદેશ વેઠવો પડે જો "હ" આવે તો વાયવ્ય દિશામા ભૂમિની અંદર ચાર હાથ નીચે માણુસના અંગારા છે એમ જાણવું અને તેના પરિણામે સ્વપ્ન જોવામા આવે તો મિત્રનો નાશ થાય જો "સ" આવે તો ઉતર દિશામા ભૂમિની અંદર કેડ જેટલુ ઉંડું વિપ્ર-શલ્ય અર્થાત બ્રાહ્મણના હાડકા છે એમ સમજવુ અને તેથી ગૃહસ્વામી કદાચ ધનવાન હોય તો પણ નિર્ધન અવસ્થામા આવી પડે. જો "પ" આવે તો ઇશાન દિશામા ભૂમિની અંદર દોઢ હાથ નીચે ગો-શલ્ય અર્થાત્ ગાયના હાડકા વિગેરે છે એમ જાણવુ અને તથી ગૃહસ્વામીના ગો-

ધનનો—ગાય જેવા ઉપયોગી પશુઓનો નાશ થાય. વચલા કોઠામાં જે "ધ" છે તે જો પ્રશ્નમાં આવે તો ભૂમિના મધ્ય ભાગમાં છાતી જેટલા ઉંડાણમાં માણસના વાળ, ખોપરી, ભસ્મ તથા લોઢું છે એમ જાણવું અને તેથી મરણ નીપજે દીપક તથા માપક રજ્જુવડે પણ એવા શુકનો જોઈ શકાય છે ખાણની કાચી માટીનું કોડીયું કરી તેમાં ચાર દીવા કરવા. જે દિશાનો દીવો ઘણીવાર સુધી પ્રકાશિત રહે તે ભૂમિ તે વર્ણન માટે સારી જાણવી ભૂમિ માપતાં જો સૂત્ર તુટી જાય તો રોગ થાય, ગાંઠો પડી જાય અથવા ભાંગી જાય તો સ્થપતિનો નાશ થાય.

શિષ્ય—ત્યારે ભૂમિની અંદરથી કેવી વસ્તુઓ નીકળે તો જિન પ્રાસાદને માટે તે ભૂમિ ઉત્તમ ગણાય?

સૂરિ—જે ભૂમિને ખોદતાં પાણી, પત્થર અને કાંકરા નીકળે તે ભૂમિ ઉત્તમ ગણાય. ત્યાં આગળ સોનાની વાસ્તુ દેવમૂર્ત્તિ વિધિથી સ્થાપન કરવી.

શિષ્ય—પ્રાસાદની ઉંચાઈ–પહોળાઈ–લંબાઈ અને જગતી સંબંધી કંઈ વિશેષ સ્પષ્ટીકરણ થઈ શકશે?

સૂરિ—પ્રાસાદની ઉંચાઈ પોતાની ઉંચાઈ કરતાં બમણી વધારે હોવી જોઈએ એમ પણ કહેવામાં આવ્યું છે. પ્રાસાદની જેટલી ઉંચાઈ હોય તેટલી જ વિસ્તારવાળી જગતી કહેતાં કોટ કરાવવો એ શ્રેષ્ઠ ગણાય છે શિખરો જે મૂળ કોણે

તેની બહાર જે સ્થિર કુંભી હોય છે, તેના બે ખુણાથી પ્રાસાદના હસ્તની સંખ્યા જાણવી. મૂળ રેખાના ખુણામા જેટલી પહોળાઈ હોય તેને અનુસરી કળશને વિષે પહોળાઇ લેવી અને પહોળાઇથી લંબાઇ પોણાબેગણી જાણવી ધ્વજાના સંબધમા જણાવવાનુ કે પ્રાસાદ ઉપર ધ્વજા ચઢાવેલી ન હોય તો ત્યા કરેલી પૂજા હોમ-જપ વિગેરે સર્વે નિષ્ફળ થાય છે, માટે ધ્વજા તો અવશ્યમેવ ચઢાવવી જિનપ્રાસાદ એક દિવસ પણ ધ્વજા રહિત ન રહેવો જોઇએ.

શિષ્ય—ધ્વજાનુ પ્રમાણ તથા ઘટનુ સ્થાનક કઇ રીતે નિર્ધારવું ?

સૂરિ—પ્રકાશિત પ્રાસાદ ઉપર ધ્વજાનો દડ પ્રાસાદની હસ્ત સખ્યાને અનુસારે કરવો, અને અધકારવાળા પ્રાસાદ ઉપર મધ્ય પ્રાસાદના પ્રમાણથી ધ્વજાનો દડ નિર્માણ કરવો ઘટ ગભારામા, રંગ-મડપમા તથા વલાનકમા હોવો ચોગ્ય છે અને તેનુ પ્રમાણ શુકનાસા સમાન જાણવું

શિષ્ય—જીર્ણોદ્ધાર પછી નવું વાસ્તુ કરાવવુ જ જોઇએ એવો કઇ નિયમ છે ?

સૂરિ—જીર્ણ થયેલા ઘરનો અથવા દેવમદિરનો ઉદ્ધાર કરતા જો તનુ દ્વાર તથા પ્રમાણ પહેલાની માફક જ રહેવા દીધુ હોય તો નવુ વાસ્તુ કરવાની જરૂર નથી, પરંતુ જો ફેરફાર કર્યો હોય તો નૂતન વાસ્તુની જરૂર રહે ખરી

શિષ્ય—સ્તભ તથા પાટીયા વિગેરેનુ પ્રમાણ કેવી રીતે સમજવુ ?

સૂરિ—સ્તંભ તથા પાટીયા વિગેરેનું જે પ્રમાણ વાસ્તુ શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે તેજ મંદિરના કામમાં પણ સમજી લેવું એ વિષે મારી ભલામણ માત્ર એટલીજ છે કે હુંશીયાર કારીગરોની સલાહ લીધા પછીજ એવાં કાર્યો પ્રારંભ કરવો અથવા તો કોઈ વિદ્વાન સાધુ-મુનિરાજ પાસેથી તે સંબંધી સંપૂર્ણ ખુલાસાઓ મેળવી લેવા.

શિષ્ય—પ્રતિમાજીમાં પ્રકટ ભામંડળ દીપી નીકળે, એ માટે શો ઉપાય કરવો ?

સૂરિ—નિર્મળ કાંજીમાં પીસેલી બિલીની છાલનો લાકડા ઉપર અથવા પાષાણ ઉપર લેપ કરવાથી પ્રકટ ભામંડળ ખીલી નીકળે છે જેમાંથી પ્રતિમાજી બનાવવા હોય તે કાષ્ટ યા તો પાષાણ પર ઉક્ત વિધિ અનુસાર લેપ કરવો. તે લેપથી જો મધ જેવું મંડળ પડે તો અંદર ખદ્યોત, રાખ સરખું પડે તો રેતી, મેઘ સરખું પડે તો રાતો દેડકો, આકાશ સરખા રંગનું પડે તો પાણી, કપોત સરખા રંગનું પડે તો ઘિરોળી, મજીઠ સરખા રંગનું પડે તો દેડકો, રાતું પડે તો કાચંડો, પીળું પડે તો ગોધાણું, કપિલ વર્ણનું પડે તો ઉંદર, કૃષ્ણવર્ણું પડે તો સર્પ અને ચિત્ર વર્ણું પડે તો વીંછી આદિ જીવ-જંતુઓ તેની અંદર છે એમ જાણવું. આ રીતે પરીક્ષા કરવામાં ન આવે અને જીવ-જંતુઓ રહી જાય તો તેથી સંતતિ, સંપદા, પ્રાણ અને રાજ્યનો પણ નાશ થાય.

શિષ્ય—પ્રતિમાજી બનાવવાના કાર્યમાં કેવા કેવા દોષો હોઈ શકે કે જેથી તે નિવારવાની સાવધતા રાખી શકાય ?

**સૂરિ**—પ્રતિમાના કાષ્ટમા તેમજ પાષાણમા પણ જો ખીલો, છિદ્ર, પોલાણ, જીવના જાળાં, સાધા, મંડલાકાર, રેખાઓ તથા ગાર હોય તો તે મહા દોષમય ગણાય છે પ્રતિમાજી નિમિત્તના પાષાણ તથા કાષ્ટમા ક્વચિત્ લીસોટાઓ અથવા રેષાઓ પડેલી જોવામા આવે છે, પણ જો તે મૂળ વસ્તુના રગને મળતી હોય તો તેમા કંઇ દોષ નથી, પણ જો મૂળ વસ્તુના વર્ણથી ભિન્ન વર્ણવાળી હોય તો તે દોષયુક્ત ગણાય છે એવા દોષો નિવારવાની સાવચેતી રાખવી એ જિન-પ્રતિમાના ભક્તોનુ પરમ કર્તવ્ય છે

**શિષ્ય**—આજે શિલ્પકળા, પ્રતિમારચના અને પ્રાસાદ નિર્માણ જેવા બહુ ઉપયોગી વિષયોની લબાણ ચર્ચા કરી આપને જે શ્રમ આપ્યો છે તે બદલ અત:કરણપૂર્વક ક્ષમા ચાહુ છુ આજે આટલેથી જ વિરમીએ એવી મારી પ્રાર્થના છે.

**સૂરિ**—તથાસ્તુ !

## (૧૧) ગુરૂ-શિષ્ય સબંધ.



**શિષ્ય**—"દીકરા તો દેવતાને પણ પ્રિય હોય છે" એવા ભાવાર્થવાળી કહેવત આપે સાભળી હશે મનુષ્યોમા તો શું પરન્તુ પશુઓમા પણ જે સતાનપ્રેમ જોવામા આવે છે તે ઉપરથી જણાય છે કે એવો પ્રેમ પ્રાણી-જગત્મા સ્વાભાવિક જ છે એ પ્રેમ ગૃહસ્થો શી રીતે સાર્થક કરી શકે એ પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે

સૂરિ—પોતાના સંતાનો ઉપર પ્રેમ હોવો એ સ્વાભાવિક છે પશુઓમાં પણ તેવો પ્રેમ જોવામાં આવે છે એ વાત તમે હમણાં જ કહી ગયા. હવે પશુઓ અને મનુષ્યોમાં જે એક મોટો ભેદ રહેલો છે તે એ છે કે પશુઓ પોતાના સંતાન પ્રેમ આસક્ત જેવું જોઇએ તેવું સંતાનોનું કલ્યાણ કરી શકતા નથી. અલબત્ત, તેઓ અમુક અંશે સંતાનોને સુખી કરી શકે છે; પરંતુ પિતૃધર્મ કે માતૃધર્મની પરિસમાપ્તિ તેટલેથી જ થઇ જતી નથી મનુષ્યોને શિરે તે વિષયમાં ગંભીર જવાબદારી રહેલી છે જે પ્રેમ પોતાના સંતાનોનું કલ્યાણ કરી શકે નહીં જે પ્રેમ પોતાના સંતાનોને ઉત્તમ શિક્ષણ આપી પુરૂષાર્થ સિદ્ધિને યોગ્ય બનાવી શકે નહીં, તે પ્રેમની હું પ્રશંસા કરી શકતો નથી. સંસ્કૃતમાં એક સ્થળે કહ્યું છે કે "જે માતાપિતાઓ પોતાના બાળકોને યોગ્ય શિક્ષણ આપતા નથી તેઓ બાળકના પ્રેમીઓ—વાલીઓ કે રક્ષકો નથી; પણ ઉલટું તે તેમના કટ્ટા શત્રુઓ જ છે "

શિષ્ય—માતાપિતા તે વળી શત્રુ હોઇ શકે ?

સૂરિ—જરા વિચાર કરવાથી મારા કહેવાનો આશય તમે સમજી શકશો. વિરોધી—શત્રુ જ્યારે આપણું અહિત કરવાને કમ્મર કસે છે ત્યારે આપણે તેની સામે બરાબર રક્ષણ કરવાને તૈયાર થઇ શકીએ છીએ; કારણ કે તે વખતે આપણે એટલું તો સ્પષ્ટ રીતે જ સમજતાં હોઇએ છીએ કે અમુક આપણો શત્રુ છે અને તેથી તેની દ્વારા આપણું શુભ કદિપણ

થઇ શકે નહીં; પરંતુ જેઓ પ્રીતિ કે સ્નેહના રૂપમા શત્રુત્વને છુપાવી રાખે છે તેઓની શત્રુતા આપણે કળી શકતા નથી અને તેથી તેની સામે આપણે આપણું રક્ષણ કરવાને તૈયાર થઇ શકતા નથી જે માતાપિતા પોતાના સંતાનને અણુઘટતા લાડ લડાવી સ્વચ્છંદી બનાવી મૂકે છે, જે માતપિતા પોતાના વ્હાલા બચ્ચાઓને પૂરતુ જ્ઞાન કે શિક્ષણ આપ્યા વિના વિલાસ, મોજશોખ અને વૈભવમા ડુબાડી દે છે, તેઓ માતપિતારૂપે પણ શત્રુની જ ગરજ સારે છે, એમ કેમ ન કહી શકાય? હુ પ્રથમ જ કહી ચૂકયો કે સ્નેહભાવ દર્શાવવો, પ્રેમાધતા પ્રગટ કરવી એ તો પશુઓથી પણ બની શકે છે; પરંતુ મનુષ્ય ઉત્તમોત્તમ કોટીનું પ્રાણી હોવાથી તેની ફરજ તેટલેથી જ અટકતી નથી તેના પોતાના સંતાનના કલ્યાણની ખાતર અનેક વ્યવસ્થાઓ કરવાની હોય છે, અનેક પ્રકારની ચિંતાઓ વેઠવાની હોય છે પિતૃધર્મનુ પાલન કરવું એ રમત વાત નથી પિતા થવાથી જ એ ધર્મનુ પાલન નથી થઇ શકતું નથી, કેમકે પિતાની જવાબદારી ઘણી મ્હોટી છે.

**શિષ્ય**—ત્યારે આપણે આજે એ જ વિષયની અવતારણા કરીએ પ્રથમ પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે બાળકને કેટલા વર્ષની વયે નિશાળે મૂકવો જોઇએ?

**સૂરિ**—માતપિતાએ પોતાના બાળકને પાચમું વર્ષ બેઠા પછી ઉત્સવ કરી એવા કળાચાર્યના હાથમાં સુપ્રત કરવો કે જે આચાર્ય શાંતસ્વભાવનો હોય, શાસ્ત્રોના મર્મને

ખૂબીપૂર્વક સમજી શકતો હોય, આળસ અને વ્યસનાદિ દોષોથી રહિત હોય, મસ્તનામકર્મી હોય યુક્તિપૂર્વક મીઠી વાણી બોલી શકતો હોય, તેમજ શિષ્યના મનોભાવો અને કુદરતી શક્તિઓ વિષે સંપૂર્ણ અનુભવ ધરાવતો હોય.

શિષ્ય—એવા કલાચાર્યો ક્યાં મળી શકે ?

સૂરિ—ખરું છે કે એવા કલાચાર્યો આજકાલ સર્વેજમાં મળી શકતા નથી, પરંતુ આર્યાવર્તમાં એક કાળે એવા આચાર્યોના આશ્રમો હતા અને ત્યાં વિદ્યાર્થીઓ શત્રુ કે રંકનો ભેદભાવ રાખ્યા વિના પોતાની શક્તિઓને કેળવી શકતા હતા. આજે એવા આશ્રમોનો લગભગ લોપ થઈ ગયો છે એ ખરેખર બહુ શોચનીય છે; પરંતુ હવે તેનો ઉદ્ધાર થવો જોઈએ એમ મને લાગે છે.

શિષ્ય—પ્રથમના આશ્રમો અને અત્યારની શાળાઓમાં શું ભેદ હશે ?

સૂરિ—જમીન-આસ્માન જેટલો ભેદ છે. આજની શાળાઓ વિદ્યાર્થીઓને મોટાક્ષ વિષયોની ઉપલક માહિતીઓ આપી શકે છે, પરંતુ જેને યથાર્થ ભાવમાં કેળવણી કહેવામાં આવે છે અને જે વડે વિદ્યાર્થીઓની શારીરિક-માનસિક-હાર્દિક અને આધ્યાત્મિક શક્તિઓ સંપૂર્ણ કેળવવી જોઈએ, તેવી કેળવણીને નામે તો મોટું મીંડું જ મૂકાયું છે એમ કહીએ તો ચાલી શકે. પૂર્વના કલાચાર્યો પોતાના શિષ્યોને અમુક પુસ્તક ગોખાવી છૂટું-છવાયું જ્ઞાન આપવામાં જ પોતાના

તમામ સજાઓ સમાઈ જાય છે. એટલું છતા જે લોકો સજા કર્યા વિના ન રહી શકતા હોય તેમણે ભૂલેચૂકે પણ શિષ્યના મસ્તકમા કે હૃદયમા આઘાત ન કરવો ન છુટકે સજા કરવી પડે તો ગુરૂઓએ શિષ્યના શરીરના નીચલા ભાગમા થોડી શિક્ષા કરવી

**શિષ્ય**—ક્યા વિદ્યાર્થીઓ પોતાના ગુરૂને આત્મપ્રિય થઇ પડે ?

**સૂરિ**—જેઓ પોતાના ઉપર કરેલા ઉપકારો જાણી શકતા હોય, પવિત્ર ચિત્તવડે સર્વની સાથે હળીમળી શકતા હોય, ખંત અને ઉત્સાહ રાખી પોતાના નિત્યના પાઠો તૈયાર કરી શકતા હોય, તેમજ જેમનામા કૂડ-કપટ કે માયા-પ્રપંચનો છાટો સરખો પણ ન હોય એવા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ તેમના ગુરૂઓને આત્મવત્ પ્રિય થઇ પડે છે એવા વિદ્યાર્થીઓને કેળવવા ગુરૂઓ પોતાનો સર્વસ્વ ભોગ આપવાને પણ તૈયાર થઇ જાય છે જે વિદ્યાર્થીઓ જ્ઞાન પ્રાપ્ત કરવા છતા ગુરૂને વિષે અવિનય રાખે છે, ધર્મ ઉપર દ્વેષભાવ ધરાવે છે, પોતાના ગુણ અને બુદ્ધિમત્તા વિષે ભારે અહંકાર રાખે છે અને ગુણીજનો પ્રત્યે દ્વેષ કિંવા તિરસ્કારથી વર્તે છે; તેઓનુ જ્ઞાન તેમને પોતાને કે સંસારને ઉપયોગી થવાને બદલે, ધૂળમા કાળકૂટના છાટા પડવાથી જેવી રીતે તે પ્રાણનાશક થઇ જાય, તેવી રીતે ઉલટુ શ્રાપરૂપ થઇ પડે છે વિદ્યા તો વિવેક અને વિનયથી જ શોભે છે

સૂરિ—તેનો હું જે ઉત્તર આપું છું તે માત્ર એટલો જ કે સંપૂર્ણ પ્રેમમય પ્રેમ વિનાનું શિક્ષણ શિષ્યના હૃદય ઉપર કશી સારી અસર કરી શકતું નથી. પ્રેમના પરિણામે ગુરૂના મુખમાંથી એવા મધુરતાવાળા શબ્દો નીકળે છે કે તેનું પુનઃ પુનઃ પાન કરવા છતાં શિષ્યો સંતુષ્ટ થતા નથી ગુરૂના મુખની વાણી સાંભળવાની તેમની જીજ્ઞાસા ક્રમશઃ વધતી જ જાય છે. ગુરૂનું સૌ પ્રથમ કર્તવ્ય એ જ છે કે તેણે પોતાના શિષ્યનું માનસિક બંધારણ સમજી લેવું વિદ્યાર્થીઓને ભારભૂત ન થાય કે અપ્રિય ન થાય એવા પ્રકારનું ગુરૂનું શિષ્યપ્રતિ વર્તન હોવું જોઈએ કેટલાક શિક્ષકો શિષ્યોને નિરંતર ધમકીઓ આપી કે માર મારી એવા નિર્દય કે કઠોર બનાવી દે છે કે એ શિષ્યોમાં અને બાળપણમાં મહત્ત્વનો કંઈ ભેદ જ નથી રહેવા પામતો. નેતર કરતાં નેત્રની શક્તિ ઘણી અધિક હોય છે વિદ્યાર્થીઓને વશ કરવી એ જ ગતીપણું છે જ્યાં ગુરૂ–શિષ્ય વચ્ચે પ્રેમમય સંબંધ હોય ત્યાં એ શાસ્ત્રી રૂદીન ઉત્તેજન મળી શકતું નથી.

શિષ્ય—ગુરૂ કદાચ ઉત્તમ લક્ષણયુક્ત અને વિચારવાળો હોય, પણ શિષ્ય એને અનુરૂપ ન હોય તો પછી ગાર્હસ્થ્ય સંબંધ કર્યા વિના કેમ ચાલે?

સૂરિ—પ્રેમ એ એક અપૂર્વ પ્રકારનો સ્પર્શમણિ છે તેના સ્પર્શથી જેમ તેવું લોખંડ પણ સુવર્ણ બની શકે છે. જેઓ સંબંધ કર્યા વિના ન જ ચાલે” એમ કહે છે તેઓ પ્રેમનું મહાત્મ્ય સમજતા નથી ગુરૂની તીવ્ર દૃષ્ટિમાં જગતની

તમામ સજાઓ સમાઈ જાય છે. એટલું છતા જે લોકો સજા કર્યા વિના ન રહી શકતા હોય તેમણે ભૂલેચૂકે પણ શિષ્યના મસ્તકમા કે હૃદયમા આઘાત ન કરવો ન છુટકે સજા કરવી પડે તો ગુરૂઓએ શિષ્યના શરીરના નીચલા ભાગમા થોડી શિક્ષા કરવી

**શિષ્ય**—ક્યા વિદ્યાર્થીઓ પોતાના ગુરૂને આત્મપ્રિય થઇ પડે ?

**સૂરિ**—જેઓ પોતાના ઉપર કરેલા ઉપકારો જાણી શકતા હોય, પવિત્ર ચિત્તવડે સર્વની સાથે હળીમળી શકતા હોય, ખત અને ઉત્સાહ રાખી પોતાના નિત્યના પાઠો તૈયાર કરી શકતા હોય, તેમજ જેમનામા કૂડ-કપટ કે માયા-પ્રપચ-નો છાટો સરખો પણ ન હોય એવા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ તેમના ગુરૂઓને આત્મવત્ પ્રિય થઇ પડે છે એવા વિદ્યાર્થીઓને કેળવવા ગુરૂઓ પોતાનો સર્વસ્વ ભોગ આપવાને પણ તૈયાર થઇ જાય છે જે વિદ્યાર્થીઓ જ્ઞાન પ્રાપ્ત કરવા છતા ગુરૂને વિષે અવિનય રાખે છે, ધર્મ ઉપર દ્વેષભાવ ધરાવે છે, પોતાના ગુણ અને બુદ્ધિમત્તા વિષે ભારે અહકાર રાખે છે અને ગુણીજનો પ્રત્યે દ્વેષ કિવા તિરસ્કારથી વર્તે છે; તેઓનુ જ્ઞાન તેમને પોતાને કે સસારને ઉપયોગી થવાને બદલે, ધૂળમા કાળકૂટના છાટા પડવાથી જેવી રીતે તે પ્રાણનાશક થઇ જાય, તેવી રીતે ઉલટુ શ્રાપરૂપ થઇ પડે છે વિદ્યા તો વિવેક અને વિનયથી જ શોભે છે.

પોતાના કળાચાર્યનું જે વિદ્યાર્થીઓ નિરંતર હિત ચિંતવે છે, યથાશક્તિ સેવા-શુશ્રૂષા કરી તેમને સંતોષ આપે છે અને જેઓ પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુ પણ ગુરૂને અર્પણ કરવા સદા ઉત્સુક રહે છે, તેવા વિદ્યાર્થીઓ ગુરૂની અગાધ કૃપા સંપાદન કરી પોતાનું અલૌકિક કલ્યાણ સાધવા ભાગ્યશાળી થઈ શકે છે. ગુરૂના ઉપકારના વિષયમાં એટલે સુધી કહેવામાં આવ્યું છે કે શિષ્ય કદાચ પોતાના ગુરૂને ગ્રામ-નગર સહિત પૃથ્વી આપી દે તો તે પણ ગુરૂના ઋણમાંથી મુક્ત થઈ શકે નહીં. આવો અનવિધિ ઉપકાર કરનાર ગુરૂદેવનું શિષ્યોએ કેટલું બહુમાન કરવું જોઈએ તેનો ખ્યાલ તમે પોતે જ કરી લ્યો. આજે એવી ગુરૂભક્તિનો છાંટો પણ શું કોઈ વિદ્યાર્થીમાં મળી શકશે?

શિષ્ય—હવે એવા વિદ્યાર્થી પણ કોઈ હશે. "બહુરત્ના વસુંધરા" એમ જે કહેવાય છે તે કંઈ સાવ ખોટું નહિ હોય!

સૂરિ—એવા વિદ્યાર્થીને હું ઘણા ભાગ્યશાળી જ કહું. જે વિદ્યાર્થીઓ ગુરૂ અને શાસ્ત્ર ઉપર ભક્તિ પ્રીતિ રાખી શકે છે જેઓ પોતાના શરીર પ્રત્યે બેદરકારી નહીં રાખતાં નિત્ય નિરોગી રહી શકે છે જેઓ વિનય, પરિશ્રમ અને બુદ્ધિમત્તા દાખવવામાં ઘણું ઉત્કટ ધરાવે છે, તેમને અખંડ ભાગ્યશાળી વિદ્યાર્થીઓ જ લેખવા જોઈએ. તેઓ પોતે ધન્ય છે એટલું જ નહીં પણ તેમના માતપિતાને પણ ધન્ય છે. તેઓ આત્મહિત સાથે જગત્ કલ્યાણ કરવાને પણ સમર્થ થઈ શકે છે.

**શિષ્ય**—વિદ્યાર્થી અવસ્થામાં શિષ્યે કેવી રીતના નિયમો પાળવા જોઇએ ?

**સૂરિ**—ગુરૂ પાસે ભણનાર શિષ્યે હમેશા સાદો અને સ્વાસ્થ્યકર આહાર લેવો બ્રહ્મચર્યનું કાય-મનો-વાકથી રક્ષણુ કરવુ, દયા-દાન આદિ અતરના ભાવોને કેળવવા હમેશા લક્ષ રાખવુ, કૌતુક-કૌતુહળ કે નાચ-રગ જોવાનુ સર્વથા માડી વાળવુ, કોડી-પાના આદિથી જે જે વિવિધ રમતો રમાય છે તે તરફ નિત્ય ઉદાસીન રહેવું, કોઇની મશ્કરી કરવી નહીં, પોતાના ગુરૂનો હમેશા વિનય રાખવો વિદ્યાર્થીમા એટલા વાના અવશ્યમેવ હોવા જોઇએ

**શિષ્ય**—શિષ્ય અવસ્થામા કેવો પોષાક રાખવો જોઇએ?

**સૂરિ**—સુયોગ્ય શિષ્યોએ પોતાની અવસ્થાને બધબેસતો થાય તેવો જ પોષાક ધારણ કરવો જોઇએ ગુરૂના આશ્રમમા રક કે ધનવાનપણાનો ભેદ રહેતો નથી, તેથી તે સર્વને એકજ પ્રકારનો પહેરવેશ રાખવો પડે છે આ પહેરવેશ તદ્દન આડબર રહિત, સ્વચ્છ અને સહજ પ્રાપ્ય હોવો જોઇએ

**શિષ્ય**—વિદ્યાર્થીએ પોતાના ગુરૂજીને કેવી રીતે સંબોધવા ?

**સૂરિ**—પોતાના પુજ્ય ગુરૂજીને "પૂજ્ય" એવુ પદ મૂકીને મૂળ નામથી જ બોલાવવા અર્થાત્ પૂજ્ય પદ વિના મૂળ નામથી ગુરૂને સબોધવા એ અવિનય બતાવે છે. એક નીતિકારે કહ્યુ છે કે પુરૂષે પોતાનું, પોતાના ગુરૂનુ, પોતાની

સ્ત્રીનું તથા ગુરુપત્નીનું એકલું મૂળ નામ ન લેવું; કારણ કે તેમ કરવાથી ધનનો અને આયુષ્યનો ક્ષય થાય છે

શિષ્ય—વિદ્યાર્થીએ શાળામાં કેવી રીતે પઠન-પાઠન કરવું ?

સૂરિ—વિદ્યાર્થીએ બહુ જ ઘાંટા પાડીને તેમજ બહુ જ ધીમેથી બોલવું ન જોઇએ. મન બીજે સ્થળે ભટકતું રાખીને પાઠનો સબંધ તૂટી જાય તેમજ સામાને સમજાયું જ ન પડે એવી રીતે પણ ન ભણવું જોઇએ આ અવસ્થામાં જો ઉતા વળ કરવાની અથવા તો ધીમાશથી બોલવાની ટેવ પડી જાય છે તો પછી કેમ કરતાં દૂર થઈ શકતી નથી ઘણાં વિદ્યાર્થીઓ શાળામાં હોય છે ત્યારથી પોતાની જીભને એવી વિકૃત કરી દે છે કે પછી તેમનાથી શુદ્ધ ઉચ્ચાર થઈ શકતો નથી અને લોકોને તેમની વાણીમાં જેવો જોઇએ તેવો રસ પડતો નથી. સારાંશ એ છે કે બહુ જ સ્પષ્ટતાપૂર્વક સામાન્ય ભાર સાથે વાણી વદવાની ટેવ પાડવી જોઇએ.

શિષ્ય—વિદ્યા પ્રાપ્તિમાં મુખ્ય કારણો ક્યા હશે ?

સૂરિ—મુખ્ય કારણો દશ છે તેમાના પહેલા પાંચ જેવાં કે-વિદ્યાનુરાગ, નિરોગતા, વિનય, ઉદ્યમ અને બુદ્ધિ એ વગેરે અંતરંગ કારણો ગણાય છે; કારણ કે તે કારણો ઉપર જ વિદ્યાપ્રાપ્તિનો ઘણોખરો આધાર રહેલો છે આ પાંચ અંતરંગ કારણોને ખીલવવાને વિદ્યાર્થીઓએ પોતે તેમજ તેમના વાલી

ઓએ પ્રયત્ન કરવો જોઇએ જેવી રીતે આ અતરગ કારણો કહ્યા તેવી જ રીતે બીજા પાચ બાહ્ય કારણો પણ છે જેમકે સહાધ્યાયીઓનો સહવાસ, ભોજન, વસ્ત્ર, ગુરૂ તથા પુસ્તક આદિની જોગવાઇ વિગેરે મહાધ્યાયીઓ કિંવા સાથે ભણનારાઓનો સહવામ ન હોય તો હરિફાઇ કે સ્પર્દ્ધા જામતી નથી અને તેથી પઠન–પાઠન કાર્યમા ઉત્સાહ રહેતો નથી મનુષ્ય-પ્રાણી ઉપર દેખાદેખીની ઘણી અસર પડે છે વિદ્યાર્થીઓ જ્યારે સાથે મળી અભ્યાસ કરે છે ત્યારે તેઓ એક બીજાથી આગળ વધી જવાનો હોશભેર પ્રયત્ન કરે છે અને તેથી એક-દરે તેમને સર્વને સારો લાભ પ્રાપ્ત છે. સહવાસથી નવુ જાણવાનું મળે છે, આલસ્ય કે જે મનુષ્યજાતિનો મહાન્ શત્રુ ગણાય છે તે અદૃશ્ય થઇ જાય છે કેટલાક માબાપો પોતાના બાળકોને શાળામા નહીં મોકલતા છેઠ સ્વતત્રપણે શિક્ષણ આપવાની કોશીષ કરતા જોવામા આવે છે અલબત્ત, આવો શ્રમ બિલકુલ નિષ્ફળ જાય છે એમ હુ કહેવા નથી માગતો, પરંતુ સહાધ્યાયીઓના સહવાસના પરિણામે જે ખત-ઉત્સાહ અને પ્રસન્નતા આવવા જોઇએ તે સપૂર્ણ પ્રમાણમા આવી શકતા નથી. પુસ્તક, ગુરૂ તથા વસ્ત્ર વિગેરેની ઉપયોગિતા તો તમે જાણો છો જ એટલે એ વિષે વિસ્તાર કરવાની જરૂર નથી જે વિદ્યાર્થીઓ વસ્ત્ર તથા પુસ્તકની ચિતાથી વેગળા રહી શકતા નથી, તેઓ પઠન–પાઠનમા સપૂર્ણ લક્ષ આપી શકતા નથી અને તેથી તેમનો ઘણો કીંમતી

સમય કેટલીકવાર બરબાદ જાય છે ગૃહસ્થોનું એ કર્તવ્ય છે કે જે વિદ્યાર્થીઓ પાસે પુરતાં પુસ્તકાદિના સાધનો ન હોય તેમને તે પૂરાં પાડવા અને એ રીતે જ્ઞાનપ્રચારના કાર્યમાં યથાશક્તિ સહાયક થવું

શિષ્ય—વિદ્યાનો આરંભ કરતી વેળા વાર વગેરે જોવાનો કઈ વિધિ હશે કે ?

સૂરિ—વિદ્યાનો આરંભ કરવો હોય તો ગુરૂ સોમ અને બુધ એ ત્રણે વાર શ્રેષ્ઠ ગણાય છે, શુક્ર અને રવિની ગણના મધ્યમમાં થાય છે અને મંગળ તથા શનિ અનિષ્ટ ગણાય છે નક્ષત્રોમાં પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદા શ્રવણ, ધનિષ્ઠા, મૂળ, અશ્વિની, હસ્ત, શતતારકા સ્વાતિ ચિત્રા, મૃગ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય અને અશ્લેષા એ શ્રેષ્ઠ ગણવાં પ્રસંગોપાત અધ્યયન ક્યારે મુલતવી રાખવું એ પણ તમારે જાણી લેવું જોઈએ. ચતુર્દશીએ, અમાવાસ્યાએ, પૂર્ણિમાએ, અષ્ટમીએ, મરણસુતકમાં તથા ચંદ્ર—સૂર્યના ગ્રહણયોગ વખતે વિદ્યાધ્યયન બંધ રાખવું એવો વિધિ છે તેવી જ રીતે જ્યારે ઉલ્કાપાત થાય અર્થાત્ અગ્નિના જેવા ચળકના તારા આકાશમાંથી ખરવા લાગે ત્યારે તોફાની પવન વાવા લાગે ત્યારે, ભૂમિકંપ થતો હોય ત્યારે મેઘની ગર્જના વખતે પોતાના સગા—વ્હાલા અથવા સંબંધીના મૃતકર્મ આવતા હોય તે વેળા અકાળે વિજળી થતી હોય (આર્દ્રા નક્ષત્રની પહેલાં અને હસ્ત નક્ષત્ર ઉતર્યા પછી વિજળી થાય તે અકાળ વિજળી

કહેવાય ) તે સમે, આચારભ્રષ્ટ અને મલીન લોકોના સમાગમમા, સ્મશાનમા, દુર્ગંધીવાળા સ્થાનમા, અપવિત્ર શરીર હોય તેવા સંજોગોમા વિદ્યાધ્યયન મુલતવી રાખવુ જોઇએ વિદ્યામંદિર એ દેવમંદિર જેટલુ જ પવિત્ર છે વિદ્યાનુ અધ્યયન પણ દેવપૂજા જેટલુ જ પવિત્ર છે એટલા માટે તેમા અપવિત્રતા કે અશુચિતાનો બાધ આવે તો તેટલીવાર અધ્યયન પણ બંધ રાખવુ એવો આશય છે

**શિષ્ય**—અભ્યાસમા સૌ પહેલા ભાષાઓનો અભ્યાસ આવશ્યક છે, કારણ કે ભાષા ન આવડતી હોય તો બીજા વિષયોનો અભ્યાસ ન થઈ શકે એ નિર્વિવાદ છે

**સૂરિ**—ભાષાઓ પણ વિવિધ પ્રકારની છે અને સૌ ભાષામા યથાયોગ્ય સાહિત્ય પણ હોય છે મુખ્યત્વે છ ભાષાઓનો અભ્યાસ જીજ્ઞાસુઓએ કરવો જોઇએ આ છ ભાષાઓના નામ નીચે પ્રમાણે છે —

(૧) સંસ્કૃત, (૨) પ્રાકૃત, (૩) શૌરસેની, (૪) માગધી, (૫) પૈશાચી, (૬) અપભ્રંશ

**શિષ્ય**—ભાષાજ્ઞાન થયા પછી કયા કયા વિષયો જાણવા જરૂરના છે ?

**સૂરિ**—વિદ્યાર્થી સાહિત્યશાસ્ત્રના અભ્યાસથી કવિતાની રચના કરી શકે છે તર્કશાસ્ત્રના અભ્યાસથી વક્તા થઇ શકે છે, નીતિશાસ્ત્રના અભ્યાસથી પરમ બુદ્ધિમાન બની શકે છે. એટલા માટે એ વિષયનો અભ્યાસ, વિદ્યાર્થીઓએ યથાયોગ્ય

પ્રમાણમાં કરવો જોઇએ. તે ઉપરાંત પાટીગણિત, બીજગણિત અંકગણિત, ભૂમિતિ અને બીજગણિત ઇત્યાદિ ગણિત શાસ્ત્રનો અભ્યાસ પણ અત્યાવશ્યક છે. ગણિતના પુરતા અભ્યાસ વિના શાસ્ત્રીય વિષયો બરાબર સમજાતા નથી. જ્યોતિષશાસ્ત્રમાં ગણિત, સંહિતા અને હોરા એ ત્રણ ભાગો અગત્યનો ભાગ ભજવે છે જેઓ જ્યોતિ.શાસ્ત્રમાં પારંગત થવા માગતા હોય તેમણે ગણિતશાસ્ત્રના અંગોપાંગોનો ખાસ આદરપૂર્વક અભ્યાસ કરવો જોઇએ. સર્વ વિષયોમા ધર્મ શાસ્ત્રનો વિષય અગ્રસ્થાન ભોગવે છે. ધર્મશાસ્ત્રના અભ્યાસ વિના અન્ય વિષયો તદ્દન નિરર્થક થઇ પડે છે એટલુ જ નહીં પણ અયોગ્ય રસ્તે લઇ જાય છે. ધર્મશાસ્ત્રના જ્ઞાન વિના પરોપકાર અને નીતિના સારભૂત મર્મો સમજાતા નથી અને જે વિદ્યા કિંવા જ્ઞાન પરોપકાર અર્થે નથી વપરાતુ તેની કીંમત એક ફુટી બદામથી અધિક થઇ શકતી નથી. પરમાર્થ જાણવાને માટે ધર્મનો અભ્યાસ અનિવાર્ય છે.

શિષ્ય—એ સિવાય બીજા વિષયો પણ હશે ખરા ?

સૂરિ—વૈદકશાસ્ત્ર, ચિત્રવિદ્યા લેખનકળા પશુ-પરીક્ષા વિગેરે એવા ઘણા વિષયો છે કે જે જીવનમાં ધન-માન અને એમની પ્રાપ્તિ અર્થે અતિ ઉપયોગી થઇ પડે છે. વિદ્વાન લોકોની સભામાં જેઓ પ્રવેશ કરવા માગતા હોય તેમણે ચિત્ર કળા તેમજ લેખનકળા અવશ્ય જાણવી જોઇએ. નહીંતર ગમે તેવો જ્ઞાની હોય તો પણ તેની કદર થતાં વિલંબ થાય છે.



दीर्घा सुदीर्घनयना वरसुन्दरी या,
कामोपभोगरसिका गुणशीलयुक्ता ।
रक्ताधरेण च विभूषितकण्ठदेशा
सम्भोगकेलिरसिका किल शंखिनी सा ॥
(रतिमंजरी)

રાજાની પાસે રહેનારાઓએ હાથી-ઘોડાના લક્ષણો ખાસ કરીને જાણવા જોઇએ, કારણ કે રાજાને પોતાના રાજ્યરક્ષણને માટે તેમજ પ્રજાના સુખને માટે અશ્વ-હાથી વિગેરે રાખવા પડે છે એટલે તે વિષે સારી સલાહ આપનાર વિદ્વાનો રાજાના અને રાજ્યના પણ માનવતા થઇ પડે છે

**શિષ્ય**—વૈદ્યકશાસ્ત્રમા કઇ કઇ બાબતોનો સમાવેશ થાય છે ?

**સૂરિ**—રોગની પ્રકૃતિ, ઓસડ, વ્યાધ, સાત્મ્ય રોગીને સદવારૂપ વસ્તુની અંદર રહેલો એક ગુણ, શરીરમળ, વય, કાળ, દેશ, જઠરાગ્ની, વૈભવ અને પ્રતિચારક એટલે રોગીની માવજત કરનાર કોણ છે એ સઘળી બાબતો વૈદ્યકશાસ્ત્રમા એવા પુરૂષો પ્રથમ સમજી લે છે વૈદ્યકશાસ્ત્રથી ધન કમાઇ શકાય છે એટલુ જ નહી પણ યશ અને ધર્મની પણ સહેજે પ્રાપ્તિ થઇ શકે છે જે પરોપકારી વૈદ્યો દર્દીઓની અંતઃકરણપૂર્વક સેવા-સુશ્રષા કરે છે તેઓ પરલોકમા સારૂ ફળ મેળવે છે એમા કોઇ જાતનો શક નથી દરેક ગૃહસ્થે બની શકે તો થોડુ-ઘણું વૈદ્યકશાસ્ત્ર અવશ્ય જાણવું જોઇએ વૈદ્યકના પણ આઠ ભેદ પાડવામા આવ્યા છે.— (૧) કાયચિકિત્સા, (૨) બાળચિકિત્સા, (૩) ભૂતચિકિત્સા, (૪) ઉર્ધ્વાગ ચિકિત્સા, (૫) શલ્યચિકિત્સા, (૬) વિષ ચિકિત્સા, (૭) રસાયન અને (૮) વાજીકરણ

**શિષ્ય**—એવા ભેદો શા ઉપરથી પડ્યા હશે ?

સૂરિ—કાય એટલે જઠરાગ્નિ-તેના વિકારથી જે રોગો નીપજે તે મટાડવાનો પ્રયત્ન કરવો તેને કાયચિકિત્સા કહેવામાં આવે છે તેજ પ્રમાણે બાળકોને થતા રોગો મટાડવા તે બાળચિકિત્સા, ભૂત-પિશાચ વિગેરેનો ઉપદ્રવ મટાડવો તે ભૂતચિકિત્સા, હડપચી ઉપર આવેલા મુખ, નાસિકા, કર્ણ, નેત્ર, મસ્તક આદિ અવયવોના રોગોના ઉપાયો કરવા તે ઉર્ધ્વાંગચિકિત્સા, શલ્ય એટલે બાણની અણી જેવા પદાર્થો શરીરમાં પેસાયા હોય તેનો ઉદ્ધાર કરવો તે શલ્યચિકિત્સા, સર્પાદિકના વિષના ઉપચાર કરવો તે વિષચિકિત્સા, વૃદ્ધાવસ્થાને અટકાવવાનો તથા યુવાવસ્થાને વધારે વખત ટકાવી રાખવાનો ઉપાય કરવામાં આવે તે રસાયન અને જેથી સ્ત્રીસંભોગ યથેચ્છ કરી શકાય એવી શક્તિ ઉશ્કેરવાનો પ્રયત્ન કરવો તે વાજીકરણ કહેવાય છે

શિષ્ય—સામુદ્રિક શાસ્ત્રનું જ્ઞાન રાખવું આવશ્યક છે, એમ અગાઉ આપે અનેકવાર કહ્યું છે, એટલે ઇરાદાપૂર્વક જ તેનો ઉલ્લેખ આપે નહીં કર્યો હોય?

સૂરિ—પોતાના યશની વાંછા રાખનાર પ્રાજ્ઞ પુરુષ જો સામુદ્રિકશાસ્ત્ર, રત્નપરીક્ષાશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, શકુનશાસ્ત્ર, વૃષ્ટિશાસ્ત્ર, નરકુક્કુટશાસ્ત્ર અને શારીરિકશાસ્ત્ર જેવા વિષયો જાણે તો તેમને ઘણો લાભ થાય એ તો ખુલ્લું જ છે, નિત્યના ગૃહસ્થાશ્રમિક વ્યવહારમાં ઉપર કહ્યા તે શાસ્ત્રો ઉપયોગી થઈ પડે છે એટલા માટે ગુરુગમથી અથવા તો આદર્શક

શકિતથી એ બાબતોનો અભ્યાસ કરવો જોઇએ અહીંઆ એક વાત મારે ખાસ કરીને કહેવાની જરૂર છે કામશાસ્ત્ર પણ એક ઉપયોગી વિષય છે. તેનુ જ્ઞાન મેળવવુ, પણ તેનો જયા ત્યા ફેલાવો ન કરવો યોગ્ય પાત્ર પાસે જ એ વિષયની ચર્ચા થાય તો હાનિ નથી નાટયશાસ્ત્રનુ જ્ઞાન પણ આવશ્યક છે, પરંતુ નાટકનો ધંધો કરવો એ ઇષ્ટ નથી આ ઉપરથી તમે જોઇ શકશો કે ચોક્કસ વિષયો એવા છે કે જે જાણવા એટલા બધા હાનિકારક નથી, પરતુ તેનો આખુ મીંચીને દુરૂપયોગ કરવો એ જ વસ્તુત• નુકશાનકારક છે

**શિષ્ય**—મત્રશાસ્ત્રના સબધમા પણ એમ જ હશે ?

**સૂરિ**—વિવેકી પુરૂષો મત્રશાસ્ત્રનો અભ્યાસ જેની તેની પાસે કરતા નથી તેમા સૌ પહેલા મત્ર આપનાર ગુરૂનો અતિશય વિચારવો જોઇએ જો ગુરૂ પોતે પવિત્ર આચાર-વિચાર ધરાવનારા હોય, સપૂર્ણ પ્રભાવિકતાવાળા હોય તો જ તેમની પાસે મત્રનો અભ્યાસ કરવો કુત્સિત ગુરૂ પોતાના અકલ્યાણની સાથે શિષ્યનુ પણ અકલ્યાણ જ કરે છે વળી મત્રના જીજ્ઞાસુએ બ્રહ્મચર્ય અને તપ-નિયમથી પોતાના તન-મનની બરાબર વિશુદ્ધિ સાચવવી જોઇએ, મત્રોમા જારણ-મરણ જેવા કેટલાક એવા મત્રો છે કે જે લોકોનુ અહિત કરવામા જ ઉપયોગી થાય છે એવા ક્રૂર મત્રોનુ નામ લેવુ એ પણ પાપ છે; તો પછી તેનો અંગીકાર તો કેમ થઇ શકે જ ? જે મત્રો-

વડે પોતાનું અને વિશ્વનું શુભ ન થાય તે મંત્રોનો ઉચ્ચાર સરખો પણ ડાહ્યા મનુષ્યોએ ન કરવો જોઈએ. જગતમાં જો કોઇ મહાન મંત્ર હોય તો તે એક નવકાર મંત્ર છે તેના સ્મરણ અને જાપથી સેંકડો પ્રકારના ઉપદ્રવો દૂર થઇ શકે છે. એવા ગંગાજળ જેવા પવિત્ર મંત્રને મૂકી જે લોકો ખાબ કુઇના પાણી જેવા મલિન મંત્રોનો આશ્રય લે છે, તેઓ પોતાનું યથાર્થ કલ્યાણ સાધી શકતા નથી.

શિષ્ય—મેં એ નવકાર મંત્રનો મહિમા આપના શ્રીમુખથી જ ઘણીવાર સાંભળ્યો છે અને તેમાં પૂર્ણ શ્રદ્ધા છે

સૂરિ—આજે એ મહા મંગલકારી પવિત્ર નવકારના સ્મરણ સાથે જ આપણો આજનો વાર્તાલાપ પુરો કરીશું તો 'એક પંથને દો કાજ'ની કહેવત બરાબર સાર્થક થશે.

શિષ્ય—જેવી આજ્ઞા.

## (૧૨) વિષ ચિકિત્સા

શિષ્ય—ગઇ કાલના વાર્તાલાપમાં વિષચિકિત્સાનો ઉલ્લેખ આપે કર્યો હતો. આજે હું એ વિષયમાં કંઇક અધિક જાણવાની ઇચ્છા રાખું છું

સૂરિ—પહેલી વાત તો એ જ છે કે જીવવાની ઇચ્છા રાખનાર સ્ત્રી-પુરૂષોએ બની શકે ત્યાંસુધી વછનાગ, સોમલ

ચલું, સોમલ વિગેરે સ્થાવર વિષનું ભક્ષણ ન કરવુ તથા જંગમ વિષને ધારણ કરનાર સર્પાદિક જીવ-જંતુઓનો સ્પર્શ ન કરવો.

શિષ્ય—સર્પો મનુષ્યોને શા માટે કરડતા હશે? તેમજ તે વિષ કેવી રીતે નિવૃત્ત થાય?

સૂરિ—સર્પો કાં તો કોઇ દેવ વિશેષની આજ્ઞાથી, કોપથી, મદોન્મત્તપણાથી, ભૂખથી અથવા તો પૂર્વભવના વૈરભાવથી પોતાની જતના ન કરનાર બીજા પ્રાણીઓને કરડે છે સર્પાદિક પ્રાણીઓનું વિષ ઉતારનારા દેવ-દેવતાઓ, માન્ત્રિકો તથા વૈદ્યો જન સમાજનો મ્હોટો આશિર્વાદ મેળવે છે તે સિવાય ઝેરથી પીડાતા મનુષ્યનું જાંગુલી, કુરૂકુલ્લા, તોતલા તથા ગરૂડ એ ચાર જણ રક્ષણ કરી શકે છે હવે ઝેર ઉતરાવવું હોય તો સૌ પ્રથમ ઝેરથી પીડાયલા માણસનું કાલલક્ષણ જોવું. અર્થાત્ જે વખતે ઝેર ચઢયુ હોય તે વખતે કેવો હતો તે તપાસવું. પછી જીવવાના લક્ષણ જોવા અને તે પછી માંત્રિક લોકોને બોલાવવા વાર, તિથિ, રાશિ, નક્ષત્ર, દિશા, ડંખ, દૂત, વૈદ્ય અથવા માન્ત્રિકને તેડવા જનાર માણુસ, મર્મસ્થાન, ઝેરથી પીડાતો માણુસ અને હંસપ્રચાર પ્રમુખ કલાઓ એટલા વાના કાલના કહેનારા છે

શિષ્ય—વાર-તિથિ-નક્ષત્ર તથા દિશા વિગેરે સંબંધી વધારે ખુલાસો થવો જોઇએ.

સૂરિ—હુ એ જ વાત કહેવા માગતો હતો. વારના

સબંધમાં એવો નિયમ જાણવામાં આવ્યો છે કે મંગળવારે રવિવારે અને શનિવારે પ્રભાતકાળે તથા સાયંકાળે અથવા સૂર્યની સંક્રાન્તિ વખતે જેને સર્પદંશ થાય તે મરણ પામી દેવાંગનાઓ સાથે ક્રીડા કરે. તિથિના સંબંધમાં એવો ઉલ્લેખ જોવામાં આવે છે કે પાંચમ, છઠ, આઠમ, નવમી અને ચૌદશ કે અમાસ એમાં કોઇ પણ તિથિએ સર્પદંશ થાય તો તે માણસ અવશ્ય મરણ પામે. રાશિના સંબંધમાં એવું કહેવામાં આવ્યું છે કે ચંદ્રમાના યોગથી દગ્ધ થયેલી તિથિને દિવસે જેને સર્પદંશ થાય તેનું જીવન સંશયાત્મક સમજવું અર્થાત્ તે જીવશે કે મરી જશે તે એક શંકાસ્પદ વિષય બની રહે છે હવે દગ્ધ તિથિની બાબતમાં એવો નિયમ છે કે મીન અથવા ધન રાશીમાં ચંદ્ર હોય તો દ્વિતીયા ( બીજ ) કુંભ અથવા વૃષભ રાશીમા હોય તો ચતુર્થી ( ચોથ ) કર્ક અથવા મેષ રાશીમાં હોય તો ષષ્ઠી ( છઠ ) કન્યા અથવા મિથુન રાશીમા હોય તો અષ્ટમી ( આઠમ ) સિંહ અથવા વૃશ્ચિક રાશીમાં હોય તો દશમી (દશમ) અને મકર અથવા તુલા રાશી હોય તો દ્વાદશી ( બારસ ) દગ્ધ થાય છે નક્ષત્રના સંબંધમાં એવો નિયમ છે કે મૂળ, અશ્લેષા, મઘા પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા પૂર્વાભાદ્રપદ, ભરણી, અશ્વિની કૃત્તિકા, આર્દ્રા વિશાખા અને રોહિણી એમાં કોઇ પણ નક્ષત્રને વિષે જેને સર્પદંશ થાય તેનું મરણ નીપજે વળી એમ પણ કહેવામાં આવ્યું છે કે નૈઋત્ય, આગ્નેય અને દક્ષિણ એ ત્રણ દિશા

મુકીને બીજી કોઇપણ દિશાથી આવેલા સર્પાદિક જેને દંશ કરે તે માણુસ જીવે એમા સંશય નથી

**શિષ્ય**—સર્પદંશના આકાર-પ્રકાર ઉપરથી દર્દીનું ભવિષ્ય સમજી શકાય ?

**સૂરિ**—જેમાંથી પાણી અને લોહી જૂદુ જૂદુ ઝરતું હોય એવા ચારદંશ (ડંખ) સાથે થયા હોય તો તે, એક જ દંશ જો સોજાવાળો, જલના ભમરા સરખો અને ઝીણો, કાગડાના પગ સરખા આકારવાળો, લોહીથી ઝરતો અને ખાડા વાળો હોય તો તે, ત્રણ રેખાવાળો કાળો અને સુકાયેલો હોય તો તે અવશ્ય પ્રાણ નાશ કરે, તેથી ઉલટુ જે દંશ કીડીના ચટકા જેવો વિંચ્યા જેવો અને બળતરા તથા ખરજ ઉપજાવનારો ન હોય તો ઝેર વિનાનો સમજવો

**શિષ્ય**—દંશ થયા પછી જે દૂત માન્ત્રિકની પાસે જાય તે દૂતના હાવભાવ અને અંગભંગી ઉપરથી કંઈ અનુમાન નીકળે ખરૂ ?

**સૂરિ**—જે દૂત માથે તેલ ચોળી, વાળ છુટા રાખી, ઉઘાડે માથે અને હાથમા શસ્ત્ર લઇ આવેલો હોય, લથડતા વચનો બોલતો હોય, બે હાથ ઉચા કરી ઉભો રહેલો હોય, રોગી કિંવા કિંવા આકૂળ-વ્યાકૂળતા ધરાવતો હોય, ગધેડું પાડુ અથવા ઉંટ ઉપર બેસીને આવેલો હોય, ભયભીત જેવો જણાતો હોય, આખોમા ચંચળતા પ્રકટી આવતી હોય, પહેરેલા વસ્ત્ર વિના બીજું એકે વસ્ત્ર ન ધરાવતો હોય, મોઢું

સંબંધમાં એવો નિયમ બતાવવામાં આવ્યો છે કે મંગળવારે રવિવારે અને શનિવારે પ્રભાતકાળે તથા સાયંકાળે અથવા સૂર્યની સંક્રાન્તિ વખતે જેને સર્પદંશ થાય તે મરણ પામી દેવાંગનાઓ સાથે ક્રીડા કરે. તિથિના સંબંધમાં એવો ઉલ્લેખ લેવામાં આવે છે કે પાંચમ, છઠ, આઠમ, નવમી અને ચોદશ કે અમાસ એમાં કોઇ પણ તિથિએ સર્પદંશ થાય તો તે માણસ અવશ્ય મરણ પામે. રાશિના સંબંધમાં એવું કહેવામા આવ્યું છે કે ચંદ્રમાના યોગથી દગ્ધ થયેલી તિથિને દિવસે જેને સર્પદંશ થાય તેનું જીવન સંશયાત્મક સમજવું અર્થાત તે જીવશે કે મરી જશે તે એક શંકાસ્પદ વિષય બની રહે છે. હવે દગ્ધ તિથિની બાબતમાં એવો નિયમ છે કે મીન અથવા ધન રાશીમાં ચંદ્ર હોય તો દ્વિતીયા ( બીજ ) કુંભ અથવા વૃષભ રાશીમાં હોય તો ચતુર્થી ( ચોથ ) કર્ક અથવા મેષ રાશીમાં હોય તો ષષ્ઠી ( છઠ ) કન્યા અથવા મિથુન રાશીમાં હોય તો અષ્ટમી ( આઠમ ) સિંહ અથવા વૃશ્ચિક રાશીમાં હોય તો દશમી (દશમ) અને મકર અથવા તુલા રાશી હોય તો દ્વાદશી ( બારસ ) દગ્ધ થાય છે. નક્ષત્રના સંબંધમાં એવો નિયમ છે કે મૂળ, અશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા પૂર્વાભાદ્રપદા, ભરણી, અશ્વિની કૃત્તિકા, આર્દ્રા વિશાખા અને રોહિણી એમાં કોઇ પણ નક્ષત્રને વિષે જેને સર્પદંશ થાય તેનું મરણ નીપજે વળી એમ પણ કહેવામાં આવ્યું છે કે નૈર્ઋત્ય, આગ્નેય અને દક્ષિણએ પણ દિશા

ચૂકયો છે માટે એને તમે મૂકી દો ” એમ જ કહે છે અર્થાત ઝેરથી પીડાતો માણુસ જીવે નહીં એમ માન્ત્રિકે સમજી લેવુ. માન્ત્રિકના ઘરમા પેસતાં જો દૂતનો જમણો પગ આગળ હોય તો ઝેરથી પીડાતો પુરૂષ છે અને ડાબો પગ આગળ હોય તો ઝેરથી પીડાતી સ્ત્રી છે એમ નિશ્ચયપૂર્વક જાણી શકાય. પછી આગળ આવીને દૂત ઉભો રહે અને પોતાના શરીરના જે ભાગને સ્પર્શ કરે તે ભાગને વિષે સર્પાદિકનો દંશ થયો છે, એવી માન્ત્રિક કલ્પના કરે તો તેમા કાંઇ ખોટુ નથી હવે ઉભા રહેલા દૂતની જો ડાબી નાસિકા વ્હેતી લાગે તો “ઝેરથી પીડાતા માણુસની વ્યથા મટશે ” એવી આશ્વાસનમયી વાણી-રૂપી સુખડી દૂતને આપવામા હરકત નથી, કારણુ કે ડાબી નાસિકામાનો સ્વર જે દૂતનો ચાલતો હોય તે દૂત આ બાબ-તમા બહુ શ્રેષ્ઠ લેખાય છે કેટલાક માન્ત્રિકો દૂતના મુખમાથી નીકળેલા અક્ષરોને બમણા કરી જે સખ્યા આવે તેને ત્રણે ભાગી નાખે છે અને એમ કરતા જો બાકી એક રહે તો દંશ સારો થવાની આશા રાખે છે એવા બીજા પણુ ઘણા નિયમો છે જેમકે દૂત જો કોઈ વિદિશા—ખુણામા ઉભો ન રહેતા સ્પષ્ટ દિશામા ઉભો રહે, તેમજ નાસિકાદ્વારા અંદર શ્વાસ લેતા પ્રશ્ન ન કરે પણુ શ્વાસને બ્હાર કાઢતા ધીમેથી પ્રશ્ન રજુ કરે તો રોગી જીવી જાય પ્રશ્ન કરી રહ્યા પછી દૂત જો પોતાનુ મુખ બંધ રાખે તો ડંખેલા માણુસનો તુરતમા જ આદર વો; કારણુ કે તે રોગી યશ અપાવે છે અને દૂત જો પ્રશ્ન

ડાંકીને કે ઉર્ધ્વ વસ્ત્ર પહેરીને આવ્યો હોય, નદી ઉતરવાથી લોથપોથ થઇ ગઇ હોય, ડીંસાયેલા જેવો લાગતો હોય તેવો દૂત વૈદ્ય અથવા માંત્રિકને બોલાવવા આવે તો ઝેરથી પીડાતો રોગી મરણ પામે. એથી ઉલટુ જે દૂત સ્થિર મધુર વચન બોલનારો, હાથમાં ફુલ તથા અક્ષત લઇ આવેલો હોય, ખૂણાની દિશ ઓ મૂકી દઇ પૂર્વ આદિક ચાર દિશાઓ માંની એક દિશામાં ઉભો રહેલો હોય રોગીની જાતનો અથવા ધર્મનો હોય તેવો દૂત, વૈદ્ય અથવા માંત્રિકને બોલાવવા આવે તો ઝેરથી પીડાતા મનુષ્યનું ઝેર ઉતરી જશે એમ અનુમાન થઇ શકે

શિષ્ય—દૂત એકી સાથે કેટલા મોકલવા જોઇએ ?

સુરિ—દૂત વિષમ સંખ્યામાં એટલે કે એક ત્રણ, પાંચ ઇત્યાદિ પ્રમાણમાં મોકલવા એઇ ગવાય છે તેમજ સ્ત્રીને જો દંશ થયો હોય તો તેના તરફથી સ્ત્રી–દૂત અને પુરૂષને દંશ થયો હોય તો તેના તરફથી પુરૂષ–દૂત જાય એ ઠીક ગણાય છે

શિષ્ય—દૂત માંત્રિકની પાસે કે વૈદ્યની પાસે જઇને ઉભો રહ્યો અને પોતાનો આવવાનો હેતુ કહી રહ્યો હોય તે વખતની દૂતની સ્થિતિ જોઇને કંઇ અટકળ થઇ શકે ખરી ?

સુરિ—ઝેરથી પીડાતા માણસનું નામ પ્રથમ લઇ પાછળથી જો દૂત પેલા માંત્રિકનું નામ લે તો માંત્રિકે જાણવું કે આ દૂત ઝેરથી પીડાતા માણસને યમનું આમંત્રણ આપી

ઘેન ચડે, મ્હોમાથી લાળ ઝરે, નાસિકા સૂકાય, શરીર ફીકું દેખાય, મ્હોમાથી જે શબ્દો નીકળે તે અનુનાસિકવાળા લાગે, એક વસ્તુમા બીજી વસ્તુનો ભાસ થાય, બગાસા આવે, ઉલટી થાય, સ્વર વિકૃત થઇ જાય, શરીરને છેદવા છતાં તેમાથી લોહી ન નીકળે, લાકડીનો આઘાત કરવા છતા તેનું ચિન્હ અગ ઉપર ન થાય, બે સ્તનોની નીચે અને ગળામા ધબકારો સભળાતો બધ પડે, કાનની પાછળ દાતના આકાર પ્રગટપણે દેખાય, નિ શ્વાસ ઠડો જણાય, ડાક ઠરે નહીં, રોગીનું લોહી પાણીમા નાખવાથી તેલની માફક પસરી જાય, બન્ને હોઠો બળથી ઉઘાડવા છતા પોતાની મેળે બીડાઇ જાય, રોગી પોતાની જીભને અથવા નાસિકાના અગ્ર ભાગને ન જોઇ શકે, પાચે ઇદ્રિયો પોતપોતાના વિષયો ન જાણી શકે, નાસિકામાથી જે શ્વાસ નીકળવો જોઇએ તે મુખમાથી નીકળવા લાગે, આખો અને મુખ ખુલ્લા રહે, ચદ્રમાને બદલે સૂર્ય દેખાય અને સૂર્યને બદલે ચદ્રમા દેખાવા લાગે, કાખમા, જીભમા તથા બે કાનમા કાગડાના પગ સરખુ નીલવર્ણુ ચિન્હ દેખાય, અરીસામા તથા જળમા પોતાના મુખનું પ્રતિબિબ નિહાળી ન શકાય, આગળ બેઠેલાઓને રોગીના આખની કીકીઓ ન દેખાય, પેટ ઉપર સોજા ચડી આવ્યા હોય, નખો એકદમ કાળા પડવા લાગ્યા હોય, પરસેવો તથા શૂળ આવતું હોય, ગળેથી કોઇ ખાવાની વસ્તુ નીચે ઉતરી ન શકતી હોય, પેટમા આકળી આવતી હોય, રોમાચ ખડા થતા હોય, દાત અને હોઠ એક બીજા સાથે ઘસાતા હોય, મુખમાથી ચીત્કાર શબ્દ

પછી પોતાનું મુખ ઉઘાડું રાખે તો તે દર્દી મરણ પામ્યો હોતો જોઈએ એમ માની શકાય. ધારો કે દૂત રાત્રિના સમયે માંત્રિકના નિવાસસ્થાને પહોંચે અને અંધકારને લીધે દૂતનું મુખ બરાબર ન જોઇ શકાય તો માંત્રિક પુરૂષ પોતાના મુખના બંધ થવા પ્રમુખ ચિન્હો ઉપરથી નિર્ણય કરી લે.

શિષ્ય—શરીરની અંદર એવા કયા મર્મસ્થાન છે કે જ્યાં વિષમ ઘા થાય તો તે પ્રાણઘાતક જ થઇ પડે ?

સૂરિ—આપણા શરીરમાં એવા ૧૯ મર્મસ્થાન છે. તેમાં ( ૧ ) કંઠ, ( ૨ ) છાતી, ( ૩ ) લીંગ, ( ૪ ) મસ્તક, (૫) દાઢી, (૬) ગુદા (૭) નાક, (૮) બે ભમરાનો મધ્યભાગ, (૯) નાભી, (૧૦) હોઠ, (૧૧) બે સ્તન (૧૨) હાથ તથા પગનાં તળીયા (૧૩) આંખનો કાન પાસેનો ભાગ, (૧૪) ખભો, (૧૫) કાન, (૧૬) કપાળ, (૧૭) બન્ને આંખો, (૧૮) કપાળનો માથાના વાળ પાસેનો ભાગ અને (૧૯) કાખ. એટલા સ્થાનકે જે માણસને ઠેખ થાય તે પ્રાય. મૃત્યુ પામે.

શિષ્ય—જે માણસ પ્રાણઘાતક રોગથી પીડા પામી રહ્યો હોય તે કેવા લક્ષણો પ્રકટ કરે ?

સૂરિ—રોગથી પીડાતા જે માણસના વાળ ત્રુટે, આંખમાં સફેદ બિંદુ દેખાય ઘણી ઢીલાઇ શરીર જડું પડવા લાગે, હેડકી આવે, ગાત કરમાવા લાગે ફેર આવે, બેભાન બને, શરીર સુકાતું જાય, સૂર્ય અને ચંદ્ર પ્રત્યક્ષ છતાં નજરે ન જોઇ શકાય, શરીર મૂ? તૂટવા લાગે, આંખો રાતી થાય,

ઘેન ચડે, મ્હોમાંથી લાળ ઝરે, નાસિકા સૂકાય, શરીર ફીકું દેખાય, મ્હોમાંથી જે શબ્દો નીકળે તે અનુનાસિકવાળા લાગે, એક વસ્તુમા બીજી વસ્તુનો ભાસ થાય, બગાસા આવે, ઉલટી થાય, સ્વર વિકૃત થઇ જાય, શરીરને છેદવા છતાં તેમાથી લોહી ન નીકળે, લાકડીનો આઘાત કરવા છતા તેનુ ચિન્હ અંગ ઉપર ન થાય, બે સ્તનોની નીચે અને ગળામા ધબકારો સંભળાતો બંધ પડે, કાનની પાછળ દાતના આકાર પ્રગટપણે દેખાય, નિઃશ્વાસ ઠંડો જણાય, ડોક ઠરે નહીં, રોગીનું લોહી પાણીમા નાખવાથી તેલની માફક પસરી જાય, બન્ને હોઠો બળથી ઉઘાડવા છતા પોતાની મેળે બીડાઇ જાય, રોગી પોતાની જીભને અથવા નાસિકાના અગ્ર ભાગને ન જોઇ શકે, પાચે ઇંદ્રિયો પોતપોતાના વિષયો ન જાણી શકે, નાસિકામાથી જે શ્વાસ નીકળવો જોઇએ તે મુખમાથી નીકળવા લાગે, આંખો અને મુખ ખુલ્લા રહે, ચંદ્રમાને બદલે સૂર્ય દેખાય અને સૂર્યને બદલે ચંદ્રમા દેખાવા લાગે, કાખમા, જીભમા તથા બે કાનમા કાગડાના પગ સરખુ નીલવર્ણ ચિન્હ દેખાય, અરીસામા તથા જળમા પોતાના મુખનું પ્રતિબિંબ નિહાળી ન શકાય, આગળ બેઠેલાઓને રોગીના આંખની કીકીઓ ન દેખાય, પેટ ઉપર સોજા ચડી આવ્યા હોય, નખો એકદમ કાળા પડવા લાગ્યા હોય, પરસેવો તથા શૂળ આવતુ હોય, ગળેથી કોઇ ખાવાની વસ્તુ નીચે ઉતરી ન શકતી હોય, પેટમા આકળી આવતી હોય, રોમાચ ખડા થતા હોય, દાત અને હોઠ એક બીજા સાથે ઘસાતા હોય, મુખમાથી ચીત્કાર શબ્દ

નિષ્ક્રિયા કરતો હોય, વારવાર મૂર્છા આવતી હોય, આંખો દિવસના ભાગમાં સફેદ સંધ્યા સમયે રાતી અને રાત્રીના વખતે કાળી પડી જતી હોય તો તે ઝેરથી પીડાતા માણસ અવશ્ય મરણ પામે. આ જે લક્ષણો કહ્યા તે બધા એક રોગી માં હોવા જોઈએ એમ સમજવાનુ નથી. કેટલાક લક્ષણો હોય અને બીજા ન પણ હોય એ બનવાજોગ છે

શિષ્ય—કેવા લક્ષણવાળો દર્દી બચી જાય ?

સૂરિ—ઝેરથી પીડાતા માણસને શરીરે ઠંડા પાણીની ધાર કરવાથી જો તે રોમાંચ ઉભા કરે અથવા હીલચાલ કરે તો મંત્ર તેમજ ઔષધાદિના ઉપચાર કરવાં કદ નીવડે અર્થાત એવી સંજ્ઞાવાળો દર્દી સાજો થાય, હાથના નખવડે પાણીના બિંદુઓ જ્યારે દર્દીની આંખમાં છાંટવામાં આવે તે જ વખતે જો ઝેરથી પીડાતો દર્દી પોતાની આંખો મીંચવા મંડી જાયતો સમજવું કે એવો દર્દી વિષથી મરણ ન પામે. દર્દીના હાથના નખના માંસને નખવડી દાબવાથી જો દર્દી તે વેદના થાય તો સમજવુ કે હજી વિષની અસર પુરા પ્રમાણમાં થઇ નથી અને તેથી દર્દી જીવી જાય.

શિષ્ય—સર્પદંશની સાથે સ્થાનનો કઈ સંબંધ હશે ?

સૂરિ—ઈશાનમાં, ચિતામાં, રાફડામાં, પર્વતમાં, ઝાડના તળે, કુવા કાંઠે અથવા નદીના કિનારે, ચોતરીઓ તથા વાડથી ઢંકાએલા પ્રદેશમાં સ્મશાનમાં ઉંબરમાં, પત્થરના ઢગ

લામાં, દેવસ્થાન આદિકમા જેને સર્પદશ થાય તે અવશ્ય મરણ પામે એવો સ્થાનપ્રભાવ શાસ્ત્રપ્રસિદ્ધ છે

**શિષ્ય**—હવે સર્પનુ વિષ કેવી રીતે ઉતારી શકાય ?

**સૂરિ**—પણ તે પહેલા ઝેરના પ્રકાર જાણવા જોઇએ અને એ પ્રકાર બરાબર સમજી શકાય એટલા માટે નાગને વિષનો ઉદય કયે સમયે થાય તે જાણવું જોઇએ ઝેરના પ્રકાર જાણ્યા વિના ઝેરના ઉપાય જોઇએ તેવા કાર્યસાધક થતા નથી

**શિષ્ય**—ત્યારે સર્પના વિષનુ અને સર્પનુ સ્વરૂપ જ વર્ણવો સાથે તેના વિષનો ઉદયકાળ પણ ટુકામા આવી જાય તો ઠીક

**સૂરિ**—**વાયુમય વિષને** ધારણ કરનારો અને જાતે બ્રાહ્મણ એવો **અનત** નામનો નાગ **રવિવારે** પોણાચાર ઘડી સુધી ઝેરનો ઉદય ધારણ કરે છે તેને મસ્તકે કમલ હોય છે તથા શરીરે સફેદ વર્ણનો હોય છે બીજો **અગ્નિમય વિષને** ધારણ કરનારો **વાસુકી** નામે ક્ષત્રીય જાતિનો નાગ **સોમવારે** પોણાચાર ઘડી સુધી ઝેરનો ઉદય ધારણ કરે છે તેનુ શરીર સુંદર હોય છે, તેના માથા ઉપર નીલ કમળ હોય છે જગતનું રક્ષણ કરનાર અને **પૃથ્વીમય વિષને** ધારણ કરનાર **તક્ષક** નામે વૈશ્ય જાતિનો નાગ **મગળવારે** પોણાચાર ઘડી સુધી ઝેરનો ઉદય ધારણ કરે છે તેનુ શરીર રાતુ હોય છે, તેને મસ્તકે સાથીઆનુ ચિન્હ હોય છે **જળમય** વિષને ધા-

ધારણ કરનારો કર્કોટક નામે શુદ્ર જાતિનો નાગ બુધવારે પોણાચાર ઘડી સુધી ઝેરનો ઉદય ધારણ કરે છે તેના શરીરનો રંગ અંજન સરખો હોય છે તેના શરીર ઉપર ત્રણ રેખાઓ હોય છે માહેંદ્ર બિંબને ધારણ કરનારો પદ્મ નામે શુદ્ર જાતિનો નાગ ગુરૂવારે પોણાચાર ઘડી સુધી ઝેરનો ઉદય ધારણ કરે છે તેના શરીરનો રંગ સુવર્ણ સરખો હોય છે, તેના શરીર ઉપર ચંદ્રમા સરખા પાંચ સફેદ બિંદુઓ હોય છે જળમય બિંબ ધારણ કરનારો મહાપદ્મ નામે શુદ્ર જાતિનો નાગ શુક્રવારે પોણાચાર ઘડી સુધી ઝેરનો ઉદય ધારણ કરે છે તેના શરીરનો રંગ મેઘ સરખો હોય છે તેના મસ્તકે ત્રિશૂળ હોય છે તેજોમય બિંબ ધારણ કરનારો શંખ નામે ક્ષત્રીયજાતિનો નાગ શનિવારે પોણાચાર ઘડી સુધી ઝેરનો ઉદય ધારણ કરે છે તેના શરીરનો રંગ અરૂણ સરખો રાતો હોય છે તેને બધે સફેદ રેખાઓ હોય છે વાયુમય બિંબ ધારણ કરનારો રાહુ સરખો કુલિક નામે બ્રાહ્મણ જાતિનો નાગ સર્વવારને વિષે સાવધીનાના સુધી કાળમાં ઝેરનો ઉદય ધારણ કરે છે તેના શરીરનો રંગ સફેદ હોય છે

શિષ્ય—આપે જે બિંબની ગણના કરાવી તેમાં સુસાધ્ય અને દુઃસાધ્ય કયા કયા હશે ?

સૂરિ—સામાન્ય રીતે દિવસ તથા રાત્રિનો સર્વ સમય વિષમય ગણાય છે પણ તેમાં ત્રણ ભાગ પડે છે પ્રથમ અગ્નિમય બિંબ, મધ્યમાં માહેંદ્ર બિંબ અને પાછલે ભાગે જળમય

વિષ હવે પહેલુ અગ્નિમય વિષ મહા દુસાધ્ય અને દુઃખદાયક ગણાય છે, બીજુ માહેન્દ્ર વિષ કષ્ટસાધ્ય, એટલે કે મહેનતથી પણુ ઉતરી શકે એવુ મનાય છે અને ત્રીજુ જળમય વિષ સુસાધ્ય સુખેથી ઉતારી શકાય એવુ હોય છે

**શિષ્ય**—સુસાધ્ય હોવા છતા પણુ જો તે વિષ દૂર ન થાય તો ?

**સૂરિ**—તો ત્યા અપરાન્તયોગ જાણુવો

**શિષ્ય**—અપરાતયોગની સ્થિતિનું પ્રમાણુ કેવી રીતે અકાય છે ?

સૂરિ—રાવવાર, રોહિણી નક્ષત્ર તથા અમાવાસ્યા હોય તો બે પહોર સુધી અને સોમવાર, અશ્લેષા નક્ષત્ર તથા અષ્ટમી તિથિ હોય તો ચાર પહોર સુધી વિષની મર્યાદા રહે છે નવમીને દિવસે મગળવાર તથા ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર હોય તો એક સરખી છ પહોર સુધી અને ચતુર્થીને દિવસે બુધવાર તથા અનુરાધા નક્ષત્ર હોય તો આઠ પહોર સુધી વિષની મર્યાદા રહે છે પ્રતિપદાને દિવસે ગુરૂવાર તથા જયેષ્ઠા નક્ષત્ર હોય તો સોળ પહોર સુધી અને તૃતીયાના દિવસે શુક્રવાર તથા મઘા નક્ષત્ર હોય તો બત્રીસ પહોર સુધી વિષની મર્યાદા હોય છે ચતુર્દશીને દિવસે શનિવાર તથા આર્દ્રા નક્ષત્ર હોય તો છ દિવસ સુધી વિષની મર્યાદા હોય છે એવી રીતે કેટલાક લોકોએ યોગ, તિથિ, વાર અને નક્ષત્રના યોગથી અપરાતયોગ માન્યો છે.

શિષ્ય—એ જ વાત જરા મહારાજશ્રી અને સ્પષ્ટ તાથી સમજાવશો ?

સૂરિ—ભદ્રે, પહોરનો પહેલો અને છેલ્લો અર્ધભાગ દિવસ સંબંધી વારના દિવસે તથા રાત્રિએ પણ જાણવો. દિવસે તે તેના છઠ્ઠાનો શેષ અને રાત્રિએ પાંચમનો શેષ હોય છે સૂર્યાદિકને વિષે છઠ્ઠે વિસ્તે દિવસમાં રવિ, શુક્ર, બુધ, ચંદ્ર, શનિ, ગુરૂ અને મંગળ જાણવા તથા રાત્રિએ પાંચમે વિસ્તે રવિ, ગુરૂ ચંદ્ર શુક્ર મંગળ શનિ અને બુધ જાણવા. એ પ્રમાણે નાગના અર્ધ પ્રહર થયા એમાં શનિને વિષે કાળ અપરાન્ત અને છળ એવી રીતે એ ત્રણ વસ્તુઓ સમજવી.

રવિવારને દિવસે કાળ સર્પનો ડંશ થાય તો પણ માણસ અઠાવીશ ઘડી સુધી જીવે. તેટલો સમય વ્યતીત થઈ જવા છતાં મરણ ન થાય તો કાળનું મર્મ ત્રુટી ગયું એમ સમજવું રવિવારે વીશ ઘડી સુધી અપરાન્ત હોય છે તે તે ટલી મુદ્દત સુધી ઝેરથી પીડાતા માણસને સ્વસ્થ રાખે છે. પછી અઢાર ઘડી સુધી નિશ્ચયપૂર્વક બેભાન બનાવી દે છે.

સોમવાર વિગેરે દિવસોને વિષે પણ એ રીતે જ કાળની અને અપરાન્તની ઘડીઓ સમજી લેવી. તેમાં પહેલાં કાળની અને ત્યારબાદ અપરાન્તની ઘડીઓ અનુક્રમે આવે છે અર્થાત્ સોમવારને દિવસે કાળની ચોવીશ, પોશીને સ્વસ્થ રાખનારી અપરાતની સોળ અને તે પછીની બેભાનપણાની અઢાર ઘડી સ્પષ્ટરીતે જણાઈ આવે છે. મંગળવારને દિવસે પહેલાં કાળ

ની વીશ, રોગીને સ્વસ્થ રાખનારી અપરાન્તની બાર, તે પછી બેભાન રાખનારી મોહની છત્રીસ ઘડી હોય છે. **બુધવારને** દિવસે પહેલા કાળની સોળ ઘડી, પછી સ્વસ્થ રાખનારી અપરાન્તની આઠ ઘડી અને તે પછી દોઢ દિવસ સુધી મોહ-મૂર્છા રાખનારી મર્યાદા હોય છે. **ગુરૂવારે** કાળની બાર, અપરાન્તની ચાર તથા મોહની બે દિવસ અને છ ઘડી સુધીની મર્યાદા હોય છે **શુક્રવારે** કાળની આઠ ઘડી, અપરાન્તની અઠાવીશ ઘડી અને તે પછી મોહની ચાર દિવસની મર્યાદા હોય છે. **શનિવારને** દિવસે કાળની ચાર ઘડી, અપરાન્તની ચોવીશ ઘડી અને મોહની સાડા છ દિવસ સમજવા. **શનિવારે** છેલ્લો અર્ધ ભાગ કાળનો, **ગુરૂવારે** છેલ્લી ઘડી અપરાન્તની હોય છે તથા સર્વ પહોરને છેડે નિરંતર કાળ હોય એ નિર્વિવાદ છે

**શિષ્ય**—રોગીના દેહ ઉપરથી અપરાન્તની કઈ માહિતી મળે ?

**સૂરિ**—ઝેરથી પીડાતા રોગીના નાભિપ્રદેશના નીચલા ભાગમા જો બળેલા જેવો ફોડકો પ્રગટ રીતે દૃષ્ટિગોચર થઈ શકે તો તે લક્ષણ ઉપરથી જાણી શકાય કે અપરાન્ત યોગ વર્તમાન છે.

**શિષ્ય**—આપે જે નાગના પ્રકાર વર્ણવ્યા તેમની ગતિ અને ક્રિયામા કઈ વિભિન્નતા હશે ?

**સૂરિ**—અનંત નામનો નાગ જમણી બાજુથી જુવે છે,

વાસુકી નામનો નાગ ડાબી બાજુથી જુવે છે તક્ષક નાગ કાનને સ્પર્શ કરે છે અને કર્કોટક નાગ નાકને સ્પર્શ કરે છે પદ્મ નાગ કંઠનો સ્પર્શ કરે છે, મહાપદ્મ ઘણો શ્વાસ મૂકે છે, શંખ નામક નાગ ભૂમિ તરફ જોઈ હસે છે અને કુલીક નામનો નાગ ડાબી બાજુથી નિર્ગમતો જાય છે

શિષ્ય—ડંખનું ઝેર ડંખમાં કેટલો વખત રહે અને ત્યારપછી તે કેવી રીતે પ્રસરતું જાય ?

સૂરિ—ઢીંચણને ડાબે પ્રદક્ષિણા દઈ એક ચપટી વગાડતાં જેટલો વખત લાગે તેને એક માત્રાનો કાળ કહેવામાં આવે છે ડંખમાં ઝેર બાવન માત્રા સુધી રહે છે પછી કપાળ, આંખ, મુખ, નાડીઓ અને સાતે ધાતુઓમાં પ્રસરી જાય છે

શિષ્ય—ઘણું ઝેર શરીરના કયા કયા ભાગ સુધી પહોંચ્યું છે તે શી રીતે જાણી શકાય ?

સૂરિ—ઝેર જો રસ ધાતુ સુધી પહોંચ્યું હોય તો ખરજ ઉત્પન્ન કરે, લોહીમાં મળ્યું હોય તો શરીરના ભાગ ભાગ ઉપર તાવ ઉપજાવે, માંસમાં મળ્યું હોય તો ઉલટી ઉત્પન્ન કરે અને મેદ ધાતુમાં પહોંચ્યું હોય તો બન્ને આંખને નુકશાન કરે, હાડમાં હોય તો મર્મસ્થાનકે પીડા કરે, મજ્જામાં હોય તો શરીરની અંદર બળતરા ઉત્પન્ન કરે અને શુક્ર ધાતુમાં હોય તો મૃત્યુ પમાડે. એ રીતે ધાતુના અનુક્રમથી સર્પના વિષની અસર જાણી શકાય છે

**શિષ્ય**—ઝેર કયા ભાગ સુધી પહોચ્યુ હોય ત્યાસુધી સુસાધ્ય ગણાય?

**સૂરિ**—રસ, લોહી, માસ અને મેદના સ્થાનક સુધી વિષ પહોચે તેટલામા જો તેની ચિકિત્સા કરવામા આવે તો તે દૂર કરી શકાય છે. બાકીના સ્થાનકોમા તે કષ્ટસાધ્ય, અતિશય કષ્ટસાધ્ય અને અસાધ્ય થતું જાય છે

**શિષ્ય**—જૂદી જૂદી જાતના વિષની અસર પણ જૂદી જૂદી થતી હશે?

**સૂરિ**—અગ્નિમય વિષ હોય તો તેથી ઘણો તાપ લાગે, વરૂણનુ વિષ હોય તો તેથી જડતા-મૂર્ચ્છાવસ્થા ઘણો લાબો વખત ચાલે અને જો વાયુનુ વિષ હોય તો રોગીનો પ્રલાપ-બકબકાટ ચાલ્યા કરે એ રીતે ઝેરના ત્રણ લક્ષણ સામાન્ય રીતે પ્રચલિત છે

**શિષ્ય**—દર્દીનુ વિષ દૂર થશે કે નહીં તે તત્કાળમા કેવી રીતે જાણી શકાય?

**સૂરિ**—જેને સર્પદશ થયો હોય તેની બન્ને આખોમા મરીનુ બારીક ચૂર્ણ આજવુ, જો એ અજનથી દર્દીની આખમાથી આસુ વહેવા લાગે તો સમજવું કે હજી દર્દીને માટે જીવવાની આશા છે ખરી જો એવુ પાણી ન નીકળે તો જીવવાની આશા મૂકી દેવી

**શિષ્ય**—વિષમય સર્પદશ થવા છતા કેટલાક મનુષ્યો અણીશુદ્ધ બચી જાય છે તેનું શું કારણ?

સૂરિ—એ કારણ જાણવું હોય તો તમારે મનુષ્યની અમૃતકળા ક્યારે ક્યા સ્થાને હોય તે સમજવું જોઈએ. તમારા હિતાર્થે એ બાબત જરા વિસ્તારથી કહીશ. શુક્લ પક્ષના પડવાથી માંડી પુનમ સુધી અનુક્રમે (૧) પગને અંગુઠે, (૨) પગને કાંડે, (૩) ઘુટણે (૪) ઢીંચણે, (૫) લિંગ ઉપર, (૬) નાભિમાં, (૭) હૃદયમા (૮) સ્તનમા (૯) કંઠમાં, (૧૦) નાકમાં, (૧૧) આંખમાં, (૧૨) કાનમાં, (૧૩) બે ભ્રમરમાં, (૧૪) લમણામાં કિંવા મસ્તકમાં અમૃતની કળા રહે છે કૃષ્ણપક્ષમાં—અંધારીયામાં પડવાથી માંડી અમાસ સુધી ઉપર કહ્યું તેથી બરાબર ઉલટા ક્રમમાં એટલે પડવાને દિવસે મસ્તકમાં, બીજને દિવસે લમણામાં એ રીતે અમૃતની કળા રહે છે પુરૂષ અને સ્ત્રીની અમૃતકળા-સ્થાનકમાં ફેર હોય છે પુરૂષની જમણી બાજુએ અને સ્ત્રીની ડાબી બાજુએ અમૃતની કળા હોય છે ફક્ત અને જીવ પણ એ અમૃત કળાની સાથે સાથે જ હોય છે હવે તમારે ખાસ કરીને જે જાણવાની જરૂર છે, તે એ જ કે અમૃતના સ્થાનકથી વિષનું સ્થાનક સાતમું હોય છે અમૃતના સ્થાનકને મસળવાથી અમૃતની વૃદ્ધિ થાય છે અને વિષના સ્થાનકને મસળવાથી વિષની વૃદ્ધિ થાય છે અમૃતની કળા જ્યાં વસતી હોય ત્યાં કાળસર્પનો દંશ થાય તો પણ તે વડે મૃત્યુ નીપજતું નથી. વિષના સ્થાનકમાં નજીવો દંશ પણ તત્કાળમાં આયુનાશક થઈ પડે છે કામશાસ્ત્રના ગ્રંથોમા ઉક્ત અમૃતકળા સબંધી કેટલોક વિસ્તાર જોવામાં આવે છે ત્યાં એવા

આશયનુ કથન કરવામા આવ્યુ છે કે અમૃતનું સ્થાનક મસળવાથી સ્ત્રીઓ પણ અવશ્ય વશ થાય છે વિશેષ કરીને ગુહ્ય સ્થાને અમૃતકળા આવી હોય ત્યારે તેને મસળવાથી સ્ત્રીઓ તત્કાળ વશીભુત થઇ જાય છે તે ગમે તેમ હો. જે માણસને સર્પદંશ થયો હોય તે જો અમૃતકળાને વિષે રહેલા પ્રાણનું પોતપોતાના આત્માને વિષે ચિંતન કરે તો તેથી વિષનો નાશ થાય, એટલુ જ નહીં પણ સતત એવો પ્રયત્ન કરનારની તરૂણ અવસ્થા દીર્ઘકાળ પર્યંત ટકી રહે છે તેનુ શરીર કાંતિમય બને છે અને વૃદ્ધાવસ્થાના કઠોર પંજામાથી બચી જાય છે.

**શિષ્ય**—વિષ ઉતારવાના વહેવારૂ પ્રયોગો વિષે આપે હજી કંઇ કહ્યુ નથી.

**સૂરિ**—પહેલો ઉપાય કે જે બહુ સાદો અને સહેજે અજમાવી શકાય એવો છે તે જ કહુ જીભ તાળવે લગાડવાથી જે અમૃત રસ ઝરે છે, તેનો ડંખ ઉપર લેપ કરવામા આવે તો વિષનો ક્ષણમાત્રમા નાશ થાય છે ડંખાયેલા માણસને ઘી પાવાથી, ચીભડા વિગેરે ભક્ષણ કરાવવાથી અને ડંખ ઉપર કાનનો મેલ અથવા કળીચુનો લગાડવાથી પણ આરામ થઇ જાય છે. ધોળી સાટોડીના મુળીયા પાણીમાં વાટીને પાવાથી ઝેરની પીડા દૂર થાય છે સુદર્શનનો કંદ અથવા તુળસીના મુળીયાં પાણીમા ઘસીને દર્દીને પાયા હોય તો પણ સારો ફાયદો કરે છે. અગથીઆના પાન પાણીમા વાટી નાકમાં

તેનાં ટીપાં નાખ્યા હોય તો શસ્રસાદિક દોષ તથા વિંછીની પીડા દૂર થાય છે એવા બીજા પણ કેટલાક પ્રયોગો છે

શિષ્ય—આપે જે સરલ અને સહેજ પ્રાપ્ય પ્રયોગો કહ્યા તે બસ છે આજે કેવળ વિષની વાર્તામાં જ આપણો ઘણોખરો સમય નીકળી ગયો. એવી વાતો ગુરૂગમથી આવી હોય તો વધુ ઉપયોગી થાય એમ ધારી મેં આજે આપનો આટલો કીમતી સમય લીધો છે આચાર્ય મહારાજને જે જ્ઞાનસાગરનું વિશેષણ લગાડવામાં આવે છે, તે ખરેખર સાર્થક છે. આપની પાસે એવો કોઈ વિષય નથી કે જેમાં આપ ઉંડા ન ઉતરી શકતા હો. આજે આટલેથી જ વાર્તાલાપ બંધ રાખીશું. હવે પછી હું દર્શનશાસ્ત્ર સબંધી કિંચિત માહિતી મેળવવાની જીજ્ઞાસા રાખું છું

## ( ૧૭ )
## ષટ્દર્શન–મિમાંસા

શિષ્ય—આજે ષટ્દર્શનની મુખ્ય મુખ્ય વાતો આપની પાસેથી જાણવા ઈચ્છું છું જૈન, મિમાંસક બૌદ્ધ, સાંખ્ય, શૈવ અને નાસ્તિક એમ છ દર્શનો મારા સાંભળવામાં આવ્યા છે, પણ તેમાં પરસ્પર શો ભેદ છે તેમજ તેમની તર્કપરંપરા કેવા પ્રકારની છે તે વિષે પ્રાયઃ અજ્ઞાન જ છું એમ કહું તો ખોટું નથી. સદ્ધર્મ, સદ્દેવ અને સદ્ગુરૂની પ્રાપ્તિ કરી શકે એટલા

માટે મનુષ્યોએ દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ અને તેમા જે નિર્દોષ–અબાધ અને સર્વજ્ઞભાષિત લાગે તેનો સ્વીકાર કરી માનવજીવન સફળ કરવુ જોઇએ દર્શનશાસ્ત્રના અભ્યાસથી આત્માને શાતિ મળે છે, બુદ્ધિ નિર્મળ થાય છે એવો યતકિંચિત્ અનુભવ મને થયો છે, પરતુ મારી પામર મતિ વિવિધ દર્શનોના યથાર્થ સ્વરૂપને પામી શકી નથી

**સૂરિ**—આપણે જૈન દર્શનથી જ આજનો વાર્ત્તાલાપ શરૂ કરીએ સ્વધર્મની ખૂબીઓ જાણી લેવી અને તેનુ માહાત્મ્ય વિચારવુ એ પ્રત્યેક સ્વધર્મીની અનિવાર્ય ફરજ છે તેમા પણ જૈન દર્શન જેવુ પવિત્ર, નિર્મળ અને સર્વજ્ઞભાષિત દર્શન પ્રાપ્ત થવા છતા જે કોઇ પ્રમાદી–બેદરકાર રહે તેને તો હુ હીણભાગી જ લેખુ જૈન દર્શનમા સદ્દેવ, સદ્ગુરૂ તથા સદ્ધર્મની જે સ્ફુટ વર્ણના આપવામા આવી છે તેવી અન્ય કોઇપણ દર્શનમા નથી, એમ હુ શ્રદ્ધાપૂર્વક કહી શકુ છુ શ્રી જિનદેવ એ જૈન દર્શનમા સદ્દેવરૂપે સુપ્રસિદ્ધ છે અષ્ટાદશ દોષો પૈકીનો એક પણ દોષ જેમનામા ન હોય તે સદ્દેવ જૈન ધર્મને સન્માનનીય છે

**શિષ્ય**—તે અઢાર દોષ કયા ?

**સૂરિ**—(૧) વીર્યાતરાય, (૨) ભોગાતરાય, (૩) ઉપભોગાતરાય, (૪) દાનાતરાય, (૫) લાભાતરાય, (૬) નિદ્રા, (૭) ભય, (૮) અજ્ઞાન, (૯) દુગછા, (૧૦) હાસ્ય, (૧૧) રતી, (૧૨) અરતી, (૧૩) રાગ, (૧૪) દ્વેષ,

(૧૫) અવિરતી, (૧૬) કામવિકાર, (૧૭) શોક અને (૧૮) મિથ્યાત્વ. જૈન દર્શનમાં સદ્ગુરૂ જેને કહેવાય તેનો પણ સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે સમ્યગ્જ્ઞાનનો ઉપદેશ કરે તે સદ્ગુરૂ ગણાય, અને જ્ઞાન, દર્શન તથા ચારિત્ર એ ત્રણે મળીને મોક્ષમાર્ગ કહેવાય છે. તેમજ જૈનમતમાં “સ્યાદસ્તિ, સ્યાદ્ નાસ્તિ” ઇત્યાદિક ભાગ-વાળો સ્યાદ્વાદ તથા પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે પ્રમાણો મનાય છે સર્વ જગત દ્રવ્યથી નિત્ય અને પર્યાયથી અનિત્ય છે

શિષ્ય—સ્યાદ્ અસ્તિ અને સ્યાદ્ નાસ્તિ તેમજ દ્રવ્યથી નિત્ય અને પર્યાયથી અનિત્ય એ કથનનો ભાવ દાખલાથી સમજાવશો ?

સૂરિ—સ્યાદ્ અસ્તિ એટલે અમુક અપેક્ષાએ છે અને સ્યાદ્ નાસ્તિ એટલે અમુક અપેક્ષાએ નથી. દાખલા તરીકે ઘડો એ ઘડાની અપેક્ષાએ વિદ્યમાન છે, પણ વસ્ત્રની અપેક્ષાએ ઘડો એ વસ્ત્ર નથી. મતલબ કે એક જ વસ્તુમાં છે અને નથી એ બન્ને વાદ ઘટી શકે વધારે સ્પષ્ટ રીતે કહું તો તમારામાં તમારા પિતાની અપેક્ષાએ પુત્રત્વ છે પણ તમારા પુત્રની અપેક્ષાએ તમારામાં પિતૃત્વ કોઈ પુત્રત્વ નથી. વધારે વિસ્તાર કરવાથી તમને કંટાળો આવશે એમ જાણી એ ચર્ચા લંબાવતો નથી. હું ધારું છું કે તમે મારો અભિપ્રાય સમજી શક્યા હશો. હવે દ્રવ્ય અને પર્યાયની વાત કરૂં માટીનો ઘડો નાશ પામવા છતાં તેના ઉપાદાનરૂપ જે માટી તેનો નાશ કદિ

થતો નથી એટલે ઘડો નાશ પામ્યો એમ કહેવામાં આવે ત્યારે પર્યાયરૂપ ઘડો નાશ પામ્યો એમ ગણાય, પણ માટીરૂપ દ્રવ્ય તો સદા વિદ્યમાન જ રહે છે. સુવર્ણના વિવિધ અલકારો બને છે તે તમે જાણો છો. સુવર્ણ એ દ્રવ્ય છે જ્યારે અલલકાર એ પર્યાયરૂપ છે એક અલકારનો નાશ કરી બીજો અલકાર ઘડાવી શકાય છે અર્થાત્ એક પર્યાયનો નાશ થાય છે, પણ મૂળ દ્રવ્ય તો જેમનુ તેમજ રહે છે. પર્યાય અને દ્રવ્યનુ રહસ્ય એ જાણવાજોગ છે

**શિષ્ય**—આપણામા જે નવતત્ત્વો સ્વીકારવામા આવ્યા છે તે કયા કયા ?

**સૂરિ**—(૧) જીવ, (૨) અજીવ, (૩) પુણ્ય, (૪) પાપ, (૫) આશ્રવ, (૬) સવર, (૭) બધ, (૮) નિર્જરા અને (૯) મોક્ષ. કેટલાક આચાર્યો, પુણ્ય અને સંવર તથા પાપ અને આશ્રવને જૂદા જૂદા નહીં ગણાતા એકમા બીજાનો સમાવેશ કરી દે છે, તેથી તેમના દૃષ્ટિબિદુથી સાત તત્ત્વો ગણાય છે વસ્તુત. તેમા કઈ મહત્ત્વનો ભેદ નથી.

**શિષ્ય**—જીવ-અજીવ વિગેરેની વ્યાખ્યા પણ હશે ને ?

**સૂરિ**—આગમાદિક ગ્રથો અને સૂત્રોમા તે વિષે જોઇએ તેટલો વિસ્તાર મળી આવે છે, તો પણ ટુકામા તેની વ્યાખ્યા એવી રીતે આપી શકાય કે જેમા ચેતના હોય તે જીવ, જેમા તેવી ચેતના ન હોય તે અજીવ, કર્મના શુભ પદ્ગલ તે પુણ્ય, કર્મના અશુભ પુદ્ગલ તે પાપ, જીવનો કર્મની સાથે સબધ

થવો તે આશ્રવ, જીવને બંધન કરનારાં કર્મોને રોકવા તે સંવર, કર્મોનો બંધ થવો તે બંધ, કર્મને ખપાવવા તે નિર્જરા અને આઠે કર્મોને ખપાવી સર્વ પ્રકારના કર્મોથી છૂટા થવું તે મોક્ષ. શ્રી જિન ભગવાને મોક્ષનું જે સ્વરૂપ ભાખ્યું છે તે પણ જાણવા જેવું છે જેમની જ્ઞાન દર્શન વીર્ય અને સ્થિતિ એ ચારે વસ્તુ અનંત–કોઇ કાળે પણ નાશ ન પામે એવી છે તથા આઠ કર્મના ક્ષયથી સિદ્ધશીલાએ રહેલા જીવનું પાછું આ સંસારમાં આવવાપણું રહેતું નથી તે મુક્તિ કહેવાય.

શિષ્ય—જૈન ગુરૂનું સ્વરૂપ કેવું હોય ?

સૂરિ—ઓઘો ધારણ કરનારા, ગોચરી ઉપર પોતાનો નિર્વાહ કરનારા કેશનો લોચ કરનારા, કોઇપણ ઠેકાણે મમતા કે આસક્તિ ન રાખનારા અને ક્ષમાશીલ એવા શ્વેતાંબર જૈનના સાધુઓ હોય છે દિગંબર જૈનના સાધુઓ કિંચિત્ ભિન્ન સ્વરૂપના હોય છે કેશનો લોચ કરનારા, મોરપીંછનો ઓઘો હાથમાં ધારણ કરનારા, નગ્ન રહેનારા અને ભીક્ષા આપનારના જ ઘરે હાથ ઉપર ભીક્ષા લઇ ત્યાં જ ઉભા રહી આહાર કરનારા એવા દિગંબરી જૈનના સાધુઓ હોય છે

શિષ્ય—દિગંબર અને શ્વેતાંબર સાધુઓમાં મહત્વનો શો ભેદ છે તે તો હું સમજ્યો; પણ બન્ને આમ્નાયના સિદ્ધાંતમા મહત્ત્વનો શો ભેદ છે તે જરા કહેશો ?

સૂરિ—કેવળી ભોજન ન કરે અને સ્ત્રી મોક્ષે ન જાય એમ દિગંબરો કહે છે દિગંબરો અને શ્વેતાંબરો વચ્ચે મોટો

ટામા મ્હોટો અને સદાકાળનો જો કોઇ ભેદ હોય તો તે એ જ છે

શિષ્ય—હવે મિમાંસક મતની માનીનતાઓ શું છે ?

સૂરિ—મિમાંસક મતમાં પણ બે સંપ્રદાયો જોવામાં આવે છે એક કર્મમિમાંસક અને બીજો બ્રહ્મમિમાંસક કુમારીલ ભટ્ટ અને પ્રભાકર કર્મમિમાંસક તરીકે સુપ્રસિદ્ધ છે વેદાંતી લોકો બ્રહ્મમિમાંસક હોવાથી તેઓ બ્રહ્મને માને છે

શિષ્ય—કુમારીલ ભટ્ટ, પ્રભાકર અને વેદાન્તીઓ વચ્ચે મતભેદ કયા છે ?

સૂરિ—ભટ્ટના મત પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તી અને અનુપલબ્ધી, એ છ પ્રમાણ ગણાય છે પ્રભાકરના મતાનુસાર અનુપલબ્ધી બાદ કરતા બાકી રહેલા પાંચ પ્રમાણ ઉપર ભાર મૂકવામાં આવે છે અદ્વૈતવાદી વેદાંતીઓ પ્રભાકરના સ્વીકારેલા પ્રમાણને માને છે; છતાં મુક્તિની બાબતમાં તેઓ જૂદા પડે છે, અર્થાત્ અદ્વૈતવાદી વેદાંતીઓ સર્વ જગતને બ્રહ્મરૂપ માને છે અને પોતાના સ્વરૂપમાં લય પામવું એ જ તેમને મતે મુક્તિ મનાય છે

શિષ્ય—તેમનામાં ભટ્ટ તથા સન્યાસીઓ હોય છે તેમની રહેણી–કરણી કેવી હોય છે ?

સૂરિ—પાપકર્મને વર્જનારો, ભણવું–ભણાવવું ઇત્યાદિક જ ક્રિયાઓને યથાવિધ કરનારો, શુદ્રનું અન્ન વિગેરે ન લેનારો, જનોઇ ધારણ કરનારો એવો બ્રાહ્મણ જાતિનો ગૃહસ્થ

ભટ્ટ કહેવાય છે વેદાન્તી મતના બ્રાહ્મણ સન્યાસીઓ "ભગવન્" એવા નામથી ઓળખાય છે તે સન્યાસીઓ જનોઈ ધારણ કરતા નથી. તેઓ બ્રાહ્મણને ઘેર જમે છે અને એક બ્રહ્માને જ સદ્વસ્તુ માને છે આ સન્યાસીઓમાં પણ ચાર પ્રકાર હોય છે એક કુટીચર, બીજા બહુદક, ત્રીજા હંસ અને ચોથા પરમહંસ. આ ચાર પ્રકારમાં એકથી બીજો અને બીજાથી ત્રીજો એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ ગણાય છે

શિષ્ય—બૌદ્ધમતની માન્યતાઓ શી છે ?

સૂરિ—બૌદ્ધો બુદ્ધને દેવ તરીકે માને છે જગતને ક્ષણભંગુર કહે છે અને આર્યસત્ય નામથી પ્રસિદ્ધ એવાં ચાર તત્વ સ્વીકારે છે આ ચારના નામ (૧) દુઃખ, (૨) આયતન, (૩) સમુદાય અને (૪) માર્ગ એ પ્રકારે છે

શિષ્ય—તેમની પ્રત્યેકની વ્યાખ્યા પણ હોવી જોઈએ ?

સૂરિ—સંસારી જીવના સ્કંધ તે દુઃખ કહેવાય છે બૌદ્ધમત પ્રમાણે એવા પાંચ સ્કંધ છે ( ૧ ) વિજ્ઞાન સ્કંધ ( ૨ ) વેદના સ્કંધ, ( ૩ ) સંજ્ઞા સ્કંધ ( ૪ ) સંસ્કાર સ્કંધ અને ( ૫ ) રૂપ સ્કંધ. આયતનના પ્રકાર બાર છે પાંચ ઇંદ્રિયો પાંચ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયો, અગીયારમું મન અને બારમું ધર્મ આત્માત્મીય સ્વભાવ એવા નામથી પ્રસિદ્ધ જે રાગ-દ્વેષાદિ વિકારો મનુષ્યના મનમાં પેદા થાય છે તે સમુદાય કહેવાય છે સર્વ સંસ્કારો ક્ષણિક છે એવી

જે દ્રઢ વાસના તે જ માર્ગ અને તે જ મોક્ષ એમ બૌદ્ધમત કહે છે તેઓ પ્રત્યક્ષ અને અનુમાન એવા બે જ પ્રમાણો માને છે.

**શિષ્ય**—બૌદ્ધોમા પેટા સ પ્રદાયો હશે ?

**સૂરિ**—વૈભાવિક, સૌત્રાતિક, યોગાચાર અને માધ્યમિક એવા બૌદ્ધના ચાર સ પ્રદાયો છે તેમા વૈભાવિક જ્ઞાનનો વિષય થઇ શકે એવી વસ્તુમાત્રને માને છે, જ્યારે સૌત્રાતિક લોકો કેવળ પ્રત્યક્ષ પ્રમાણથી લેવાય એવી બાહ્ય વસ્તુને માનતા નથી યોગાચાર મતવાળાને આચાર સહિત બુદ્ધિ સ મત છે. માધ્યામક લોકો કેવળ પોતાને વિષે જ રહેલી સ વિદ (જ્ઞાન) ને માને છે. એક વાત એ ચારે સ પ્રદાયોને સ મત છે અને તે એ જ કે રાગાદિ જ્ઞાનના સંતાનરૂપ વાસનાઓનો સમૂળ ઉચ્છેદ તે મુક્તિ

**શિષ્ય**—બૌદ્ધ સાધુનુ બાહ્ય સ્વરૂપ કેવુ હોય ?

**સૂરિ**—ચર્મ, કમ ડળ, શિરમુંડન, ચીર, બપોર પહેલા આહાર ગ્રહણ, સ ઘ અને રાતા વસ્ત્ર એટલી વસ્તુઓ બૌદ્ધમતના યતિયોએ માનેલી છે

**શિષ્ય**—સાખ્ય મતનો શો સિદ્ધાત છે ?

**સૂરિ**—સાખ્ય લોકોમા કેટલાકો શિવને અને કેટલાકો વિષ્ણુને દેવ તરીકે માને છે, પર તુ તત્ત્વોની ગણતરીમાં તેમની વચ્ચે કઇ ભેદ નથી તેઓ કહે છે કે મુખ્યત્વે સત્વ, રજ અને તમ એ રીતે ત્રણ ગુણ છે જ્યારે એ ત્રણે ગુણો

સામ્ય અવસ્થામાં સરખા પ્રમાણમાં હોય ત્યારે તે પ્રકૃતિના નામથી ઓળખાય છે

શિષ્ય—સાંખ્ય મતાનુયાયીઓ પ્રકૃતિમાંથી જગતની રચના કેવી રીતે માને છે?

સૂરિ—પ્રકૃતિથી મહત્તત્વ, મહત્તત્વથી અહંકાર, અહંકારમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો-પાંચ કર્મેન્દ્રિયો, શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચ તન્માત્ર તથા મન થાય છે. પાંચ તન્માત્રથી અનુક્રમે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતો થાય છે આ સર્વ ચોવીશ તત્ત્વરૂપ પ્રકૃતિનો વિસ્તાર થયો. હવે પ્રકૃતિથી છેક વેગળો રહેલો પુરૂષ છે તેને સાથે લેતા આ પચીશ તત્ત્વોથી થયેલુ જગત સાંખ્યને મતે છે તેઓ પ્રત્યક્ષ, અનુમાન અને ઉપમાન એ રીતના ત્રણ પ્રમાણ માને છે

શિષ્ય—સાંખ્યવાદીઓએ મુક્તિની કલ્પના કઇ કરી છે?

સૂરિ—જ્યારે પ્રકૃતિ અને પુરૂષ જુદા પડે ત્યારે મોક્ષ થાય, એવી સાંખ્યવાદીઓની કલ્પના છે મોક્ષને તેઓ જ્યાતિ એવા નામથી ઓળખે છે તેમનામાં સન્યાસીઓ હોય છે તેમાં કોઇ શિખાધારી હોય છે તો કોઇ જટાધારી હોય છે અને કોઇક મુંડાવાળા હોય છે તેઓ ભગવાં વસ્ત્ર પહેરે છે. વેષની બાબતમા તે લોકો બહુ તકરાર લેતા નથી. માત્ર ઉપર કહેલા તત્ત્વોની બાબતમાં તેઓ બહુ દઢ આગ્રહ ધરાવતા હોય છે

શિષ્ય—શૈવ મતના સ્વરૂપનો કઇ ખ્યાલ આપશો ?

સૂરિ—શૈવદર્શનમાં ન્યાય અને વૈશેષિક એ બે નામના તર્ક મત છે. ન્યાય મતમા સોળ તત્ત્વો છે અને વૈશેષિક મતમા છ તત્ત્વો છે છતા ખુબી એ છે કે સોળ તત્ત્વ માનના રાઓમા અને છ તત્ત્વ માનનારાઓમા તીવ્ર મતભેદ નથી કારણ કે સોળ તત્ત્વોનો સમાવેશ પણ છ તત્ત્વોમા થઇ જાય છે બન્નેના મતમા શિવ દેવ સ્વરૂપ મનાય છે તે નિત્ય, સૃષ્ટિ-સ્થિતિ (રક્ષા) અને સંહારનો કર્ત્તા લેખાય છે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચાર પ્રમાણ ન્યાયમતને સમાન્ય છે, જ્યારે વૈશેષિકમત પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એવા માત્ર ત્રણ પ્રમાણો જ માને છે

શિષ્ય—આપે ન્યાયમતે જે સોળ પદાર્થો અને વૈશેષિકમતે છ પદાર્થો કહ્યા તે કયા કયા ?

સૂરિ—(૧) પ્રમાણ, (૨) પ્રમેય, (૩) સશય, (૪) પ્રયોજન (૫) દૃષ્ટાત, (૬) સિદ્ધાત, (૭) અવયવ, (૮) તર્ક, (૯) નિર્ણય, (૧૦) વાદ, (૧૧) જલ્પ, (૧૨) વિતંડા, (૧૩) હેત્વાભાસ, (૧૪) છળ, (૧૫) જાતિ અને (૧૬) નિગ્રહસ્થાન એ સોળ પદાર્થ ન્યાયમતમા છે; જ્યારે (૧) દ્રવ્ય, (૨) ગુણ, (૩) કર્મ, (૪) સામાન્ય, (૫) વિશેષ અને (૬) સમવાય એ છ પદાર્થો વૈશેષિકને મતે છે.

શિષ્ય—વૈશેષિક મતમા જે છ પદાર્થ માન્ય હોવાનુ આપે જણાવ્યુ તેનો કઇ વિસ્તાર હશે ?

સૂરિ—વૈશેષિક દ્રવ્યના નવ ભેદ પાડે છે—જેમકે (૧) પૃથ્વી ( ૨ ) જળ, ( ૩ ) તેજ, ( ૪ ) વાયુ, ( ૫ ) આકાશ, ( ૬ ) કાળ, ( ૭ ) દિશા, ( ૮ ) આત્મા અને ( ૯ ) મન. આ નવ પદાર્થોમાં પૃથ્વી, જલ, તેજ અને વાયુ એ ચાર દ્રવ્ય કારણરૂપથી નિત્ય અને કાર્યરૂપે અનિત્ય ગણાય છે આકાશ, દિશા, કાળ, આત્મા તથા મનને કેવળ નિત્ય માનવામાં આવે છે વૈશેષિક મતમાં ગુણની સંખ્યા ૨૪ની છે અને તે અનુક્રમે આ પ્રમાણે લેખાય—(૧) સ્પર્શ (૨) રૂપ, (૩) રસ, ( ૪ ) ગંધ, ( ૫ ) સંખ્યા, ( ૬ ) પરિમાણ, ( ૭ ) પૃથક્ત્વ, ( ૮ ) સંયોગ, ( ૯ ) વિભાગ (૧૦) પરત્વ, ( ૧૧ ) અપરત્વ, ( ૧૨ ) બુદ્ધિ, ( ૧૩ ) સૌખ્ય, ( ૧૪ ) દુઃખ, ( ૧૫ ) ઇચ્છા, ( ૧૬ ) દ્વેષ, ( ૧૭ ) પ્રયત્ન, ( ૧૮ ) ધર્મ ( ૧૯ ) અધર્મ, ( ૨૦ ) સંસ્કાર, ( ૨૧ ) ગુરુત્વ, ( ૨૨ ) દ્રવત્વ, ( ૨૩ ) સ્નેહ, અને ( ૨૪ ) શબ્દ. કર્મના પણ તેઓ પાંચ ભાગ પાડે છે (૧) ઉત્ક્ષેપણ એટલે ઉપર ફેંકવું તે (૨) અપક્ષેપણ એટલે નીચે ફેંકવું તે (૩) આકુંચન એટલે ખેંચી લેવું તે (૪) પ્રસારણ એટલે પહોળું કરવું તે અને (૫) ગમન એટલે જવું તે. એ પ્રમાણે કર્મ પણ પાંચ પ્રકારના હોય છે એમ તેઓ કહે છે. સામાન્યના બે પ્રકાર છે (૧) પર તથા (૨) અપર. વિશેષતઃ નિત્ય દ્રવ્ય ઉપર રહેનારા વિશેષ પરમાણુઓમાં હોય છે અવયવ અને અવયવી, ગુણ અને ગુણી ઇત્યાદિ અયુત સિદ્ધ વસ્તુમાં માંહોમાંહે રહેલો જે આધારાધેય ભાવરૂપ સંબંધ

તે વૈશેષિક મતે સમવાય કહેવાય છે. સમવાયથી સમવેત વસ્તુનુ જ્ઞાન થાય છે

શિષ્ય—નૈયાયિકો અને વૈશેષિકોની મુક્તિ સબધી માન્યતા કેવી છે ?

સૂરિ—શબ્દ, સ્પર્શ વિગેરે વિષયો, ઇદ્રિય, બુદ્ધિ, શરીર, સુખ અને દુઃખ એટલી વસ્તુનો અત્યત અભાવ થયા પછી જે એક આત્માનુ રહેવુ તેને ન્યાય મતાનુયાયી-નૈયાયિક લોકો મુક્તિ કહે છે વૈશેષિક લોકો એમ કહે છે કે ચોવીસ ગુણો જે ઉપર ગણાવ્યા તેમાના (૧) બુદ્ધિ (૨) સુખ (૩) દુઃખ, (૪) ઇચ્છા, (૫) દ્વેષ (૬) પ્રયત્ન, (૭) ધર્મ, (૮) અધર્મ અને (૯) સંસ્કાર એ નવ ગુણોનો સમૂળો નાશ થવાથી મુક્તિની પ્રાપ્તિ થઇ ગણાય.

શિષ્ય—તેમના મતના સાધુઓનુ સ્વરૂપ કેવુ હોય ?

સૂરિ—આધાર-પાત્ર, ભસ્મ, કોપીન-લગોટી, જટા અને યજ્ઞોપવિત-જનોઇ એટલા વાના ધારણ કરનારા તાપસો મત્ર તથા આચારના ભેદથી ચાર પ્રકારના હોય છે (૧) શૈવ, (૨) પાશુપત (૩) મહાવ્રતધાર અને (૪) કાલમુખ

શિષ્ય—નાસ્તિકોના મતવ્યમા બહુ માલ નહીં હોય ?

સૂરિ—જેઓ આત્મા, પુણ્ય, પાપ કે પરલોક જેવી વસ્તુને બિલકુલ માનતા ન હોય તેઓ નાસ્તિક ગણાય છે તેઓ પદાર્થ તથા દ્રવ્ય-ગુણની યુક્તિ-પ્રયુક્તિમા ઝાઝુ

માણુ માનતા નથી. તેઓ સર્વ વસ્તુને પંચ મહાભૂતમાંથી જડમાંથી બનેલી માની લે છે આત્મા જેવી કોઇ વસ્તુને સ્વીકારવાની માથાકૂટમાં પડતા નથી. પ્રમાણમાં પણ તેઓ કેવળ એક જ પ્રમાણ સ્વીકારે છે અને તે પ્રત્યક્ષ પ્રમાણ મતલબ કે જે પ્રત્યક્ષ થઇ શકે એમ હોય તેનો જ સ્વીકાર કરવો. બાકી બીજા પ્રમાણોની પરવા ન કરવી એવો નાસ્તિકમતનો આશય છે

શિષ્ય—ષટ્દર્શનની સંક્ષિપ્ત વ્યાખ્યા આપતાં આપે જે પ્રમાણોનો ઉલ્લેખ કર્યો તેનો સવિસ્તર ખુલાસો હજી નથી થયો.

સૂરિ—પાંચ ઇન્દ્રિયોને જે પોતપોતાના વિષયોનું જ્ઞાન થાય તે પ્રત્યક્ષ પ્રમાણથી ઉત્પન્ન થયેલુ જ્ઞાન મનાય. આ પ્રમાણ ઘણુંખરૂ ખોટુ પડતું નથી, કારણ કે તે જ્ઞાન સ્પષ્ટ હોય છે કોઇ એક હેતુ ઉપરથી અમુકની કલ્પના કરી લેવી તે અનુમાનજન્ય જ્ઞાન કહેવાય છે દાખલા તરીકે ધૂમાડો દેખી ત્યાં અગ્નિ હોવાનુ કહેવુ તે અનુમાન. પૂર્વ અનુમાન, શેષ અનુમાન અને સામાન્ય અનુમાન એમ અનુમાનના પણ ત્રણ પ્રકાર છે વરસાદ અનુકૂળપણે વરસશે તો "ભવિષ્યમાં સારો પાક ઉતરશે" એવી કલ્પના કરવી તે પૂર્વ અનુમાન, નદીનુ પૂર જોઇ તે ઉપરથી ક્યાંય વરસાદ થયો હશે એમ માનવુ તે શેષ અનુમાન અને રવિને અસ્ત પામતો જોઈ તે ઉપરથી સૂર્યની ગતિની કલ્પના કરવી એ સામાન્ય અનુ

માન કહેવાય સાદ્રશ્યથી એટલે સરખાપણાથી કોઇ ચોક્કસ વસ્તુ સિદ્ધ કરવી તે ઉપમિતિ પ્રમાણ ગણાય. જેમકે બળદ અને રોઝ બનેના સાસ્નાદિ અવયવો સરખા હોવાથી બળદ સરખો રોઝ કહેવો તે ઉપમિતિ જાણવી. આપ્ત પુરૂષ કહેતા જેમનામા રાગ–દ્વેષ આદિ દોષો નથી એવા પુરૂષનું કથન તે આપ્ત વાકય અથવા આગમ કહેવાય. આગમ પણ એક પ્રમાણ સ્વરૂપ ગણાય છે ભિન્ન ભિન્ન મતવાદીઓના આપ્ત પુરૂષો પણ ભિન્ન ભિન્ન હોય છે. શબ્દાર્થનુ જ્ઞાન બરાબર ન થતું હોય તો તે બરોબર થવાને અર્થે જે પ્રમાણ લેવાય તે અર્થાપત્તિ કહેવાય દ્રષ્ટાત તરિકે "ભણનારો બાળક દિવસે ભોજન કરતો નથી" તથાપિ તે રૂષ્ટ–પુષ્ટ રહે છે આ વાક્યનો અર્થ બરાબર બધબેસતો નથી, કારણ કે ભોજન વિના દેહ સબળ અને પુષ્ટ કેમ રહે એ પ્રશ્નનો ખુલાસો થવો બાકી રહે છે ભણનારો બાળક દિવસે ભોજન કરતો નથી અને છતા જો રૂષ્ટ-પુષ્ટ રહે છે તો તે રાત્રી કાળે ભોજન કરતો હોવો જોઇએ એમ અર્થાત્ જ સિદ્ધ થઇ જાય છે. આનું નામ અર્થાપત્તિ આ પાચે પ્રમાણોથી જે વસ્તુ સિદ્ધ ન થાય તે અભાવ પ્રમાણથી સિદ્ધ કરાય છે જેમકે ઓરડામા ઘડો નથી, કારણ કે તે જણાતો નથી આ અભાવ પ્રમાણ થયું. વાદીઓએ તત્ત્વના પ્રમાણથી પોતપોતાના મતનું આ રીતે સ્થાપન કર્યું છે બાકી પરમાર્થથી જે સત્ય અને તત્ત્વ હોય તે જે વડે સધાય તે પ્રમાણ કહેવાય

શિષ્ય—એ બધા શાસ્ત્રો અને રહસ્યો અમારા ભાગ્યમાં ક્યાંથી હોય ?

સૂરિ—મનુષ્ય માત્રે બધા શાસ્ત્રો અને રહસ્યો સમજવા જ જોઈએ અને એ સમજાય તો જ તેનું કલ્યાણ થાય એવો કંઈ નિયમ નથી એક અક્ષર પણ જો સમ્યક્‌પણે શીખાયો હોય અને આચારમાં ઉતર્યો હોય તો તે બહુ કિંમતી થઈ પડે છે મોટાં થોથાંઓ કંઠસ્થ કરવા કરતાં આચારમાં બની શકે તેટલું નીતિમાન અને ચારિત્રવાન બનવું એ હજાર દરજ્જે ઉત્તમ છે લાખ મણ જ્ઞાન કરતાં આચારની એક રતિ જેટલી માત્રા મહા મૂલ્યવાન ગણાય છે મારી, કહેવાની મતલબ એટલી જ છે કે જે શીખો તે બરાબર શીખો, એટલું જ નહી પણ તેને તમારા વર્તનમાં—વ્યવહારમાં આવવા દો. હાથ-પગ અફળાવવાથી તરી શકાય એમ મોટેથી બુમો પાડ્યા કરવી અને વખત આવે ડૂબી મરવું તેના કરતાં એ જ્ઞાનને ક્રિયામાં મૂકી જીવન બચાવી લેવું એ શું ખોટું છે ? પાળેલો પોપટ “ બીલ્લી આવે તો ઉડી જવું—બીલ્લી આવે તો ઉડી જવું ” એમ બોલ્યા કરે પણ બીલ્લી આવી પોપટનું ગળું દબાવે અને છતાં ઉડવાનું ન સૂઝે તો તે બોલેલા જ્ઞાનની કિંમત કેટલી આંકવી ? મારે પુનઃ પુનઃ કહેવાનું છે તે એટલું જ કે શાસ્ત્રના રહસ્યો ભલે થોડા સમજો, પણ તેને શ્રદ્ધાપૂર્વક અમલમાં મૂકતા શીખો. આત્મહિતનો એ જ રાજમાર્ગ છે

શિષ્ય—અમ જેવા ગૃહસ્થોને સામાન્ય નીતિની આ-

રાખડી પણુ ન આવડતી હોય તો પછી ઉચ્ચ નીતિ અને ધર્મમય જીવનની સૂઝ તો કયાથી જ પડે? કેમ બોલવુ? કેમ જોવુ? કેમ ચાલવુ? અને વ્યવહારમા કેવી રીતે વર્ત્તવું? એ જ હજી અમારે સમજવાનુ બાકી છે.

**સૂરિ**—પ્રસગોપાત આજે આપણે એ જ નૈતિક વાર્ત્તાલાપ ઉપર આવીશું તો ઠીક થશે. પ્રથમ વાણીનો વિષય લઇએ વાણી એક શાસ્ત્ર છે તેનો ઉપયોગ મરજીમા આવે તેમ સ્વચ્છદપણે કે ઉદ્ધતપણે કરી નાખવાનો નથી. એક સ્થળે કહ્યુ છે કે વાણીમા જ મનુષ્યનુ મૂલ્ય વસે છે એક વ્યક્તિની વાણી એવી હોય છે કે તે આપણુને સાભળવી પણુ ગમતી નથી જ્યારે બીજા કોઇની વાણી એવી હોય છે કે આપણે પુન. પુન સાભળવા છતા તૃપ્ત થતા નથી. તપના પ્રકારોમા વાણીના તપને પણુ સ્થાન આપવામા આવ્યુ છે. વાણીને અકુશમા રાખવી, જરૂર પડે ત્યારે સત્ય-મનોહારી વાણી વદવી એ વાણીનો તપ ગણાય છે

**શિષ્ય**—સભામા તથા સામાન્ય ક્ષેત્રમાં મનુષ્યે કેવી રીતે બોલવુ કે જેથી તે સર્વને પ્રિય થઇ પડે?

**સૂરિ**—ડાહ્યા માણુસે પોતાના હેતુને સ્પષ્ટતાપૂર્વક રજુ કરનારૂ, સ્વાર્થને સાધનારૂ, થોડુ, મીઠુ, અહકાર વિનાનું અને કાર્યને સાધે તેવુ સયુક્તિક અને વિચારપૂર્વકનું વચન ઉચ્ચારવુ. સભામાં કોઇ કઈ પૂછે અથવા બોલવાનું પ્રાસ થાય તો નિર્મળ સત્ય, મિષ્ટ, ઉછૃખલતા વિનાનું તથા

દીનતા રહિત વચન એવી રીતે બોલવુ કે જેથી શ્રોતાઓનાં મન પ્રસન્ન થાય અને વક્તા તરફ માનબુદ્ધિ ઉપજાવે. હમેશા વ્યવહારમા પણ ઉદાર, વિકથા વિનાની, ગંભીર, ઉચિત, સ્થિર અને અપશબ્દ વગરની વાણી બોલવી. આપણા વચનથી કોઇના મર્મનો ભેદ ન થવો જોઇએ અર્થાત્, કોઇનુ હિત ઇર્ષાપૂર્વક ન ઢંકાવું જોઇએ.

શિષ્ય—ડાહ્યા માણસોની વાણીમા મનમોહકપણું હોય છે તેનુ શું કારણ હશે ?

સૂરિ—તેઓ હમેશા સત્યધર્મ અનુસરતુ જ બોલે છે તેમની ભાષામાં વ્યાકરણનો દોષ કે પરસ્પર વિરુદ્ધતા જેવુ કંઇ હોતુ નથી સામાન્ય માણસોની માફક તેઓ વાત કરતાં કરતા ખડખડ હસતા નથી કે જેમ તેમ કઠોર કે અસ્પષ્ટ વચન પણ નાંખી દેતા નથી વાત કરતાં હસવું આવે તો પણ કુલીન પુરૂષો માત્ર હોઠ પહોળા થાય તેટલુ જ સ્મિત-હાસ્ય કરે છે મર્યાદાનુ ઉલ્લંઘન કરી જોરથી હસી પડવું એ અસભ્યતા ગણાય છે હસવું એવું હોવું જોઇએ કે જે અવસરને કે પ્રસંગને અનુકૂળ હોય. વાત વાતમાં હસી પડવુ એ યોગ્ય નથી

શિષ્ય—આપણી કોઇ પ્રશંસા કરે અથવા નિંદા કરે તો તે વખતે શું કરવુ

સૂરિ—બાળક વિગેરે લોકોના મુખથી પ્રશંસા સાંભળી ગર્વથી ફુલાઇ જવુ એ મૂર્ખ માણસનુ એક પ્રકટ લક્ષણ છે

શાત અને સુજ્ઞ પુરૂષો એવી વાણી સાભળી ગર્વમા આવી જતા નથી કદાચ પડિત લોકો પ્રશસા કરે તો તેથી અભિમાન ઉપજે અને એ વાસ્તવિક છે, પણ તેવે પ્રસગે અભિમાન તો ન જ આવવુ જોઈએ એવે પ્રસગે પોતાની પ્રશંસા સાંભળી પોતાના ગુણનો નિશ્ચય કરવો અને એ ગુણને વધારે ખીલવવો એ જ કર્ત્તવ્ય છે આપણે પોતે પણ પારકાનો ગુણ સ્વલ્પ પ્રમાણમા હોય તો તેને મ્હોટો કરી જોવો અને યથાપ્રસગે તેની પ્રશસા પણ કરવી એમા એકદર આપણને પોતાનેજ લાભ થાય છે ગુણ પ્રત્યે આદરબુદ્ધિ ન હોય તો માણસ પશુવત્ ગણાય છે ગુણાનુરાગથી જ આપણામા મ્હોટા સદ્ગુણો દાખલ થઇ શકે છે ગુણાનુરાગી મનુષ્ય અન્યની ગુણાવલી જોઇ પ્રફુલ્લિત થાય, પણ પોતાના ગુણની જાહેર ખબર જ્યા ત્યા ફેલાવવાનુ મથન તો કદાપિ કાળે પણ ન જ કરે જેઓ પોતાના મહાન ગુણને અલ્પરૂપે જોઇ શકે તે જ અન્યના અલ્પ ગુણને મહાન્‌રૂપે નીરખી શકે તમે પૂછ્યું કે કોઇ આપણી નિંદા કરે તો શુ કરવુ ? એવા સમયે નિદા સાભળી ઉશ્કેરાઇ ન જતા નિદકના શબ્દોનો ગૂઢ અભિપ્રાય સમજવાનો પ્રયત્ન કરવો અને આપણામા નિદા કરવા જેવા કઇ અશો હોય તો તેનો ત્યાગ કરવા સદા ઉજમાળ રહેવુ શઠ પ્રતિ શાઠ્ય કરવુ એ નીતિ ઉત્તમ કોટીની નથી અને એટલા માટે ભૂડા વચન કહેનારને સામા તેવા જ વચનો સંભળાવવા એ સજ્જનોને માટે પશસનીય નથી.

શિષ્ય—ન બોલવામાં નવ ગુણ એમ માની કેટલાકો તદ્દન મૌનપણે બેસી રહે છે એ શું ઠીક ગણાય ?

સુરિ—બોલવાનો યોગ્ય અવસર પ્રાપ્ત થવા છતાં મૌન સેવવું એ હિતકારક નથી. હા, યોગીઓ અને મુનિઓને માટે એક જૂદી બાબત છે જે સ્થળે વાતની મધુરતા સાચવી શકાતી હોય, લોકોનું હિત થઈ શકતું હોય, આપણું પોતાનું ભલું થાય એવા સંયોગો વિદ્યમાન હોય, રાજા તથા પ્રજા ઉભયને કલ્યાણકાર થઈ શકાય એવી પરિસ્થિતિ હોય ત્યાં આગળ ધર્મને બાધ ન આવે તથા દેશ-કાળને બંધબેસતું થાય એવું વચન બોલવામાં કંઈ હરકત નથી મૌન રહેવું સાફ છે, પણ તે કયે પ્રસંગે તેનો વિચાર કરવો જોઈએ. જે સ્થળે પોતાની તથા પારકાની ગુપ્ત વાત પ્રકટ થઈ જવાનો ભય રહેતો હોય જ્યાં કેવળ અન્યના મર્મો જ ખોલાતા હોય અને જ્યાં આપણને ઉશ્કેરાઈ જવાનું નિમિત્ત મળતું હોય તેવે સ્થળે મૌન રહેવું એ અવશ્ય વિધેય છે ડાહ્યા માણસો સાંભળવા છતા બહેરા રહી શકે છે એનો પરમાર્થ એવો સમજવાનો છે કે પોતાને ગુસ્સો ઉપજે એવી વાણી સાંભળવા છતાં તેઓ તે પ્રત્યે બધિર જેવા જ બની રહે છે અને તેથી તે આક્ષેપરૂપી વચનબાણ પોતાની મેળે જ નિષ્ફળ થઈ જાય છે. વિવેકી પુરુષને તેવું વચનબાણ વીંધી શકતું નથી.

શિષ્ય—કોઈ વખતે આપણો પોતાનો અભિપ્રાય દર્શાવવાની આવશ્યકતા આવી પડે તો ?

**સૂર**—અભિપ્રાય આપતા પહેલા મૂળ વાતનો અને તેની સાથે સબધ ધરાવનારી યુક્તિઓનો શાત ચિત્તે વિચાર કરવો જોઇએ. મગજને સમતોલ રાખી બધી બાજુનો વિચાર કરી જે અભિપ્રાય આપવામા આવે તેજ આદરણીય થઇ શકે છે આપણા અભિપ્રાયની કીંમત આપણે પોતે પ્રથમ આકતા શીખવુ જોઇએ જેમને પોતાના અભિપ્રાયની કીમત નથી અને વાતવાતમા અભિપ્રાય ફેંકી દે છે, તેઓ હાસ્યાસ્પદ થયા વગર રહેતા નથી ધારો કે કોઇ વિષય એવો હોય કે જે વિષે આપણે પોતે જ ચોક્કસ અભિપ્રાય બાધવાને અશક્ત હોઇએ, તેવે વખતે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય મુલતવી રાખવામા જ ખરૂ ગારવ સમાએલુ છે આખો મીંચીને કોઇની હામા હા મેળવી દેવી અને ચાલતી વેલમા ચડી બેસવું એ બુદ્ધિમત્તાનુ પરિચાયક નથી, "હા, એ તો એમ જ છે " એવો સ્પષ્ટ અને ભારદર્શક અભિપ્રાય આપતા પહેલા ખૂબ વિચાર કરવો કેટલાક માણસો વિનામાગ્યે સલાહ આપવાને અથવા શિખામણ આપવાને તૈયાર થઇ જાય છે તે પણ અનુચિત છે જે સ્થળે આપણી સલાહ અથવા શિખામણ ઉપયોગી થાય એવી ખાત્રી રખાતી હોય ત્યાં જ સલાહ કિવા શિખામણના શબ્દો ઉચ્ચારવા. વણમાગી સલાહ આપવાથી કઇ સારૂં પરિણામ આવતું નથી, બલ્કે કેટલીકવાર કલેશ-કંકાસ પણ થઇ જાય છે વિના પૂછે કોઇને કઇ કહેવુ તે એક મ્હોટુ સાહસ ગણાય છે, એ વાત યાદ રાખશો

શિષ્ય—કદાચ કોઇને કઠોર શબ્દો સમજાવવાનો પ્રસંગ આવી પડે તો ?

સૂરિ—તો તેવે પ્રસંગે અન્યોક્તિ-અન્યોક્તિ કે કાંઇ મિષપૂર્વક વચનોચ્ચાર કરવો એ બુદ્ધિસલામત છે. બનતાં સુધી કોઇનું વાંકું ન બોલવું, કઠોર વાણીમાં પણ ગર્વ કે દ્વેષ ન હોવાં જોઇએ. પોતાના માબાપ, મોટા માણસ, આચાર્ય, અતિથિ, ધણી, તપસ્વી, વૃદ્ધ, બાળક, દુર્બળ, વૈદ્ય, પોતાના લાડકવાયા સંતાન, ચાકર, સસરો, આશ્રિત, સંબંધી તથા મિત્ર એટલાની સાથે ભાષણ કે વાર્તાલાપ કરતાં કઠોર કે અપ્રિય શબ્દોચ્ચાર ન થાય તે બાબતનું ખાસ લક્ષ રાખવું ને એવું લક્ષ રાખવામાં ન આવે તો ક્લેશ થતાં વાર લાગતી નથી. બાળકો, વૃદ્ધો, તપસ્વીઓ તથા આશ્રિતો કઠોર વાક્ય સહન કરી શકતાં નથી. તેમના ચિત્ત એટલાં બધાં દુર્બળ બની ગયાં હોય છે કે તેઓ નજીવી બાબતમાં એકદમ ઉશ્કેરાઇ જાય છે અને કામનો નાશ બનાવી દે છે. એટલા માટે ઉપર જે જાતના મનુષ્યો જણાવ્યા તેમની સાથે સરળતા અને મધુરતાવાળો જ વાણીવ્યવહાર ચાલુ રાખવો. ખાસ કરીને જ્યાં કંઇ કાર્ય કરાવી લેવું હોય ત્યાં તો બહુ જ નમ્રતા રાખવી. અન્યોક્તિ અને દૃષ્ટાંતવાળી મીઠી-મધુરી વાણીથી કાર્ય સધાતું હોય તો પછી કઠોર વાણી વદી બાજી બગાડી નાખવાનું કયો બુદ્ધિમાન નર ઇચ્છે ?

શિષ્ય—વાર્તાલાપ દરમિયાન વચમાં બોલી નાખવું હોય તો ?

**સૂરિ**—કોઇ પણ માણુસ વાત કરતુ હોય ત્યારે તેની વચમા બોલી ઉઠવુ એ અશિષ્ટતા છે પ્રથમ તો તે શું કહેવા માગે છે તે બરાબર સાભળવુ અને ત્યારપછી નિરાતે તેનો ઉત્તર વાળવો ખાસ કરીને આપણા માલેક અથવા ગુરૂના વચન ઉપર તકરાર કરવાનું તો હમેશા મુલતવી રાખવુ જ જોઇએ તેઓ વાત કરતા હોય તેવે વખતે એકદમ ઉતાવળા થઇ વચમા કોઇ કાળે પણ ન બોલવુ એવો ઉપદેશ કરવામા આવ્યો છે વચમા બોલવાથી કાતો રસ ક્ષતી થાય છે અથવા તો કોઇને ક્રોધ ભરાવાનુ નિમિત્ત મળે છે આપણે જે બોલવાનુ હોય તે જ જો આપણી પહેલા કોઇએ કહી નાખ્યું હોય તો પછી વધારે વખત બરબાદ કરવાની આવશ્યક્તા રહેતી નથી એવી વેળાએ તો પોતાના અભિપ્રાયને મળતુ અન્ય કોઈનુ વચન હોય તો તેને જ પ્રમાણ કરી દેવુ આથી સમયની સાર્થકતા થાય છે

**શિષ્ય**—પુનરૂકિત દોષ ન કરવો એ જ આપનો કહેવાનો આશય છે ને ?

**સૂરિ**—કેટલાકોને એકની એક વાત ફરી ફરીને કરવાની ટેવ હોય છે તેથી તે લોકોમા અપ્રિય થઇ પડે છે એક જ વાત પકડી રાખી તેના ઉપર ચુથણા ચુથ્યા કરવા એ શુદ્રતા સૂચવે છે વાતમા લોકોને રસ પડ્યો જોઇએ જો એવો રસ ન પડે તો બોલનારનો શ્રમ પ્રાયઃ નિષ્ફળ જ જાય છે અહીંઆ એક વાત યાદ રાખવાની છે અનુવાદ, આદર, અદેખાઇ,

અન્યોક્તિ, સભ્રમ, હેતુ, આશ્ચર્ય, સ્તુતિ, વીપ્સા અને સ્મરણ એટલામા કાંઇ કારણ હોય તો પુનરૂક્તિ દોષ ગણાતો નથી.

શિષ્ય—કોઇને કંઇ વચન આપવુ હોય તો તે પહેલાં કેટલી બાબતોનો વિચાર કરવો ?

સુરિ—પહેલી મહત્વની બાબત તો એ જ કે હું જે વચન આપું છું તે મારાથી બરાબર પળી શકશે કે નહીં ? તેનો પુખ્તપણે વિચાર કરવો. વિચારના અંતે જો આપણા મનમાં એવો દઢ નિશ્ચય બધાય કે વચનપાલનમાં કોઇ જાતની હરકત નહી આવે તો જ વચન આપવુ વચન આપ્યા પછી પ્રાણાતે તે પાળવુ જ જોઇએ એવો દઢ નિશ્ચયી પુરૂષોનો આગ્રહ હોય છે આપણા ઇતિહાસમા કેટલાયે મહાપુરૂષોએ પોતાના વચન અને ટેકને ખાતર રાજ્યઋદ્ધિ અને પ્રાણનો પણ ભોગ આપેલો છે આપણે એ જ નેક—ટેકવાળા પિતાના સતાનો છીએ એટલા માટે આપણે પણ યથાશક્તિ નેક—ટેક અને વચનનુ પરિપાલન કરવાને તૈયાર રહેવુ જોઇએ. આજ-કાલ કેટલાક ગૃહસ્થો ઉદારતાપૂર્વક ગમેતેવા પ્રકારનુ વચન તો આપી દે છે પણ તેનુ પાલન કરવાની બિલકુલ દરકાર કરતા નથી. ઘણા માણસો અમુક ગૃહસ્થને ત્યાં આંટા-ફેરા ખાઇ છેવટે નિરાશ બની નિશ્વાસ નાંખે છે પોતાથી ન બની શકે એમ હોય તો ચોખ્ખી ના પાડી દેવી, પરંતુ કોઇને આ-

શામા ને આશામા રઝળતો મૂકી દેવો એ ક્રૂરતા છે. વચન કેટલી મુદતમા પાળી શકાશે તેનો પણ વચન આપતા પહેલા વિચાર કરી લેવો જોઇએ. આપણો સમય નિષ્ફળ ન જાય એટલા માટે જેટલી કાળજી આપણે રાખીએ છીએ તેટલી જ કાળજી અન્યને માટે પણ રાખવી જોઇએ આપણા આળસ કિવા પ્રમાદને લીધે અન્યનો સમય બરબાદ જાય એ આપણને પોતાને અસહ્ય લાગવુ જોઇએ વખત કોઇને માટે રાહ જોતો નથી તેમા પણ ગરીબ–દીન–આશ્રિત જનોને ટુક સમયમા ઘણા કામો કરવાના હોય છે, તેથી કરીને આપવામા આવેલુ વચન કેટલી મુદતમા ફળીભૂત થશે તેની મર્યાદા બાધીને જ કોઇને વચન આપવુ

શિષ્ય—આપે આજે વાગુસયમ અને વચન આપવા વિષે જે વિવેચન કર્યું તે મારા મનમા બરાબર ઠસી ગયું છે. હુ યથાસાધ્ય કોઈ કાળે અસત્ય, અપ્રિય અને અનાવશ્યક વાણી નહીં બોલવાનો નિશ્ચય કરૂ છુ, એટલુ જ નહીં પણ કોઇને વચન આપી વચનથી બેદરકાર નહીં રહેવાની દૃઢતા મારામા આવે એમ અ ત કરણપૂર્વક ઇચ્છુ છુ હવે વાણીની માફક દૃષ્ટિના વિષયોનુ નૈતિક જ્ઞાન આપના તરફથી પ્રાપ્ત થાય એવી પ્રાર્થના કરવાની તક લઉ છુ

સૂરિ—શું જોવુ અને શું ન જોવુ એ વિષે બહુ વિસ્તાર કરવાની મને જરૂર નથી અપૂર્વ તીર્થસ્થાનો, જૂદા જૂદા દેશો, વિવિધ પ્રકારની મનોરજક વસ્તુઓ, અલૌકિક

પુરૂષો, છાયા પુરૂષો તથા શકુનો જોવાને મનુષ્યને સ્વાભાવિક રીતે જ શોખ હોય છે તીર્થસ્થાનોમાં જવાથી આત્મા નિર્મળ થાય છે ત્યાંના પવિત્ર વાતાવરણમાં મોટો કાળ નિવાસ કરવાથી આપણો દેહ તથા આત્મા પણ પવિત્ર બને છે સાધુઓનો સમાગમ પણ એવા સ્થળોમાં બની શકે છે વિવિધ દેશોમાં પ્રવાસ કરવાથી ગૃહસ્થોને ઘણું ઘણું નવીન જાણવાનું અને શીખવાનું મળી આવે છે જેથી જ્ઞાનમાં અને અનુભવમાં વૃદ્ધિ થાય છે વિવિધ વસ્તુઓ નિહાળવાથી તેની ઉપયોગિતા સમજાય છે અને એ રીતે હુન્નર તથા કળાને ઉત્તેજન મળે છે અલૌકિક પુરૂષોના દર્શનનો લાભ તો પૂર્વના કોઇ મહાપુરૂષના યોગે જ પ્રાપ્ત થતો હોવાથી તે વિષે વધુ વિવેચન કરવાની કંઈ આવશ્યકતા હોય એમ મને લાગતું નથી છાયા પુરૂષના દર્શન પણ એક આશ્ચર્યજનક વ્યતિકાર આ સંસારમાં દેખાય છે શુકન વિષે હું આગળ વિસ્તારથી બોલી ચૂક્યો છું એટલે પુનરૂક્તિ કરવાની જરૂર નથી.

શિષ્ય—કઇ કઇ વસ્તુઓ ન જોવી ?

સૂરિ—સર્વકાળ સૂર્ય તરફ જોયા કરવું એ સારૂં નથી, કારણ કે એમ કરવાથી દૃષ્ટિ બગડી જાય છે સૂર્ય-ચંદ્રનું ગ્રહણ જોવાનો પણ કેટલાક ગ્રંથોમાં નિષેધ કરવામાં આવ્યો છે મોટા કુવાની અંદર પાણી જોવા જતાં ઘણાને ચક્કર આવી જાય છે અને સહેજ ગફલત થતાં પ્રાણની હાનિ પણ થઇ બેસે છે. એટલા માટે ઉંડા-અમરીયા કુવામાં ઉંડી દૃષ્ટિ નાખવાનો

પ્રયત્ન ન કરવો -સ ધ્યાકાળને સમયે આકાશ તરફ જોવુ એ પણ અનિષ્ટ ગણાય છે તે ઉપરાત ડાહ્યા મનુષ્યો સ્ત્રી–પુરૂષનો સભોગ, નગ્ન અવસ્થામા રહેલી તરૂણ સ્ત્રી, બાળકન્યાની યોની અને પશુની રતિક્રીડા ભૂલેચૂકે પણ નિહાળતા નથી કેટલા-કોને પોતાના મુખનુ પ્રતિબિબ તેલમા, જળમા, ચળકતા હથિયારમા, મૂત્રમા તથા લોહેમા જોવાની આદત હોય છે. એવી આદત નિદવા યોગ્ય મનાય, છે કારણ કે તેમ કરવાથી આયુષ્ય ત્રૂટે એવો ઉલ્લેખ શાસ્ત્રમા મળી આવે છે.

**શિષ્ય**—વિવિધ વિકારોને લીધે મનુષ્યની દૃષ્ટિ પણ વિકૃત બની જાય એ શું સત્ય છે ?

**સૂરિ**—ક્રોધ, ક્ષોભ, કામ અને વ્યગ્રતાને લીધે દૃષ્ટિમા પણ તેવો ફેરફાર થઇ જાય છે મનુષ્યની દૃષ્ટિ તેના હૃદયનું પ્રતિબિંબ સૂચવી આપે છે એક ભાવ અથવા વિચાર ગુપ્ત રાખવાને મનુષ્ય ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ તેની દૃષ્ટિ એટલી બધી સત્યવક્તા હોય છે કે તેના હૃદયના ભાવો, દૃષ્ટિમાં પ્રકટ થયા વિના રહી શકતા નથી અનુભવી અને વિચારશીલ મહાત્માઓ સામા મનુષ્યની દૃષ્ટિ જોતાની સાથે જ તેના હૃદયને વાચી લે છે અને ત્યા યો વિકાર પ્રધાનપણે પ્રવર્ત્તે છે તેનો નિર્ણય કરી લે છે

**શિષ્ય**—મનુષ્યની દૃષ્ટિમા તેનુ હૃદય કેવી રીતે વાચી શકાય ?

સૂરિ—પ્રસન્ન મનુષ્યની દૃષ્ટિ સરલ તથા ઉજ્જ્વળતા વાળી હોય છે જ્યારે તમે કોઇ મનુષ્યની દૃષ્ટિમાં સરલતા તથા ઉજ્જ્વળતા જાણો ત્યારે સમજવું કે સામો માણસ પરમ પ્રસન્નતામાં છે ક્રોધમાં હોય ત્યારે તેવા માણસની દૃષ્ટિ એવી આપણને ભય લાગે છે જે દૃષ્ટિ વાંકી અને લવમાત્ર લાગતી હોય તે દૃષ્ટિવાળા મનુષ્યના હૃદયમાં ક્રોધાગ્નિ ધમધમી રહ્યો હોય એમ સમજવું પ્રફુલ્લિત દૃષ્ટિ ઉદાર અને પુણ્યમય હૃદયની સાક્ષી આપે છે પાપી પુરુષની દૃષ્ટિ નીચી, વ્યગ્ર ચિત્તવાળાની શૂન્યતાવાળી, રાગી પુરુષની પાછી વળનારી, મધ્યસ્થ પુરુષની મધ્યપ્રદેશમાં રહેનારી, સજ્જન પુરુષની સરળ, નિર્દોષ માણસની આડી-અવળી કામી પુરુષની વિકારવાળી, ઇર્ષાઇ કરનાર માણસની ભમરના વારંવાર મરડીને ચીપે વાંકવાવાળી મદોન્મત્ત પુરુષની આમતેમ ભમનારી, દુઃખી પુરુષની આંસુથી મલીન થયેલી ચોરની ચંચળ, નિદ્રાળુ મનુષ્યની ભાન વિનાની અને ડરી ગયેલા માણસની દૃષ્ટિ અતિ ચપળતાવાળી હોય છે આ સિવાય બીજા પણ દૃષ્ટિના ઘણા ભેદો છે પરન્તુ તે બધાનું વર્ણન કરવાનો અત્યારે પ્રસંગ

શિષ્ય—નેત્ર—પરીક્ષાદ્વારા મનુષ્યનું આવી શકાય એ ક્યા નિયમ પ્રમાણે ?

સૂરિ—આંખોના ઉંડા રાતા તથા સ્વાભાવિક રીતે મધ હોવા જોઇએ. કીકીના બે પડખાં સહેજ તેમજ હોય તો ઉત્તમ મનાય છે તેવીજ રીતે કીકી :



कारो कारो वपु महापापी पर निंदक,
धर्महीन बुद्धिहीन कामरत महासु हिंसक,
दिवस रैन उन्मत्त मुख बीभत्सहारा
सब्जातिमसों रमत मूढ चातुर मतवारा ।

( मोहन कवि )

નિર્મળ હોય તો તે ઉત્કૃષ્ટ ગણાય મનુષ્યના સ્વભાવ તથા આતરભાવમાં જેમ જેમ ફેરફાર થાય તેમ તેમ નેત્રના સ્વરૂપમા પણ ફેરફાર થાય એવો નિયમ છે. મનુષ્યમા જ્યારે અધમતા પ્રવેશ કરે છે ત્યારે તેની દૃષ્ટિ પણ ખરાબ વર્ણવાળી, ભૂરા ર ગની ભમતી અને ચ ચળતાવાળી બનતી જાય છે. કુદરતી રીતે જેની દૃષ્ટિમા ચોક્કસ લક્ષણો હોય તે ઉપરથી જો તેના ભાવીનુ અનુમાન બાધવામા આવે તો તે અક્ષરશ· સત્ય નિવડે

**શિષ્ય**—હુ પણ એ જ જાણુવા માગુ છુ

**સૂરિ**—હરતાળ જેવી જેની આખો હોય તે ચક્રવર્તી થાય, નીલવર્ણવાળી જેની આખો હોય તે અહ કારી થાય, રાતી હોય તો રાજા થાય, ધોળી હોય તો જ્ઞાની થાય અને મધ સરખા ભૂરા ર ગની હોય તો મોટો દ્રવ્યવાન થાય, હાથીના જેવી જેની આખો હોય તે કોઇ મ્હોટો સેનાધિપતિ થાય, લાબી આખોવાળો મનુષ્ય દીર્ઘાયુષી થાય, પહોળા નેત્રવાળો મનુષ્ય સારા સુખનો ભોકતા થાય અને જેની આખ પારેવાને મળતી હોય તે પારેવા જેવો કામવિહ્વળ થાય

**શિષ્ય**—ઉત્તમ નેત્રનુ સ્વરૂપ તો આપે કહ્યું, પણ મધ્યમ, નિર્ધન અને પાપી પુરૂષોની આખમા કેવી જાતની વિશેષતા હોય તે બરાબર નથી સમજાયું.

**સૂરિ**—મધ્યમ કોટીના પુરૂષોની આખ નોળીઆ જેવી અથવા મયૂરના જેવી હોય છે કાગડા—દેડકા જેવી તથા ધૂમાડાના ર ગ જેવી આખવાળા માણસ બહુ હલકી કોટીના ગ

હોય છે ક્રૂર આંખવાળો પુરુષ દુષ્ટ, કુકડા સરખી આંખવાળો કજીઆખોર, સર્પના જેવી આંખવાળો નેત્રરોગી અને બીલાડાના જેવી આંખવાળો મનુષ્ય પાપી હોય છે શ્યામ આંખવાળો મનુષ્ય દૈવશાળી સ્નિગ્ધ આંખવાળો ભોગી, જાડી આંખવાળો બુદ્ધિમાન અને દીન આંખવાળો નિર્ધન હોય છે. ઉંડી આંખ દીર્ઘ આયુષ્ય સૂચવે છે ઉપસી આંખ અલ્પાયુષ સૂચવે છે અને તદ્દન ગોળ આંખ અતિ અલ્પાયુષ પ્રકટ કરે છે પાતળી-લુખી અને જેમાંથી પાણી ઝર્યા કરતું હોય એવી આંખો નિર્ધનતા જાહેર કરે છે આંધળો માણસ ક્રૂર હોય, કાણો તે થકી પણ વધારે, કેકર નેત્રવાળો કાણાથી પણ અધિક ક્રૂરતાવાળો અને કાકર નેત્રવાળો તો સૌથી અધિક ક્રૂર હોય છે.

શિષ્ય—ભૂત-પ્રેતવાળી આંખોની પરીક્ષા શી રીતે થાય ? વૈદ્યો નેત્ર જોઈ વાત-પિત્ત અને કફનું નિદાન કરે છે તે શી રીતે ?

સૂરિ—ભૂત વળગેલા માણસની દૃષ્ટિ પ્રાય ઉંચે ને ઉંચે જ રહે છે પુદ્ગળ જેને વળગે છે તે માણસની દૃષ્ટિ મીંચાયેલી રહે છે અને દેવતા વળગેલા માણસની દૃષ્ટિ દુઃસહ-આકરી હોય છે શાકિની વળગેલા માણસની દૃષ્ટિ નીચું જોનારી તથા ભયાનક હોય છે રૈપવાથી પીડાતા મનુષ્યની દૃષ્ટિ શૂન્યતામય ચપળ તથા ભયગ્રસ્ત હોય છે વાત રોગથી પીડાતા મનુષ્યની દૃષ્ટિ રાતી તથા શ્યામ વર્ણની હોય છે પિત્ત રોગવાળાની

પીળી તથા પોપટના પીછા જેવી લીલા રંગની હોય છે. કફ રોગવાળાની દષ્ટિ મિશ્ર હોય છે વૈદ્યો નેત્રમાના વર્ણની બારીક પરીક્ષા કરી વાત-પિત્ત તેમજ કફની ચિકિત્સા કરે છે

શિષ્ય—આપે વાણી તથા દષ્ટિ સબધી જે નીતિ-નિયમો સૂચવ્યા તેવી રીતે ગતિ સબધે કઇ ખાસ કહેવા જેવુ આપને લાગે છે ?

સૂરિ—ક્યારે ક્યા જવું, કેવી રીતે ચાલવુ, ચાલતી વખતે દષ્ટિ ક્યા આગળ રાખવી, માર્ગમા કઇ વસ્તુઓ ન ઓળગવી, બ્હાર ગામ જવા-નીકળતા પહેલા શું શું ન કરવુ, કોઇને વળાવવા જવુ હોય તો ક્યા સુધી જઇને પાછુ ફરવુ, હાથી, ગાડા અને શીંગડાવાળા પશુઓથી કેટલુ દૂર રહેવુ, માર્ગમા વિસામો લેવાની જરૂર પડે તો કયે કયે સ્થળે ન ઉતરવુ એ બધી બાબતો ગૃહસ્થોએ જાણવી જોઇએ આપણા નૈતિક ગ્રથોમા ઉપલી બાબતોનો ચક્રમણ વિધિના મથાળા નીચે ઉલ્લેખ મળી આવે છે

શિષ્ય—આપે જે ચક્રમણ સબધી પ્રશ્નો ઉભા કર્યા તેનો ખુલાસો મળે તો પણ અમારે માટે બસ ગણાય

સૂરિ—પહેલી વાત ગૃહસ્થોએ જવા-આવવા સબધી લક્ષમા રાખવા જેવી છે તે એ છે કે વિના કામે વિના પ્રયો-જને કોઇને ત્યા જવુ નહીં કદાચ જવું પડે તો પણ જેટલો સમય બેસવાની જરૂર હોય તેથી વધુ વખત ગપ્પા હાકતા બેસી રહેવુ નહીં, કારણ કે એમ કરવાથી બન્નેનો સમય

**શિષ્ય**—માર્ગમા હાથી, ઘોડા કે ગાડા સામા મળે તો તેમનાથી કેટલુ દૂર રહેવુ ?

**સૂરિ**—માર્ગે જતા હાથી સામો દેખાય તો તેનાથી એક હજાર હાથ દૂર ખસી જવુ, ગાડાથી માત્ર પાચ હાથ, ઘોડાથી અને શીંગડાવાળા પ્રાણીમાત્રથી દશ હાથ દૂર રહી ચાલવુ એ સલામતી ભરેલુ છે

**શિષ્ય**—રસ્તે ચાલતા નદી કે સરોવર આવે તો ?

**સૂરિ**—તો વહાણમા બેસવાને કઈ વાધો નથી, પણ વહાણ તદ્દન જીર્ણ થઇ ગયેલુ હોય તો તેનો આશ્રય ન લેવો. બુદ્ધિમાન મનુષ્યો જળમા અથવા સ્થળમા રહેલા વિષમ કિલ્લાઓ, વિષમ અટવીઓ તથા ઉડુ પાણી એટલી વસ્તુઓનું કઇ સાધન વિના ઉલ્લઘન કરતા નથી એટલા માટે એવા પ્રસગે કોઇએક સાધનનો આશ્રય લેવામા હરકત નથી નદીમા કે જળાશયમા પાણી બહુ ઉડુ નહીં હોય એમ વગર વિચારે માની લઇ કૂદી પડવુ એ જીવને જોખમમા નાખવા બરાબર ગણાય

**શિષ્ય**—મુસાફરીમા કોઇ સ્થાને આશ્રય લેવો હોય તો કેવુ સ્થળ શોધવુ ?

**સૂરિ**—મુસાફરીમા ઠગારા લોકો, ક્રૂર માણસો, નરપિશાચો તથા ચુગલીખોરોના ઘણા ઉપદ્રવો નડ છે એ ઉપદ્રવોથી દૂર રહેવું હોય તો એવા લુચ્ચા અને ઠગારાઓના

સુરિ—પોતાના કોઈ સ્નેહીજન પરદેશ જતા હોય તો તેમને નદીના પાર સુધી, આપોના સ્થાનક સુધી, શાખ કે વડ જેવા દુધાળા વૃક્ષ સુધી અથવા જળાશય સુધી વળાવી પાછું વળવું જોઈએ.

શિષ્ય—માર્ગે મુસાફરી કરતાં કેટલી જાતની સાવચેતી રાખવી?

સુરિ—કોઈ સારા માણસને કે વિશ્વાસુ માણસોને સાથે લીધા વિના અજાણ્યા, ભયવાળા માર્ગમાં જવું એ હાથે કરીને જોખમ ખેડવા જેવું છે અજાણ્યા માણસોની સાથે તેમજ નોકરોની સાથે તદ્દન બપોરે અથવા રાત્રીને સમયે મુસાફરી ન કરવી કોઈ કોઈ સ્થળે પોતાના સગા ભાઈની સાથે પણ માર્ગે ન ચાલવું એવો સ્પષ્ટ નિષેધ મળી આવે છે મુસાફરી લાંબી હોય તો સાથે ભાતું હોવું ભૂલવું નહીં. જ્યાં મુકામ કર્યો હોય ત્યાં તદ્દન બેદરકારપણે ઉંઘવું એ પણ જોખમકારક છે મુસાફરીમાં નોકર વર્ગ ઉપર હદ ઉપરાંતનો વિશ્વાસ રાખવાથી તેનું સારૂં પરિણામ આવતું નથી. રાત્રિને વખતે વૃક્ષ નીચે પડ્યા રહેવું એ પણ ઇચ્છવા યોગ્ય નથી

શિષ્ય—માર્ગમાં થાક લાગે તો?

સુરિ—તો હાથી ઘોડા જેવા સુંદર પ્રાણી ઉપર બેસી મુસાફરી કરવામાં હરકત નથી પરંતુ ગરમીની ઇચ્છા રાખનાર પુરૂષ થાક લાગે તો પણ પાડા, ગધેડા ઉંટ તથા આખલાની પીઠ ઉપર તો નજ બેસવું જોઈએ.

ધાન થઇ ગયા હવે મને સામાન્ય ગૃહસ્થ-નીતિના સબંધમા કઇ પૂછવાપણું રહ્યુ નથી

સૂરિ—પરતુ માત્ર એટલા ખુલાસાઓમા જ ગૃહસ્થની સર્વ પ્રકારની વહેવારૂ નીતિઓનો સમાવેશ થઇ જાય છે એમ માની લેશો તો પાછળથી પસ્તાવુ પડશે હજી ગૃહસ્થોને માટે વિશેષે કરીને જે નિયમો અત્યાવશ્યક છે, અને જેની ઉપર સાસારિક સુખ-સમૃદ્ધિ અને કીર્ત્તિનો આધાર રહેલો છે, તેવો વિશેષ ઉપદેશ તો બાકી જ રહી ગયો છે જ્યારે તમે એ વિશેષ ઉપદેશ સાભળશો ત્યારે તમને એવી પકી ખાત્રી થશે કે વિશેષોપદેશ ન સાભળ્યો હોત તો અત્યાર સુધીનો વાર્ત્તાલાપ પ્રાય અપૂર્ણ જ રહી જાત એક ગૃહસ્થ પુરૂષ સસારમા સુખ-શાન્તિપૂર્વક જીવન ગુજારતા કેવીરીતે યશ-માન-મોભો જાળવી શકે તે એકી સાથે વિશેષ-ઉપદેશમા જ કહી દેવા માટે મે બ કી રાખ્યું છે આજના જેટલી બળવતી જીજ્ઞાસા રાખી કાલે આવશો તો તમને ઘણુ નવુ જાણવાનુ મળશે એમ હુ માનુ છુ



## (૧૪) કર્ત્તવ્ય—વિચારણા.



શિષ્ય—આજે આપે નીતિ સબધી વિશેષ ઉપદેશ સભળાવવાનુ કહ્યુ હતુ

સૂરિ—વિશેષ ઉપદેશમા મારે ઘણી અગત્યની વાતો

આશ્રમોમાં કદાપિ કાળે પણ આશ્રય લેવા ન ઉતરવું એટલુ જ નહીં પણ ઉપર કહ્યા તેવા લોકો સાથે વાતચીત કરવાનો કે કોઇ વખતે હરવાફરવાનો પણ પ્રસંગ ન પાડવો. ખરાબ મિત્ર જેમ આપણી અંદર રહી ધીમે ધીમે કોરી ખાય છે તેવી રીતે લુચ્ચા અને હરામખોર માણસો પ્રથમ ઉપર ઉપરથી મીઠું બોલી મોહપાશમાં ફસાવીને ધન અને લોહી ચુસી લે છે મારો કહેવાનો હેતુ એવો છે કે કસાઇના ઘરમાં, ભરજગામાં અગ્નિમના ઘરમાં, યમના સ્થાનકમાં તથા પાણીની પરબમાં ઉતારો ન રાખવો તેમજ ત્યાં લાંબા વખત સુધી વાતોના ગપાટા મારતા બેસી પણ ન રહેવું. બંદીખાનું, ફાંસી દેવાનું સ્થાનક, જુગારીનો અખાડો જ્યાં પોતાનો કોઇવાર પરાભવ થયો હોય તેવું સ્થાનક ભંડાગાર તથા અન્યના અંતઃપુરમાં આશ્રય ન લેવો જે સ્થાન મનને પ્રથમ દૃષ્ટિએ જ અણગમો ઉપજાવે એ સ્થાનનો પરિત્યાગ કરી દેવો. સ્મશાનમાં શૂન્ય સ્થાનકમાં, બજારમાં ફોતરાં તથા સુકું ઘાસ જ્યાં છવાયેલું પડ્યું હોય તેવા સ્થાનમાં, આવતા-જતાં કલહ ઉપજાવે એવા સ્થાનકમાં, કચરા કીચડવાળા મકાનમાં, ખારી ભૂમિમાં, વૃક્ષની ઉપર, પર્વતની ટુંક ઉપર નદી અથવા કુવાને કાંઠે રાખ, વાળ, ખોપરી તથા અંગારા જે જગ્યાએ પડ્યા હોય તેવા સ્થાને પણ આરામ લેવા ન ઉતરવું એવો ડાહ્યા પુરૂષોનો નિર્વિવાદ અભિપ્રાય છે

શિષ્ય—આપે ઘણીખરી વહેવારિક બાબતોના સમા

**શિષ્ય**—ખરેખર, ગૃહસ્થોએમ સલત ચલાવવાને માટે કેવુ સ્થાન પસ દ કરવું તે તો પ્રત્યેકે જાણવુ જ જોઇએ

**સૂરિ**—જયા ઉપરનો ભાગ ઉઘાડો ન હોય, પેસવા-નીકળવાનુ દ્વાર એક જ હોય, ચોકી વાળાની બેઠકપણ દૂર હોય, શ કા પ્રમુખ કરવા જેવુ કાઇ ન હોય, સ કડાસ ન હોય ત્યા મસલત કરવાનું સ્થાનક ગૃહસ્થોએ નક્કી કરવુ જોઇએ આવા સ્થાનકમા બહુ થાભલાઓ ન હોય તે પણ તપાસવુ, કારણ કે થાભલાની વચમા કોઇ ભરાઇ બેસે અને ખાનગી વાતનો ભેદ પામી જાય તો મનોરથના બધા કિલ્લાઓ તૂટી પડે મસલતના સ્થાનની દીવાલો તેમજ ગોખ પણ એવા ન હોવા જોઇએ કે જેમાથી બોલનારના શબ્દો સ્પષ્ટપણે બહાર નીકળી જાય રાજાઓ બનતા સુધી ભોયરામા અથવા દૂરના જ ગલોમા જઇ મસલત ચલાવે છે તે એ જ હેતુથી રાજા મસલત ચલાવવા માટે પોતે એકલો ખાનગી સ્થાનમા જતો નથી, પણ પોતાની સાથે ત્રણ અથવા પાચ વિશ્વાસુ મ ત્રીઓને પણ લઇ જાય છે એકાતમા વિશ્વાસઘાત થવાનો કુદરતી રીતે જ ડર લાગ્યા કરે છે એટલા માટે બહુ દૂરના નિર્જન સ્થાનમા મસલત ચલાવવા જવુ હોય તો કોઇ વિશ્વાસુ મિત્ર કે અનુચરને સાથે લેવો એ ઠીક ગણાય બની શકે ત્યાસુધી આળસુ, વેષધારી, દીર્ઘસૂત્રી અને ક્ષુદ્રબુદ્ધિના મનુષ્યોની સાથે મસલત ન કરવી, કારણ કે તેવાઓની સાથે મસલત ચલાવવાથી કઇ મહત્ત્વનો લાભ મળતો નથી જેઓ પોતે જ

રજુ કરવાની છે અત્યારસુધી આપણે જે એક વિષયને લક્ષમાં રાખી વાર્તાલાપ ચલાવતા તેમ આજના વિષયમા નહિ બની શકે, કારણ કે હું કઈ એક જ બાબત ઉપર વિશેષ કથન નથી રજુ કરવા ઇચ્છતો. મતલબ એ છે કે ભિન્ન ભિન્ન વિષયો ઉપર ચર્ચા ચલાવવાની હોવાથી એક વાતનો બીજી વાત સાથે સબંધ ન જણાય તો તેથી અકળાશો નહીં. એ વાત તો પ્રકટ જ છે અને તે એ કે વિષયને એકબીજા સાથે ભલે દેખીતો સબધ ન હોય, તો પણ જીવનને તો એ બધી વાતો સાથે એક સરખો સબંધ રહેલો જ છે

શિષ્ય—મને તેમા હરકત નથી ખાસ પૂછવા જેવું હશે તો જ આપને પ્રશ્ન કરીશ બાકી આપના અસબદ્ધ જણાતા ઉપદેશને માટે મારૂં હૃદય તો ખુલ્લુ જ રહેશે એવી ખાત્રી આપું છું.

સૂરિ—અસ્તુ ! આપણે આજ સુધી જે સ્થળે જ્ઞાન ચર્ચા કરતા આવ્યા છીએ તે સ્થળ એક ધર્મસ્થાનક તરિકે પ્રસિદ્ધ છે જ્યાંના આપણી જ્ઞાનગોષ્ઠી ચાલતી હોય તેવે વખતે ગમે તે આવીને બેસી જાય અને પોતાની બુદ્ધિ કે યોગ્યતા અનુસાર બોધામૃતના બે—ચાર બિંદુ લઈ જાય એમાં આપણને કશી હાનિ ન જ હોય, બલ્કે એવો પ્રસગ આનદ ઉપજાવે એમ કહુ તો પણ અતિશયોક્તિ ન ગણાય, પરંતુ ગૃહસ્થ પુરૂષની તમામ વાતો પ્રકટમાં જ કરવા જેવી હોય એમ નથી બનતુ તેમને મશહલત ચલાવવાને માટે ખાસ સ્થાનોની પસંદગી કરવી પડે છે

**શિષ્ય**—ખરેખર, ગૃહસ્થોએમ સલત ચલાવવાને માટે કેવું સ્થાન પસ દ કરવું તે તો પ્રત્યેકે જાણુવુ જ જોઇએ

**સૂરિ**—જ્યા ઉપરનો ભાગ ઉઘાડો ન હોય, પેસવા-નીકળવાનુ દ્વાર એક જ હોય, ચોકી વાળાની બેઠકપણ દૂર હોય, શ કા પ્રમુખ કરવા જેવુ કાઇ ન હોય, સ કડાસ ન હોય ત્યા મસલત કરવાનુ સ્થાનક ગૃહસ્થોએ નક્કી કરવુ જોઇએ આવા સ્થાનકમા બહુ થાભલાઓ ન હોય તે પણ તપાસવું, કારણ કે થાભલાની વચમા કોઇ ભરાઇ બેસે અને ખાનગી વાતનો ભેદ પામી જાય તો મનોરથના બધા કિલ્લાઓ તૂટી પડે મસલતના સ્થાનની દીવાલો તેમજ ગોખ પણ એવા ન હોવા જોઇએ કે જેમાથી બોલનારના શબ્દો સ્પષ્ટપણે બહાર નીકળી જાય રાજાઓ બનતા સુધી ભોયરામા અથવા દૂરના જ ગલોમા જઇ મસલત ચલાવે છે તે એ જ હેતુથી રાજા મસલત ચલાવવા માટે પોતે એકલો ખાનગી સ્થાનમા જતો નથી, પણ પોતાની સાથે ત્રણ અથવા પાચ વિશ્વાસુ મ ત્રીઓને પણ લઇ જાય છે એકાતમા વિશ્વાસઘાત થવાનો કુદરતી રીતે જ ડર લાગ્યા કરે છે એટલા માટે બહુ દૂરના નિર્જન સ્થાનમા મસલત ચલાવવા જવું હોય તો કોઇ વિશ્વાસુ મિત્ર કે અનુચરને સાથે લેવો એ ઠીક ગણાય બની શકે ત્યાંસુધી આળસુ, વેષધારી, દીર્ઘસૂત્રી અને ક્ષુદ્રબુદ્ધિના મનુષ્યોની સાથે મસલત ન કરવી, કારણ કે તેવાઓની સાથે મસલત ચલાવવાથી કઇ મહત્ત્વનો લાભ મળતો નથી જેઓ પોતે જ

આળસુ દીર્ઘસૂત્રી અને રોગી હોય તે આપણું કાર્યક્ષેત્ર દૂર કરવામાં કેવી રીતે ઉપયોગી થાય? મસલતના સભાધર્મ

બીજી પણ એક વાત લક્ષમા રાખવા જેવી છે. મસલત પૂરી થઇ જવા છતાં ત્યાંને ત્યાં લાંબો વખત બેસી રહે વાથી કોઇ આવતા-જવા પથિકને શંકા કરવાનું કારણ પ્રાપ્ત થાય છે અને મસલત કરનારના સભાધર્મ વિવિધ વિચિત્ર અફવાઓ બહાર આવે છે. જગતમા ભિન્ન ભિન્ન પ્રકૃતીવાળા અસંખ્ય મનુષ્યો હોય છે. તેઓ પોતાની ક્ષુદ્ર બુદ્ધિ અનુસાર કલ્પનાઓ કરે છે અને આપણા ઉચ્ચ ઉદ્દેશોને પણ વ્યર્થ બનાવી દે છે. એક સ્થળે કહ્યું છે કે-જે સમાજમાં લોભી, સુખના લોલુપી અને કૃપણ લોકો મોટા પ્રમાણમાં વસતા હોય છે તે સમાજ પોતાનું કલ્યાણ સાધી શક્તો નથી. વિચાર કરો કે જ્યાં સૌ કોઇ પોતપોતાની સુખ સગવડ અને સમૃદ્ધિ વધારવામા આતુર જેવા બની ગયા હોય ત્યા પોતાના અન્ય ધર્મબંધુઓનો ઉદ્ધાર કરવા જેટલો ખ્યાલ પણ કેમ ઉદ્ભવે? જે સમાજમાં આત્મભોગ, પરહિત અને ત્યાગના તત્વો અદ્રશ્ય થઇ ગયા હોય તે સમાજ છિન્ન ભિન્ન થઇ જાય, એના ચોક્કસ દાખલા ઇતિહાસના પ્રક્ર-ણોમાં મળી આવે છે

"હું નિર્બળ છું મારાથી શું થઇ શકે?" એવા નિર્બળતાના વિચારોને હૃદયમાં સ્થાન આપવાથી થોડી-ઘણી શક્તિ હોય છે તે પણ લુપ્ત થઈ જાય છે. એક વિદ્વાન નીતિ

કારે તો એટલે સુધી કહ્યુ છે કે વિવેકી પુરૂષે હમેશા મ્હોટા મનોરથો કરવા, કારણ કે દૈવ પણ જેના જેવા મનોરથો હોય છે તેવા જ ફળો આપવાને નિરંતર પ્રયત્ન કરે છે નિરાશા અને દુઃખથી દબાઈ ન જતા સંસારયુદ્ધમા પ્રસન્નમને સદા તત્પર રહેનાર ગૃહસ્થ સર્વત્ર વિજયી નીવડે છે. કલેશ કે દુઃખને તાબે થઇ જવાથી કલેશાદિ આપત્તિઓ ચાલી જતી નથી ઉલટું તે પોતાનો ભયંકર પ્રભાવ દાખવી મનુષ્યોનુ સત્વ ચુસી લે છે ગમે તેવી વિપત્તિ આવી પડે તો પણ પુરૂષાર્થી જનોએ પોતાનું કર્ત્તવ્ય ન ચૂકવુ કર્તવ્યશીલ પુરૂષ વહેલો યા મ્હોડો આખરે વિજયલક્ષ્મીની વરમાળ પહેરવા ભાગ્યશાળી થાય છે કાયર કિંવા બીકણ મનુષ્યો કે જેઓ નજીવી આફત દૂરથી જોઇને ગભરાઇ જાય છે, તેઓ પોતાના પૂર્વના ઉદ્યમના ફળને પણ ગુમાવી બેસે છે કેટલાક કળાવાન અને વિચારવાન મનુષ્યો પણ બ્હારથી જોતા એવા નિર્બળ અને કાયર જેવા જણાય છે કે તેમને જોઇ આપણને દયા આવ્યા વિના ન રહે. સંસારીઓની મધ્યમા આવા ભોળા—ભદ્રિક પ્રાણીઓ અણધાર્યા છુદાઇ જાય છે

**શિષ્ય**—આપનું કહેવુ યથાર્થ છે, પણ તેથી બચવાનો કઇ ઉપાય બતાવશો ?

**સૂરિ**—જયની વાછા કરનાર પુરૂષે સર્વ કાર્યોમા પોતાનું સામર્થ્ય બતાવી આપવુ જોઇએ "અમે લોકોના પાદપ્રહાર નીચે ચગદી જવાને માટે ઉત્પન્ન નથી થયા, પણ કઇક

કરી બતાવવાને આ જગતમાં અમારૂ અવતરણ થયું છે”
એમ છાતી ઠોકીને દ્રષ્ટાંતોદ્વારા સંસારને સિદ્ધ કરી આપવું
જોઇએ. સારા કળાવાન્ મનુષ્યો પણ તેમની અંધારી કોટ
ડીમાં ભૂખે પડ્યા રહેતા અને ગમે તે રીતે જીવન નીભાવતા
જોવામા આવે છે શું તેઓ ધારે તો સ્વાર્થની સાથે જગત
ઉપર ઉપકાર ન કરી શકે? પણ નહીં, તેઓ પોતાનું આત્મ
વીર્ય સ્ફુરાવી બ્હાર મેદાનમાં આવી શકતા નથી અને તેથી
તેમના કાર્યની કદર પણ થઇ શકતી નથી. એટલા માટે જ
એક સ્થળે વાજબી રીતે કહેવામાં આવ્યુ છે કે ડાહ્યા પુરૂ
ષોએ ઉત્તમ એવી કંઈક પણ પોતાની પ્રસિદ્ધિ રાખવી. કોઇ
પણ કળાવાન–કસબી મનુષ્યે અંધારા ખુણામાં પડી રહી જીવ
નને વ્યર્થ જેવુ નહીં બનાવી દેવુ જોઇએ. જગતમા કેટલીક
વાર ખોટા આડંબર કરવાની પણ જરૂર પડે છે એકલી સર
ળતાથી કામ નથી આવતુ એટલા વાસ્તે પોતાના મનની
સરળતા-અક્રિયતા સર્વ સ્થળે પ્રગટ થઇ જાય એવો દેખાવ ન
કરવો. વ્યવહારના ક્ષેત્રોમાં જ્યાં જ્યાં ધૃષ્ટતા અને આડંબરની
જરૂર જણાય ત્યાં ત્યાં તેનો આશ્રય લેવો જોઇએ. આડંબર ન
રાખનાર માણસની માત્ર માનખંડના થાય છે; માટે બુદ્ધિ
શાળી પુરૂષે પોતાનો આડંબર કોઈ પણ સ્થળે ન મૂકવો

કેટલાક ગૃહસ્થો પોકળપણા મીઠા શબ્દો સાંભળી ગમે
તેની ઉપર વિશ્વાસ મૂકી મુગ્ધ થઈ જાય છે સંસારના વીષમ
સમાગમમાં એવી વિશ્વાસ નિમગ્નતા ભયંકર થઈ પડે છે વિ

વેદી પુરૂષો બારીક કસોટી કર્યા વિના કોઇની ઉપર વિશ્વાસ રાખતા નથી તેમા પણ કેવલીભાષિત ધર્મની ઉત્થાપના કરનારા, પોતાનો મત સ્થાપવાના કદાગ્રહથી આર્ત્ત, રૌદ્ર ધ્યાન કરનારા, પાખડી, નિર્દય, યવન દેશના રહીશ, ઠગ, એક વાર આપણી સાથે લડેલા-ઝઘડેલા, બાળક, સ્ત્રીઓ, સોની, જળ, અગ્નિ, સ્વામી, અસત્ય બોલનારા, નીચ લોકો, આળસુ, પરાક્રમી, લડવૈયા, કૃતઘ્ન, ચોર અને નાસ્તિક એટલા લોકોનો કોઈ કાળે પણ વિશ્વાસ ન જ કરવો, એમ આપણા પ્રાચીન ગ્ર થોમા અનેક પ્રસ ગોએ પૂરવાર કરવામા આવ્યુ છે. આ ઉપરથી સત્પુરૂષોનો પણ બિલકુલ વિશ્વાસ ન કરવો એમ માની લેવાનુ નથી આપણે જેની પાસે હ મેશા રહેતા હોઇએ, પ્રસ ગોપાત જેમની પાસે નિર તર આવ-જા થયા કરતી હોય અને જેમનામા ઠરેલપણુ વિગેરે ગુણોની ખાત્રી થઇ ચૂકી હોય તેમની સાથે વિશ્વાસયુકત પ્રસ ગો પાડવામા વાધો ન લઇ શકાય સમાગમ વિના પુરૂષની કે સ્ત્રીની પરીક્ષા થતી નથી. એટલા માટે પ્રથમ સામાન્ય પ્રસંગો પાડી અમુક માણુસ વિશ્વાસપાત્ર છે કે નહીં તેનો નિર્ણય કરવો અને ત્યારપછી તદનુસાર વર્તન રાખવુ પરિચય અથવા સ ત-સમાગમના પરિણામે જો કોઇ શાત-ક્ષમાશીલ અને ત્યાગી પુરૂષના સત્સ ગનો લાભ મળે તો તેને જીવનનું એક મહદ્ભાગ્ય માનવુ. એવા પુરૂષો ઉપર વિશ્વાસ કિવા શ્રદ્ધા મૂકવામા કોઇ જાતનો બાધ નથી ક્ષમાશીલ પુરૂષો જગતમાં બહુ

દુર્લભ છે તેઓ જગતના આક્ષેપો અને સકટો મુખે મ્હોડે સહન કરવાને ટેવાયેલા હોવાથી આપણા અસભ્ય વ્હેવારને માટે વાંધો ઉઠાવતા નથી; પરંતુ એનો અર્થ એવો તો ન જ થવો જોઇએ કે ક્ષમાશીલ પુરૂષ પ્રત્યે નિર્દય-ક્રૂર બનવું એ સાહસલાભત છે સુગંધી ચંદનનું મર્દન કરવા છતા ચંદન તો આખર સુધી પોતાનું કર્તવ્ય બજાવે જાય છે અને જગતને સુગંધી પૂરી પાડે છે સત્પુરૂષો પણ તેવી જ રીતે પોતાનો ધર્મ બજાવે છે પરંતુ આપણે તેમના પ્રત્યે જેમ બને તેમ ભક્તિવાન અને શ્રદ્ધાવાન બનવાની કોશીષ કરવી જોઇએ. મલય પર્વત ઉપરના સાગના તથા બીજા એવા વૃક્ષો ચંદનના સંગમાં રહેવાથી ચંદન સરખા જ બની જાય છે એવી કિંવદન્તી છે જો જડ પદાર્થ આવી રીતે સમાગમનો ઉત્તમ લાભ લઇ એ લાભ ચિરસ્થાયી રાખી શકતા હોય તો મનુષ્ય પ્રાણીએ મહાપુરૂષોની સારી સોબતનો લાભ લઈ આત્મકલ્યાણ કરવા શા માટે ઉજમાળ ન થવું ! મ્હોટા પંડિતો ધર્મશાસ્ત્રના પારંગત પુરૂષો, સારા ઉપદેશકો અને પ્રૌઢ જનના પુરૂષોની સેવા કરવાનો પ્રસંગ ક્વચિત્ જ પ્રાપ્ત થાય છે એવો પ્રસંગ ભાગ્યયોગે પ્રાપ્ત થાય તો તે સાર્થક કરવા ચાહવું નહીં. મ્હારથી સારા લાગતા માણસના વચનમાં અથવા વ્યવહારમાં શિથિલતા-દંભ કે વ્યવહારથી વિરૂદ્ધ વર્તન જોવામાં આવે તો શાણા પુરૂષોએ તેથી ભરમાઇ નહીં જતાં એવા મનુષ્યોનો સમાગમ વર્જવો; કારણ કે જે માણસ

પોતાનું હિત કે કલ્યાણ ન કરી શકે તે આપણું કલ્યાણ શી રીતે કરે ? સજ્જનની પરીક્ષા કરવામા તેના હીનકુળનો બહુ લાબો ખ્યાલ દોડાવવાની આવશ્યકતા નથી હીનકુળમા ભાગ્યદોષને લીધે મનુષ્ય ઉત્પન્ન થાય તેથી કરીને તે હીન જ હોય અને સદા હીન જ રહે એમ કઇ જ નથી ગમે તેવા કુળનો માણસ પોતાના પરાક્રમથી, તપસ્યાથી, જ્ઞાનથી અને ધનથી ક્ષણમાત્રમા સારા કુલીન લોકોમા ગણાય છે જ્યારે એથી ઉલટુ અપકર્મો–પાપકર્મો અને ભયકર આચારોથી ક્ષણમાત્રમા પોતાની કુલીનતા ગુમાવી દે છે ઉત્તમ દરજ્જે ચડતી વખતે મનુષ્ય માત્રે એક સાવચેતી રાખવી જોઇએ. જે પદાર્થ જેટલો ઉચો ચડે છે તેટલો જ પાછો કાળપ્રભાવે કે અન્ય કોઇ અદૃષ્ટ કારણે પાછો પડે છે મનુષ્યના સબધમા પણ પ્રાય તેમજ બનતું જોવામા આવ્યુ છે અને આવે છે. વિધિની અનુકૂળતાને લઇને ઉચે દરજ્જે ચડેલા પુરૂષો જ્યારે અધપાત પામે છે ત્યારે તે તેમને અસહ્ય થઇ પડે છે ધન, દોલત અને વૈભવના ગિરિ–શિખરે ચડી પાછુ નીચે પડવાનુ પ્રાપ્ત થાય તો તેવે વખતે ચિત્તને ખૂબ દૃઢ બનાવી સસારની અનિત્યતા અથવા અસ્થિરતા ચિતવી પ્રસન્નતાપૂર્વક સઘળુ વેદી લેવુ જોઇએ જો તેટલુ સામર્થ્ય અતરાત્મામા ન હોય તો બહેતર છે કે ઉન્નતિના શિખરે પહોચવા કરતા મધ્યમ સ્થિતિમા જ સતુષ્ટ બની સરળતા અને સાદાઇમા જ ખરૂ સુખ માની લેવુ

મારૂં કુળ કેવુ ? મેં શાસ્ત્રનો કેટલો અભ્યાસ કર્યો છે ?

મારે આજે ખાસ કરીને કયાં કયાં કર્તવ્યો કરવાનાં છે? મારી આવક અને ખર્ચ કેટલી છે? મારા વચનમાં કેટલી શક્તિ રહેલી છે? મારે કેટલો શ્રમ લેવાનો છે? મારો બુદ્ધિવૈભવ કેટલો છે? મારી શક્તિ કેટલા પ્રમાણમાં છે? મારા દુશ્મનો કયા કયા છે? હું કોણ છું? હમણાં કેવો કાળ વર્તે છે? મારા હાથમાં કેવાં કેવાં સાધનો છે? મારા સહાયકો કોણ કોણ છે? મારા કાર્યનું પરિણામ શું આવશે? દેશ તથા કાળની આખા સમાજ ઉપર કેવી અસર થઇ રહી છે? મારી સામગ્રી કેટલી છે? મારા વિરોધીઓ મને અમુક વિષયમાં ઝીપી લેવાનો પ્રયત્ન કરે તો તેમની સામે કેવા ઉત્તરો તૈયાર રાખવા? આવી અને બીજી અનેક બાબતો ગૃહસ્થોએ વિચારવી જોઇએ. અવિચારીપણે જ્યાં ત્યાં પ્રવેશ કરવાથી આખરે માનહાની થાય છે એટલું જ નહીં પણ જે કંઇ સાધન-સામગ્રી પાસે હોય તે પણ ગુમાવી દેવી પડે છે. વિચાર એ જ મનુષ્યોનું મનુષ્યત્વ છે. ભવિષ્ય માટે તૈયારીઓ કરવી અને એ તૈયારીઓ બરાબર થાય એટલા માટે પોતાનો વર્તમાન અને ભૂતકાળ બરાબર વિચારવો એ ડાહ્યા પુરૂષોનું પ્રધાન લક્ષણ હોય છે. જેઓ ઉપર કહ્યા તેવા પ્રશ્નો વિચારી અગાઉથી તેના નિર્ણયો કરી રાખે છે તેઓ વ્યવહારમાં ક્વાપિ નાસીપાસ થતા નથી. જીવન એક પ્રકારનો સંગ્રામ છે. સંગ્રામમાં-યુદ્ધમાં જતાં પહેલાં સૈનિક જેવી રીતે પોતાના સામર્થ્ય અને સાધનની બધી તૈયારીઓ કરી લે, તેવી જ રીતે મનુષ્ય માત્રે વ્યવહાર

સંગ્રામમા પડતા પહેલા આસપાસની તમામ પરિસ્થિતિનો એકાગ્રચિત્તે વિચાર કરી લેવો જોઇએ પોતાની શક્તિ ઉપર હદ ઉપરાતનો વિશ્વાસ રાખનાર મનુષ્ય જેવી રીતે ખુવાર થાય છે, તેવી જ રીતે પોતાની શકિત ઉપર લેશમાત્ર વિશ્વાસ નહી રાખનાર મનુષ્ય પણ ખુવાર થાય છે પોતાની યથાર્થ શકિત અને સાધનના સબધમા યોગ્ય અભિમાન હોવુ એ વિજયની અર્ધી ખાત્રી છે વિજયની પ્રાપ્તિમા વિઘ્ન નડે તો તેથી નિરાશ ન થવુ આશાની સાથે નિરાશા તો વળગેલી જ છે. એ દ્વદ્વોનો નાશ થઇ શકે તેમ નથી જેમ સુખની સાથે દુ.ખ, આનદની સાથે શોક, એક બીજાની પાછળ લાગેલા જ છે, નેવી રીતે લાભ અને હાનિ, જય અને પરાજયના સબ-ધમાં પણ સમજી લેવું મનુષ્યે પોતાથી બને તેટલો પ્રયત્ન કરવો પરિણામ તો હમેશા પૂર્વના સચિતાનુસાર જ આવી મળે છે જો આપણને એમ લાગે કે કોઇ એક પ્રકારનો દૈવી ઉપદ્રવ અથવા માનુષી વિરોધ સદતર નડ્યા કરે છે તો દૈવી ઉપદ્રવ દૂર કરવાને પુણ્યકાર્ય—શાતિકર્મ કરવા અને માનુષી ઉપદ્રવ હોય તો તે પોતાનાં બળ અને બુદ્ધિ—પરાક્રમથી દૂર કરવો, પરતુ હતાશ થઇને લમણે હાથ મૂકીને બેસી તો ન જ રહેવુ ઉત્તમ પુરૂષો વિઘ્નથી પુનઃ પુન પરાભૂત થવા છતાં પોતાના પ્રારબ્ધ કાર્યને કદિ પણ ત્યજતા નથી આખર સુધી પ્રમાણિકતા અને સત્યનિષ્ઠાપૂર્વક તે હેતુને વળગી રહે છે તમારે પણ એવી જ રીતે ઉત્તમ પુરૂષની કોટીમા પ્રવેશ કરવાનો ઉત્સાહ દર્શાવવો જોઇએ

મનુષ્ય એક સામાજિક પ્રાણી છે તે એકલો રહી શકતો નથી તેને પોતાના કુટુબીઓ, સગાસબંધીઓ અને આડોશીપાડોશીઓ સાથે વ્યવહારિક સબંધીમાં આવ્યા વિના ચાલતું નથી. સમાજમાં રહેનારે પોતાના સુખ–સગવડની સાથે પોતાની આસપાસના સગા–સ્નેહીઓના સુખ-સગવડનો પણ વિચાર કરવો જોઇએ. જો તે તેમ ન કરે તો તે મહાસ્વાર્થી ગણાય અને સ્વાર્થાંધ મનુષ્ય આ જગતમાં તો સર્વનો ધીક્કારપાત્ર થઇ પડે છે તે ઉપરાંત તે પોતાના આત્માને પણ ભયંકર અધોગતિએ લઇ જાય છે સમાજમાંના એક પ્રાણી તરિકે મનુષ્યે ઘણાં ઘણાં સબંધો પાળવા આવશ્યક છે 'આપણે કોઇને વચન આપ્યુ હોય તો તે ગમે તે ભોગે પણ પાળવુ " એ વાત જ્યાં સુધી સમાજમાં પ્રતિષ્ઠા પૂર્વક રહેવુ હોય ત્યાં સુધી ખાસ સ્મરણમાં રાખવી. તેની સાથે એક નીતિકાર એમ પણ કહે છે કે–" કબૂલ કરેલા વચનનો ભંગ, ગઇ વસ્તુનો શોક અને કોઇનો નિદ્રાભંગ એ વણુ વાનાં કોઇ કાળે પણ ન કરવા. " આ સ્પષ્ટ કથન વિષે હું ધારૂં છું કે વિશેષ વિવેચનની જરૂર નથી

શિષ્ય—સમાજમા હમેશાં જ્ઞાતિના અને કુટુંબના ઝગડા તો ચાલતા જ હોય. અમારે સમાજના એક અંગ તરિકે કેવું વર્તવુ લેવું ?

સુરિ—જે વ્યક્તિ પોતાની છતી શક્તિએ જ્ઞાતિ, કેમ કે કુટુંબના દુઃખ–કષ્ટ દૂર કરવાનો પ્રયત્ન ન કરે તે જાતિદ્રોહી

ગણાય સમાજના એક અંગ તરિકે જો આપણે ગણાવા ઇચ્છતા હોઇએ તો જાતિ કે કોમના સુખ-દુ ખને આપણે પોતાના જ સુખ-દુ ખ માની લેવા જોઇએ પેટને કંઇ પીડા થતી હોય તો હાથ-પગ વિગેરે અવયવો શુ બેદરકારપણે બેસી રહે ખરા? શુ તે વખતે આખ—કાન-નાક-જીભ વિગેરે મળી પેટને કહેવા લાગી જાય કે-"સારૂ સારૂ ખાવાનુ તો તું ભરી રાખે છે, અમે તારા દુ ખમા શા માટે મદદ કરીએ?" અ ગાગીભાવમા એવા વિવાદને સ્થાન નથી સમાજના એક અંગ તરિકે આપણે સમાજના દુ.ખ-કષ્ટની અવગણના ન કરવી જોઇએ કોમ કે જ્ઞાતિમા જો કલેશ અને કુસ પ ચાલતા હોય તો કોમના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરિકે તમારે તે કલેશ-કુસ પ દૂર કરવા એ તમારૂ અન્યતમ કર્ત્તવ્ય છે કોમની નિ દા અથવા અવનતિ એ તમારી પોતાની જ નિ દા અથવા અવનતિ છે કોઈ પણ કોમમા જ્યારે કુસ પ વધે છે ત્યારે બ્હારના લોકો કોમની નિ દા તો કરે છે જ, પર તુ તેની સાથે કોમના પ્રતિષ્ઠિત આગેવાનો અને માનનીય ગૃહસ્થોની પણ અપકીર્ત્તિ કર્યા વિના રહેતા નથી, અને એમ બને એ તદ્દન સ ભવિત છે સારાશ એ છે કે જ્ઞાતિની, સ ઘની કે સમાજની કુસ પ-કલેશવાળી સ્થિતિ સુધારવાનુ નિરતંર લક્ષ રાખવુ જોઇએ "જ્ઞાતિમા કુસ પ ચાલે છે એમા અમને શુ ?" એમ વિચારી ઉપેક્ષા ન કરવી એક સ્થળે કહ્યુ છે કે-"જ્ઞાતિઓ એક-બીજાની સાથે કલેશ-કુસ પ કરવાથી પ્રાયઃ

પાલમાલ થઇ જાય છે તે જ જ્ઞાતિ જો એક-બીજાની સાથે સંપ અને સદ્‌ભાવપૂર્વક વર્તન-વ્યવહાર રાખે તો જળમાં જેમ કમલિની વધે તેમ વૃદ્ધિ પામે. આપણી જ્ઞાતિઓ, જળમાં કમલિની વધે અને પૂર ભરાવાથી ખીલે તેવી રીતે જ્ઞાતિમાં આગળ વધે અને પ્રફુલ્લિત થાય એવો દરેક પ્રયત્ન જ્ઞાતિના હિતચિંતકોએ અને જ્ઞાતિના સેવકોએ કરવો જોઇએ.

શિષ્ય—જ્ઞાતિમાં વેર-વિરોધ કેમ વધતા હશે અને તે વેર-વિરોધનું નિકંદન શી રીતે થાય ?

સૂરિ—મતભેદને લીધે પ્રાયશ: જ્ઞાતિમાં ભાગ કે તડ પડી જાય છે મતભેદનું ઔષધ થઇ શકતું નથી, કારણ કે મતભેદ અનિવાર્ય છે; પણ જો મતભેદને પરિણામે ઉપજનારાં વેર-વિરોધ અટકાવવાં હોય તો ડાહ્યા મનુષ્યોએ બહુમતીને માન આપી જ્ઞાતિની એકતા જાળવી રાખવી જોઇએ. 'હું જ ખરો, મારૂં ધાર્યું જ થવું જોઇએ' એવો દુરાગ્રહ રાખવાથી કલેશના મૂળ પેદાય છે આપણા પ્રમાણિક મતભેદો ભલે ભલ રજુ કરવા અને જ્ઞાતિબંધુઓને સમજાવવાનો પ્રયત્ન કરવો; પરંતુ અમે તે લોકો તે મતભેદને માન મળવું જ જોઇએ અને તેનો સ્વીકાર થવો જ જોઇએ એવો આગ્રહ જ્ઞાતિના હિતૈષીઓને માટે યોગ્ય ન ગણાય. હું આગળ જ કહી ગયો છું કે સમાજમાં રહેનાર પ્રાણીને ઘણીવાર પોતાની ઇચ્છાઓ મનોરથો અને યોજનાઓના સંબંધમાં સંયમિત થવું પડે છે આવા મતભેદના-પ્રસંગમાં પણ સંયમ, શાંતિ અને

ધીરજતાથી કામ લેવુ એ શ્રેયસ્કર છે વૈર–વિરોધની આગાહી થતા જ કેટલાક ડાહ્યા ગણાતા પુરૂષો જ્ઞાતિની આગેવાનીમાથી ખસી જાય છે, એ પણ ઇચ્છવા યોગ્ય નથી સુજ્ઞ મનુષ્યે સર્વ શુભ કાર્યોમા આગેવાનીભર્યો લાગ લેવા અમુક જોખમે પણ તૈયાર રહેવુ જોઇએ જો આવો ભાગ નિસ્પૃહતાપૂર્વક અને સેવાની ભાવનાથી લેવાય તો તે ઘણું જ ઉત્તમ ગણાય. કપ-ટતાવાળી નિસ્પૃહતા બતાવનાર મનુષ્યો પણ જો પોતાના ઉદ્દેશો ભલી રીતે પાર પાડે છે, તો પછી અ ત કરણપૂર્વક જે માણસ નિસ્પૃહતા ધરાવતો હોય તે સમાજનુ સઘળુ દારિદ્રય જોતજોતામા દૂર કરી દે એમા આશ્ચર્ય પામવા જેવુ શુ છે ? આગેવાનોમા એક ગુણ મુખ્યત્વે હોવો જોઈએ અને તે એ જ કે અનિર્ષા અર્થાત્ આગેવાનમા ઇર્ષ્યા કે મત્સર ન હોવા જોઇએ ઇર્ષ્યા અને મત્સરવાળો આગેવાન જ્ઞાતિરૂપી જહાજને ભરદરીએ લઇ જઇ ઉંધુ વાળી દે છે તેમ કરતાં તેને લેશ પણ આચકો નથી લાગતો, કારણ કે તે પોતે ઇર્ષ્યા, અને મત્સરતાની ડાકણોના પજામાં એવો આબાદ રીતે ફસા-એલો હોય છે કે તેને સારા–નરસાનો વિચાર કરવા જેટલો અવકાશ પણ મળી શકતો નથી એટલા જ માટે કહેવામાં આવ્યુ છે કે સારા પુરૂષોએ ઇર્ષ્યા–મત્સરતાથી કોઇપણ કાર્ય કરવા ઉત્સુક ન થવુ, તેમજ કોઇ સુયોગ્ય પાત્ર પ્રત્યે પણ ઇર્ષ્યા–મત્સરભાવ ધારણ ન કરવો જ્ઞાતિના એક આગેવાન બનવા માગતા હો તો આ સૂત્ર ખાસ સ્મરણમા રાખશો

સમાજના શુભેચ્છકોને શિરે એક બીજી પણ જવાબદારી રહેલી છે. પોતાનો કોઇ મિત્ર કે સ્વધર્મી બન્ધુ આપધારી આફતમાં આવી પડ્યો હોય તો તેને તન-મન-ધનનો ભોગ આપી બચાવવો અને તેને સારી સ્થિતિમાં લાવી મૂકવો એ જ્ઞાતિના સભ્ય તરીકેનું એક મુખ્ય કર્તવ્ય છે. વિચાર કરો કે આપણી પાસે પૂરતી સત્તા અને સંપત્તિ હોય અને એટલું છતાં આપણે આપણા સ્વધર્મી બન્ધુઓ, મિત્રો અને ભાઇ-બ્હેનોને કોઇ પણ રીતે ઉપયોગી ન થઇ શકીએ તો તે સત્તા તથા સંપત્તિ શું કામની? દીન બન્ધુઓ અને બ્હેનોના ઉદ્ધારમાં જ સત્તા કિંવા સંપત્તિની ખરી સાર્થકતા રહેલી છે. બાકી ખાવું-પીવું-એશઆરામ કરવો એ તો કાયર અને ક્રોધી મનુષ્યોથી પણ બની શકે છે, પણ તેમાં કંઈ પુરૂષાર્થ નથી. કોઇ મનુષ્યે દરિદ્રી અવસ્થામાં આવી પડેલા પોતાના મિત્રની, સ્વધર્મી બન્ધુની પોતાની અપેક્ષાએ કુળ મર્યાદામાં અને ગુણમાં શ્રેષ્ઠ દરજ્જાના હોય તેવા માણસની તેમજ વિધવા કે વાંઝણી બ્હેનની યથાશક્તિ આસના-વાસના અવશ્ય કરવી જોઇએ. ગૃહસ્થ ધર્મ યથાયોગ્ય રીતે પાળવા ઇચ્છતા સજ્જનોએ ઉક્ત કથન હંમેશાં સ્મરણમાં રાખવું એટલું જ બસ નથી તેનું પાલન પણ થવું જોઇએ.

શિષ્ય—આ જગતમાં સૌ કોઇ લોકપ્રિય થવા બનતું કરે છે, છતાં કેટલાક લોકપ્રિય થવાને બદલે ઉલટા હાસ્યાસ્પદ થઇ પડે છે તેનું શું કારણ?

સૂરિ—જેઓ આદરમાનપૂર્વક દાન આપી શકે છે, અવસર યોગ્ય રૂડા શબ્દો બોલી લોકોનુ દિલરંજન કરી શકે છે અને પ્રસ ગ પડ્યે ન્યાયયુક્ત શૌર્ય–બળ દર્શાવવામા જેઓ પાછી પાની નથી કરતા, તેઓ ત્રણે જગતને વશ કરે એવા લોકપ્રિય થઇ પડે છે માત્ર મ્હોટી મ્હોટી વાતો કરવાથી અથવા સારા સારા વસ્ત્રાભુષણો સજવાથી કોઇ લોકપ્રિય થઇ શકતુ નથી. મીઠી વાણી, સરળ હ્રદય, ત્યાગ અને સંયમ વગેરે વસ્તુઓ લોકપ્રિયતા સપાદન કરવામા અનિવાર્ય અગત્ય ધરાવે છે સારા વસ્ત્રાભૂષણોની બિલકુલ જરૂર જ નથી, એમ હુ નથી કહેવા માગતો પોતાની પાસે પુષ્કળ દ્રવ્ય હોય અને તેના પ્રમાણમા સાજસજ્જા રાખવી એમા કઇ હરકત નથી, પણ કેવળ પોતાની મ્હોટાઇ દેખાડવાને જે ઉજ્વળ વેશ પહેરે તે લોકોની દૃષ્ટિમા રૂચીકર થઇ શકતો નથી તેની સાથે કૃપણ કે કજુસની માફક છે. હલકા અને ચીંથરેહાલ જેવા મેલાગંદા વસ્ત્રો પહેરવાથી પણ લોકપ્રિયતા પોતાની વરમાળ પહેરાવી દેતી નથી વસ્તુત અસમર્થ હોવા છતા જેઓ સમર્થ પુરૂષોની સામે બાથ ભીડી પાછા પડે છે અને વૈરના કીડાઓને હ્રદયમા નિરતર પોષણ આપે છે, તેઓ પણ લોકપ્રિય થવાને બદલે ઉલટા હાસ્યાસ્પદ જ થઈ પડે છે જે પોતે અદેખાઇથી પૂરેપૂરો ભરેલો હોય છતા સતી સ્ત્રીની વાછા રાખે, નિર્ધન હોવા છતા ગણિકાનો અતિશય પ્રેમપાત્ર બનવાની અભિલાષા રાખે અને વયોવૃદ્ધ થયા છતા બાળવયની કન્યકા

સાથે પાણીગ્રહણ કરવા ઇચ્છે તેવી જાતના મનુષ્યો સર્વત્ર ધિક્કારને પાત્ર બની જાય છે લોકપ્રિય બનવા ચાહતા મનુષ્યોએ આ દોષોનો સર્વથા ત્યાગ કરવો.

શિષ્ય—ખરેખર એવા એવા દોષોને લીધે વખાણ ખાનેવાનો અને પ્રતિષ્ઠિતો પણ પોતાનું માન-પદ-મર્યાદા અને મોભો વિગેરે ગુમાવી બેસે છે

સૂરિ—બીજા પણ અનેક કારણોથી માણસો લોકમાં અપ્રિય થઇ પડે છે જે માણસ નમ્ર માણસોની સાથે વાત અને વ્યવહારમાં એક ચક્રવર્તી રાજાની જેમ મૌન અને ગાંભીર્ય ધારણ કરે જે દુર્બળ લોકોને ઉપદ્રવ કરવાના કામમાં ઘણો ઉત્સાહ ધરાવે અને જે પોતાને બહુમાન મળવાને લીધે ગર્વ અરથી ફુલાઇ જાય તે પોતાની લોકપ્રિયતા ઉપર જ કુહાડાનો ઘા કરે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જે માણસ દુઃખ આવ્યે દીન-ગરીબડું મ્હો કરીને બેસી રહે, જે સુખી અવસ્થામાં પણ ભાવી દુઃખના ભયથી મુઝવણ કરે અને વળી કુકર્મો કરવામાં પાછું વાળીને ન જુવે એવા દુર્બળ ચિત્તવાળા માણસોની તો બાળકો પણ મશ્કરી કરે છે જે ઠગ લોકોના મુખથી પોતાના વખાણ સાંભળી ફુલ ખાઇ બેસે, કીર્તિ મેળવવા માટે કુપાત્રોને ઉત્તેજન આપે અને પોતાનું ખરૂં હિત શેમા રહેલું છે તેનો વિચાર ન કરે એવા માણસો પણ સભામાં માનહીન બની જાય છે જે હું પ્રખર વિદ્વાન છું” એમ સમજી બકબકાટ કર્યા કરે, ‘હું મહાન્ કર્મયોગી છું,” એમ

સમજી પોતાની બડાઇ હાકયા કરે અને " હું શૂરવીર પુરૂષોમાં અગ્રણી છુ" એમ સમજી સૌને પોતાની બેદરકારી દેખાડે તે પુરૂષ અ તે મિથ્યાભિમાનમા ને મિથ્યાભિમાનમા જ ધન–કીર્તિ વિગેરે હારી જાય છે જે માણુસ લક્ષ્મીની પ્રાપ્તિ થવાથી વિકાર પામે, વાચાળતામા જ પાડિત્ય સમાયેલુ છે એમ માની પોતાને પડિતમા ગણાવે અને જોશીના કહેવા માત્રથી પોતે ભવિષ્યમા રાજા થશે એમ માની રાજપદની વાછા રાખ્યા કરે તેઓ પ્રકટપણે મૂર્ખતા બતાવી લોકોમા દયાપાત્ર થઇ પડે છે જે માણુસ કોઇ ન સમજે એવા કલીષ્ટ વચનો બોલી પોતાને કવિ માને, પડિત પુરૂષોની સભામા પોતાના વખાણુ પોતે જ કર્યા કરે અને જે શાસ્ત્રનું નામ સ્વપ્નમા પણુ ન સાભળ્યુ હોય એવા શાસ્ત્રની વ્યાખ્યા કરવા તૈયાર થઇ જાય તે માણુસને લોકો છેટેથી નવ ગજના નમસ્કાર કરી સતોષ માને છે. જે ઘણુા ખુશામતીવાળા મીઠા વચનો બોલી ત્રાસ ઉપજાવે, હસતા હસતા પારકાના મર્મ ભેદવાનો પ્રયત્ન કરે અને પોતે નિર્ગુણી છતા ગુણી પુરૂષોની નિદા કરવામા અગ્રભાગ લે તે માણુસ જનસમુદાયમા કરવતના જેવો ગણાઇ જાય છે અર્થાત્ તેની જીભમા કરવતની માફક માત્ર ગમે તેમ કાપી નાખવાની જ શક્તિ છે, એમ બધે મનાઇ જાય છે. જે પોતે અવિદ્વાન છતા મ્હોટી બૂમો પાડી પોતાની વિદ્વત્તા જાહેર કરવા મથે, જે કૃપણુ પુરૂષ પાસેથી પણુ મ્હોટા ધનના અદલાની ઇચ્છા રાખે અને અવસર જાણ્યા વિના જ્યાં ત્યાં

માણુ મારે તેવા માણસો પણ આકરા થઈ પડે છે ઉપર કહ્યા તે દોષોમાંથી એક દોષ પણ હોય તો તે મારે અનર્થકારક થાય છે અપેક્ષા લોકપ્રિય થવું હોય અને એ રીતે લોકહિત કરવું હોય તો ઉક્ત વિવેચનમાં મનુષ્યની જે ખામીઓ બતાવવામાં આવી છે તે ઉપર વિચાર કરશો અને દોષો હોય તો તેનું પ્રક્ષાલન કરી દોષોના સ્થાને ગુણનો અભિષેક કરાશે તો આપનો શ્રમ સાર્થક થશે.

શિષ્ય—પરંતુ લાંબા કાળના દોષો દૂર કરવા એ કંઈ સહજ નથી. આપના જેવા કૃપાળુ મહાત્માઓના કૃપા-પ્રસાદે કદાચ તેમ બની શકે, પરંતુ અમે પોતે અમારી જાતને સુધારીએ એ તો અશક્ય જેવું જ લાગે છે

સૂરિ—ગુરુઓ તો માત્ર અંગુલીનિર્દેશ કરે. બાકી પોતાના આત્માને કુમાર્ગે જતો અટકાવવામાં તો સૌ સૌનો આત્મા જ મુખ્ય ભાગ ભજવે છે તમને બીજો કોઈ આવીને સુધારી દે એમ જો માનશો તો તમે કોઈ કાળે પણ તમારો ઉદ્ધાર નહીં કરી શકો. આત્માનો ઉદ્ધાર આત્મા જ કરી શકે છે તે સ્થળે બહારની મદદો કંઈ વિશેષ કામ નથી કરી શકતી. સમુદ્રમાં જ્યારે ભરતી આવે છે ત્યારે જોનારને ક્ષણવાર એવો ભાસ થાય છે કે આ મોજાંઓ આખા વિશ્વનો નાશ કરી જશે કે શું? પરંતુ પોતાની મર્યાદાએ પહોંચ્યા પછી ભરતીનાં મોજાંઓ પોતાની મેળે જ પાછાં ફરે છે અને વિશાળ

સમુદ્રમા સમાઇ જાય છે વિચાર કરો કે આ ભરતીને કોણ અટકાવે છે? સમુદ્ર પોતેજ કે બીજુ કોઇ? જો સમુદ્રની પ્રચડ ભરતીને સમુદ્ર પોતે જ અટકાવી શકે છે, તો પછી મનુષ્ય માત્ર પોતાની કુત્સિત પ્રવૃત્તિઓને કેમ પાછી વાળી ન શકે?

શિષ્ય—આપની યુક્તિ એવી સજ્જડ હોય છે કે તેની સામે કઇ બોલવા જેવુ જ રહેતુ નથી

સૂરિ—હવે સારા અને સમાન્ય ગણાતા ગૃહસ્થો પણ કેવી રીતે ખુવાર થઈ જાય છે તે વિષે બે શબ્દો કહી આજનો આ વિશેષોદેશ સમાપ્ત કરીશુ

શિષ્ય—ઘણા માનનીય અને અખૂટ લક્ષ્મીસંપન્ન ગૃહસ્થોને મે દરિદ્રાવસ્થામા ટળવળતા અને પોતાના વિવિધ પાપોનો પશ્ચાત્તાપ કરતા પ્રત્યક્ષ નીહાળ્યા છે, પરતુ એવી શોચનીય સ્થિતિ પ્રાપ્ત થવામા શુ કારણો હશે તેની પુરેપુરી કલ્પના થઇ શકી નથી આજે આપે એક એવા વિષયની અવતરણા કરી છે કે જે ગૃહસ્થને એ વિષય સાભળવાનો પ્રસગ મળે તે ખરેખર જ પોતાને ભાગ્યશાળી સમજે

સૂરિ—પ્રમાણિકતા અને નીતિની રક્ષા કરી શકાય એવા વ્યાપાર-ધંધા છોડી દઇ ચોરી-જુગારી જેવા હીણા ધંધામા બહોળુ દ્રવ્ય પ્રાપ્ત થશે એવી જે કોઇ આશા રાખે, સતી શકિતએ ઉદ્યમ કરવામા આળસ રાખે, ફળ મેળવવાનો વખત આવે તે જ અવસરે ભોગવિલાસમાં પડી રહી કાળને

વ્યય વીતાવી દે, યોગ્ય સમય ન હોય ત્યારે ફોગટને શ્રમ લે; શત્રુઓની મધ્યમા રહેવા છતાં તેમના તરફ જોઇએ તેટલો સાવચેત ન રહેતા ઉલટો તેમનો વિશ્વાસ રાખે; તેવો માણસ લક્ષ્મી કે ઉન્નતિ મેળવી શકતો નથી. કદાચ મેળવે તો પણ તે ચિરસ્થાયી રહી શકતી નથી પાપમય વ્યાપારોથી કોઇને સુકીર્તિ અને સંપત્તિ મળે એ શુ સ્વપ્નમા પે, બનવા યોગ્ય છે ? શાસ્ત્રમાં એમ સ્પષ્ટપણે કહેવામાં આવ્યુ છે કે જે માણસ ધર્મનો દ્રોહ કરીને સુખની ઇચ્છા રાખે, અન્યાય કરવા છતા ઉન્નતિની આશા રાખે તથા પોતાનો એક વખત અંત આવવાનો છે એમ નિશ્ચયપૂર્વક માની પુરુષ અને ધર્મરૂપ ભાતું ન બાંધે, તે આ લોકમાં અને પરલોકમાં દુઃખી થાય એમા કઈ નવાઈ નથી

પોતાની મ્હોટાઇ અને ધન-મિલ્કત લાબા વખત સુધી ટકી રહે, એ માટે ગૃહસ્થોને ઘણી ઘણી જાતની સાવચેતીઓ રાખવાની હોય છે વળી લોકોના સપાટામાં સહેજે પણ ન આવી જવાય, ઠગ તથા કુલટા સ્ત્રીઓના વચન સાંભળી આપણા હાથથી નહીં કરવાના કામો ન થઇ જાય તથા સારાપુરુષોની અવગણના ન થાય એ બધા બાબતોનો પળેપળે વિચાર કરવો પડે છે જેઓ લપટ લોકોની સાથે હરીફાઇમાં ઉતરી ધન ઉડાવી દે છે પોતાની સ્ત્રી ઉપર ક્રોધ કરી બીજી બાયડી પરણવા તૈયાર થઇ જાય છે, તેમજ સ્ત્રી ઉપર અત્યત આસક્તિ રાખી બુદ્ધિ અને વિવેકને વેચી દે છે, તો મનુષ્ય

પાછળથી પશ્ચાત્તાપના સાગરમા ડૂબી જાય છે વેશ્યાના જાર-ની સાથે વૈર કરનાર, સ્ત્રીના ભયથી ભીખારીઓને દાન આપવામા સંકોચ રાખનાર, તેમજ દુર્લભ વસ્તુ દઇને પણ સ્ત્રીની સાથે વિષયભોગ કરનાર પુરૂષ પોતાની તથા પોતાના પૂર્વજોની કમાએલી પ્રતિષ્ઠા તથા ધન-દોલત ઉપર પાણી ફેરવે છે એમા શક નથી જેઓ બુદ્ધિબળનો પૂરેપૂરો સદુપયોગ કર્યા વિના કાર્યની સિદ્ધિ વાછે છે, દુ:ખના દરીયામા ડુબકી ખાવા છતા પોતાને પરમ સુખી બતાવવાનો પ્રયત્ન કરે છે અને દેવુ કરીને પણ ઘરબાર ખરીદી પોતાની મ્હોટાઇનો ઢઢેરો પીટાવે છે, તે પુરૂષ મૂર્ખના સરદારોમા પોતાનુ નામ અગ્ર ભાગે નોધાવે છે. ઉડાઉ અને દુરાચારી પુત્રના હાથમા સર્વસ્વ ધન-સપત્તિ અર્પણ કરી પોતે દૈન્ય ભોગવનાર, સ્ત્રીના તાબામા બધુ સમર્પી દઇ ભીખ માગનાર અને દાન દઈ પાછળથી પસ્તાવો કરનાર માણસોની સ્થિતિ ખરેખર દયાજનક થઇ હોય છે જે કોઇ દુષ્ટ મત્રિથી બેદરકાર રહે, કૃતઘ્ન માણસ તરફથી ઉપકારની આશા રાખે અને દુષ્ટ રાજા પાસેથી ન્યાય મેળવવાની ઇચ્છા રાખે તે પોતાની ચઢતી આ ભવમા તો કદિ પણ કરી શકે નહીં જે વેપારી દાણનો બચાવ કરવા ચોરમાર્ગે ધધો ખેડવા જાય, જે માણસ ભોજનના અવસરે ક્રોધે ભરાઇ રીસ કરે અને પોતાના કુળના મદથી ચાકરી કરવામા શરમ જેવુ સમજે, એવા મદમતી મનુષ્યો પણ સસારમા સુખી થઇ શકતા નથી જે કીમીયામાં

ધન ખોવે, જે રસાયણ ઉપર અનહદ પ્રીતિ રાખે તથા પરી
ક્ષાને માટે ઝેર ખાતાં પણ વિચાર ન કરે તે મનુષ્ય હાથે
કરીને અનર્થને આમંત્રણ આપે છે એમ કહીએ તો ખોટું
નથી જે પોતાની છાની વાત કહીને પરવશ થાય, જે કુકર્મ
કરીને પોતાના ચાકરનો ડર રાખે તથા જે ક્રોધના આવેશમાં
આવી અકાર્ય કરી નાખે તે ત્રણે જાતના પુરૂષો હાયમને માટે
અપયશના સ્થાનક જેવા બની જાય છે જે માણસ ગુણનો
અભ્યાસ કરવામાં ક્ષણમાત્ર પણ રૂચી ન કરે, એથી ઉલટું જે
દોષ ગ્રહવામાં વળી ઉત્કંઠા રાખે તથા જે ઘણું ખોઇને થોડાની
રક્ષા કરે તેવા માણસો લક્ષ્મીદેવીની કૃપા મેળવી શકતા નથી
એટલે લક્ષ્મી હોય તે પણ ક્રમે ક્રમે ચાલી જાય છે જે રોગી
હોવા છતાં પરહેજ ન રાખે શિખામણ દેવા આવે તેની
ઉપર ક્રોધ કરે, રોગી નહીં હોવા છતાં વ્હેમથી દવાઓ ખાધા
કરે, તે આરોગ્ય અને ધનથી ગુમાર થઇ મૃત્યુ પામે એ નિ.શંક
છે જે પોતાની સ્ત્રી સુંદર છતાં પરસ્ત્રીની વાસના રાખે, રસોઇ
તૈયાર થયા પછી બહાર ફરવા નીકળી જાય અથવા બીજા
કામમાં રોકાઇ જાય, તેમજ પોતે દરિદ્ર હોવા છતાં વાતો
અને ચાડી ૫ ચાતોમાંથી નવરો ન થાય તે પુરૂષ મૂર્ખ અને
બાળગુણોના સરદાર તરિકે સર્વત્ર પ્રસિદ્ધ થાય છે, એટલુ જ
નહીં પણ તન-મન-ધનની પણ પાયમાલી કરે છે

જેઓ પારકાની સારી-નરસી વસ્તુઓને પોતાની માની
લઇ તે ઉપર વેપાર ખેડવા લાગી જાય તથા પોતાના કુળને

અમુક કાર્ય શોભાસ્પદ થશે કે નહીં તેનો વિચાર કર્યા વિના હીન ધધામા દ્રવ્યની લાલચથી ઝંપલાય, તેઓ જનસમાજની વચમા મ્હોટાઇ મેળવી શકતા નથી જેઓ હમેશા પોતાના મિત્રને પણ ઉદ્વેગ ઉપજાવે, ઠગ લોકોને ભરોસે ઠગાઇ જાય અને પોતે ગુણી છતા બીજા ગુણી પુરૂષોની અદેખાઇ કરે તે ત્રણે પુરૂષોની કળા કોઇને કશા ઉપયોગમા આવતી નથી જે દૂત થઇ સદેશો ભૂલી જાય, જે ગવૈયો થઇ કઠોર સ્વરે ગાય, તથા જે યોગી ગૃહસ્થાશ્રમમા રહે તે ત્રણે પુરૂષો જ્યા જ્યા જાય ત્યા ત્યા ઉદ્વેગ-ખેદ ઉપજાવનારા થઈ પડે છે જેઓ આબાદાર મડળમા જઇ કુટેવને લીધે કાખ વગાડે, સીસોટીઓ મારે, કારણ વિના તરખલાના કટકા કરે, શરીરને વાજીત્રની પેઠે વગાડવા લાગે, દાત વતી નખ ઉતારવા કે નખથી ભૂમિ ખોતરવા લાગી જાય તેઓ પોતાની જગલીપણાની ટેવને લીધે માનપાત્ર થઇ શકતા નથી માણસોના દેખતા રાજા વિગેરેના અવર્ણવાદ બોલવા, ગુણી પુરૂષોની નિંદા કરવી તથા દુરાચારી માણસોના વખાણ કરવા એ સકટ શિર પર વ્હોરી લેવા જેવુ છે ગૃહસ્થાશ્રમીઓએ (૧) ઘરના છિદ્ર, (૨) મત્ર, (૩) ધન, (૪) આયુષ્ય, (૫) મર્મ વચન (૬) ઠગાઇ, (૭) અપમાન તથા (૮) પોતાનો ધર્મ એ આઠ વાના કોઇની પાસે કદિ પણ પ્રગટ ન કરવા.

મનુષ્યોને આખા જન્મમા પગલે પગલે જે કૃત્યો કરવાં પડે છે અને જે જે વિઘ્નોની સામે થવુ પડે છે તેમજ જે જે

સાવધતાઓ રાખવી પડે છે તે સર્વનું વર્ણન, પુનરુક્તિનો દોષ કવચિત્ આવી જાય તો પણ તમારી સમક્ષ રજુ કર્યું છે કવચિત્ વિવેકપૂર્વક એ બે ઉપાયો અને સાવચેતીઓનું ગ્રહણ કર્યું તો તમારો ગૃહસ્થાશ્રમ પરમ સુખ અને આનંદના નિકેતન સરખો બની રહેશે એમ કહેવાની જરૂર નથી મેં તમને આ વાર્તાલાપની શરૂઆતમાં જ કહી દીધું હતું કે ગૃહસ્થોચિત કર્તવ્યોના સંબંધમાં ભિન્ન ભિન્ન વિષયો ઉપર મારે પ્રદીર્ઘ સ્વરૂપે એટલું બધું કહેવાનું હતું કે તે સર્વનો એક-બીજા સાથે સંબંધ સાંધવો લગભગ અશક્ય જ હતો; તથાપિ ગૃહસ્થ ધર્મને જ્યાંસુધી લાગેવળગે છે ત્યાંસુધી મને ખાત્રી છે કે મારા આજના વક્તવ્યમાંથી પ્રચુર ઉપાદેય સામગ્રી તમને મળી રહેશે. મારા ઉપદેશને તમારે અક્ષરશઃ વળગી જ રહેવું જોઇએ એમ પણ હું કહેવાનું સાહસ કરી શકતો નથી જે સ્થળે જે ઉપદેશને અમલમાં મૂકવાની આવશ્યકતા આવે તે સ્થળ તેનો પરમ વિવેકથી ઉપયોગ કરવો; તેમાં પણ દેશ-કાળની પરિસ્થિતિ નિહાળવી એ સૌથી વિશેષ અગત્યનું છે માત્ર શબ્દોને વળગી રહેનાર ઉપદેશનું યથાર્થ રહસ્ય સમજી શકતો નથી મને ખાત્રી છે કે તમારામાં જે યોગ્યતા હું જોતો આવ્યો છું તે યોગ્યતા તમને તમારા નિર્ણયોમાં અવશ્યમેવ માર્ગદર્શક થઇ પડશે.

શિષ્ય—આપનો આજનો ગૃહસ્થધર્મ સંબંધીનો ઉપદેશ હું કાયમને માટે મારા હૃદયમ સિંહાસન ઉપર

પરમ માનબુદ્ધિપૂર્વક સાચવી રાખીશ અને આપે સૂચવ્યુ તેમ યથાશકિત-યથામતિ વિવેક વાપરી તેનો ઉપયોગ કરીશ આપ એક ત્યાગી પુરૂષ હોવા છતા મારા જેવા ગૃહુસ્થોને જે સદ્બોધામૃતનુ પાન કરાવો છો તે બદલ આપનો કેવા કીમતી શબ્દોમા આભાર માનવો તે હુ વિચારી શકતો નથી અને એટલા માટે આપના પવિત્ર પાદપકજમા એકવાર પુનઃ નમન કરી કૃતાર્થ થવાની ભાવના રાખુ છુ.

## (૧૫) સ્વરશાસ્ત્ર.

શિષ્ય—આપે આગળ એક વખત સ્વરશાસ્ત્ર વિષે મુખ્ય મુખ્ય વાતો કહેવાનુ સ્વીકાર્યું હતુ તે આપના સ્મરણમા હશે.

સૂરિ—સ્વરશાસ્ત્ર એક ઘણું જ પવિત્ર શાસ્ત્ર છે. તે વડે વ્યવહાર અને આત્મકલ્યાણની સાધના થઇ શકે છે શ્રીજિનેદ્ર દેવ તથા ગણધર મહારાજાઓ પણ આ શાસ્ત્રના પ્રાણાયામ આદિ અગ-ઉપાગો બહુ સારી રીતે જાણતા હોવા જોઇએ એમ શાસ્ત્ર વચનો ઉપરથી સિદ્ધ થાય છે જીનાગમમા પણ લખ્યું છે કે–' શ્રી મહાવીર ભગવાનની પછી ચૌદમી પાટે શ્રી ભદ્રબાહુસ્વામી થયા તેમણે સૂક્ષ્મ પ્રાણાયામના ધ્યાનનુ પરાવર્તન કર્યું હતું, તે વખતે સમસ્ત સઘે મળી તેમને વિજ્ઞપ્તિ પણ કરી હતી જૈન ઇતિહાસમા પણ

એવા અનેકાનેક દ્રષ્ટાંતો મળી આવે છે પૂર્વના જે મહાન અધ્યાત્મયોગી પુરૂષોના વર્ણનો આપણે સાંભળીએ છીએ તેઓ સઘળા પ્રાય યોગાભ્યાસની વિધિ સંપૂર્ણ રીતે જાણતા હતા અને એને પ્રતાપે તેઓ મહાન્ સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકતા હતા. આજકાલ એક તો શરીરની શક્તિ જ ક્ષીણ પ્રાય. થઈ છે તેમજ લોકોને શ્રદ્ધા પણ એવી જોઈએ તેવી રહી નથી ! આવી સ્થિતિમાં સ્વરશાસ્ત્ર સમજવાની તકલીફ કોણ અને શા માટે લે ? યોગાભ્યાસ પ્રાણાયામ વિગેરે આત્મકલ્યાણમાં અગત્યનો ભાગ ભજવે છે પ્રાણાયામની જે કંઇ ભૂમિકાઓ કહી છે તેમાં સ્વરશાસ્ત્ર આવી જાય છે સ્વરશાસ્ત્રના અભ્યાસથી મહાન્ સુખ લેહ્યા જાણી શકાય છે એટલુ જ નહીં પણ અનેક રોગોની પણ નિવૃત્તિ થઈ શકે છે

શિષ્ય—સ્વરોદયનો અભ્યાસ વર્તમાન જમાનામાં કેમ લોપ પામી ગયો હશે ?

સૂરિ—સ્વરોદય પદનો શબ્દાર્થ શ્વાસ નીકળવો તે છે તેમા શ્વાસને ઓળખી લેવાની ખૂબી આવડવી જોઈએ સ્વરોદયના પારગત પુરૂષો નાક ઉપર હાથ રાખતાં જ કેટલીક ગુપ્ત વાતોના રહસ્યો ચિત્રવત્ પોતાની દ્રષ્ટિ આગળ જોઇ શકે છે કેટલાક કારણોને લીધે ગૃહસ્થો આ વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરી શકતા નથી. પહેલી વાત તો એ જ છે કે આ વિષય ઘણો કઠિન છે અને તેમાં અનેક સાધનોની આવશ્યકતા પડે છે બીજુ આ વિષયના જે પ્રાચીન ગ્રંથો મળી આવે છે તેમાં

ઘણી વાતો અતિ કઠિન તથા સંક્ષિપ્ત હોય છે તેથી તે સહેલાઇપૂર્વક સમજી શકાતી નથી ત્રીજુ આજકાલ એ વિષયનુ ગુરૂગમપૂર્વક જ્ઞાન આપી શકે એવા યોગી–મહાત્માઓ દુર્લભ છે આટલી મુશ્કેલીઓ છતા તેની પાછળ લાગ્યા રહે છે તેઓમા ભાગ્યે જ કોઇ ફત્તેહમંદ થાય છે

**શિષ્ય**—સ્વરશાસ્ત્રનુ સ્વરૂપ તથા તેના આવશ્યક નિયમો કયા કયા છે ?

**સૂરિ**—નાસિકાની અંદરથી જે શ્વાસ નીકળે છે તેને સ્વર કહેવામા આવે છે સ્થિરચિત્તે તે વિષે વિચાર કરવાથી શુભાશુભ કાર્યોનો નિર્ણય થઇ શકે છે. આ સ્વરનો સંબધ નાડીઓ સાથે હોય છે. શરીરમા નાડીઓ તો જો કે ઘણી છે, પણ તેમા ૨૪ નાડીઓ મુખ્ય ગણાય છે ૨૪ માં પણ ૯ નાડીઓ અતિ પ્રધાન અને ૯ માયે ત્રણ નાડીઓ અતિશય પ્રધાન મનાય છે એ ત્રણના નામ અનુક્રમે, ઇંગલા, પિંગલા અને સુષુમ્ના છે નાકની જમણી તરફથી જે શ્વાસ નીકળે છે તેને ઈંગલા નાડી અથવા સૂર્યસ્વર કહેવામા આવે છે ડાબી તરફથી નીકળે તેને પીંગલા નાડી અથવા ચદ્રસ્વર કહેવામા આવે છે તથા બન્ને બાજુએથી સમાન શ્વાસ નીકળે અથવા થોડી વાર જમણી બાજુએથી અને થોડી વાર ડાબી બાજુએથી નીકળે તેને સુષુમ્ના અથવા સુખમતા સ્વર કહેવામાં આવે છે. આવો સ્વર પ્રાય. સ્વર બદલવાનો હોય છે તે જ વખતે ચાલે છે. સારા નિરોગી માણસને દિવસ રાત્રી દરમી-

વાન ક્યારે ક્યારે ચંદ્ર અને સૂર્ય સ્વરની અદલબદલ થયા કરે છે ડાબી બાજુનો ચાલતો હોય ત્યારે સૂર્ય ઉદય જાણવો.

શિષ્ય—ચંદ્રસ્વર ચાલતો હોય ત્યારે કેવી જાતનાં કાર્યો કર્યા હોય તો ઠીક ગણાય ?

સૂરિ—શીતલ અને સ્થિર કાર્યો ચંદ્રસ્વર ચાલતો હોય તેવે સમયે કરવા યોગ્ય ગણાય. દાખલા તરિકે કોઇ નવા મંદિરની શરૂઆત કરવી હોય, પાયો નંખાવવો હોય, મૂર્તિની પ્રતિષ્ઠા કરવી હોય, મંદિર ઉપર દંડ તથા કલશ ચઢાવવાં હોય, ધર્મશાળા, ઉપાશ્રય, વિદ્યાશાળા, પુસ્તકાલય, ઘર, દુકાન, ગઢ, મહેલ વિગેરે બનાવવા હોય, ને દાન દેવું હોય, નગરમાં પ્રવેશ કરવો હોય નવા ઘરમાં રહેવા જવું હોય, નવા કપડા તથા ઘરેણાં ખરીદવાં હોય, પહેરવા હોય, અધિકાર લેવો હોય, ઔષધ બનાવવુ હોય, બાગ-બગીચો બનાવવો હોય, રાજા જેવા મોટા માણુસો સાથે ભાઇબંધી બાંધવા જવુ હોય તથા યોગનો અભ્યાસ કરવો હોય, ઇત્યાદિ કાર્યો ચંદ્રસ્વર ચાલતો હોય તે વખતે કર્યા, હોય તો મહા કલ્યાણકારી અને સફળ થાય.

શિષ્ય—જ્યારે સૂર્યનાડી ચાલતી હોય તે વખતે કેવાં કાર્યો કરવાં જોઇએ ?

સૂરિ—ક્રૂર અને ચર કાર્યો આ સૂર્યસ્વર વખતે ઉચિત ગણાય છે દાખલા તરિકે વિદ્યારંભ કરવો હોય, ધ્યાન

સાધના તથા મત્ર કે દેવની આરાધના કરવી હોય, અરજી કરવી હોય, વૈરી સાથે લડત ચલાવવી હોય, સર્પનું ઝેર ઉતરાવવુ હોય, વિઘ્નની શાતિ કરવી હોય, હાથી-ઘોડા જેવા વાહનોપયોગી પશુ ખરીદવા હોય, ભોજન-સ્નાન-વ્યાપાર વિગેરે કરવા હોય, સ્ત્રીને ઋતુદાન દેવુ હોય, વૈરીના મકાનમાં દાખલ થવુ હોય, કોઈની પાસેથી રૂપીયા ઉછીના લેવા હોય અથવા દેવા હોય તો સૂર્યસ્વરમા લાભદાયક થાય. સ્વરની અદલ-બદલ થવાની હોય તે વખતે પાચ-સાત મિનીટ સુધી બન્ને સ્વર ચાલે છે, તેને સુષુમ્ના કહે છે આ સ્વર ચાલતો હોય તે વખતે કઇ પણ કાર્ય ન કરવુ, કારણ કે તેવે સમયે કાર્ય કરવાથી લાભને બદલે ઉલટી હાની થાય છે

**શિષ્ય**—ક્યારે કઇ નાડી ચાલતી હોય તો શ્રેષ્ઠ ગણાય?

**સૂરિ**—મહીનામા કૃષ્ણપક્ષ તથા શુકલપક્ષ એમ બે પખવાડીયા આવે છે, તેમા અધારીયાનો સ્વામી સૂર્ય અને અજવાળીયાનો સ્વામી ચદ્ર ગણાય છે હવે જો કૃષ્ણપક્ષની પ્રતિપદાના દિવસે પ્રાતકાળે સૂર્યસ્વર ચાલે તો આખુ પખવાડીયુ આનદમા પસાર થાય શુકલપક્ષની પ્રતિપદાના દિવસે પ્રાતકાળે ચદ્રસ્વર ચાલે તો તે પખવાડીયું બહુ સુખ અને આનંદ આપનારૂં થઈ પડે તેથી ઉલટુ બને અર્થાત્ ચદ્રની તિથિમા (શુકલપક્ષની પ્રતિપદાના પ્રાતઃકાળે) સૂર્યસ્વર ચાલે તો કલેશ અને પીડા સહન કરવી પડે તેમજ

દ્રવ્યની પણ ક્ષતિ થાય; તેજ પ્રકારે સૂર્યની તિથિમાં (કૃષ્ણ પક્ષની પ્રતિપદાના પ્રાતઃકાળે) જો ચંદ્રસ્વર ચાલે તો પીડા, ક્લેશ તથા ચપળતા અને રાજાનો ભય આવી નડે. પ્રાયઃ કૃષ્ણ અને શુક્લપક્ષના પડવાને દિને પ્રાતઃકાળમાં સુષુમ્ના સ્વર ચાલતો જણાય તો આખા માસમાં લાભ-હાનીની સરખે સરવાળે થઇ રહે.

શિષ્ય—પખવાડીઆના પંદરે દિવસો વિષે એજ નિયમ લાગુ પડે ?

ગુરુ—અંધારીયાની પંદર તિથિઓમાં અનુક્રમે ત્રણ ત્રણ તિથિઓ સૂર્ય અને ચંદ્રની હોય છે. જેમકે પડવો, બીજ અને ત્રીજ એ ત્રણ તિથિઓ સૂર્યની અને ચોથ, પાંચમ તથા છઠું એ ત્રણ ચંદ્રની ગણાય. આ રીતે અમાવાસ્યા સુધી સમજી લેવુ તેમાં ચંદ્રની તિથિમાં ચંદ્રસ્વર અને સૂર્યની તિથિમાં સૂર્યસ્વર ચાલતો હોય તે કલ્યાણકારી ગણાય. અજવાળીયામાં પણ લગભગ એવો જ નિયમ છે તેમાં અનુક્રમે ત્રણ ત્રણ તિથિઓ ચંદ્ર તથા સૂર્યની હોય છે જેમકે પડવો, બીજ અને ત્રીજ એ ત્રણ ચંદ્રની તથા ચોથ, પાંચમ અને છઠું એ ત્રણ સૂર્યની ગણાય. આ રીતે પૂર્ણિમા પર્યંત સમજી લેવુ ચંદ્ર તિથિમાં ચંદ્રસ્વર અને સૂર્ય તિથિમાં સૂર્ય સ્વર પ્રાત કાળે ચાલે તે કલ્યાણકારી લેખાય.

શિષ્ય—રાશીઓમાં કઇ કઇ રાશીઓ ચંદ્ર તથા સૂર્યની ગણાય ?

**સૂરિ**—વૃશ્ચિક, સિંહ, વૃષ તથા કુંભ એ ચાર રાશીઓ ચંદ્રસ્વરની ગણાય છે તે વખતે સ્થિર કાર્યો કર્યા હોય તો ઉત્તમ ફળ પ્રાપ્ત થાય. કર્ક, મકર, તુલા, તથા મેષ એ ચાર રાશી સૂર્યસ્વરની ગણાય છે તે વખતે ચર કાર્યો કર્યાં હોય તો લાભદાયક થાય મીન, મિથુન, ધન અને કન્યા એ ચાર સુષુમ્નાની દ્વિસ્વભાવ લગ્નરાશી ગણાય છે, તે વખતે કાર્ય કરવાથી ઉલટી હાનિ થાય બાર રાશીયો ઉપરથી બાર મહિના પણ સમજી લેવા અર્થાત્ સંક્રાન્તિ પ્રમાણે સૂર્ય, ચંદ્ર તથા સુષુમ્નાનો નિર્ણય થઇ શકે

**શિષ્ય**—પ્રશ્ન વિચારની સાથે સ્વરશાસ્ત્રનો શો સંબંધ છે ?

**સૂરિ**—જો કોઇ માણુસ પોતાના કોઇ કાર્યને અંગે પ્રશ્ન કરવા આવે અને તે સમયે તે આપણી સામે, ડાબી બાજુએ અથવા ઉંચે રહે, તેમજ આપણો ચંદ્રસ્વર ચાલતો હોય તો કહી દેવુ જોઇએ કે-જા, તારૂ કાર્ય સિદ્ધ થશે જો આપણી નીચે, પાછળ અથવા જમણી બાજુ ઉભો રહી પ્રશ્ન કરે અને તે વખતે આપણો સૂર્યસ્વર ચાલતો હોય તો પણ કહી દેવુ કે-તારૂ કાર્ય સિદ્ધ થશે જો કોઇ જમણી તરફ ઉભો રહી પ્રશ્ન કરે અને તે વખતે આપણો સૂર્યસ્વર ચાલતો હોય તથા લગ્ન, વાર અને તિથિ એ બધાનો યોગ મળી રહે તો કહેવું કે "તારૂ કાર્ય અવશ્યમેવ સિદ્ધિ પ્રાપ્ત કરશે " આ સ્થળે એક વાત સ્મરણમા રાખવાની છે મંગળ, શનિ અને રવિ

એ વારોને વિષે સૂર્યસ્વર તથા સોમ, બુધ ગુરૂ અને શુક્રને વિષે ચંદ્રસ્વર સ્વામી તુલ્ય ગણાય છે જો પ્રશ્નકર્તા આપણી જમણી બાજુ ઉભો રહી અથવા બેસી સવાલ કરે અને તે વખતે આપણો ચંદ્રસ્વર ચાલતો હોય તો સૂર્યની તિથિ અને વાર વિના તે બાબી દિશાનો પ્રશ્ન સિદ્ધ ન થાય જો કોઇ આપણી પાછળ ઉભો રહી પ્રશ્ન કરે અને તે વખતે આપણો ચંદ્રસ્વર ચાલતો હોય તો કહી દેવું કે—"તારૂં કાર્ય સિદ્ધ નહીં થાય." જો કોઇ ડાબી બાજુ ઉભો રહી પ્રશ્ન કરે અને તે વખતે આપણો સૂર્યસ્વર ચાલતો હોય તો ચંદ્રયોગ સ્વરના વિના તે કાર્ય સિદ્ધ ન થાય. એ જ પ્રકારે જો કોઇ આપણી સામે આવી અથવા ઉભો રહી પ્રશ્ન કરે તથા તે વખતે સૂર્ય સ્વર ચાલતો હોય તો ચંદ્રસ્વરના સઘળા યોગો મળ્યા વિના તે કાર્ય કોઇ કાળે સિદ્ધ ન થાય.

શિષ્ય—સ્વરમાં પાંચ તત્ત્વનો પણ સમાવેશ થાય છે તે શી રીતે?

સૂરિ—સ્વર જ્ઞાનની સાથે પાંચ તત્ત્વ અને તેમના રંગ, આકાર તથા કાળનું જ્ઞાન ખાસ આવશ્યક ગણાય છે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વ ગણાય છે. તેમાં પહેલા બે પૃથ્વી અને જળનો સ્વામી ચંદ્ર અને છેલ્લા ત્રણનો સ્વામી સૂર્ય છે પૃથ્વી તત્ત્વનો વર્ણ પીળો, જળ તત્ત્વનો સફેદ, અગ્નિ તત્ત્વનો લાલ, વાયુ તત્ત્વનો ભૂરો તથા આકાશનો કાળો હોય છે પૃથ્વી તત્ત્વ સામે ચાલે છે તથા

નાસિકાની બ્હાર ૧૨ આગળ સુધી દૂર જાય છે અને તેના સ્વરની સાથે સમચોરસ આકાર ધારણ કરે છે. જળતત્ત્વ નીચે તરફ ચાલે છે, તે નાસિકાથી સોળ આગળ દૂર જાય છે અને ચંદ્રમાની માફક ગોળ આકાર ધારણ કરે છે અગ્નિતત્ત્વ ઉપરની દિશાએ ચાલે છે, તે નાસિકાથી આઠ આગળ દૂર જાય છે અને ધ્વજાની સમાન આકાર લે છે આકાશતત્ત્વ નાસિકાની અદર જ ચાલે છે અર્થાત બન્ને સ્વરોમા રહે છે. આકાશ શૂન્ય પદાર્થ હોવાથી તેનો આકાર નથી હોતો નાક ઉપર આગળી રાખ્યા પછી જો શ્વાસ બાર આગળ દૂર જતો જણાય તો પૃથ્વી તત્ત્વ, સોળ આગળ દૂર જાય તો જળતત્ત્વ એમ અનુક્રમે સમજી લેવું. પ્રત્યેક સ્વર એક એક કલાક વહે છે તેમા પૃથ્વીતત્ત્વ પચાસ પળ, જળતત્ત્વ ચાળીસ પળ, અગ્નિતત્ત્વ ત્રીશ પળ, વાયુતત્ત્વ વીશ પળ અને આકાશતત્ત્વ દશ પળ એવી રીતે ત્રણે નાડીઓ, ત્રણે સ્વરો ઉક્ત પાચે તત્ત્વોની સાથે દિવસ અને રાત પ્રકાશિત થયા કરે છે

**શિષ્ય**—પણ એ પાચે તત્ત્વોનુ જ્ઞાન સહેજે શી રીતે થાય ?

**સૂરિ**—જે ૨ગો મે આગળ વર્ણવ્યા તે પાચે ૨ગોની પાચ ગોળીઓ તથા એક વિચિત્ર ૨ગની ગોળી બનાવવી આ છ ગોળીઓ પાસે રાખી લેવી જ્યારે મનમા કોઇ એક તત્ત્વનો વિચાર આવે ત્યારે પેલી છ ગોળીઓમાથી એક ગોળી આખ મીચીને ઉપાડી લેવી જો ગોળીનો અને આપણા

મનનો રંગ એક સરખો આવે તો તત્ત્વ મળ્યા દેખાય. અથવા તો કોઇ એક તટસ્થને કહેવું કે તમે કોઇ એક વર્ણની ધારણા કરો. પછી જ્યારે તે એક રંગની કલ્પના કરે ત્યારે આપણે આપણા નાકમાંના ચાલતા સ્વર ઉપરથી તત્ત્વનો નિર્ણય કરવો અને તે ઉપરથી તટસ્થ પુરૂષના મનનો રંગ કહી દેવો જો આપણે કહેલો અને પેલા તટસ્થનો ધારેલો રંગ એક સરખો મળી જાય તો તત્ત્વનું મીલન યથાયોગ્ય થયું માનવું અથવા તો કાચ દર્પણને બરાબર હોઠ પાસે લઇ જઇ તેની ઉપર જોરથી શ્વાસ છોડવો એમ કર્યાથી દર્પણ ઉપર જેવા આકારનું ચિન્હ થાય તે આકારની હું આગળ કહી ગયો તે આકારોની સાથે સરખામણી કરવી. આમ કરવાથી પણ તત્ત્વનો પરિચય થઇ શકશે. તમે જો તમારા પોતાના બે કાન બે અંગુઠાવડે બંધ કરો નાકનાં નસકોરાં વચલી આંગળીઓ વડી બંધ કરો, ઉપલી અને અનામિકાવડે મ્હોં બંધ કરો અને અંગુઠાની જોડેની તર્જનીવડે આંખ બંધ કરો તો આ સ્થિતિમા પણ વચ્ચે આવે ધીમે ધીમે પીળા, ધોળા, રાતા, ભૂરા અને બીજી કોઇપણ જાતની ઉપાધી વગરના તત્ત્વો જોઇ શકશો. ગુરૂગમપૂર્વક જો આ તત્ત્વોનો બરાબર અભ્યાસ કર્યો હોય તો ભાવીનાં પરિણામો ઘણાં ખરા હસ્તામલકવત થઇ શકે.

શિષ્ય—સ્વરમાં ઉદિત થતા તત્ત્વોદ્દાસ વર્ણકૂળ શી રીતે જાણી શકાય ?

સૂરિ—જ્યારે મેષ રાશીની સંક્રાન્તિ થાય ત્યારે શ્વાસને રોકી સ્વરમાના તત્ત્વને નિહાળવો. જો તે વખતે ચન્દ્ર સ્વરમા પૃથ્વીતત્ત્વ ચાલતુ જણાય તો સમજવુ કે વરસ બહુ સારૂં આવશે, રાજા–પ્રજા સુખમા રહેશે, પશુઓને માટે ઘાસ પુષ્કળ ઉગી નીકળશે, રોગ–શોક–ભય આદિ ઉપદ્રવો નહીં નડે, તેમજ ચન્દ્ર સ્વરમા જળતત્ત્વ જણાય તો પણ તે ઉત્તમ ગણાય, કારણ કે વરસાદ બહુ થાય, અપરિમિત ધાન્ય પેદા થાય, પ્રજા સુખી થાય, રાજા અને પ્રજા ધર્મમાર્ગે ચાલે અને પુણ્ય, દાન તથા ધર્મની ઉન્નતિ થાય હવે જો તે જ વખતે સૂર્યસ્વરમા પૃથ્વીતત્ત્વ અને જળતત્ત્વ ચાલતુ જણાય તો સમજવું કે ફળ જેવું જોઈએ તેવુ સારૂ નહીં આવે ઉપર કહ્યા તે સમયે જો બે સ્વરોમાંના કોઇ પણ સ્વરમાં તે અગ્નિતત્ત્વ ચાલતુ લાગે તો સમજવુ કે વરસાદ બરાબર નહીં થાય, રોગ–પીડાનો ઉપદ્રવ વધશે, દુર્ભિક્ષ પડશે અને દેશમા દુ ખ ફેલાશે, તેમજ ગમે તે સ્વરમા, ઉક્ત સમયે વાયુતત્ત્વ ચાલતુ જણાય તો સમજવું કે રાજ્યમા વિગ્રહ-લડાઇ થશે, વરસાદ પુરતો નહીં થાય, પશુઓને માટે યથાયોગ્ય ઘાસ ચારો નહીં થાય, આકાશતત્ત્વ ચાલતુ જણાય તો મ્હોટો ભયકર દુષ્કાળ પડશે તથા પશુઓ ઘાસ ચારા વિના ટળવળશે એમ સમજવુ

શિષ્ય—તે સિવાય સ્વરશાસ્ત્ર ઉપરથી વર્ષફળ જાણવાની બીજી પણ રીતિઓ હશે શું ?

સુદિ—જો ચૈત્ર શુદ પડવાને દિવસે પ્રાતઃકાળે ચંદ્રસ્વરમાં પૃથ્વીતત્ત્વ ચાલતું હોય તો વરસાદ પુષ્કળ પડે, વર્ષ બહુ સારૂં નિવડે, રાજા-પ્રજા ઉત્સવને દિવસો થાય. જો તે દિવસે ચંદ્રસ્વરમાં જળતત્ત્વ જણાય તો વર્ષ પણ સારૂં થાય તથા અન્ન તેમજ ધનની અતિશય વૃદ્ધિ થાય, સર્વ પ્રકારે આનંદ-મંગળ વર્તે. જો તે દિવસે પ્રાતઃકાળે સૂર્યસ્વરમાં પૃથ્વીતત્ત્વ અથવા જળતત્ત્વ ચાલતું હોય તો વર્ષ મધ્યમ પ્રકારનું સમજવું, અર્થાત્ સાધારણ ફળ મળે. જો તે દિવસે પ્રાતઃકાળમાં ચંદ્રસ્વરમાં અથવા સૂર્યસ્વરમાં અગ્નિ, વાયુ અને આકાશ એ ત્રણ તત્ત્વો ચાલતાં હોય તો મેષ-સંક્રાન્તિની માફક જ ફળ સમજી લેવું અર્થાત્ સૂર્યસ્વરમાં અગ્નિતત્ત્વ ચાલતું હોય તો પ્રજામાં રોગ-શોક ઉદ્ભવે, દુર્ભિક્ષ પડે, રાજાના ચિત્તમાં ચૈન ન રહે. સૂર્યસ્વરમાં વાયુતત્ત્વ ચાલતું હોય તો રાજ્યમાં લડાઈ-બખેડા થાય, વૃષ્ટિ ઓછી પડે તથા જો સૂર્યસ્વરમાં સુષુમ્ના ચાલતી હોય તો પોતાનું મૃત્યુ થાય, છત્રભંગનો પ્રસંગ આવે અને કોઈ સ્થળે ત્રાસ વર્તે. થાય ને કોઈ સ્થળે દુકાળ પડે. તે ઉપરાંત એક બીજી રીત પણ વર્ષ ફળ જાણવાની છે. જો માઘ શુદિ સપ્તમીએ અથવા અક્ષય તૃતીયાના દિવસે પ્રાતઃકાળમાં ચંદ્રસ્વરમાં પૃથ્વીતત્ત્વ અથવા જળતત્ત્વ ચાલતું લાગે તો પૂર્વે કહ્યું તે પ્રમાણે તેનું ફળ શ્રેષ્ઠ સમજવું. જો તે જ દિવસે તે જ સમયે અગ્નિ આદિ ત્રણે તત્ત્વો ચાલતાં હોય તો તેનું ફળ નિકૃષ્ટ પ્રકારનું સમજવું. જો તે જ દિવસે તે જ સમયે સૂર્યસ્વરમાં પૃથ્વીતત્ત્વ અને

જળતત્ત્વ ચાલતું હોય તો સાધારણ ફળ સમજવુ. જો તેજ દિવસે તે જ સમયે છેલ્લા ત્રણે તત્ત્વો ચાલતા હોય તો તેનુ ફળ આગળ કહ્યુ તે પ્રમાણે વિચારી લેવુ

**શિષ્ય**—પોતાના શરીર, કુટુબ તથા ધન-સપત્તિ સાથે સ્વરશાસ્ત્રનો શો સબધ હશે?

**સૂર**—જો ચૈત્ર શુદિ પ્રતિપદાને દિવસે પ્રાતઃકાળે ચદ્રસ્વર ચાલતો ન હોય તો ત્રણ મહીનાની અદર હૃદયમાં બહુ જ કલેશ અને ચિંતા ઉત્પન્ન થાય, ચૈત્ર શુદ બીજને દિવસે પ્રાત કાળે ચદ્રસ્વર ન ચાલતો હોય તો પરદેશ વેઠવો પડે અને ત્યા અધિક દુ.ખ ભોગવવુ પડે એમ સમજવુ તેજ પ્રમાણે ચૈત્ર શુદિ ત્રીજને દિને ચંદ્રસ્વર ન ચાલતો હોય તો શરીરમા ગરમી, પિત્તજ્વર, રકતવિકાર વિગેરે રોગો થાય ચોથ, પાચમ, છઠ્ઠ. સાતમ અને આઠમને દિને તેમ થાય તો અનુક્રમે નવ માસમા મૃત્યુ થાય, રાજ્ય તરફથી કાઇ ભય આવી પડે, ચાલુ વર્ષની અદર જ ભાઇનુ મરણ થાય, ચાલુ વર્ષમા જ સ્ત્રીનુ મૃત્યુ થાય, તથા આ વર્ષમા જ કષ્ટ તેમજ પીડા પ્રાપ્ત થાય, સુખ મળે તો તેટલો ભાગ્યયોગી સમજવો તે ઉપરાત જો ઉપલા દિવસોમા ચદ્રસ્વરમા પૃથ્વીતત્ત્વ તથા જળતત્ત્વ આદિ શુભતત્ત્વ ચાલતા જણાય તો તે શ્રેષ્ઠ સમજવા.

**શિષ્ય**—પાચ તત્ત્વો ઉપરથી વિવિધ પ્રશ્નોના ખુલાસા શી રીતે થઇ શકે?

**સૂરિ**—ચદ્રસ્વરમા જ્યારે પૃથ્વીતત્ત્વ વા જળતત્ત્વ

આવતું હોય ત્યારે કોઈ પ્રશ્ન કરે તો કહી દેવું કે—"તારૂં સર્વ અવશ્ય સિદ્ધ થશે." ચંદ્રસ્વરમાં અગ્નિ તથા વાયુતત્ત્વ આવતાં હોય ત્યારે કોઈ પ્રશ્ન કરે તો ઉત્તરમાં જણાવી દેવું કે—"તારૂં કાર્ય કોઈ પણ પ્રકારે સિદ્ધ થવા યોગ્ય નથી." અહીંઆ એટલું સ્મરણમાં રાખવાનું છે કે ચંદ્રસ્વરમાં જળતત્ત્વ તથા પૃથ્વીતત્ત્વ સ્થિર કાર્યોને માટે જ સારાં છે, ચર કાર્યને માટે ઠીક નથી વાયુતત્ત્વ અગ્નિતત્ત્વ તથા આકાશતત્ત્વ એ ત્રણ ચર કાર્યને માટે સારાં ગણાય છે, પરંતુ તે પણ સૂર્યસ્વરમાં હોય તો જ ચંદ્રસ્વરમાં નહીં. જો કોઈ પુરૂષ રોગ વિષયક પ્રશ્ન કરવા આવે અને તે વખતે ચંદ્રસ્વરમાં પૃથ્વીતત્ત્વ અથવા જળતત્ત્વ આવતું હોય તેમજ પ્રશ્ન કરનાર પણ ચંદ્રસ્વરની તરફ ડાબી બાજુએ બેઠેલો હોય તો કહેવું કે "રોગી નહીં મરે." જો ચંદ્રસ્વર બંધ થઈ સૂર્યસ્વર આવવા લાગ્યો હોય અને પ્રશ્નકર્તા ડાબી બાજુએ બેઠો હોય તો કહી દેવું કે "રોગી જીવે એવી આશા મૂકી દો." જો કોઈ પુરૂષ ખાલી દિશામાં આવી (જે તરફનો સ્વર આવતો હોય તે દિશાને છોડી બાકી સર્વ દિશાઓ ખાલી ગણાય છે) પ્રશ્ન કરે તો કહેવું કે—"રોગી નહીં બચી શકે" પરંતુ જો ખાલી દિશા માંથી આવી ભરી દિશામાં બેસી અર્થાત્ જે તરફનો સ્વર આવતો હોય તે તરફ બેસી પ્રશ્ન કરે તો કહેવું કે "રોગી સારો થશે" જો પ્રશ્ન કરતી વખતે ચંદ્રસ્વરમાં જળતત્ત્વ અથવા પૃથ્વીતત્ત્વ આવતું હોય તો જાણવું કે—'રોગીના શરીરમાં એક જ રોગ છે" પણ જો પ્રશ્ન કરતી વખતે ચંદ્ર

સ્વરમા અગ્નિતત્ત્વ આદિતત્ત્વો ચાલતા હોય તો સમજવુ કે-"રોગીના શરીરમા મિશ્રિત રોગો છે" જો પ્રશ્ન કરતી વેળા સૂર્યસ્વરમા અગ્નિ, વાયુ અથવા આકાશતત્ત્વ ચાલતુ હોય તો સમજવુ કે-"રોગીના શરીરમા એક જ રોગ છે" પરતુ જો પ્રશ્નસમયે સૂર્યસ્વરમા પૃથ્વીતત્ત્વ અથવા જળતત્ત્વ વર્ત્તતું હોય તો સમજવુ કે-"રોગીના શરીરમા એકથી અધિક રોગો રહેલા છે." ધ્યાનમા રાખવુ કે વાયુ અને પિત્તનો સ્વામી સૂર્ય છે કફનો સ્વામી ચદ્ર તથા સન્નિપાતનો સ્વામી સુષુમ્ના છે જો કોઇ પુરૂષ ચાલતા સ્વર તરફથી આવી ચાલતા સ્વરની તરફ ઉભો રહી અથવા બેસી પ્રશ્ન કરે તો કહી દેવુ કે-"જા તારો મનોરથ સિદ્ધ થશે" જો કોઇ પુરૂષ ખાલી સ્વર તરફથી આવી, ખાલી સ્વરની તરફ જ ઉભો રહી અથવા બેસી પ્રશ્ન કરે તો કહેવુ કે-"તમારૂ કોઇ પણ કાર્ય સિદ્ધ નહીં થાય" જો કોઇ પુરૂષ ખાલી સ્વર તરફથી આવી ચાલતા સ્વરની બાજુમા ઉભો રહી અથવા બેસી પ્રશ્નકરે તો કહેવુ કે-"તમારૂ કાર્ય બેશક સિદ્ધ થશે" જો કોઇ પુરૂષ ચાલતા સ્વર તરફથી આવી, ખાલી સ્વરતરફ ઉભો રહી અથવા બેસી પ્રશ્ન કરે તો કહી દેવુ કે-"તમારૂં કાર્ય સિદ્ધ નહીં થાય" જો ગુરૂવારે વાયુતત્ત્વ, શનિવારે આકાશતત્ત્વ, બુધવારે પૃથ્વીતત્ત્વ, સોમવારે જળતત્ત્વ અને શુક્રવારે અગ્નિતત્ત્વ પ્રાતઃકાળમા ચાલતુ જણાય તો સમજવુ કે-"શરીરમાનો પૂર્વનો કોઇ મોટો રોગ મટી જવો જોઇએ"

શિષ્ય—પરદેશ જવું હોય ત્યારે સ્વરશાસ્ત્ર ઉપરથી કંઈ સૂચન થાય ખરૂં ?

સુરિ—જે પુરૂષ ચંદ્રસ્વર વહેતો થકો દક્ષિણ અને પશ્ચિમ દિશામાં પરદેશ જાય તે પરદેશમાં સુખથી ફરી આવી પોતાના ઘરમાં સુખોપભોગ કરે. સૂર્યસ્વરમા પૂર્વ અને ઉત્તરની તરફ પરદેશ જેઠવો શુભકારી બતાવ્યું. ચંદ્રસ્વરમાં પૂર્વ અને ઉત્તરની તરફ પરદેશગમન કરવું સારૂં નથી સૂર્યસ્વરમાં દક્ષિણ અને પશ્ચિમની તરફ પરદેશ જવું ઠીક નગણ્યું. ઉંચી દિશા ચંદ્રસ્વરની લેખાય છે એટલા માટે ચંદ્રસ્વરમાં પર્વત આદિ ઉર્ધ્વ દિશામાં જવું સારૂં છે. પૃથ્વીના તળ ભાગનો સ્વામી સૂર્ય છે એટલા માટે સૂર્યસ્વરમાં પૃથ્વીના તળભાગમાં જવું સારૂ છે પરંતુ સુષુમ્ના સ્વરમાં પૃથ્વીના તળ તરફ પ્રયાણ કરવું એ ઠીક નથી.

શિષ્ય—પરદેશમાં રહેલા સ્નેહી જનની સ્થિતિ કેવી રીતે સમજી શકાય ?

સુરિ—પ્રશ્ન કરવી વખતે ગમે તે સ્વર ચાલતો હોય પણ જો તેમા જળતત્ત્વ વર્ત્તતું હોય તો ઉત્તરમાં એટલુ જ કહેવું કે- સર્વ કામો સિદ્ધ કરીને તે પરદેશી તુરતમાં જ આવી જશે. જો પૃથ્વીતત્ત્વ ગમે તે સ્વરમા વર્ત્તતુ હોય તો કહેવું કે-"તે પુરૂષ પોતાના સ્થાને બેઠો છે, તેને કોઇ પણ જાતની તકલીફ નથી." જો વાયુતત્ત્વ પ્રવર્ત્તતુ હોય તો કહેવું કે-"તે પુરૂષ એક સ્થાનેથી બીજે સ્થાને ગયો છે તથા

તેના હૃદયમાં ચિંતા ઉત્પન્ન થઇ રહી છે” જો અગ્નિતત્ત્વ ચાલતુ હોય તો પ્રશ્ન કર્ત્તાને કહેવુ કે–“ તેના શરીરમા રોગ છે” જો આકાશતત્ત્વ ચાલતું હોય તો કહેવુ કે–“ તે પુરૂષ આ સસારમા જીવિત નથી ”

શિષ્ય—સ્વરશાસ્ત્ર સબંધી બીજી કઇ પ્રકીર્ણ બાબતો જાણુવાજોગ છે ખરી ?

સૂરિ—ક્યાંઇ જતા પહેલા અથવા ઉંઘમાથી ઉઠવા પછી બિછાનાથી નીચે પગ માડતી વેળા જો ચદ્રસ્વર ચાલતો હોય અને વાર પણ ચંદ્રમાનો હોય તો પહેલા ચાર પગલા ડાબા પગથી મૂકવા. જો સૂર્યનો વાર હોય અને સુર્યસ્વર ચાલતો હોય તો પહેલા ત્રણ પગલા જમણા પગથી માડવા આવી રીતે જે માણુસ તત્ત્વ વિગેરેનુ જ્ઞાન મેળવી તદનુસાર વર્ત્તે તેના પ્રાય સઘળા કાર્યો સિદ્ધ થાય એમા શકા કરવા જેવુ નથી પશ્ચિમ દિશા જળતત્ત્વ રૂપ છે. દક્ષિણ દિશા પૃથ્વીતત્ત્વરૂપ છે, ઉત્તર દિશા અગ્નિતત્ત્વરૂપ છે, પૂર્વ દિશા વાયુતત્ત્વરૂપ છે તથા આકાશની દિશા સ્થિર છે જય, તુષ્ટિ, પુષ્ટિ, રતિ, ખેલકૂદ અને હાસ્ય એ છ અવસ્થાઓ ચંદ્ર-સ્વરની ગણાય છે જ્વર, નિદ્રા, પરિશ્રમ અને કપન એ ચાર અવસ્થાઓ જ્યારે ચદ્રસ્વરમા વાયુતત્ત્વ તથા અગ્નિતત્ત્વ ચાલતા હોય ત્યારે શરીરમા ઉત્પન્ન થાય છે. ચંદ્રસ્વરમા આ-કાશતત્ત્વ ચાલે ત્યારે આયુષ્યનો ક્ષય અથવા મૃત્યુ થાય મનુષ્ય જો સૂર્યસ્વર વખતે ભોજન કરે, ચદ્રસ્વર વખતે પાણી

પીવે અને ડાબે પડખે સુવે તો તેના શરીરમાં કદિ પણ રોગ ન થાય. તેથી ઉલટું ચંદ્રસ્વરમાં ભોજન અને સૂર્યસ્વરમા જળપાન કરે તો રોગ થયા વિના રહે નહીં. શોચને માટે જવું હોય તો ચંદ્રસ્વર અને પેશાબને અર્થે કે શયનને માટે જવુ હોય તો સૂર્યસ્વર ઉત્તમ ગણાય છે જો કોઇ માણસ એવો અભ્યાસ રાખે કે દિવસનો ઉદય થતાં જ ચંદ્રસ્વર ચાલુ કરે અને રાત્રિ પડતાં સૂર્યસ્વર ચાલુ કરે તો તે સંપૂર્ણ આયુષ્ય ભોગવવા ભાગ્યશાળી થાય. જો આઠ પહોરમા સૂર્યસ્વર જ ચાલે અને તેમાં વાયુતત્વ હોય તો તેનુ આયુષ્ય ત્રણ વર્ષનું સમજી લેવુ જો સોળ પહોર સુધી સૂર્યસ્વર જ ચાલ્યા કરે, ચંદ્રસ્વર મુદ્દલ આવે જ નહીં તો તેનુ બે વર્ષની અંદરનુ આયુષ્ય સમજી લેવુ જો ત્રણ દિવસ સુધી એક સરખો સૂર્યસ્વર ચાલ્યા કરે તો એક વર્ષમાં મૃત્યુ થાય. જો સોળ દિવસ સુધી બરાબર સૂર્યસ્વર જ ચાલ્યા કરે તો એક મહિનામાં મૃત્યુ આવવુ જોઇએ. જો એક મહિના સુધી સૂર્યસ્વર નિરંતર ચાલ્યા કરે તો બે દિવસનું આયુષ્ય સમજી લેવું જો સૂર્ય ચંદ્ર અને સુષુમ્નામાંથી એકે સ્વર ન ચાલે પણ મુખથી જ શ્વાસ લેવો પડે તો ચાર ઘડીમાં મૃત્યુ આવી પહોંચે. જો આખો દિવસ ચંદ્રસ્વર ચાલે તથા આખી રાત સૂર્યસ્વર ચાલે તો આયુષ્ય ઘણું લાંબુ હોવુ જોઇએ. જો આખો દિવસ સૂર્યસ્વર ચાલે અને આખી રાત બરાબર ચંદ્રસ્વર ચાલે તો તેનું આયુષ્ય બરાબર છ મહિનામાં પુરૂં થઇ જવુ જોઇએ જો ચાર, આઠ બાર સોળ અથવા વીશ દિવસ અને રાત બરાબર ચંદ્રસ્વર

ચાલે તો તેનુ આયુષ્ય બહુ લાબુ હોય એમ સમજવું જો ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી સુષુમ્ના ચાલે તો એક વર્ષનુ આયુષ્ય અને જો ચાર દિવસ સુધી બરાબર સુષુમ્ના ચાલે તો છ મહિનાનુ આયુષ્ય સમજી લેવુ જોઇએ.

**શિષ્ય**—સ્વરશાસ્ત્રના આધારે પુત્ર કે પુત્રી પેદા થશે, એમ શી રીતે કહી શકાય ?

**સૂરિ**—જ્યારે ચદ્રસ્વર ચાલતો હોય ત્યારે સામેથી આવી કોઇ પ્રશ્ન કરે કે–ગર્ભવતીને પુત્ર થશે કે પુત્રી? તો ઉત્તરમા કહેવુ કે "પુત્રી થશે" સૂયસ્વર ચાલતો હોય અને સામે આવી કોઇ પ્રશ્ન કરે તો "પુત્ર" અને સુષુમ્ના ચાલતી હોય ત્યારે પ્રશ્ન કરે તો "નપુસક" થશે એમ કહેવુ જ્યારે સૂર્યસ્વર ચાલતો હોય ત્યારે સામેથી આવી કોઇ સવાલ કરે અને સવાલ કરનારનો પોતાનો ચદ્રસ્વર ચાલતો હોય તો કહેવું કે "પુત્ર થશે તો ખરો, પણ તે લાબો વખત જીવશે નહીં" જો પ્રશ્ન વખતે બન્નેનો સૂર્યસ્વર ચાલતો હોય તો કહેવુ કે "પુત્ર થશે અને ચિરજીવી થશે" જો આપણો ચદ્રસ્વર ચાલતો હોય અને પ્રશ્નકર્ત્તાનો સૂર્યસ્વર ચાલતો હોય તો કહેવુ કે "પુત્રી થશે. અને દીર્ઘાયુષી થશે" જો સૂર્યસ્વરના પૃથ્વીતત્ત્વમા તેજ દિવસે પ્રશ્ન કરે તો કહેવું કે "પુત્ર થશે અને તે રૂપવાન, રાજ્યવાન તથા સુખી થશે." જો સૂર્યસ્વરમા જળતત્ત્વ ચાલતુ હોય તો કહેવુ કે "પુત્ર થશે અને તે સુખી, ધનવાન અને છ રસોનો ભોગી થશે" જો ચદ્રસ્વરમા ઉક્ત

બન્ને તત્ત્વ-પૃથ્વી અને જળ વર્તમાન હોય તો કહેવું કે "પુત્રી થશે અને તે પણ ઉપર કહ્યાં તેવાં લક્ષણવાળી થશે." જો ઉક્ત સ્વરમાં અગ્નિતત્ત્વ ચાલતુ હોય તો કહેવું કે "ગર્ભ ગળી જશે અને કદાચ સતવી થશે તો પણ તે જીવશે નહીં." જો વાયુતત્ત્વ ચાલતુ હોય તો કહેવુ કે "ગર્ભ તો વિકૃતિ ખાઈ જશે અને નહીં તો ગર્ભ પડી જશે.", જો સૂર્યસ્વરમાં આકાશતત્ત્વ ચાલતુ હોય તો નપુંસકની અને ચંદ્રસ્વરમાં આકાશતત્ત્વ ચાલતુ હોય તો વંધ્યા પુત્રની ઉત્પત્તિ થાય એમ પ્રશ્નકર્તાને કહી દેવું સુષુમ્ના સ્વર ચાલતો હોય તે વખતે કોઇ પ્રશ્ન કરે તો કહેવુ કે "બે પુત્રીઓ થશે." બન્ને સ્વરો ચાલતા હોય તે વખતે ગર્ભ સંબંધી જો કોઈ પ્રશ્ન કરે અને તે વખતે ચંદ્રસ્વર તેજીથી ચાલી રહ્યા હોય તો કહેવુ કે " બે કન્યાઓ થશે " સૂર્યસ્વર તેજીથી ચાલતો હોય તો કહેવુ કે ' બે પુત્રો થશે." એવી રીતે ગર્ભ સંબંધી પ્રશ્નોના જુદાજુદા સ્વર શાસ્ત્રને અનુસરીને સમજી લેવાના છે

શિષ્ય—પ્રસંગોપાત એક વિશેષ પ્રશ્ન પૂછી આજનો વિષય સમાપ્ત કરીશું પરગામ જતાં જે શુકન થાય તેમાં ક્યા ક્યા શુકન શ્રેષ્ઠ અને ક્યા ક્યા નિકૃષ્ટ જાણવા ?

સૂરિ—પરગામ જતી વખતે જો કુમારી કન્યા, સધવા સ્ત્રી, ગાય, ભરેલો ઘડો, દહીં, શેરી, શંખ, ઉત્તમ ફળ, પુષ્પમાળા ધૂમાડા વિનાનો દેવતા ચોકા, હાથી રથ, બળદ, પાલ-ખી, અમ્બર, સોપારી છત્રી, તૈયાર ભોજનનો થાળ, વેશ્યા,

ચોરોનુ ટોળુ, અરીસો, માસ, મદ્ય, મુકુટ, મધુવાળુ, ઘૃત, ગોરોચન, ભાત, રત્ન, વીણા, કમળ, સિંહાસન, તમામ પ્રકારના હથીઆરો, મૃદગ આદિ બધા વાજીત્રો, ગીત, ધ્વનિ, સપુત્રસ્ત્રી, વાછડા સાથે ગાય, ધોએલા વસ્ત્રો લઇ આવતો ધોબી, ઓઘા અને મુહપત્તિવાળા સાધુ, તિલકવાળો બ્રાહ્મણ, વગાડવાનુ નગારૂં તથા ધ્વજા–પતાકા આદિ શુભ પદાર્થો સામે મળે અથવા વિદાય થતી વખતે "પધારો ! ફત્તેહ કરીને આવો ! વ્હેલા વ્હેલા વાછિત ફળ પ્રાપ્ત કરો" એવા ઉદ્ગારો સાંભળવામાં આવે તો સમજવુ કે આપણું ધારેલુ અવશ્યમેવ સિદ્ધ થાય એમા કોઇ પણ પ્રકારનો શક નથી.

જો પરગામ જતા સામે અથવા જમણી બાજુ છીંક થાય, કાટામા વસ્ત્ર ભરાઇ જાય–ફાટી જાય, કાટો લાગે, કોઇ અકળાતુ હોય એવો શબ્દ સાભળવામા આવે અથવા સાપ કે બિલાડી નજરે પડે તો ગમન મુલતવી રાખવુ જોઇએ. ચાલતી વખતે નીલચાસ, મોર, ભરદ્વાજ તથા નોળીઓ નજરે પડે તે સારા ગણાય છે. મુરઘાનુ ડાબી તરફ બોલવુ, રાજાના ડાબી બાજુએ દર્શન થવા, ડાબી બાજુએ ગધેડાનુ મળવુ ઉત્તરોત્તર વધારે સારા ગણાય છે જમણી તરફ નાહર મળે તો ઉત્તમ ઋદ્ધિ–સિદ્ધિ પ્રાપ્ત થાય. તમામ પ્રકારના નખના શસ્ત્રો ડાબી બાજુએ નીકળતી વખતે મળે અને દાખલ થતી વખતે જમણી બાજુએ મળે તો મગળકારી થાય. ઘેરથી નીકળતી વેળા ગધેડુ ડાબી બાજુએ અને

ગામમાં દાખલ થતાં જમણી બાજુ મળે તો તે સારૂ ગણાય. આગળ-પાછળ ગધેડુ ભુકતુ હોય તે પણ સારા શુકનમાં લેખાય છે આવતી વખતે ગર્દભ મૈથુન કરતો જણાય તો ધનનો લાભ તથા કાર્યની સિદ્ધિ થાય. પોપટ ડાબી બાજુએ બોલે તો ભય જમણી બાજુએ બોલે તો મહાલાભ, સુકેલી લાકડી ઉપર બેસી બોલે તો ભય અને સામે આવીને બોલે તો બન્ધનનુ દુઃખ નડે. મેના જો સામે આવીને બોલે તો કલહ, જમણી બાજુએ બોલે તો લાભ સુખ, ડાબી બાજુએ બોલે તો અશુભ તથા પીઠ પાછળ બોલે તો મિત્ર-સમાગમ થાય. ગામની બ્હાર નીકળતાં જો બગલો પોતાના ડાબા પગને ઉપાડી જમણા પગના આધારે ઉભો રહેલો દેખાય તો લક્ષ્મીનો લાભ થાય. પ્રસન્ન થયેલો બગલો બોલતો સંભળાય અથવા આકાશની તરફ ઉડતો જણાય તો કન્યા અને ધનનો લાભ તથા સંતોષ થાય. જો તે ભયભીત બની ઉડતો લાગે તો ભય ઉત્પન્ન કરે. જો ગામથી નીકળતાં એકથી અધીક અથવા એક સ્થાને બેઠેલા દેખાય તો મહાલાભ અને સંતોષ ઉપજે; તેમજ ભયભીત બની ઉડતા દેખાય તો ભય ઉત્પન્ન કરે. જો સારસ પક્ષી ડાબી બાજુ દેખાય તો મહા સુખ, લાભ અને સંતોષ થાય. જો તે બેઠેલુ દેખાય તો મિત્ર સમાગમ, જો સામે બોલતુ જણાય તો રાજાની કૃપા પ્રાપ્ત થાય તથા જો જોડુ એક સાથે બોલતુ હોય તો સ્ત્રીનો લાભ થાય; પરંતુ જમણી બાજુ સારસનુ ગમનુ નિષિદ્ધ છે જતી વખતે ટીટોડી સામે બોલે તો સર્વની સિદ્ધિ થાય તથા ડાબી બાજુ

બોલે તો તેનું ફળ નિકૃષ્ટ મળે. જતી વખતે જળકુકડી પાણીમા બોલતી હોય તો કાર્યની સિદ્ધિ થાય પણ જો પાણીની બ્હાર નીકળી બોલતી હોય તો નિકૃષ્ટ ફળ મળે ગામમાથી નીકળતી વખતે મોર એક શબ્દ એકવાર બોલે તો લાભ, બે વાર બોલે તો સ્ત્રી લાભ, ત્રણ વાર બોલે તો દ્રવ્ય લાભ, ચાર વાર બોલે તો રાજાની કૃપા તથા પાચ વાર બોલે તો કલ્યાણ થાય છે જો નાચતો થકો મોર દેખાય તો ઉત્સાહ ઉત્પન્ન થાય, મગળકારી તથા લાભદાયક પણ ગણાય સમળી પોતાના આહારની સાથે વૃક્ષની ઉપર બેઠેલી જણાય તો મ્હોટો લાભ થાય જો આહાર વગરની બેઠેલી હોય તો પરગામ જવુ નિષ્ફળ થાય. જો ડાબી તરફ બોલતી હોય તો ઉત્તમ ફળ થાય તથા જમણી બાજુ બોલતી હોય તો ઉત્તમ ફળ ન ફળે જો ઘુવડ ડાબી બાજુ બોલતુ હોય તો ઉતમ ફળ પ્રાપ્ત થાય, જો જમણી તરફ બોલતુ હોય તો ભય ઉત્પન્ન થાય, જો પીઠની પછવાડે બોલતુ હોય તો વૈરી વશમા આવે, જો સામે બોલતુ જણાય તો ભય ઉત્પન્ન થાય, જો અધિક શબ્દ કરતુ હોય તો અધિક વૈરીઓ ઉત્પન્ન કરે, જો ઘરની ઉપર બોલે તો સ્ત્રીનુ મૃત્યુ થાય અથવા કોઇ એક ગૃહજન મરણ પામે. જો બરાબર ત્રણ દિવસ સુધી બોલે તો ચોરી થશે એવુ સૂચન સમજવુ ચાલતી વખતે કબુતર જમણી બાજુ મળે તો લાભકારી ગણાય, ડાબી તરફ મળે તો ભાઇ અને પરિજનને કષ્ટ ઉત્પન્ન કરે, પાછળ ચણતુ હોય તો ઉત્તમ ફળ પ્રાપ્ત થાય જો મુરઘો સ્થિરતાપૂર્વક ડાબી બાજુએ શબ્દ કરતો જણાય તો લાભ

અને સુખ થાય; પણ જો ભયભીત બની બોલતો હોય તો ભય અને ક્લેશ ઉપજાવે. જો નિલકંઠ પક્ષી સામે અથવા જમણી બાજુએ ક્ષીર વૃક્ષ ઉપર બેસીને બોલે તો સુખ અને લાભ થાય. જો જમણી બાજુએ તોરણ ઉપર બેસે તો અત્યંત લાભ અને કાર્યસિદ્ધિ થાય. જો તે ડાબી તરફ સ્થિરચિત્તે બોલતો લાગે તો ઉત્તમ ફળ પ્રાપ્ત થાય; પણ જો તે ચૂપચાપ બેઠા રહે તો ઉત્તમ ફળ ન મળે. નિલકંઠ અને નીલિયા પક્ષીનું દર્શન શુભકારી ગણાય છે પરગામ જતાં તેનું દર્શન થાય તો સર્વ સંપત્તિઓ આવી મળે. પરદેશ જતા અથવા કોઇ પણ શુભ કાર્યનો આરંભ કરતા જો ભમરો ડાબી બાજુએ ફુલ ઉપર બેઠેલો દેખાય તો હર્ષ અને કલ્યાણ ઉપજાવનારો ગણાય જો સામે ફુલ ઉપર બેઠેલો જણાય તો તે પણ શુભકારક ગણાય; પરંતુ જો બે ભમરા લડતા લડતાં શરીર ઉપર આવીને પડે તો અશુભસૂચક ગણાય. એમ બને તો વસ્ત્રસહિત સ્નાન અને કાળા પદાર્થનું દાન કરી નાંખવું એટલે સર્વ દોષ નિવૃત્ત થઇ જશે. કરોળીઓ જો ડાબી બાજુએથી જમણી તરફ ઉતરે તો તે દિવસ પરગામ જવાનું મુલતવી રાખવું જો ડાબી બાજુએ જાળ બાંધતો દેખાય તો કાર્યસિદ્ધ થાય. જો જમણી તરફથી ડાબી બાજુએ ઉતરે તો પણ શુભ ગણાય છે જો પગ ઉપર થઇ જાંઘ ઉપર ચઢે તો ધનની પ્રાપ્ત થાય, જો જગા સુધી ચઢે તો વસ્ત્ર અને આભૂષણની પ્રાપ્તિ થાય, જો મસ્તક પર્યંત ચઢે તો રાજમાન પ્રાપ્ત થાય તથા શરીર ઉપર ચઢે તો વસ્ત્રની પ્રાપ્તિ થાય. એકંદરે તેનું ઉપર ચઢવું શુભકારી અને નીચે ઉતરવું તે

અશુભકારી ગણાય છે કાનખજુરો ડાબી તરફ ઉતરે તો તે શુભ ગણાય, પણ જો જમણી બાજુએ ઉતરે તેમજ માથા ઉપર કે શરીર ઉપર ચઢે તો તે ખરાબ ગણાય. જો હાથી પોતાના જમણા દાત ઉપર કે શરીર ઉપર સૂઢ રાખીને અથવા સૂઢને ઉછાળતો સામે આવતો જણાય તો સુખ, લાભ અને સંતોષ થાય તથા ડાબો બાજુ કિંવા બીજી કોઇપણ દિશાએ સૂઢ રાખીને આવતો જણાય તો સામાન્ય ફળ પ્રાપ્ત થાય હાથીનું સામે મળવું શુકનમા સારૂ ગણાય છે જો ઘોડો પોતાના આગલા જમણા પગથી પૃથ્વી ખોદતો જણાય અથવા દાતવડે પોતાના જમણા અંગને ખજવાળતો હોય તો સર્વ કાર્યોની સિદ્ધિ થાય, પણ જો ડાબો પગ ફેલાવીને ઉભો હોય તો ક્લેશ થાય. ઘોડા સામે મળે તે શુભકારી ગણાય છે ઉંટ ડાબો બાજુએ બોલે તે સારૂ, જમણી બાજુએ બોલે તો કલેશકારી અને ઉંટડી સામે મળે તો શુભ શુકન ગણાય ગામમાંથી નીકળતા જો બળદ પોતાના ડાબા સીંગડા અને પગથી ધરતી ખોદતા જણાય તો સારૂં ગણાય, કારણ કે તેથી સુખ અને લાભની પ્રાપ્તિ થાય, પણ જો જમણા અંગથી પૃથ્વી ખોદતો લાગે તો અશુભ જાણવુ બળદ અને પાડો એકઠા ઉભેલા નજરે પડે તો પણ અશુભ ગણાય, એવી સ્થિતિમા પરગામ જવાનુ બંધ રાખવુ છતા જો કોઇ જાય તો તેના પ્રાણનો સંદેહ સમજી લેવો. ગર્જના કરતો સાઢ સામે મળે તો તે સારો ગણાય જો ગાય ડાબી તરફ શબ્દ કરતી જણાય અથવા વાછડાને દૂધ પાતી દેખાય તો લાભ, સુખ અને સંતોષની પ્રાપ્તિ થાય, પણ

જો ગાંભરી રાતે આય બોલે તો ક્લેશ ઉપજાવે જો ગર્દભ ડાબી તરફ જાય તો સુખ અને સંતોષ થાય, પાછળની બાજુ અથવા જમણી તરફ જાય તો ક્લેશ થાય. જો ગર્દભો પરસ્પરમાં એક બીજાની ડાંખને ખંજોળતા ઉભા હોય, દાવ દેખાડતા હોય, અથવા ડાબી તરફ જતા હોય તો બહુ જ લાભ અને સુખ થાય, રાખમાં આળોટતા અથવા લડતા હાગે તો અશુભ અને ક્લેશકારી જાણવું. જો નીકળતી વખતે ગર્દભ ડાબી બાજુએ અવાજ કરે અને દાખલ થતી વખતે જમણી તરફ બોલે તો શુભકારી જાણવું. પરગામ જતાં ચાંદરો જમણી તરફ મળે તો તે સારો જાણવું. મધ્યાન્હકાળ પછી ડાબી બાજુ મળે તો પણ શુભકારી જ જાણવું. જો કુતરો મુખમાં કંઈ ભક્ષ પદાર્થ લઈ સામો મળે તો સુખ, કાર્યસિદ્ધિ અને લાભ થાય. ખીલેલા વૃક્ષની નીચે વાડીમાં, લીલી ક્યારીઓમાં, હાસ્ની ઈંટ ઉપર, ધાન્યના ઢગલા ઉપર જો કુતરો પેશાબ કરતો જણાય તો મહા લાભ અને સુખની પ્રાપ્તિ થાય. જો તે ડાબી બાજુએ ઉતરે અથવા જાનુ, પેટ, હૃદય તથા પાછલા જમણા પગને ચાટતો અથવા ખંજવાળતો નજરે પડે તો લાભ થાય. જો મુખ્ય ઉપર, સ્મશાનમાં અથવા પત્થર ઉપર પેશાબ કરતો દેખાય તો બહુ કષ્ટ ઉત્પન્ન થાય એમ સમજવું. એવું શુકન જોઈ પરદેશ ન જવું. વિદાય થતાં જો કુતરૂં ઉંચે સ્થાને બેસી કાન, મસ્તક અને હૃદયને ખંજવાળતું ક્રિયા ચાટતું દેખાય અથવા બે કુતરાઓ મેળ કરતા જણાય તો કાર્યસિદ્ધિ થાય.

જો તે જમીન ઉપર આળોટતુ અથવા પોતાના ધણી સાથે લાડ કરતુ ખાટલા કે પાટ ઉપર બેઠેલું દેખાય તો તે મ્હોટો ક્લેશ ઉપજાવે નીકળતી વખતે પોતાના મુખમા કોઇપણ જાતનો ભક્ષ્ય પદાર્થ લઇ બિલાડી સામે આવતી જણાય તો લાભ અને કુશળ થાય, પણ જો બે બિલાડીઓ અ દરઅંદર લડતી અને ઘુર ઘુર શબ્દ કરતી હોય તો ઠીક ન ગણાય જો બિલાડી આડી ઉતરે તો ગ્રામાતર જવાનું માડીવાળવુ છછું-દરનું ડાબી બાજુએ ઉતરવું ઉત્તમ તથા જમણી બાજુએ ઉતરવુ ખરાબ ગણાય છે પરગામ જતા જો પ્રાત કાળમા હર-ણાઓ જમણી તરફ ઉતરે તો સારૂ, પરતુ જો તે પોતના સીંગડાને ઠોકતા, માથાને હલાવતા, મળ-મૂત્ર કરતા તથા છીંકતા હોય તેમજ જમણી તરફ ઉતરતા હોય તે ઠીક ન ગણાય બ્હારગામ જતા શૃગલાનુ ડાબી બાજુ બોલવું તથા દાખલ થતા જમણી બાજુ બોલવું ઉત્તમ ગણાય છે

**શિષ્ય**—સ્વરશાસ્ત્ર તથા શુકનશાસ્ત્રના વિવેચનમાં આજે ઘણો સમય નીકળી ગયો છે પુણ્ય-પાપ સબધી વિચાર હવે આવતી કાલને માટે રહેવા દઇએ એ જ ઉચિત ગણાશે

**સૂરિ**—તથાસ્તુ !



## (૧૬) ધર્માધર્મ વિવેક



શિષ્ય—આત્મકલ્યાણના સાધકોએ પાપ–પુણ્યનો બંધ કેવી રીતે થાય અને તેની નિર્જરા શી રીતે કરી શકાય એ વિષય બરાબર સમજી લેવો જોઇએ એમ આપે વખતોવાર કહ્યું છે માટે હું અનુક્રમે પાપ–પુણ્ય સબંધી જ ઉપદેશ આપના શ્રી મુખથી સાંભળવા ઇચ્છું છું.

ગુરૂ—પાપ–પુણ્યની આત્મા ઉપર શી અસર થાય છે એ વિષય તત્વજ્ઞાન કિંવા અધ્યાત્મવિદ્યાને લગતો છે, એટલે પામર અથવા મૂઢ મનુષ્યો આત્માના સ્વાભાવિક નિર્મળ સ્વરૂપના અને પાપના આવરણને યથાયોગ્ય સ્વરૂપે ન સમજી શકે એ બનવાજોગ છે પાપકર્મથી આત્માની અખૂટ શક્તિઓ કેમ દબાઇ રહે અને તેથી આત્મિક પ્રગતિમાં કેટલો વિલંબ થાય એ વાત પણ સૌ કોઇ ન સમજી શકે, પરંતુ પાપના ફળો તો સર્વત્ર જોવામાં આવે છે પાપના પરિણામે મનુષ્ય માત્રને જે કઠોર દંડ સહન કરવો પડે છે તે તો અમે તે સ્વલે પ્રત્યક્ષ થઇ શકે એમ છે; છતાં આશ્ચર્ય છે કે અજ્ઞાનને લીધે મનુષ્યો પાપનું કડવું ફળ ચાખવા છતાં તેથી નિવૃત્ત થઇ શકતા નથી. નીશામાં ચકચૂર બનેલા દારૂડીઆ લોકો જેવી રીતે પોતાના તન–મન–ધનની પ્રત્યક્ષ હાની નીહાળવા છતાં સમજી શકતા નથી તેવી રીતે સંસાર–ભ્રમણમાં જ આનંદ માનનાર જીવો પાપ અને તેનાં પરિણામોને પ્રત્યક્ષ અનુભવવા

છતા તે થકી વિરમતા નથી જેઓ છતી આખે આંધળા બનવા માગતા હોય તેમને વિશેષ શું કહી શકાય ?

**શિષ્ય**—પાપકર્મ શી શી રીતે બધાય ?

**સૂરિ**—જીવહિસા, મદ્યપાન, અસત્ય ભાષણે, ચોરી અને ચાડી એ પાચ મનુષ્યને નરકમા લઈ જનારાં ભયકર દૂત ગણાય છે. પારકાને ઠગવાથી, મ્હોટો આરભ કરવાથી, પરિગ્રહ રાખવાથી, કદાગ્રહથી, પરસ્રીના સગથી, અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરવાથી, વિકથા અને ખોટી પ્રરૂપણા કરવાથી, પોતાના આત્માને વશમા નહીં રાખવાથી, કૃષ્ણ, કપોત અને નીલ એ ત્રણ લેશ્યાથી, માઠા અધ્યવસાયથી તથા આર્ત્ત-રૌદ્ર ધ્યાન કરવાથી, દુ:ખને ઉપજાવનારૂ, સતાપને વધારનારૂં, જન્મ-મરણના ત્રાસદાયક દુ ખને આપનારૂ અને નારકીના દુ ખોમા નાખનારૂ પાપકર્મ બધાય છે

**શિષ્ય**—આપે કહ્યુ કે પાપનુ ફળ સસારમા પ્રત્યક્ષ જોવામા આવે છે તો તે કયું ફળ ?

**સૂરિ**—તમે આ સસારમા કોઇવાર કોઈ માણસને પાગળો, ઠુઠો, દુર્ભાગી, વિષયી અને નપુસક જેવો નીહાળ્યો છે ? તેમ થવામા શા શા હેતુઓ રહેલા હોવા જોઇએ તે વિષે કદિ વિચાર કર્યો છે ? એક માણસને મજબૂત હાથ-પગાદિ અવયવો છતા ખમા-ખમાના અવાજો સાથે પાલખીમા બેસી જતો જોઇએ છીએ અને એક માણસને દેહમા પૂરતી શક્તિ ન હોવા છતા મજુરી કરતો અને મરણતોલ અવસ્થામા દિવસો

મુંઝવતો જોઇએ છીએ તેનું શું કારણ ? આ સ્થિતિના મૂળમાં કંઇ પણ મહત્ત્વનું કારણ તો હોવું જ જોઇએ. આનું કારણ બીજું કંઇ જ નહીં પણ પૂર્વનાં પાપ-પુણ્ય જ સમજી લેવાં. મનુષ્ય પોતાની સાથે પૂર્વકર્મનું જે ભાતું લઇને આવે છે તેનો જ પ્રાય. સંસારમાં ઉપભોગ કરે છે જો એ ભાતું પુણ્યકર્મનું હોય તો તે સર્વત્ર માન-આદર અને સુખશાંતિ ભોગવે અને જો પાપકર્મનું હોય તો તે અપાર દુઃખ-નિરાશા અને આપત્તિ ઓથી ઘેરાએલો જ રહે. મનુષ્યની વર્તમાન સ્થિતિ ઉપરથી જ પાપ-પુણ્યનાં ફળનો નિર્ધાર થઇ શકે છે આ ખુલ્લી અને સ્પષ્ટ વાત પણ જેઓ જોઇ અને સમજી શકતા નથી, તેઓ સંસારના યથાર્થ સ્વરૂપને કદિ પણ સમજી શકતા નથી એક આત્મા રાજાને ત્યાં દેહ ધારણ કરે છે અને એક આત્મા એવી ગરીબ ઝુંપડીમાં જન્મ લે છે કે જ્યાં ગર્ભવતીને પણ પુરું પેટ પણ ન મળી શકતું હોય, તો પછી આ નવા બાળકનો તો ભાવ જ કોણ પૂછે ? પાપ-પુણ્યની પ્રેરણા જો ન માનવામાં આવે તો ઉક્ત સમસ્યાનો નિર્ણય થઇ શકતો નથી દુઃખમાં પાપથી જ માણસ પારકાનો દાસ, મલિન, કોઢિઓ, બોબડો, મુંગો, અને દરિદ્રી થાય છે પૂર્વના પાપને લીધે જ મનુષ્ય નારકી અને પશુયોનીમાં જન્મ ધારણ કરી અસહ્ય દુઃખો અને ભાવ નાઓ વેઠે છે પાપને પ્રતાપે જ મનુષ્ય હીનકુળ, મતિમંદ તથા ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોથી ભ્રષ્ટ અને સદા રોગી રહે છે આ સંસારમાં જીવને જે કંઇ માઠું

પ્રાપ્ત થાય, મનને જે કાંઇ પણ દુ ખ પ્રાપ્ત થાય તે સર્વ પાપનું જ ફળ સમજવું પાપ-પુણ્યના પાયા ઉપર જ આ વિશ્વની સ્થિતિ રહેલી છે. આ રીતે જેઓ પાપના કારણોનો વિચાર કરી શકતા હોય, પાપથી કેવા કેવા દુ ખો-કષ્ટો-વેદનાઓ વેઠવી પડે છે તેનો મનમા સાક્ષાત્કાર કરી શકતા હોય, તેઓ હમેશા પાપના હેતુઓ ધ્યાનમા રાખી પુણ્યનો સંચય કરવાને જ પ્રયત્નશીલ રહે છે જો તમે પણ સુખમા રહેવાની ઇચ્છા રાખતા હો તો તમારે પણ પાપના હેતુઓથી બચવાને સતત ઉદ્યમશીલ રહેવુ જોઇએ

**શિષ્ય**—પાપથી બચવાનાં માર્ગો દર્શાવો તો આ પામર પ્રાણી ઉપર મહા ઉપકાર થાય.

**સૂરિ**—જીવો આ લોકમા કષાય, વિષય, પ્રમાદ, આર્ત્ત-રૌદ્રધ્યાન, વિરતિનો અભાવ અને અજ્ઞાનથી જ નવા કર્મો બાંધે છે, એમ શાસ્ત્ર તથા ગુરૂમુખદ્વારા હજારો વાર સાંભળવામાં આવ્યુ હશે. સંસારને એક બંદિખાનાની ઉપમા આપવામાં આવી છે બંદિખાનાના જીવતા-જાગતા પહેરેગીર તરિકે ક્રોધ, માન, માયા અને લોભ આદિ કષાયો કામ કરી રહ્યા છે. જીવરૂપી બંદિવાનને એ જ પોળીઆઓ સંસારમા મજબૂત રીતે પકડી રાખે છે

**શિષ્ય**—ક્રોધ, માન, માયા, લોભ વિગેરે શી રીતે જીવને પકડી રાખે છે?

**સૂરિ**—ક્રોધ એક દાવાનળ સરખો પણ ગણાય છે.

ક્રોધથી માણસ પોતાને તો હાનિ કરે છે જ, પરંતુ તેની સાથે બીજાને પણ હાની ઉપજાવતો જાય છે જેવી રીતે એક ઘરમાં લાગેલી આગ વખતસર કાબૂમાં ન આવે તો બીજા ઘરને, ત્રીજા ઘરને અને એ રીતે ધીમે ધીમે અનેક ઘરોને સળગાવતી વ્યાપી જાય, તેવી રીતે ક્રોધ કષાય પણ પોતાના આત્માની શુભ સંપત્તિને બાળતો થકો આસપાસના મનુષ્યોને પણ દુર્ધ્યાન કરતો જાય છે ક્રોધાવેશમાં મનુષ્ય પોતાનું હિત વિચારી શકતો નથી, તેથી તેનો સંસાર વૃદ્ધિ પામે છે અર્થાત બંદિખાનાની મુદત વધતી જાય છે વિવેકી પુરૂષોએ ક્રોધને દુર્ગતિનું એક મહા કારણ માનીને તે થકી બચવાનો પ્રયત્ન કરવો જોઇએ. ચંડકૌશિક નામની પૂર્વ ભવની કહાણી ક્રોધનું ભયંકર પરિણામ રજુ કરે છે તે વિચારવું ।

અભિમાનના પણ અનેક પ્રકાર જોવામાં આવે છે જેમ કે કોઇને કુળનું, કોઇને જાતિનું કોઇને પોતાની તપસ્યાનું તો કોઇને રૂપનું, બળનું લાભનું, શાસ્ત્રજ્ઞાનનું કે લક્ષ્મીનું પણ અભિમાન છે આવા અભિમાનથી મનુષ્ય ફુલાઇ જાય છે અને જગતને—જગતના પ્રાણીઓને તૃણવત્ ગણી કહાડે છે અભિમાનને લીધે જ રાવણની લંકાનો નાશ થયો એમ કેટલાક માનસશાસ્ત્રવેત્તાઓ કહે છે આ ક્ષણભંગુર સંસાર કે જ્યાં મનુષ્યના કુળ—જાતિ—બળ—રૂપ વિગેરે ચિરકાળ રહેવાનાં નથી, જેનો વિયોગ એક કાળે અનિવાર્ય છે, તેનું અભિમાન મૂર્ખાઓ સિવાય ભાગ્યે જ કોઇને શોભા આપે ! જે વસ્તુ આપણી પોતાની નથી તેનું અભિમાન આપણે શી રીતે

રાખી શકીએ ? આત્માની સમૃદ્ધિનુ-સત્તાનુ અભિમાન રાખી એ સમૃદ્ધિના ભડારો ખુલ્લાં રાખ્યા હોય તો આપણને પોતાને તેમજ જગતને પણ લાભ થાય, પરતુ એથી ઉલટું ઉપર કહી તેવી ક્ષણિક વસ્તુઓનું અભિમાન કરવાથી તેજ વસ્તુઓ પરભવમા હલકારૂપે પ્રાપ્ત થાય છે. અર્થાત્ કૂળના અભિમાનીઓ પરભવમા હલકુ કૂળ અને રૂપના અભિમાનીઓ પરભવમા ઘૃણાપાત્ર થવાય એવું રૂપ પામે છે. એ રીતે અભિમાની જીવોની સસાર ભ્રમણા વધતી જાય છે

માયા-કપટ એ દૌર્ભાગ્યને ઉત્પન્ન કરનારૂ, દુર્ગતિએ પહોચાડનારૂ તથા પુરૂષને સ્ત્રીનો જન્મ આપનારૂ હોઈ વિવેકી પુરૂષોએ માયા-કપટનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. શ્રી મલ્લિનાથ ભગવાને પોતાના પૂર્વભવમા તપસ્યાના સબધમા માયા-કપટનું સેવન કર્યુ તેથી તેમને સ્ત્રીવેદપણું પ્રાપ્ત થયું. માયાવી કે કપટી સ્ત્રી-પુરૂષ આ વિશ્વમા કોઇના પ્રીતિપાત્ર થઇ શકતા નથી, એટલુ જ નહી પણ પરભવમાયે તેના વિષમય ફળો તેમને ચાખવા પડે છે.

સફેદ વસ્ત્ર કાજળમા બોળવાથી જેમ મલીન થાય છે તથા આછણથી દુધ જેમ બગડી જાય છે તેમ સ્ત્રી-પુરૂષના સખ્યાબધ ગુણો એક માત્ર લોભના દુર્ગુણથી મલીન થઈ જાય છે કૃપણ પુરૂષ કે સ્ત્રીનુ મ્હો જોવુ એ પણ સસારમાં એક અપશુકન ગણાય છે. પુદ્ગલ ઉપર લોભ રાખવા કરતા જો આત્મિક ઋિદ્ધિ પ્રાપ્ત કરવા તરફ તેવો લોભ રાખવામા આવે તો મનુષ્ય જાતિનુ કેટલુ બધુ કલ્યાણ થાય ?

જે માણસ ઉપરના ચાર કષાયો ઉપર વિજય પ્રાપ્ત કરી પોતાની ઇંદ્રિયો ઉપર સંયમ રાખતા શીખે તેને શુરવીરતા, ગંભીરતા, ઉદારતા, શુભ ધ્યાન, અધ્યયન અને તપસ્યાની પ્રાપ્તિ થયા વિના રહે નહીં.

શિષ્ય—પાપના પરિણામો તથા કારણો સમજાયાં. તેવી જ રીતે પુણ્યનાં પરિણામો અને કારણો જાણવાં હોય તો પુણ્યાચરણ સરલ થાય એમ હું માનું છું તો કૃપા કરીને પુણ્યના વિષયમાં જરા વિશેષ સમજણ આપશો.

સૂરિ—પુણ્યનાં શુભ પરિણામો એટલા બધા વિવિધ પ્રકારનાં હોય છે કે તેનો સંપૂર્ણ ખ્યાલ આપવો અશક્ય છે. પુણ્ય કિંવા ધર્મથી જ જગતમાં પ્રશંસા કરવા યોગ્ય કુળ, ઉત્તમ જાતિ, મનોહર રૂપ તથા આશ્ચર્યજનક સૌભાગ્ય પ્રાપ્ત થાય છે પુણ્યથી જ મનુષ્યોને નીરોગીપણું, લાંબુ આયુષ્ય, ભોગવવા યોગ્ય ધન તથા જ્ઞાન પ્રાપ્ત થાય છે. વધારે શું કહું? ધર્મથી જ આ વિશ્વમાં મેઘની વૃષ્ટિ થાય છે પુણ્યથી જ સર્વત્ર વિશુદ્ધિ જળવાઈ રહે છે, ધર્મથી જ સમુદ્ર પોતાની મર્યાદાને કોઈ સમે પણ છોડતો નથી, આ જગતમાં જેટલું સુંદર—મનોહર—સુખકર તથા કલ્યાણકર છે એ બધો પુણ્યનો જ પ્રતાપ સમજવો. ધર્મના પ્રભાવથી જ પૃથ્વી રસાતળે જતી નથી જાય છે ધર્મથી જ મનુષ્યો ચાર પુરૂષાર્થોની સિદ્ધિ કરી શકે છે સ્વર્ગ, મોક્ષ વિગેરે બીજી જે કોઈ મનગમતી ચીજ જીવને મળે છે તે સર્વ ધર્મના પ્રભાવથી જ હોય છે પુણ્યનો

પ્રભાવ આથી વધુ અસરકારક શબ્દોમા વર્ણવવાને હું અશક્ત છુ.

**શિષ્ય**—આપ જે ધર્મનો આવો અનહદ પ્રભાવ વર્ણવો છો તેનો પ્રત્યક્ષ પૂરાવો આ આ જગતમા કેમ દશ્યમાન નહીં થતો હોય ?

**સૂરિ**—જગતમા જયવતો ધર્મ, પરલોક, દેવ અને તત્ત્વ એ ચારે છે જ, એમા બિલકુલ શકા કરવા જેવુ નથી, પણ મનુષ્યમાં પોતાનામા જે સત્ત્વ જોઇએ તે કયા છે ? શસ્ત્ર-અસ્ત્ર બધા વર્તમાન હોય પણ લડનારમા-પોતાનામા જ જો સત્ત્વ-માલ ન હોય તો પછી સાધનો બિચારા એકલા શું કરી શકે ? ધર્મનો પ્રભાવ દ્રષ્ટિગોચર ન થાય તો તે દોષ ધર્મનો નહિ, પરતુ મનુષ્યનો જ લેખાવો જોઇએ.

**શિષ્ય**—મનુષ્યનો દોષ શી રીતે ?

**સૂરિ**—જે મનુષ્ય પોતાના માઠા અધ્યવસાયોને લઇને પોતાની ઇંદ્રિયોને સયમમા ન રાખે, ચિત્તવૃત્તિને જ્યા ત્યા ભટકવા દે, સસારના પૌદ્ગલિક ભોગોપભોગમાથી ક્ષણમાત્રનો પણ અવકાશ ન મેળવી શકે અને એટલુ છતા એમ કહે કે "ધર્મનુ કઇ પરિણામ ન આવ્યું ધર્મનો પ્રભાવ કઇ પત્યક્ષ ન થયો" તો તે એક પ્રકારનો મિથ્યાલાપ નહીં તો બીજું શું કહેવાય ? જો એક માણસ પોતાના મનને જ કાબૂમા ન રાખી શકે અને છતા દેવ-દેવતાઓને વશ કરવાની સાધનાઓ કરે તો તે શી રીતે ફળીભૂત થાય? જ્યા સુધી આપણે આપણી

પોતાની મનોવૃત્તિઓને અંતર્મુખી ન કરી શકીએ ત્યાં સુધી ધર્મનો કે કેવળીના વચનનો વાંક કાઢવો એ પોતાની હલકાઈ બતાવવા જેવું છે. કહ્યું પણ છે કે—"કુગુરુ, કુક્રિયા, પૂર્વજન્મના અતરાય તથા કાળદોષને લીધે કેવળીનાં વચન પ્રમાણે ફળ ન આપે તો તેમાં કેવળીના વચનનો શો દોષ?" મનુષ્ય માત્રે પોતાનું આત્મવીર્ય પ્રકટાવવું જોઈએ. સંપૂર્ણ શ્રદ્ધા પૂર્વક સદ્ગુરુનું શરણ લઈ, સુવિહિત ક્રિયાઓદ્વારા ધર્મનું પાલન કરવું જોઈએ. એ માટેજ થાય તો ધર્મનો પ્રભાવ પ્રત્યક્ષ થયા વિના રહે નહીં. માઠા અધ્યવસાયોને લીધે સમિપ આવેલી સિદ્ધિઓ પણ ચાલી જાય છે, તો પછી જે સિદ્ધિઓનો પત્તો પણ નથી અને કોણ જાણે તે કેટલીયે દૂર રહી તેવી સિદ્ધિઓ કેવળ વાતો અને ઢબથી પ્રાપ્ત કરવાની અભિલાષા રાખવી એ નિરર્થક છે. ધર્મ પ્રત્યે આદરબુદ્ધિ ઉપજાવવી જોઈએ. જેમ આદર ન કરનાર માણસ પાસે કોઈ જતું નથી તેમ ધર્મ પ્રત્યે અનાદર રાખનાર માણસ પાસે ધર્મ-પ્રભાવ કે ઋદ્ધિ-સિદ્ધિ પણ જઈ શકતી નથી.

જે લોકો પોતાના મનમાં એમ માની બેઠા છે કે—"અમને આ જન્મમાં સુંદર શરીર મનોરમ ભાર્યા તથા રાજ્યપદ વિગેરે અનાયાસે પ્રાપ્ત થઈ ચૂક્યાં છે તો પછી અમને હવે ધર્મ કરવાની શી જરૂર છે?" તેઓ સંસારના યથાર્થ સ્વરૂપને નહીં સમજી શકવાને લીધે જ એમ બોલે છે. આ નશ્વર સંસારમાં કોઈનું શરીર કે રૂપ, ધન-ધાન્ય કે કુટુમ્બ-પરિવાર અજર-અમર રહી શક્યા છે? જે વસ્તુમાં ક્ષણેક્ષણે પરિ

ર્ત્તન થયા કરે છે તેની ઉપર આસક્તિ રાખી બેસી રહેવુ એ માનવ-જીવનરૂપી રત્નને કાચની માફક ફેંકી દેવા બરાબર છે રાજાની કૃપા, ધન, પ્રીતિ, દેહ, દુર્જન અને આયુષ્ય એટલી વસ્તુઓને વિઘટતા વાર લાગતી નથી. છતા જેઓ સસારના પૌદ્‌ગલિક વ્યામોહમાં ફસાઈ, પાપ-પુણ્યમા રહેલો પ્રત્યક્ષ ભેદ જોઇ કે વિચારી શકતા નથી, સદ્‌ગુરૂનો ઉપદેશ સાભળી તે પ્રમાણે વર્ત્તી શકતા નથી તેમની સ્થિતિ ખરેખર શોચનીય-દયાજનક છે સુતેલા માણસો જેવી રીતે ફોગટમા જ રાત્રી વીતાવી દે છે. તેવી રીતે ધર્માચરણ વિનાની પ્રમાદી જીંદગી ગુજારનાર પોતાના મનુષ્યત્વને ફોગટ જ ગુમાવી દે છે મારો કથિતાશય માત્ર એટલો જ છે કે હરકોઇ પ્રકારે ધર્માચરણ કરવુ, ધર્મનુ તત્ત્વ સમજવુ અને જીવનને ધર્મમય બનાવવું. એટલુ કરશો તો પછી ધર્મનો પ્રભાવ અનુભવવાને તમારે દૂર નહીં જવું પડે ધર્મ પોતે જ તમને તેનો પોતાનો પ્રભાવ બતાવશે

શિષ્ય—આપ જે ધર્મની આટલી પ્રશસા કરો છો તેનુ કઇ સ્વરૂપ કે પ્રકાર વર્ણવશો ?

સૂરિ—તે ધર્મના દાન, શીલ, તપસ્યા અને ભાવના એમ ચાર પ્રકાર છે, અને તેથી ક્રમે ક્રમે મુક્તિ પણ પ્રાપ્ત કરી શકાય છે દાન, શીલ, તપ અને ભાવ વિના ધર્મ કેવા પ્રકારનો હોય તેની કલ્પના થઇ શકતી નથી જેઓ એ ચાર વસ્તુઓનુ યથાયોગ્ય સ્વરૂપ વિચારી શકતા નથી તેમને

धर्मनी वातो करवानो पण अधिकार मळी शकतो नथी. 'मारो अमुक धर्म श्रेष्ठ छे" एम घणा माणसो वातवातमां कह्या करे छे अने वस्तुत. पोताना धर्म संप्रदायनु सौने न्यूनाधिक प्रमाणमां अभिमान होय ए स्वाभाविक छे एक स्थळे श्रेष्ठ धर्मनु स्वरूप समजावतां स्पष्टपणे कहेवामां आव्यु छे के- "तपस्या, क्षमा, मृदुता, आर्जवता, सत्य, पवित्रता, अपरिग्रह, दया, ब्रह्मचर्य अने दान ए दस वस्तुओ जेमां होय ते धर्म श्रेष्ठ जणाय छे " धर्म परीक्षामां आ वात याद राखवी जोईए, तेमज उक्त दस बातोमांथी कई वातनु पालन आपणाथी थाय छे तेनो आत्मसाक्षीए विचार करीने ज पोतानी धार्मिकतानी बडाई हांकवी जोइए. केटलाक माणसो तप, क्षमा, दया, सत्यने नामे मोढु आमळा जेवु मोंढु मुकवता होय छतां परम धार्मिक पुरुषोमां खपवानो ढंग कर्या विना रहेता नथी साचा धार्मिकनी अने धर्मनी पण कसोटी उक्त कथन उपरथी सहेजे करी शकाय छे

शिष्य—धर्मो बाह्य दृष्टिए जोवां तो बधा एक सरखा ज लागे छे तेनु केम ?

सुरि—गायनु दूध अने आकडानु दूध बाह्य दृष्टिए जोता तो एक सरखु ज स्वच्छ अने शुभ्र जणाय छे, परंतु तेटला ज उपरथी ते बन्नेमां एक ज प्रकारना गुणो छे एम कयो बुद्धिमान कही शके? बाह्य देखाव उपरथी कोई वस्तुनो निर्णय करवो ए हमेशा निभ्रान्त नथी होतो. शास्त्रमां

જળ ઉપરથી જોતા સર્વ સ્થળે એકસરખુ ઉંડુ હોય એવો ભાસ થાય, પરંતુ ડાહ્યો માણસ એમ વિના વિચારે માની લેતો નથી તેવી જ રીતે બ્હારથી જોતા સર્વ ધર્મો સમાન લાગતા હોય તેથી કરીને સર્વધર્મમાં દયા, ક્ષમા, મૃદુતા સત્ય, બ્રહ્મચર્ય વિગેરેનું સ્વરૂપ એક જ પ્રકારે વર્ણવામા આવ્યું હશે એમ માની લેવાનુ નથી શુદ્ધ પરિણામવાળો માણસ દાન, શીલ, તપ અને ભાવના તારતમ્ય ઉપરથી ધર્મની કસોટી કરી સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રનુ પાલન કરે તો તેવા નરપુંગવને મુક્તિરૂપી સ્ત્રી બળાત્કારે પણ આલિંગન કરે એમા શક નથી —અર્થાત્ એવો પુરૂષસિંહ સહેજે શિવવધૂને વરે

**શિષ્ય**—દાન, શીલ, તપ તથા ભાવનાનું સ્વરૂપ જરા વિસ્તારથી સમજાવશો ?

**સૂરિ**—દાનના ચાર પ્રકાર છે (૧) જ્ઞાનદાન (૨) અભયદાન (૩) ધર્મોપકરણ દાન—અર્થાત્ વસ્ત્ર, પાત્ર પ્રમુખ વસ્તુઓનુ દાન અને (૪) અનુકંપાદાન. જ્ઞાનદાન સર્વોત્કૃષ્ટ છે. જ્ઞાનનો પ્રચાર કરવો, સત્યાસત્ય સમજી શકે એવા પ્રકારની વિદ્યાવૃદ્ધિ કરવી એ જ્ઞાનદાન ગણાય છે જ્ઞાન વિનાનો નર પશુવત્ મનાય છે આપણા સ્વધર્મબન્ધુઓ તથા માનવ બન્ધુઓને જ્ઞાન પ્રાપ્ત થાય એવી વ્યવસ્થા કરવી એ જ્ઞાનદાનનો ઉત્તમ પ્રકાર છે. જીવને મૃત્યુના પંજામાથી મુક્ત કરવો એ અભયદાન છે, શત્રુને પણ તેના દુશ્મનોથી અભય આપવુ એ જેમ ક્ષત્રીયોનો ધર્મ છે, તેવી જ રીતે પ્રાણીમાત્રને પો-

તાના આત્મવત્ લેખી તેમનું રક્ષણ કરવું એ દ્વિતીય દાનનો એક પ્રકાર મનાય છે ધર્મોપકરણ દાનમાં વસ્ત્રદાન તથા પાત્ર દાનનો સમાવેશ થઈ જાય છે જે ત્યાગી, જ્ઞાની અને સંયમી પુરૂષોને વસ્ત્ર કે પાત્ર વિગેરેની આવશ્યકતા હોય તેમને તે માન અને ભક્તિપૂર્વક અર્પણ કરવાં એ આ તૃતીય દાનનો મુખ્ય હેતુ છે ચોથું અનુકંપાદાન—કોઈ પ્રાણીને ભૂખ—તરસ કે પરિશ્રમથી રીબાતું જોઈ તેને આહાર, પાણી કે આશ્રય આપી શાતા ઉપજાવવી એ આ ચતુર્થ પ્રકારનો મૂળ ઉદ્દેશ છે ધર્મી પુરૂષો આ ચારે દાનના સ્વરૂપ વિચારી યોગ્ય પ્રસંગે તેનું પાલન કરવા ચૂકતા નથી એક વાત ખાસ યાદ રાખવાની છે કે—કેવળ દાન કરવાથી જ ધર્મની પ્રાપ્તિ થાય એમ માની લેવાનું નથી દાનશીલતાની પાછળ ધર્મબુદ્ધિ જોઈએ, શુભભાવના જોઈએ, ભૂતદયા જોઈએ. કેટલાક લોકો પોતાની પ્રસિદ્ધિને ખાતર મોટા મોટા દાનો કરે છે, પણ તેવા કીર્તિદાનની વિવેકી પુરૂષો બહુ પ્રશંસા કરતા નથી. કીર્તિની ખાતર દાન કરવું એ એક પ્રકારનું વ્યસન ગણાય છે વ્યસનમાં લગીર વિવેક કે સહૃદયતા નથી હોતી અને તેથી દાન દેનારની આત્મિક પ્રગતિમાં તેવું દાન સહાયક થઈ શકતું નથી દાન આપતી વેળા પાત્રાપાત્રનો પણ વિચાર કરવાનો છે કુપાત્રે દાન આપવું તે પણ કલ્યાણકારી નથી; કારણ કે સર્પને દૂધ પાવાથી વિષ સિવાય અન્ય કંઈ વસ્તુની વૃદ્ધિ થઈ શકે ? જે દાન કપટથી, અહંકારથી, શરમથી કે ઉપકારનો બદલો વાળવાને અર્થે દેવાય તે પણ તામસ

વ્યર્થ જ જાય છે મેં કહ્યુ તેમ એવા દાનમાં કા તો કીર્ત્તિની લાલસા અથવા વ્યાપારી લાભની વૃત્તિ રહેલી હોય છે દાન તો વિશુદ્ધિ અ ત કરણપૂર્વક કોઇ પણ પ્રકારના બદલાની ઇચ્છા વિના અને ધર્મબુદ્ધિથી જ થવુ જોઇએ

હવે શીલનો વિષય લઇએ જે પુરૂષ હૃદયમા વૈરાગ્ય-ભાવ આણી સ્ત્રીને એક શૃ ખલારૂપ ગણે અને વિષય-ક્રીડાને વિષવત્ માને તે મ્હોટો વિવેકી ગણાય છે શીલવૃત પાળવા ની જીજ્ઞાસાવાળાઓએ પરમ વિવેકના ચક્ષુ ઉઘાડી સ્ત્રી-પુરૂષની યથાર્થ રચના વિચારી બ્રહ્મચર્યનુ પાલન કરવાને ઉદ્યમશીલ થવું જોઇએ ત્યાગી અને સ યમી મુનિવરો આજીવન એ વૃત્તનુ પાલન કરે છે તેમની વાત એક બાજુએ રહેવા દઇએ તોપણ આ લોકમા તથા પરલોકમા સુખી થવા ઇચ્છતા ગૃહસ્થમાત્રે ઉચિત એવુ શીલવૃત પાળવુ જ જોઇએ

**શિષ્ય**—ગૃહસ્થો શી રીતે શીલવૃત્ત પાળી શકે ?

**સૂરિ**—જે પુરૂષ પોતાની–સ્વસ્ત્રીમા સ તોષ માની તિર્યચની, દેવતાની અને ભુવનપતિની સ્ત્રીઓનો તથા મનુષ્યમા પરસ્ત્રીનો ત્યાગ કરે તે ગૃહસ્થોચિત શીલવૃત કહેવાય બુદ્ધિવાન અને સદાચારપરાયણ સ્ત્રી-પુરૂષોએ આવુ શીલવૃત અવશ્યમેવ પાળવુ જોઇએ જો પ્રમાદને લીધે કોઇ સમયે ક્વચિત્ સ્ત્રીના મોહક અ ગોપાગો ઉપર દ્રષ્ટિ જાય અને વૃત્તિ ક્ષુબ્ધ થાય તો તેવે પ્રસ ગે મનુષ્યના શરીરમા રહેલી મળ-મૂત્ર વિગેરે ઘૃણાજનક વસ્તુઓને ચિ તવી તે ઉપર વૈરાગ્ય આ-

જુવો જે વસ્તુ બહારથી સુંદર અને મનમોહક જણાય છે તે વસ્તુત: કેવા દુર્ગંધી પદાર્થોથી પરિપૂર્ણ છે એનું ધ્યાન કરી વિષય–વાસનાને રોકી રાખવી એ જ, વિવેકી પુરૂષોનું પ્રધાન કર્તવ્ય છે જે શહેરને ગામડીયાઓએ કદાપિ ન જોયું હોય તે લોકો પોતાના ક્ષુદ્ર ગામડાની જ પ્રશંસા કરે, તેવી રીતે જેઓ આત્માના પરમાનંદનો અનુભવ લેવાને છેક નિષ્ફળ નિવડેલા હોય છે તેઓ જ વિષયસેવનમાં સુખની કલ્પના કરી પોતાના આત્મસામર્થ્યને ગુમાવી દે છે વસ્તુત. જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યનો જે આનંદ છે તેની પાસે વિષયનો આનંદ તો એક બિંદુમાત્ર પણ નથી પરમાનંદમાં મગ્ન રહેનાર સંયમી પુરૂષોને વિષય–વાસના રંજાડી શકતી નથી; કારણ કે તેઓ એક એવા અદ્ભુત આનંદસાગરમાં સ્નાન કરતા હોય છે કે તેમને વિષય–વાસનાના ખારા પાણીમાં પડવાનું રૂચે જ નહિ. ગૃહસ્થ પુરૂષોએ અને સ્ત્રીઓએ યથાક્રમે સ્વદારા અને સ્વપતિમાં સંતોષ માની ગૃહસ્થોચિત શીલ પાળવાનો દરેક પ્રયત્ન કરવો જોઈએ. શીલના મહાત્મ્યના અનેક અપૂર્વ દ્રષ્ટાંતો શાસ્ત્રમાં મળી આવે છે; શીલવ્રત શૂળીનું સિંહાસન બનાવી શકે છે એ વાત તો તમે સાંભળી જ હશે. આ વ્રત સાધુ–મુનિઓને જેટલું ઉપયોગી છે તેટલું જ ગૃહસ્થોને પણ છે

શિષ્ય—તપના પ્રકાર તથા સ્વરૂપ વિષે કંઈ વિવેચન કરશો ?

સૂરિ—તપના એકંદરે બાર પ્રકાર વર્ણવવામાં આવ્યા છે પ્રથમ છ પ્રકાર બાહ્ય તપના અને બાકીના છ અતરંગ તપના. બાહ્ય તપમા (૧) રસત્યાગ (૨) કાયકલેશ (૩) ઉણોદરી–પ્રમાણ કરતા ઓછો આહાર (૪) ઉપવાસ (૫) અગોપાગ સકોચીને બેસવુ તે અને (૬) વૃત્તિસક્ષેપ ઇત્યાદિ તપોનો સમાવેશ થાય છે અતરંગ તપમા (૧) પ્રાયશ્ચિત્ત (૨) શુભધ્યાન (૩) સ્વાધ્યાય (૪) વિનય (૫) વૈયાવચ્ચ અને (૬) કાઉસગ્ગ એ છ બાબતો આવી જાય છે ખરો તપસ્વી સૌ પ્રથમ પોતાનાં મનના પરિણામોને શુદ્ધ કરી, સર્વ ઇંદ્રિયોને સમાધિમા રાખી, સર્વ પ્રકારના આરભ–સમારભોનો ત્યાગ કરી દુ.ખના સમુદાયને ટાળવાને અર્થે તપસ્યા કરે છે જે અલ્પ બુદ્ધિવાળો માણસ જગતમા પૂજનિક થવાને માટે કોઇ એક સાસારિક લાભ અર્થે કે ખાલી પ્રસિદ્ધિને અર્થે તપસ્યા કરી શરીરને સૂકવે છે તે તપસ્યાનુ ખરૂ ફળ મેળવી શકતો નથી વિવેક વગર તપસ્યા કરવાથી માત્ર શરીરને તાપ ઉપજે છે એટલુ જ બાકી એવા અજ્ઞાન કષ્ટોથી બહુ ફળ પ્રાપ્ત થતું નથી તપશ્ચર્યા જ્ઞાન, વિવેક અને પવિત્ર ઉદ્દેશની સિદ્ધિ અર્થે જ થવી જોઇએ

શિષ્ય—ભાવના એટલે શુ ? તે કેટલા પ્રકારની છે ?

સૂરિ—સત્ય અને હિતકર દ્રઢવિચાર કે જે જીવન ઉપર ચિરસ્થાયી અસર કરે તેને ભાવના કહેવામા આવે છે મનુષ્ય વૈરાગ્ય યોગ પાળી શકે એટલા માટે બાર ભાવનાઓ-

રૂપી ભૂમિકા શાસ્ત્રકારે નક્કી કરી છે (૧) અનિત્ય ભાવના (૨) અશરણ ભાવના, (૩) સંસાર ભાવના, (૪) એકત્વ ભાવના, (૫) અન્યત્વ ભાવના, (૬) અશુચી ભાવના, (૭) આશ્રવ ભાવના, (૮) સંવર ભાવના, (૯) નિર્જરા ભાવના (૧૦) લોક ભાવના, (૧૧) બોધિદુર્લભ ભાવના અને (૧૨) ધર્મ ભાવના. આ ભાવનાઓની સાથે જો શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરવામાં આવે તો મોક્ષ પ્રાપ્તિમાં તે અગત્યનો ભાગ ભજવે. આંધળા અને પાંગળાના મેળાપથી જેમ એક બીજા પરસ્પરને ઉપયોગી થઇ પડે તેવી રીતે ક્રિયાની સાથે જ્ઞાનજન્ય ભાવનાઓ પણ પરસ્પરને સહાયક થઇ પડે એ નિર્વિવાદ છે.

પહેલી અનિત્ય ભાવનાદ્વારા આ જગતની અનિત્યતાનો વિચાર કરવાનો છે આ શરીર, યુવાવસ્થા, ધન-દોલત અને એ સિવાય સઘળા પ્રકારના સુખસ-જોગો અનિત્ય છે એમ માની સંસાર ઉપરનો મોહ દૂર કરવાનો પ્રયત્ન કરવો. બીજી અશરણ ભાવનાદ્વારા આ જગતના પદાર્થો કે સગા સંબંધીઓ પણ અંતે કંઈ જ કામ આવતા નથી એમ ચિંતવવાનું છે ઇંદ્ર તથા ચક્રવર્તી વિગેરે પણ કાળમર્યાદા પૂરી થયે મરણ પામે છે, તેમને એક ઘડી પણ કોઇ બચાવી શકી શક્તું નથી તો પછી અન્ય સામાન્ય નરનારીઓની તો વાત જ શું પૂછવી? જગતમાં મરણ સમયે કોઇ કોઇને શરણ આપી શકતું નથી. સૌને પોતાની આયુષ્યની મુદત પુરી કરીને ચાલી નીકળવું પડે છે આવી ભાવના ભાવી આત્માને કબુલ

બધનોથી અલગ કરતા જવું અને સાથે સાથે સૂક્ષ્મ શક્તિઓની ખીલવટ કરવી એ આ ભાવનાનો હેતુ છે. ત્રીજી-સંસાર ભાવના છે એ ભાવનાદ્વારા સસારની અસારતા વિચારવાની છે. તે આ રીતે કે જીવ સંસારરૂપ નાટકમા નાટકીયાની પેઠે કર્મના યોગે ઉત્તમ, મધ્યમ તથા અધમ એવા નાનવિધ વેષ ધારણ કરે છે. વસ્તુત. તે તેની મૂળ અને ચિરસ્થાયી સ્થિતિ નથી આમ વિચારી વૈરાગ્યવાન થવુ એ આ ભાવનાનો ઉપદેશ છે સસાર ભાવનાવડે રાગ–દ્વેષનો ત્યાગ કરતા શીખવુ જોઇએ સસાર દુઃખમય છે, પરિવર્ત્તનશીલ છે અને જન્મમરણના ચક્રમા ફરતા ખરી રીતે લેશમાત્ર સુખ નથી, એવી દૃઢ માન્યતા રાખવી. ચોથી એકત્વ ભાવનાદ્વારા આત્માનું એકાકીપણું ચિતવવાનું છે. જીવ એકલો જન્મ લે છે, મરણ પણ એકલો જ પામે છે અને સુખ–દુ.ખ પણ તે એકલો જ ભોગવે છે, બીજો કોઇપણ તેના જન્મ–મરણ અને સુખ–દુખાદિમા ભાગ પડાવી શકતુ નથી પાચમી અન્યત્વભાવનાદ્વારા સમજવાનું કે જેવી રીતે આત્મા એકલો જ કર્ત્તા અને ભોકતા છે તેવી રીતે સર્વ વસ્તુઓથી અર્થાત્ દેહ, ધન, બાંધવ, મિત્ર વિગેરેથી તદ્દન ન્યારો છે દેહ, બાધવ કે ધનની ચડતી પડતીમા આત્માએ રાગ–દ્વેષ ન માનવો જોઇએ. છઠ્ઠી અશુચી ભાવના મનુષ્યને તેના દેહનુ યથાર્થ સ્વરૂપ સમજવામા મદદ કરે છે જે દેહ ઉપર આટલો બધો મોહ રાખવામા આવે છે, જે દેહની ખાતર ન્હાના–મ્હોટા પાપકર્મો કરવામાં આવે છે, તે દેહ કેવા અપવિત્ર પદાર્થોથી ભરેલો છે તેનું અ-

શુચી ભાવનાદ્વારા મનુષ્યને જ્ઞાન થવું જોઇએ. રસ, લોહી, માંસ, મેદ, હાડકાં, મજ્જા અને વીર્ય એ સાત ધાતુઓથી બનેલું અને નવદ્વારથી વીંટળાયેલું એવું શરીર પવિત્ર ક્યાંથી હોય શકે ? અને એવા અપવિત્ર દેહ ઉપર બહુ મોહ રાખવો એ સુજ્ઞ પુરૂષોને કેમ છાજે ? હવે આત્મા કેવી રીતે નિર્મળ અને પ્રગતિશીલ બને એ સવાલ ઉભો થાય છે આત્મા શું છે તે સમજ્યા પછી અને દેહ તથા સંસારનું સ્વરૂપ વિચાર્યા પછી આત્માને કર્મરૂપી જે મેલ લાગ્યો હોય તે દૂર કરવા ઉજમાળ થવું જોઇએ. કર્મો કેવી રીતે આત્માને લાગે છે અને શી રીતે તેમને અટકાવવા તેમજ વીખેરી નાખવા એ વિષેનું સૂચન આશ્રવ સંવર તથા નિર્જરા ભાવનામાં થાય છે મિથ્યાત્વ, અવિરતી, કષાય, વિષય, પ્રમાદ તથા આર્ત્ત-રૌદ્ર ધ્યાન આદિ જે દોષોથી આત્માને કર્મો વળગે છે તે દોષોનું જ્ઞાન મેળવવું અને ભાવના ભાવવી કે એ દોષો મારામાંથી દૂર થવા જ જોઇએ આ ભાવના આશ્રવ ભાવનાના નામથી ઓળખાય છે નવાં કર્મ આત્માને વળગે નહીં તેટલા માટે કર્મ વળગે તેવા દોષોનો નિરોધ કરવો અર્થાત્ સમ્યગ્જ્ઞાનના શસ્ત્રવડે મિથ્યાત્વને હઠાવવું, વિરતીદ્વારા અવિરતીનો રોધ કરવો, ક્ષમાવડે ક્રોધનો પરાજય કરવો ઇત્યાદિ વિધિનો સંવર ભાવનામાં સમાવેશ થાય છે જે પુરૂષો આ ભાવનાનું અવલંબન લઇ સંવરદ્વારા નવાં કર્મોની ઉત્પત્તિને રોકી શકે છે તેઓ ખરે ખર ધન્ય છે શાસ્ત્રમાં એમ સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે કે “નવા કર્મની ઉત્પત્તિને અટકાવનાર સંવરને હું નમસ્કાર

કરૂં છુ, કારણ કે સંવર સમતારુપ શસ્ત્રથી શુભાશુભ કર્મોને તોડી નાખે છે ”-જૂના કર્મોને ખપાવવાનું કાર્ય નવમી નિ-ર્જરા ભાવનાવડે બજાવવાનુ રહે છે મહાત્મા પુરૂષો સારા સંયમથી અને નિષ્કામ તપસ્યારૂપ અગ્નિથી સંસાર વધારનારા કર્મોને બાળીને ભસ્મીભૂત કરી દે છે આ વાત લક્ષમા રાખી આત્માને કર્મથી મુક્ત કરવાની ભાવના રાખવી તે નિર્જરા ભાવના ગણાય. લોકનો વિસ્તાર કેવો છે, કેટલો છે અને કેવી કેવી ઋદ્ધિવાળા જીવો તેમાં રહેલા છે, કેવી કરણીદ્વારા તેઓ ઋદ્ધિને પ્રાપ્ત થયેલા છે અને ઉચ્ચતમ ઋદ્ધિ પ્રાપ્ત કરનાર સિદ્ધભગવાન કયા વિરાજી રહ્યા છે, તેનુ ચિંતન આ દશમી લોકભાવનાદ્વારા કરવાનુ છે શાસ્ત્ર-ગ્રંથોમા લોકનુ સ્વરૂપ આ પ્રમાણે વર્ણવવામા આવ્યુ છે -“સીધો સરાવળો નીચે અને ઉંધો સરાવળો ઉપર રાખ્યો હોય તો તે શરાલ સંપુટ કહેવાય તે શરાલ સંપુટની નીચે એક ઉંધો સરાવળો રાખ્યો હોય તેવા આકારમા રહેલા આ જગત ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામનારા જીવ, અજીવ પ્રમુખ દ્રવ્યથી પરિપૂર્ણ ભરેલુ છે એમ સાધકે ચિંતવવાનુ છે.” સત્યજ્ઞાન દુર્લભ છે માટે સર્વજ્ઞ ભગવાને પ્રરૂપેલા સિદ્ધાંતો ઉપર શ્રદ્ધા રાખવી, સત્‌ને સત્‌ તરિકે અને અસત્‌ને અસત્‌ તરિકે ઓળખવુ તથા તેમા પારંગત થવુ એ ભાવનાને “બોધિદુર્લભ” એવુ નામ આપ-વામા આવ્યું છે કોઈક આસન્નસિદ્ધ જીવ જ પરિપૂર્ણ ઇંદ્રિયોવાળો મનુષ્ય ભવ પામી શ્રુત, ગુરૂ વિગેરે સામગ્રીઓનો યોગ મેળવી તત્ત્વ નિશ્ચય કરી બોધ પામે છે. બોધિદુર્લભ

ભાવનાવડે તત્ત્વ નિશ્ચય અને સમ્યગ્ શ્રદ્ધાનમાં ક્રમશઃ આત્મા વધવું એજ આ ભાવનાનો ઉદ્દેશ છે. છઠ્ઠી ભાવના ધર્મ ભાવના છે. કેવળજ્ઞાની તીર્થંકર પ્રભુએ જગતના હિતાર્થે લોકોને જે જ્ઞાન આપ્યું છે અને શ્રેષ્ઠ ધર્મનું જે સ્વરૂપ સમજાવ્યું છે તે ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી દેશવિરતિ તથા સર્વ વિરતિરૂપ ઉપદેશાયેલા ધર્મનું પાલન કરવું એ આપણું કર્તવ્ય છે. આ છઠ્ઠી ભાવનાના ચિંતનથી તેમજ અનુસરવાથી આત્મા મોક્ષ સાધી શકે છે. ભાવના વિનાની ક્રિયા જોઈએ તેવી સફળ થતી નથી. ગુણસ્થાનકની શ્રેણીએ ચઢવા માટે પણ આવી ભાવનાઓની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે. હું પ્રથમ આંખના અને પાંખના દ્રષ્ટાંતથી સૂચવી ગયો છું કે ક્રિયા અને ભાવનાને એક બીજા સાથે ઘણો ગાઢ સંબંધ રહેલો છે. માટે ક્રિયા પણ જો ઉપર્યુક્ત ભાવનાની મદદપૂર્વક કરવામાં આવે તો તે આત્માને બહુ ઉપકાર થઈ પડે છે. ભવ્ય જીવોએ શુભધ્યાનપૂર્વક ઉપર કહી તેવી બાર ભાવનાઓ ભાવવી; કારણ કે તે ભાવનાઓ જીવનો સંસાર નાશ કરવામાં અમોઘ શસ્ત્રનું કામ બજાવે છે.



## (૧૭) જીવતત્ત્વ

શિષ્ય—આપનો વાર્તાલાપ સમાપ્તિને પામે તે પહેલાં તત્ત્વના સંબંધમાં કંઈક જાણવાનું મળે એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે.

સૂરિ—તમારી આ તત્ત્વજીજ્ઞાસા સાભળી મને ખરેખર અત્યાનદ થાય છે. અત્યારસુધી મેં ।તમારી યાચનાને માન આપી કેટલાક વ્યવહારના તથા પરમાર્થના વિષયો ચર્ચ્યા છે, પરતુ તત્ત્વ સબધી વાત કરવાનો જેવો જોઇએ તેવો પ્રસંગ મળ્યો નથી. ખરૂ છે કે પૂર્વભવના શુભ સંસ્કારથી અથવા સદ્ગુરૂના પ્રસાદથી જ કોઇ શુદ્ધ મનવાળા જીવને તત્ત્વ જાણુ-વાની—સમજવાની જીજ્ઞાસા થાય છે. પાજરા ઉપર મોહી રહેલા પામર મનુષ્યો પાજરાનેજ યત્નથી સાચવ્યા કરે છે, પણુ તેમા રહેલા હસરૂપ જીવનું શું થાય છે તેની તેઓ બહુ પરવા રાખતા નથી પાજરાનું રક્ષણુ કરવું એ જ્ઞાન અલબત્ત જરૂરનું છે, પણુ તેના કરતા યેઅધિક જરૂરનુ તો જીવનું કલ્યાણુ કેમ થાય તે ચિતવવાનું છે. તમને આજે જીવતત્ત્વ સમજવાની ઇચ્છા ઉદ્ભવી એ તમારૂં સદ્ભાગ્ય સૂચવી આપે છે જગતમા એવા ઘણુા પડિતો મળી આવશે કે જે વિવિધ કળાઓ અને પ્રપચોના સબધમા અસાધારણુ જ્ઞાન ધરાવતા હોય, પરતુ જ્યાસુધી અધ્યાત્મવિદ્યાનુ જ્ઞાન ન થાય ત્યાસુધી બીજી કોઈપણુ કળા કે શાસ્ત્ર જીવનુ—આત્માનું શ્રેય કરી શકતુ નથી જેવી રીતે અજ્ઞાન લોકોનો સસાર પાત્ર-વાસણુ વિગેરે સાધનોથી નિત્ય વધતો જાય છે તેવી રીતે પડિત ગણુાતા લોકોનો સસાર પણુ અધ્યાત્મજ્ઞાન વગરના બીજા ઘણુા નકામા શાસ્ત્રોથી વધતો જાય છે ઘણુા વિદ્વાનો વિવિધ પ્રકારના પુસ્તકો લખી ‘ જગતનુ કલ્યાણુ કરીએ છીએ ’ એવી મિથ્યા બડાઇ હાકે છે, પરતુ હું પૂછું છુ કે

ખોબાળ સરખાં ઘણાં બંધો રચવાથી શું લાભ થવાનો હતો ? ખરા પંડિત અને મુમુક્ષુએ તો શરીરની અંદર રહેલા દિવ્ય જ્યોતિરૂપે મોટા જીવતત્ત્વનો વિચાર કરવો એ જ તેમને માટે યોગ્ય છે

શિષ્ય—પંડિત તેમજ જ્ઞાની પુરુષોને, તો તત્ત્વજીજ્ઞાસા અવશ્યમેવ થતી હોઈએ, છતાં ઘણે ભાગે તેમ બનતું જોવામાં નથી આવતું એનું શું કારણ હશે ?

સૂરિ—વાતો સાંભળવી અને શાસ્ત્રીય ચર્ચાઓ કરવી એ ઘણું સહેલું છે, પણ ઘણા જૂના કાળના મલિન સંસ્કારો તેમજ જૂના અભ્યાસોથી મુક્ત થવું એ સરલ વિષય નથી. ભલભલા જ્ઞાની અને મુક્ત ગણાતા મનુષ્યો પણ આવી તત્ત્વની બાબતમાં તો બાળક જેવા જ જોવામાં આવે છે ' હું સુખી છું, અથવા દુઃખી છું હું ગોરો છું અથવા કાળો છું હું મજબૂત છું અથવા નબળો છું હું ઠીંગણો છું અથવા લાંબો છું હું જુવાન છું અથવા વૃદ્ધ છું " એવા વિકલ્પો કિંવા અધ્યવસાયોથી કોઈ વિરલ નર જ મુક્ત થઈ શકે છે એવા અધ્યવસાયો એટલા બધા લાંબા કાળથી આપણામાં ઘર કરીને રહેલા છે કે સખ્ત પ્રયત્ન અને સતત પરિશીલન સિવાય તે દોષોથી નિવૃત્ત ન થઈ શકાય કેટલાક માણસો આ જગતમાં એવા પણ જોવામાં આવે છે કે જેમણે તત્ત્વના અભ્યાસની પાછળ કઠિન પરિશ્રમ કર્યો હોય પરંતુ એટલું છતાયે જો તેમનામાં ભ્રાંતિ અને પાખંડના વિચારો રહી ગયા હોય તો

સમજવું કે તેમનો શ્રમ નિષ્ફળ જ ગયો છે એવા મનુષ્યે તત્ત્વ કદાચ સાભળ્યુ હોય તો તે વાર્તારૂપે સાંભળ્યુ હોય, પણ પરમાર્થથી તો તત્ત્વની વાતનો નિર્ધાર નહીં જ કર્યો હોય એવી ખાત્રી મળી શકે છે તત્ત્વની વાત કયા સુધી, બરાબર સમજવામા આવી છે અને તે કેટલે અશે પરિણમી છે તેનો તોલ કેવળ એક જ વાત ઉપરથી કરી શકાય જ્યા સુધી પોતાનુ અને પારકુ એવો ભેદ રહ્યો હોય ત્યાસુધી તત્ત્વની વાત લેશમાત્ર પણ સમજવામા નથી આવી એમ સમજી લેવુ. જ્યા સુધી નગરમા અને ગામડામા તફાવત દેખાય ત્યાસુધી તત્ત્વની વાત નથી પરિણમી એમ માની લેવુ. તત્ત્વ સમજવું અને પચાવવુ એ મહાભાગ પુરૂષોથી જ બની શકે છે તેવા પુરૂષનુ કુટુબ પણ તેવુ જ મહાભાગ હોય છે ; તત્ત્વવિચારકોનું કુટુબ કેવુ હોય તે વિષે કહેવામા આવ્યુ છે કે એવા પુરૂષોના પિતા ધર્મ, માતા ક્ષમા, ભાર્યા દયા, અને પુત્ર સદ્‌ગુણ હોય છે એ સિવાય બીજુ સર્વ તેમને ભ્રમરૂપ જ લાગે છે

**શિષ્ય**—યોગી પુરૂષો જ તત્ત્વને સમજી શકે એવો આપના કથનનો આશય હોય એમ જણાય છે યોગ-સાધના વિષે કઇ ઉપદેશ મળશે ખરો ?

**સૂરિ**—યોગીઓને ઘરબાર નથી હોતા એ તો તમે જાણતા જ હશો પગરૂપ મજબુત પાયાવાળુ, કેડરૂપ મધ્ય ભાગવાળુ, ભૂજારૂપ ભુગળવાળુ, સાત ધાતુરૂપ ભીંતવાળુ

અને નવ દ્વારવાળું એવું શરીર તે જ ભલા યોગીનું ઘર હોય છે છતાં સમાધિને માટે એક ખાસ સ્થાનની આવશ્યકતા માનવામાં આવે છે સત્પુરુષોએ સમાધિને અર્થે એવું સ્થાનક શોધી કહાડવું કે જે મનોહર, શાંત, એકાંતવાળું, પવિત્ર, વિશાળ, સરલ તથા સમતા ઉપજાવનારું હોય, તેથી વિપરીત પ્રકારનું—ચલ ચિત્તવૃત્તિને વિક્ષિપ્ત કરી નાંખે છે અને તેથી મનની એકાગ્રતામાં વિક્ષેપ થાય છે સ્થાનની યોગ્યતા કરતાં પણ સાધકની યોગ્યતા વિષે તો બહુ જ સૂક્ષ્મ રીતે વિચાર કરવાનો છે સૌ કોઈને યોગ સાધનાનો કે ધ્યાનનો એક સરખો અધિકાર મળી શકતો નથી

શિષ્ય—ધ્યાન કરવાનો અધિકારી કોણ થઈ શકે ?

સૂરિ—જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, રસાદિ ધાતુ અને મલ સમાન હોય, અર્થાત્ વૈદ્યકશાસ્ત્રમાં જેનું જેટલું પ્રમાણ કહ્યું છે તે તેટલા જ પ્રમાણમાં હોય તથા જેનાં ઇંદ્રિય અને મન સુપ્રસન્ન હોય તેવો સ્વસ્થ પુરુષ યોગ-ધ્યાન કરવાનો અધિકારી ગણાય છે આ સ્વસ્થતા ઉપરાંત નીચેનો ગુણો પણ તેટલા જ આવશ્યક છે એ યાદ રાખવું જે પદ્માસન વાળીને બેસી શકતો હોય ઇંદ્રિયોને વશ રાખવામાં નિપુણ હોય ક્રોધ વિગેરે કષાયોને વશ ન થતો હોય, શીત-ઉષ્ણ પ્રમુખ પરિષહોથી પરાભવ પામેલો ન હોય, વિષય-ભોગ પ્રત્યે વૈરાગ્યભાવ ધરાવનારો હોય, પોતાના દેહ ઉપર પણ મૂર્છા ન રાખતો હોય, રાજા તથા રંકને સરખી દ્રષ્ટિથી જોઈ

શકતો હોય, પવનની માફક કોઇ ઠેકાણે પ્રતિબંધ ન રાખનારો હોય પર્વતની પેઠ નિશ્ચળ, ચદ્રમાની પેઠે જગતને આનદ ઉપજાવનારો, બાળકની પેઠે સરલ સ્વભાવનો, સર્વ ક્રિયાઓમા નિર્લેપ રહેનારો, પોતાને વિષે પોતાને જાણનારો, જગતને આત્મતુલ્ય જાણનારો, મોક્ષમાર્ગને વિષે આસક્ત થયેલો તથા સસારથી વૈરાગ્ય પામેલો હોય એવો બુદ્ધિશાળી પુરૂષ ધ્યાનક્રિયા કરવાને યોગ્ય ગણાય છે.

**શિષ્ય**—યોગીઓના ચિત્તની સ્થિતિ કેવા પ્રકારની હોય?

**સૂરિ**—ખરા યોગીઓનુ ચિત્ત સર્વથા નિર્મળ હોય છે એવા યોગી પૂર્વના પુણ્યયોગે જ મળે છે એક સ્થળે કહ્યું છે કે કુલીન, પડિત તથા સુશીલ પુરૂષો સહેલાઇથી જગતમા મળી આવે છે, પરતુ તત્ત્વના જાણ અને વિશુદ્ધ ચિત્તવાળા યોગીઓ મળવા બહુ દુર્લભ છે કેટલાકો બહારથી તો બહુ જ સ્વચ્છ દેખાવનો પ્રયત્ન કરે છે, પરતુ તેમના અત.કરણમા ઉતરીને જોઇએ તો ત્યા કામ–ક્રોધ–માન–માયાદિના કીડાઓ ઉછળી રહ્યા હોય છે તમે જ કહો કે આવી ઉપરની સ્વચ્છતાથી જીવનુ કલ્યાણ શી રીતે થાય? લીંબોળી જ્યારે પાકે છે ત્યારે તેમા કઇંક મિષ્ટતા આવે છે, પણ અદર તપાસીને જોઇએ તો જણાય કે લીંબોળીનુ બીજ તો હજી જેવુ ને તેવુ જ કડવુ રહી ગયુ છે મહત્ત્વની વાત તો એ છે કે મિષ્ટતા કે સ્વચ્છતા અદરથી આવવી જોઇએ યોગીઓની ચિત્તવૃત્તિ બ્હારથી અને અદરથી સમાન ભાવવાળી હોય છે તેઓ જ્યારે ધ્યાનાવ-

ધ્યાનમાં તલ્લીન હોય છે ત્યારે તેમનો શુદ્ધ આત્મા જગતને લગભગ પેલા જેવું જ નીહાળે છે; છતાં જાણી લે છે કે તેમનામાં સમભાવ એટલો બધો ગંભીર હોય છે કે જગતનો ઉપહાસ કરતા નથી. વચનની મર્યાદાનો ભંગ થવા દેતા નથી. તેમનું કોઇ આવીને અપમાન કરે તો પણ તેઓ સામાન્ય માણસની માફક ક્રોધ કે વેરથી ધમધમી ઉઠતા નથી – જેમના મનમાં વિકલ્પો ઉછળતા હોય તેઓ જ અમુક વસ્તુને, માન અને અમુક વસ્તુને અપમાન ગણે; પરંતુ જ્યાં વિકલ્પનો જ અભાવ હોય ત્યાં માન–અપમાન આદિની કલ્પના શી રીતે સંભવે ? સાધક પુરૂષોને એમ પણ નથી લાગતું કે "અહો હો ! આ જગતમાં મારા કેટલા બધા અનુયાયીઓ છે ? હું કેવો ભાગ્યશાળી છું !" તેમ એવો શોક પણ નથી થતો કે "અરે રે ! આ જગતમાં મારે જોઇએ તેટલા અનુયાયીઓ નથી ! લોકો કેટલા કૃતઘ્ની છે !" મતલબ કે સાધકો અને નિર્મળ આત્માવાળા યોગીઓને એવી બાબતમાં હર્ષ–શોક થતો નથી. વિચાર કરો કે જે માણસને જૂદી જૂદી રૂચીવાળા આત્માની અને મનની સાથે સીધી મૈત્રી બંધાઇ હોય તેને યોગમાં વિઘ્ન ઉપજાવે એવા સ્થૂલ ઇંદ્રિયરૂપી મિત્રોની સાથે દોસ્તી કરવાની ઇચ્છા જ શી રીતે ઉપજે ? ઇંદ્રિયો તો અનુચરો માત્ર છે. રાજાની સાથે જ્યાં સીધો સંબંધ બાંધતો હોય ત્યાં પોળીયાઓનો કે રક્ષકનો ભાવ કોણ પૂછે ?

શિષ્ય—યોગીઓ અલક્ષ્ય હોય તેમજ અપેય પીનારા અને અગમ્યગામી જણાય છે એ શું સત્ય હશે ?

સૂરિ—એઠ રીતે એ સત્ય છે યોગીઓ નહી ખાઇ શકાય એવી વસ્તુને ખાનારા ગણાય છે, તે આ રીતે:–કાળ સર્વ વસ્તુનુ ભક્ષણ કરી જાય છે, કાળનો પજો વસ્તુમાત્રને જીર્ણ બનાવી દે છે, કાળનું ભક્ષણ કોઈ કરી શકતું નથી, પર તુ આ જગતમા યોગીઓ જ એવા છે કે જે કાળનુ પણ ભક્ષણ કરી જાય છે, અર્થાત્ સમાધિ અવસ્થામા કાળનો પ્રભાવ યોગીઓ ઉપર ચાલી શકતો નથી, હવે નહીં પીવા યોગ્ય વસ્તુ પીનારા કેવી રીતે ગણાય તેનો વિચાર કરીએ. બ્રહ્મામૃતરૂપી કળા આ સ સારમા કોઇ પી શકતું નથી યોગીઓ તે બ્રહ્મામૃતનું ઘુંટડા ભરી ભરીને પાન કરે છે એટલા માટે તેઓ અપેય પીનારા ગણાય છે. જ્યા કોઇથી જઇ શકાય નહી એવે સ્થાને યોગીઓ પહોચી જાય છે પરમપદરૂપ અગમ્ય સ્થાનકે પણ યોગીઓ પહોચી શકે છે એટલા માટે તેમને અગમ્યગામી કહેવામા આવે તો તે ખોટુ નથી યોગીઓ ખરા બ્રહ્મચારી ગણાય છે આત્માનુ બીજુ નામ બ્રહ્મ છે બ્રહ્મમા જ રમણ કરનાર તથા બ્રહ્મનુ જ મનન–ચિંતવન કરનાર પુરૂષ ખરો બ્રહ્મચારી ગણાય છે જેણે સ્ત્રીનો કે વિષયસંભોગનો ત્યાગ કર્યો હોય, પરંતુ આત્મતત્ત્વ ચિ તનમા રસ લેતો ન હોય તો તે ખરેખરો બ્રહ્મચારી ન ગણાય કામભોગને વર્જનારો સાધક સ્થૂલ બ્રહ્મચારી કહેવાય, બાકી બ્રહ્મના આન દમા તલ્લીન રહેનારને જ ખરેખરા બ્રહ્મચારીનું નામ ઘટી શકે. સ્થૂલ બ્રહ્મચર્ય તો નપુસક પણ પાળી શકે; પર તુ આત્મધ્યાન વિનાનું તે બ્રહ્મચર્ય એટલુ બધુ પ્રશ સનીય નથી

શિષ્ય—મૈત્રી-પ્રમોદ-કરૂણા તથા માધ્યસ્થ આદિ ભાવનાનું સ્વરૂપ તથા બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા વચ્ચેનો ભેદ બતાવશો?

ગુરુ—જીવ કર્મના વશથી અનેક આકાર ધારણ કરે છે, પણ કર્મથી છુટાયેલા જીવને તેમ કરવાની જરૂર પડતી નથી એટલા માટે મુક્ત જીવને "નિરાકાર" કહેવામાં આવે છે. આ જગતમાં કોઇ પણ જીવ દુઃખી ન થાય, કોઇ પણ જીવ પાપ ન કરે, સંપૂર્ણ જગત મોક્ષનો આનંદ ભોગવે તો સારૂ એવી જે મતિ તે મૈત્રી ભાવના કહેવાય છે. કોઇ પણ કોઇની સાથે રાગ-દ્વેષ વિશેષ કરવાં નહીં, કોઇને રાગ-દ્વેષ કરતાં જોઇ ખુશી થવું નહીં, જગતના પ્રાણીમાત્રને પોતાના મિત્રવત્ લેખી તેમના સુખમાં આપણું સારૂ સુખ છે એમ માનવું તે મૈત્રીભાવના કહેવાય. દોષરહિત આચરણ કરનાર અને ધર્મના સર્વ સ્વરૂપને જાણનાર એવા સત્પુરૂષોના ગુણ ઉપર રાગ તે પ્રમોદ ભાવના કહેવાય. સંતો મહાત્માઓ અને પરોપકારી પુરૂષોનાં ગુણ જોઇ એ ગુણોની પ્રશંસા કરવી એ પ્રમોદ ભાવનાનો ઉપદેશ છે. વળી અપંગ, રોગથી પીડાતા, દીન અને જીવનનાં સાધનો જેની પાસે ખુટી ગયાં હોય એવાં પ્રાણીઓને જોઇ શક્તિ અનુસાર તેમની જરૂરીઆતો પૂરી પાડવી, તેમને સુખ ઉપજે એમ કરવું એ કરૂણા ભાવનાના નામથી શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. આ જગતમાં કરૂણા લાવવા યોગ્ય પ્રાણીઓનો કાં

તોટો છે ? જ્યા જ્યા કોઇ દુઃખી, અસહાય કે ત્રાસદાયક અવસ્થામાં હોય ત્યાં ત્યાંથી તેમનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરવો એ આ કરૂણા ભાવનાનો કાર્યપ્રદેશ છે એમ પ્રસંગોપાત મારે કહી દેવુ જોઇએ. મોહાધતાને લીધે ધર્મનો દ્વેષ કરનારા, બીક રાખ્યા વિના પાપના પ્રદેશમા ઘુમનારા અને પોતે જ પોતાનાં વખાણ કરનારા એવા લોકોનો તિરસ્કાર ન કરતાં તેમના પ્રત્યે ઉપેક્ષા કરવી, તેમના તરફ બહુ ધ્યાન ન આપવુ–એ "માધ્યસ્થ ભાવના" કહેવાય છે. એક માણુસ ગમે તેવો દુર્ગુણી કે ભ્રષ્ટ હોય તો પણ તેનો તિરસ્કાર ન કરતા મધ્યસ્થ વૃત્તિથી સમજાવવો અને એટલુ છતા ન સમજે તો આપણે આપણા આત્માને તો કોઇપણ કાળે કલુષિત ન થવા દેવો કેટલીકવાર એવુ બને છે કે એક દુરાચારી માણુસને ઉપદેશ આપવા જતા અથવા સુધારવા જતા આપણે પોતે જ એટલા બધા તિવ્ર અને ઉશ્કેરાએલી વૃત્તિવાળા બની જઇએ છીએ કે સામા આત્માનુ હિત થવુ તો દૂર રહ્યુ, પણ આપણે પોતે જ આપણા આત્માને મલીન બનાવતા હોઇએ છીએ એવે પ્રસગે માધ્યસ્થ ભાવનાનુ અવલબન લેવુ એ જ સ્વપરને હિતાવહ છે

લક્ષ્મી અને શરીરાદિ પદાર્થો "બહિરાત્મા" ગણાય છે શરીરનો અધિષ્ઠાયક તથા કર્મવડે બધાયેલો જીવ "અતરાત્મા" કહેવાય છે ભય, આકાક્ષા, વિકલ્પ અને કર્મનો લેપ એ ચાર વાના જેના જતા રહ્યા હોય, જેના આત્મીય

ગુણો નાશ અથવા ક્ષય ન થઈ શકે એવા હોય, અર્થાત્ જેના અનંત ગુણ હોય એવો જીવ "પરમાત્મા" ગણાય છે.

શિષ્ય—પ્રત્યેક જીવ શું પરમાત્મા બની શકે ?

સૂરિ—જેમ વનસ્પતિના યોગથી લોઢાનું સોનું થાય છે તેમ જીવ પણ પરમાત્માના ધ્યાનથી પોતે જ પરમાત્મા બની શકે છે. ધ્યાનમાં આત્મવિચારણાને પ્રધાન સ્થાન આપવામાં આવે છે એ ભૂલવાનું નથી. આત્મવિચાર વિના કેવળ શાસ્ત્રમાં રહેલા ધ્યાનથી કાંઈપણ ફળ નીપજતું નથી. પાણીમાં ફળોના પડછાયા પડેલા તો તમે જોયા હશે, તે પડછાયામાંનાં ફળો ખાવાથી શું કોઈને કદાપિ કાળે તૃપ્તિ થાય ખરી ? તેવી જ રીતે શાસ્ત્રમાં ધ્યાનનું વર્ણન કરવામાં આવ્યું છે એમ કહ્યા કરે, તે સંબંધી વિવેચન પણ મુખથી બોલ્યા કરે, પરંતુ આત્મવિચારણા સાથે ધ્યાનમાં પ્રવેશ ન કરે તો તેવા શાસ્ત્રગત ધ્યાનથી જીવનું શી રીતે કલ્યાણ થાય ?

શિષ્ય—ધ્યાન કેટલા પ્રકારનાં છે અને તે ક્યા ક્યા ?

સૂરિ—રૂપસ્થ, પદસ્થ, પિંડસ્થ અને રૂપાતીત એ રીતે ચાર પ્રકારનાં ધ્યાનો સંસારરૂપ સમુદ્ર તરી જવામાં નૌકા સ્વરૂપ ગણાય છે. સાધક પ્રથમ ધ્યેય વસ્તુનું રૂપ જુવે છે. પછી પદે કરી તે ધ્યેય વસ્તુની સ્તવના કરે છે, તે પછી પિંડને વિષે તન્મય થાય છે અને પછી અનુક્રમે રૂપાતીત થાય છે. એ રીતે ચાર પ્રકારના ધ્યાનની સંક્ષિપ્ત વ્યાખ્યા સમજી લેવી.

શિષ્ય—દ્રષ્ટાંત સાથે એ ચારે ધ્યાનનું રહસ્ય સમજાવશો ?

સૂરિ—તીર્થંકર ભગવાનનુ જેવું રૂપ છે તેવા રૂપનું આલબન લઇને જે ભગવાનનું હર્ષથી ધ્યાન કરવુ તે રૂપસ્થ કહેવાય છે વિદ્યામા, મ ત્રમા, ગુરૂની કે દેવની સ્તુતિમા અને બીજી પણ પવિત્ર વસ્તુની સ્તુતિમા જે ધ્યાન ધરવામા આવે તેને પદસ્થ ધ્યાન કહેવામા આવે છે તેમા વિવિધ હેતુઓને અર્થે પદના કે મંત્રના અક્ષરો જૂદા જૂદા વર્ણમા ચિ તવવાના હોય છે ઉદાહરણાર્થે સ્તભન કરવુ હોય તો મ ત્રાક્ષરો સોના સરખા પીળા, વશીકરણ કરવું હોય તો રાતા, કોઇને ક્ષોભ પમાડવો હોય તો પરવાળા સરખા ગુલાબી ર ગના, મારણ કરવું હોય તો કાળા, દ્વેષ ઉપજાવવો હોય તો ધૂમાડા જેવા ર ગના, શાતિ પ્રસરાવવી હોય તો ચંદ્રમા સરખા સફેદ અને આકર્ષણ કરવુ હોય તો રાતા ર ગના મ ત્રાક્ષરો ચિ તવવા એવો નિયમ છે પર તુ હુ એક વાર્ત્તાલાપ દરમીયાન તમને કહી ચૂકયો છું કે મારણની કે ઉદ્વેગ ફેલાવવાની સાધના એ બહુ જ હલકા પ્રકારની છે અને તેના સાધકને ઉંડી અધોગતિએ લઇ જાય છે ભૂલેચૂકે પણ એવી મલીન સાધનાના પાશમા ન ફસાવું તન્મય ભાવથી શુદ્ધ એવુ જે કાઇ શરીરમા દેવતાદિકનુ ધ્યાન કરવામા આવે તેને પિ ડસ્થ ધ્યાન કહેવામા આવ છે

શિષ્ય—કોઇ કોઇ સાધક આ સ્થળે કુભક-રેચક આદિની વિધિ બતાવે છે તે શા માટે ?

સૂરિ—ડાબી નાડેથી પ્રાણવાયુને શરીરમાં ભરી તે જ જમણીથી પાછો વાયુને બ્હાર કહાડવો અને એ રીતે મનને ઝપાટાપટ લઈ જવું એવો વિધિ છે; પણ એ મન સ્થિર થઈ શકતું હોય તો રેચકાદિકના, અભ્યાસની બહુ જરૂર પડતી નથી. મનની સ્થિરતા હોય તો વાયુ પણ પોતાની મેળે જ, સ્થિર થઈ જાય છે જેઓ મન સ્થિર ન કરી શકતા હોય તેઓ કુંભક–રેચકાદિના વિધિથી લાભ મેળવી શકે

શિષ્ય—મનને કાબૂમાં શી રીતે લઈ શકાય ?

સૂરિ—મન ઘણું ચપળ છે પ્રત્યેક આર્ધ નિમેષમાં તો તે ત્રણે લોકમાં ફરી વળે એવી તેની ગતિ છે; છતાં આશ્ચર્ય જેવું તો એ છે કે યુક્તિથી સ્થિર કરી શકાય છે મનને કોઈ કોઈ સ્થળે સર્પની પણ ઉપમા આપવામાં આવે છે ચપળ મન જો કાંઈ બાધા ન નડે તો સર્પની માફક પોતાની ઇચ્છાનુસાર ભમે ત્યાં ભરાઈ જાય અને એવે વખતે જો, તેની સ્વચ્છંદતા સામે અવરોધ મૂકવા જઈએ તો સર્પની પેઠે ક્રોધ પણ પામે છે મનને સ્થિર બનાવવામાં જે એક મહાન્ સંકટ અથવા વિઘ્ન નડે છે તે અજ્ઞાનતાનું છે મનરૂપી નેત્ર જ્યાં સુધી અજ્ઞાનરૂપ અંધકારથી વીંટળાયેલું હોય છે ત્યાંસુધી તે નિર્વિકાર તત્ત્વ દેખી શકતું નથી અને તેથી તે વિષયમાં જ મુંઝાયા કરે છે સ્થિરતા પ્રાપ્ત કરવી અશક્ય થઈ પડે છે અજ્ઞાનતા દૂર કરવા મનને ક્ષણે ક્ષણે સમજાવવું જોઈએ–કે ,હે મન ! જન્મ, મરણ ધન અને દારિદ્ર એ સર્વ પોતપોતાના કાળે

થયા જ કરે છે.! તું-ફોગટ એની ચિંતા અને હાયવોય કરી શા માટે વ્યથિત થાય છે? તારે એ બધાની સાથે ક્યા લાભો સંબંધ છે?" આવી રીતે વિવેકમય પ્રશ્નોમા મનને તલ્લીન કરવાથી અને યોગ્ય માર્ગે વાળવાથી તે કાબુમા આવી જાય છે. પછી તો જેમ પવન વિનાના ઘરમા દીપક સ્થિર રહે તેમ મનની સર્વ વાસનાઓનો લય થવાથી પંડિત પુરૂષો જગતમા સિદ્ધની પેઠે નિરંતર સ્થિર થઇને રહે છે મન સ્થિર થવાથી અમૂલ્ય તત્ત્વવિચારરૂપ રત્નો પણ સ્હેજે પ્રાપ્ત થઇ જાય છે. સમુદ્રમા જ્યારે મોજાં ઉછળતા બંધ થઇ જાય ત્યારે સમુદ્રના તળીયે રહેલા રત્નો પ્રગટપણે જોઇ શકાય. તેવી જ રીતે વિકલ્પોનો સર્વથા અભાવ થવાથી આત્માની ચૈતન્ય જ્યોતિ પ્રગટ થાય છે અને એ જ્યોતિમા અનેક અણમૂલ રત્ન સામગ્રી પ્રાપ્ત થઇ શકે છે મન સમતાને પ્રાપ્ત થાય ત પછી ઈંદ્રિયોને વિષયને વિષે જોડવાની કે વિષયથી વારવાની જરૂર રહેતી નથી મનની સમતા પોતાની મેળે જ ઇંદ્રિયોને શાત કરી દે છે ઈંદ્રિયો સ્વાભાવિક રીતે જ પોતપોતાના વિષયોને વિષે દોડી જાય છે, પણ તે ઇંદ્રિયોની પાછળનુ મન જો રાગ-દ્વેષથી મુક્ત હોય તો તેથી બહુ હાનિ થતી નથી મનની વિશુદ્ધિ ઉપર જ ઘણોખરો આધાર રહેલો છે એ વાત તમે સમજી શક્યા હશો મનના આદેશમા રહેલો ઇંદ્રિયોનો સમુહ પોતાની ઇચ્છા માફક ભલે ગમે તે વિષયને વિષે જાય, પણ તેને વાળવો નહીં, કારણ કે બળાત્કારથી વાળવા જતા તે સિંહ સરખો ક્ષોભ પામે છે.

મતલબ એ છે કે મનને હઠથી કે બળથી રૂદ્ધ કરવાને બદલે તેને ધીમે ધીમે કેળવતાં શુદ્ધ બનાવવું જોઈએ. હઠ કિંવા બળથી રોકેલું મન થોડા સમયને માટે કાબૂમાં આવી ગયું હોય તેમ લાગે છે; પરંતુ તેનો પ્રત્યાઘાત સામાન્ય જીવોને માટે અસહ્ય થઈ પડે છે. બળવાન આત્માઓ જ તેવા ક્ષોભને સહન કરી શકે છે. એટલા માટે જ્ઞાન-વિવેક અને વૈરાગ્ય પૂર્વક મનને સમભાવમાં રાખવું એ સૌથી વધારે હિતાવહ છે.

શિષ્ય—રૂપાતીત ધ્યાનનું સ્વરૂપ શી રીતે ચિંતવવું?

સૂરિ—કર્મલેપ વિનાના, નિરાકાર અને ચિદાનંદમય સિદ્ધ પરમાત્માનું ચિંતન કરવું તે "રૂપાતીત" ધ્યાન કહેવાય છે. સુવર્ણ વિગેરેનું બિંબ બનાવ્યું હોય અને તેના ઢાસની પોલાણ કાઢી નાખી હોય તેમજ બિંબનું સંસ્થાન તેજોમય હોય એવા સ્વરૂપને વિષે રૂપાતીતની કલ્પના થાય છે. તેજ કોને કહેવાય એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. જે દેખાય તે તત્ત્વ ન હોય અને જે તત્ત્વ હોય તે દેખાય નહીં. એટલે દેહ અને આત્માના મધ્યસ્થ ભાવને તેજ તત્ત્વ કહેવામાં આવે છે.

શિષ્ય—આત્માના સ્વરૂપ વિષે વધુ કંઈ વક્તવ્ય સમજાવે છે?

સૂરિ—નિકટ રહેલી ઇંદ્રિયો પણ આત્માને દેખી શકતી નથી; છતાં આત્મા તો ઇંદ્રિયોને નીહાળતો જ હોય છે એ કારણને લીધે શાસ્ત્રજ્ઞ આત્માને અલક્ષ્ય પણ કહેવામાં આવે

છે અન્ય ક્ષેત્રનું વાવેલુ બીજ બીજા જ કોઇના ક્ષેત્રમા વવાય છે અને તે ક્ષેત્રમા ક્ષેત્રજ્ઞ તો ઉગે જ જાય છે એ એક મ્હોટું આશ્ચર્ય ગણાય છે. અતિ સૂક્ષ્મ પરમાણુ અને સર્વવ્યાપી આકાશ એ બન્ને વસ્તુને પોતાના માહાત્મ્યથી જીતનારા પરમાત્મા હમેશા વદનીય જ છે તેમના સ્મરણમાત્રથી સસાર સાગર શોષાઇને ખાબોચિયા જેવો બની જાય છે અગસ્ત્ય ઋષિ જેવી રીતે સમુદ્રનુ પાન કરી ગયા હતા તેવી રીતે પરમાત્માના ધ્યાનથી સસાર પણ એક કોગળા જેટલો જ બની જાય છે આત્માની અનેક ઋદ્ધિ-સિદ્ધિઓને ભૂલી જઇ જે લોકો બાહ્ય દ્રવ્ય-ધન-દોલત પ્રાપ્ત કરવા તનતોડ પ્રયત્ન કરે છે તેમની સ્થિતિ ખરેખર દયાજનક જ ગણવી જોઈએ ભંડારમા અસખ્ય દ્રવ્ય ભર્યું હોય અને છતાં ઘરે ઘરે ભીખ માગવા જાય તેના જેવી બીજી મૂર્ખતા કઇ હોઇ શકે ? આત્માની સમૃદ્ધિનો પાર હજી સુધી કોઈ પામી શકયુ નથી. એવી સમૃદ્ધિ પ્રાપ્ત કરવા પ્રતિ જે લોકો બેદરકાર રહે છે તેઓ સાચુ સુખ શી રીતે પ્રાપ્ત કરી શકે ? તેમના ભાગ્યમા તો રખડવાનુ અને કુટાવાનુ જ નિર્માયેલું હોય છે કસ્તુરીવાળો મૃગ જેવી રીતે પોતાની નાભીમા કસ્તુરી હોવા છતા કસ્તુરીની ખાતર જગલોમા રખડી-રખડી પોતાનું જીવન નિષ્ફળ ગુમાવી નાખે છે, તેવી રીતે આત્માની શક્તિ અને સમૃદ્ધિ ઉપર વિશ્વાસ નહીં રાખનારા મનુષ્યો પણ પોતાનુ જીવન વ્યર્થ જ વિતાવી નાખે છે, એમ કહીએ તો ખોટુ નથી.

શિષ્ય—સંસાર, મોક્ષ તથા સ્વર્ગગામીનો શો અર્થ કરવો જોઇએ ?

સૂરિ—કર્મથી વીંટળાયેલા જીવને પંડિતો સંસાર કહે છે કર્મથી મુક્ત થએલા જીવને મોક્ષ કહે છે જે જીવ કર્મે કરીને રહિત થાય અને કેવળજ્ઞાનથી સૂર્ય સમાન પ્રકાશી; લોક તથા અલોકને જાણે તે કેવળી કહાય, તેમને સર્વગામી પણ કહી શકાય. જીવ શુભાશુભ કર્મનો અત્યંત ક્ષય થવાથી જ્યારે એકાકી થાય છે ત્યારે તે જ જીવ શૂન્ય પણ કહેવાય છે

શિષ્ય—ત્યારે ધ્યાન કેવા આત્માનું કરવું ?

સૂરિ—ડાહ્યા પુરૂષે ત્રણ વિશ્વથી મૂકાએલા સિદ્ધ, એક નિરંજન, નિરાકાર એવા આત્માનું ધ્યાન કરવું એવા આત્મધ્યાનથી ઇંદ્રિયો વશીભૂત થાય છે શરીર હળવું થાય છે કોમળતા ઉત્પન્ન થાય છે, મન, વચન અને કાયા પરમ પ્રસન્ન રહે છે ચેતનાનો ઉદય થાય છે ક્ષુધા, મત્સર, કામ વિકાર, અહંકાર, કપટ, ભય, ક્રોધ, નિદ્રા અને લોભ ઇત્યાદિક વિકારનો નાશ થાય છે

શિષ્ય—ધ્યાનાવસ્થામાં રહેલો જીવ બહારથી કેવો દેખાય ?

સૂરિ—અભ્યાસથી ધ્યાનમા તલ્લીન થયેલો અને પરમાત્માનાં સ્થાનથી આનંદ પામેલો જીવ અમૃત હોય તો પણ સુનેલાની પેઠે નિશ્ચળ દેખાય છે વિવેકી પુરૂષોએ મન, વચન,

અને કાયાથી આરભ–સ મારભ વર્જી, સર્વત્ર ઉદાસીનપણે વર્ત્તી નિશ્ચળ રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ કેટલાકો એવો પ્રશ્ન કરે છે કે પુણ્યના અર્થે પણ શું આરંભ ન કરવો? મુક્તિની અભિલાષા રાખનારાઓ એવો પ્રયત્ન કરવા ઇચ્છતા નથી, કારણ કે પાપ–પુણ્યનો સમૂળો નાશ થાય ત્યારે જ મુક્તાવસ્થા મળે એવો જગપ્રસિદ્ધ નિયમ છે કહેવાની મતલબ એટલી જ છે કે પાપ–પુણ્ય બન્નેને વિષે સમતા રાખવી એ મુમુક્ષુઓનો આતરિક ઉદ્દેશ હોય છે. તમારે પણ સંસારમાં જ્યા કાઇ સુખ જેવુ જણાય ત્યા દ્રષ્ટિભ્રમ કે દ્રષ્ટિનો ભેદ સમજી તે પ્રત્યે ઉદાસીન ભાવ જ ધારણ કરવો વેદ, યજ્ઞ, તપસ્યા, શાસ્ત્ર, સયમ એ સર્વેને એકઠા કરીએ તો પણ તે બધા સમતાની બરાબરી કરી શકતા નથી તત્ત્વના વિચારકો સમતા પ્રાપ્તિના રાજમાર્ગે પ્રયાણ કરવા પોતાનો અભ્યાસ ચાલુ રાખે છે પછી તે ગમે તે ધર્મ કે સપ્રદાયના હોય તેની ચિતા કરવાની રહેતી નથી જૂદા જૂદા રગની સર્વ ગાયોને વિષે દૂધ તો એક જ પ્રકારના રગનુ હોય છે તેમ ધર્મનુ બાહ્ય સ્વરૂપ જૂદા જૂદા પ્રકારનું હોવા છતા પરમ તત્ત્વ તો એક જ હોય છે, અને તત્ત્વના અભ્યાસીઓ એ જ તત્ત્વનો સ્વીકાર કરી આત્મહિતના માર્ગમા આગળ વધે છે

શિષ્ય—ચાર્વાક આદિ નાસ્તિકો જે આત્માનો અસ્વીકાર કરે છે તેમને કાઇ યુક્તિપૂર્વક ઉત્તર આપવામા આવે છે શું?

સૂરિ—તેમની વિચિત્ર શકાઓ અને તેના અરકારક

ઉત્તર આપવામાં આવે છે તેઓ, એક એવી દલીલ કરે છે કે— " મોટે લાખ માટાથી મજબૂત બંધ કરેલી કોઠીમાં એક ચોર રાખ્યો હતો, તે મરણ પામ્યો. હવે છિદ્ર વિનાની તે વસ્તુ માંથી ચોરનો જીવ બ્હાર, શી રીતે નીકળ્યો ? , તેમજ તેના શરીરે બીજા કૃમિરૂપ જીવ પડ્યા હતા તે શી રીતે અંદર પેઠા ?" આનો અસરકારક ઉત્તર એવી રીતે વાળવામાં આવે છે કે કોઠીમાં ચોર હતો તેણે જ્યારે શંખધ્વનિ કર્યો ત્યારે તે અવાજ બહાર શી રીતે નીકળ્યો ? બીજો પ્રશ્ન એ પણ ઉદ્‌ભવે છે કે અગ્નિ તો આકારવાળો છે; છતાં તે લોઢાના ધગધગતા ગોળામાં શી રીતે દાખલ થઇ જાય છે ? જો સાકાર વસ્તુ અન્ય વસ્તુમાં પેસી અને નીકળી શકે છે તો જીવરૂપ નિરાકાર પદાર્થ કોઠીમાંથી બ્હાર નીકળે અને અંદર દાખલ થાય એમાં આશ્ચર્ય પામવા જેવું શું ?" આવો ઉત્તર સાંભળી નાસ્તિકો જીવનું અસ્તિત્વ માનવા તૈયાર થઇ જાય છે

શિષ્ય—જીવનું અસ્તિત્વ હોય તો પછી તે દેખાતો કેમ નથી ? એ પ્રશ્ન તો ઉકેલવો જ જોઇએ.

સૂરિ—નાસ્તિકોની એ શંકાનું સમાધાન પણ બહુ સુંદર રીતે કરવામાં આવ્યું છે અરણી વૃક્ષમાં અદૃશ્યરૂપે અગ્નિ રહેલો હોય છે એમ સૌ કોઇ સ્વીકારે છે, પરંતુ તે વૃક્ષના કટકેકટકા કરી નાખીએ તો પણ અંદર રહેલો સાકાર અગ્નિ નજરે પડતો નથી એ સાકાર વસ્તુ પણ નથી પ્રત્યક્ષ

થઇ શકતી તો પછી જીવને સ્થૂલ દ્રષ્ટિથી નીહાળ્યા પછી જ તેનો સ્વીકાર કરવો એ કદાગ્રહ નહીં તો બીજું શું કહેવાય ?

**શિષ્ય**—નાસ્તિકો આ સ્થળે ત્રીજો પ્રશ્ન એવો કરે છે કે ભલે જીવ પ્રત્યક્ષપણે ન દેખાય, પણ તેનો તોલ તો થવો જોઇએ ને ? એક ચોરને જીવતો તોળીએ અને પછી તુરતમાં જ તેને શ્વાસરોધથી મારી નાખીને તોળીએ તો પણ તોલમાં કંઈ વધઘટ થતી નથી તેનું શું કારણ ?

**સૂરિ**—પાણી ભરવાની જે મશક આવે છે તે તો તમે જોઇ હશે. એ મશકને ખાલી તોળીએ કે પવન ભરીને તોળીયે તો પણ તેના વજનમા કંઈ ફેરફાર થતો નથી તેનું શું કારણ? પવનનું જેમ વજન થઇ શકતું નથી તેવી રીતે જીવનુ પણ વજન થઇ શકતું નથી વજન થાય તો જ વસ્તુ સિદ્ધ થાય એમ માનવું એ બુદ્ધિભ્રંશતા છે

**શિષ્ય**—નાસ્તિકો કંઇ એટલી યુક્તિઓ સાંભળીને જ બેસી ન રહે કેટલાક નાસ્તિકો કહે છે કે–"ચૈતન્ય માનવામાં અમને હરકત નથી, પણ તે ચૈતન્ય કેવું છે? જેમ જળ, લોટ વિગેરે વસ્તુઓના મિશ્રણથી એક નવી જ વસ્તુ ઉત્પન્ન થાય છે અને વિવિધ દ્રવ્યોના મિશ્રણથી મદ્યમાં માદક શક્તિ આવે છે તેવી રીતે અચેતન પાચ મહાભૂતના સમેલનથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે, તે જ જો જીવ સ્વરૂપ મનાતુ હોય તો અમે એટલું માનવાને તૈયાર છીએ"

**સૂરિ**—પણ ચૈતન્ય તેવું મિશ્રણજન્ય નથી એ વાતની

જેવી જોઈએ તેવી ખાવી પીવી શકાય તેમ છે વસ્તુઓ જૂદી જૂદી હોય છતાં એ વસ્તુઓના મિશ્રણમાં કંઈક અદ્ભુત પ્રકારની શક્તિ આવી જાય એમ માનવું એ અસંગત છે, મિશ્રણમાં તે જ શક્તિ આવી શકે કે જે મૂળ પદાર્થમાં થોડે ઘણે અંશે પણ વર્તમાન હોય. જો વસ્તુમાં જ શક્તિ ન હોય તો પછી સમુદાયમાં તે શી રીતે આવે? ઘણા બીકણ માણસોનો એક સ્થળે સમાગમ કરીએ તો શું ઘણા બીકણ મળવાથી શૂરવીરપણું ઉત્પન્ન થાય ખરું? જે શૂરવીરપણું કોઈ એક વ્યક્તિમાં હોય તે જ સમુદાયમાં બ્હાર આવે. મૂળ ન હોય તો પછી તેની શાખા સંભવે જ કેમ? નાસ્તિકો જો આ વાતનો વિચાર કરે અને વિવિધ વસ્તુઓના ધર્મનું મનન કરે તો તેમને જીવનું સ્વયં સિદ્ધ ચૈતન્ય સમજાયા વિના રહે નહીં.

શિષ્ય—નાસ્તિકો પ્રત્યક્ષ સિવાયના બીજાં પ્રમાણને માનતા જ નથી તે કેમ?

સૂરિ—તે તેમની મ્હોટામાં મ્હોટી ભ્રાંતિ છે અનુમાન પ્રમાણનો આધાર લીધા વિના ચાલતું નથી. ધુમાડાના ગોટા ઉપરથી જ જેમ વહ્નિનું અનુમાન નીકળી શકે છે તેવી રીતે જીવ પણ અનુમાન ઉપરથી જ સિદ્ધ થઈ શકે છે. જેમ સુક્કા બીજમાં અંકુર, સૂર્યકાંતમણિમાં અગ્નિ અને ચંદ્રકાંતમણિમાં જળ રહેલાં છે અને તે યુક્તિથી જ સિદ્ધ કરી શકાય છે

યુક્તિ કે અનુમાન વિના ખાલી પ્રત્યક્ષ પ્રમાણને જ વળગી રહેવુ એ ખોટો મતાગ્રહ છે મતનો અધ આગ્રહ હોય ત્યા સુધી કોઇ વસ્તુ સપૂર્ણ રીતે ઓળખી જ કેમ શકાય?

**શિષ્ય**—અનુમાન કે યુક્તિ વિના ન જ ચાલે એમ કહેવાનુ શું પ્રયોજન?

**સૂરિ**—પ્રત્યક્ષ પ્રમાણ જ જો માનવામા આવે તો "તારામા બુદ્ધિ છે કે નહીં" એ પ્રશ્નનો ઉત્તર આપવો ભારે થઇ પડે પ્રત્યક્ષ થઇ શકે એ જ વસ્તુને જો તમે માનતા હો તો બુદ્ધિ કે જે પ્રત્યક્ષપણે જોઇ શકાતી નથી, પરતુ કેવળ લક્ષણ ઉપરથી જ જાણી શકાય તેમ છે તેનો સ્વીકાર શા માટે કરો છો? ધારો કે તમારૂ કોઇ સગુ બહારગામ ગયુ હોય, જો તમે પ્રત્યક્ષ પ્રમાણ જ માનતા હો તો તમારૂં તે સગુ તમારી નજરે નથી પડતું માટે તે મરી ગયુ હોવુ જોઇએ એમ શું તમે કહી શકશો? આપણે નથી જોઇ શકતા એટલા માટે તે વસ્તુ વિશ્વમા વિદ્યમાન જ ન હોય એમ કહેવુ તે ઘોર અજ્ઞાનતા છે જેમ તલમાં તેલ, લાકડામા અગ્નિ, દૂધમા ઘી અને ફુલમા સુગંધી રહેલી જ છે અને તે તેના યુક્તિસંગત લક્ષણો ઉપરથી નક્કી કરી શકાય છે, તેવી જ રીતે જીવ પણ શરીરમા રહેલો છે એમ યુક્તિથી સિદ્ધ કરી શકાય છે

**શિષ્ય**—જીવનું અસ્તિત્વ સિદ્ધ કરવામા શી શી યુક્તિઓ છે

**સૂરિ**—પ્રત્યેક જીવતા શરીરમા જીવ નિશ્ચયથી રહેલો

જ છે એમ સંજ્ઞા, વિજ્ઞાન, ચૈતન્ય, ચિત્ત વિગેરે શબ્દો ઉપરથી સહેજે સિદ્ધ થઈ શકે છે બાળકને વિષે ધાવવાની, સંકોચ પામવાના સ્વભાવવાળી વનસ્પતિમાં ભય, અશોક વૃક્ષને વિષે મૈથુન તથા બિલ્વ વૃક્ષને વિષે અર્થસંગ્રહ કરવાની જે સંજ્ઞા રહેલી છે તે ચારે સંજ્ઞાઓ જીવને વિષે હોય છે જ સ્થાવર અને જંગમ જીવોમાં પણ ઇંદ્રિયોને અપેક્ષાએ થોડું ઘણું ચૈતન્ય તો નિશ્ચયે કરીને હોય છે જ, એમાં શંકા કરવા જેવું નથી

શિષ્ય—તો પછી મનુષ્યમાં જ્ઞાનનું ન્યૂનતા-અધિક પણું કેમ જોવામાં આવે છે એમ કોઇ પૂછે તો ?

સૂરિ—સત્તામા તો સઘળા આત્માઓમાં જ્ઞાન સરખું જ હોય છે, પણ મતિ, શ્રુતિ અવધી મનઃપર્યવ તથા કેવળ એ પાંચ નિર્મળ જ્ઞાનોમાં કેટલુંક કોઇ કોઇમાં જ્ઞાનાંતરાયના તુટવાથી જ પ્રકટ થાય છે એમાં અંતરાયકર્મનો ક્ષય જેટલા પ્રમાણમા હોય તેટલા જ પ્રમાણમાં જ્ઞાનશક્તિ જોઇએ. ચિત્તની વ્યાખ્યા પણ આ સ્થળે સમજી લેવી જોઇએ. અતીત, અનાગત અને વર્તમાન એમ ત્રણે કાળના વિષયની ચિંતાને કે ચિંતા ધારણ કરનારૂં તથા નાનાવિધ સંકલ્પ-વિકલ્પવાળું ચિત્ત હોય છે નાસ્તિકો જો આવી રીતે તત્ત્વ ગ્રહણ કરવાની જીજ્ઞાસાવૃત્તિથી વિચાર કરે તો તેમને સાવ નિરુત્તર જ થવાનો પ્રસંગ આવે. નાસ્તિકોની નિ.સાર દલીલો આસ્તિકો પાસે ભીલકુલ ચાલી શકતી નથી. ખરૂં જો પૂછો તો નાસ્તિકને પ્રશ્ન કરવાની

પણ સત્તા નથી, પરંતુ તેમનો નાસ્તિકપણાનો અહંકાર જ તેમને બધું બોલાવે છે

**શિષ્ય**—આપણો ધ્યાનનો મૂળ વિષય હતો તે મૂકી દઇ આસ્તિક-નાસ્તિકની ચર્ચામાં ઉતરી પડ્યા.

**સૂરિ**—આ ચર્ચાને પણ ધ્યાનની સાથે સીધો સબંધ રહેલો છે જો આત્મા વસ્તુ સિદ્ધ કરવામા ન આવે તો કોણ કોનું ધ્યાન કરે? આત્માની સિદ્ધિ કરવી એ સર્વ આસ્તિક દર્શનોનું મુખ્ય લક્ષ હોય છે આપણે પણ એ આત્મસિદ્ધિને માટે જ આસ્તિક-નાસ્તિકની યુકિતપૂર્ણ દલીલો ચર્ચી હતી છેવટે આત્મા સિદ્ધ થયો. જે આસ્તિકો આત્માનો સ્વીકાર કરી ધ્યાન કરે છે તેમની ઉપર દુ ખ, કઠણ રોગ તથા મનના વિકારો પોતાનો હુમલો લઇ જઇ શકતા નથી. ધ્યાની પુરૂષોના હાથમા સિદ્ધિ રમી રહેલી જ હોય છે સર્વ પ્રકારના કલ્યાણો શુભ ધ્યાની પુરૂષના ચરણની આગળ નોકરની માફક રાહ જોતા ઉભા રહે છે તેમને માઠા કર્મ લાગ્યા હોય તો તે કર્મો પણ કમળતંતુની પેઠે સહજમા તૂટી જાય છે ધ્યાનને જગતમા સર્વોપરી પદવી આપવામા આવી છે તે સાર્થક છે, એમ ઉપરના વિવેચનથી સ્પષ્ટ થયું હશે

**શિષ્ય**—આજે આત્મકલ્યાણના અનેક વિષયો ઉપર ચર્ચા થઇ ગઇ. ધ્યાનની સ્તુતિ કર્યા પછી વિષયની સમાપ્તિ કરવી યોગ્ય થઇ પડશે એમ માની આજે એટલેથી જ વિરમવાની પ્રાર્થના કરૂ છુ.

—⋇—

## (૧૮) મૃત્યુ વિષે

શિષ્ય—સંસારમાં જો કોઈ મ્હોટામાં મ્હોટો ભય હોય અને જે રાજા મહારાજાઓથી લઈ એક ગરીબમાં ગરીબને પણ એક સરખી રીતે ભય પમાડતો હોય તો તે મૃત્યુનો જ ભય છે એમ લગભગ સૌ કોઈ સ્વીકારે છે. એ મૃત્યુનો ડર જો માણસને માથે ન હોત તો આ સંસારનું સ્વરૂપ કોઈ કેવું હોત તે કહી શકાતું નથી. મૃત્યુના ભયથી જ કેટલાક જીવો સદાચારના માર્ગે ચાલે છે. મૃત્યુના ભયને લીધે જ લોકો પાપકર્મ કરતાં પાછું વાળીને જુવે છે. મોતના કેટલાક ભયે કાંપે છે એમ પણ જોવામાં જણાય છે. મહાપુરૂષોને—સાધુઓને મૃત્યુ મહોત્સવરૂપ થઈ પડે છે. જે વસ્તુ સમગ્ર સંસારને ભયાનક લાગે છે તે મહાપુરૂષોને તદ્દન સામાન્ય જણાય છે તેનું શું કારણ હશે તે સમજાતું નથી. એટલા માટે આજનો એક દિવસ એ વિષયમાં જ વિતાવવાની અને સમાધિ—મૃત્યુ સંબંધી બે શબ્દો આપના શ્રીમુખથી સાંભળવાની મારી વાંછા છે. હું સૌ પહેલું જાણવા માગું છું તે એ છે કે "મૃત્યુ સમિપ આવેલું શી રીતે જાણી શકાય?"

સૂરિ—માઠાં સ્વપ્નથી પોતાની પ્રકૃતિના બદલાવાથી, માઠાં નિમિત્તોથી માઠાં ગ્રહોથી તથા હસ્તાદિ ક્રિયા સ્વરના ફેરફારથી મરણ સમિપમાં આવેલું હોય એવી કલ્પના થઈ શકે, પરંતુ તમે જે મૃત્યુને મહાભય કર માની બેઠા છો તેને

તેટલુ બધું ભય કર માનવાનુ શું કારણ છે તે હું સમજી શ-કતો નથી વિદ્વાન્ હોય કે સાવ જડ જેવો મનુષ્ય હોય તો પણ સર્વ જીવોને એકવાર મરવાનું તો છે જ, તો પછી વિવેકી પુ-રૂષોએ મૃત્યુનુ નામ સાભળીને કે તેને પોતાની પાસે આવતું જોઇને શા માટે ગભરાઇ જવુ જોઇએ ? અલ્પ ધન છતાં દાન દેવાની ઇચ્છા, દુ:ખ આવવા છતા મનની સ્થિરતા તથા મ-રણ સમિપ આવવા છતા ધીરતા એ સત્પુરૂષોનો સામાન્ય સ્વભાવ જ હોય છે તથાપિ મૃત્યુ મહા ભય કર અને ત્રાસદાયક લાગતું હોય તો ફરીથી મરણ ન થાય એવુ કાઇપણ કૃત્ય ક-રવુ એ સર્વોત્તમ છે સારા પુરૂષો પુન: પુન. જન્મ ધારણ કરી વિશ્વના કલ્યાણની ખાતર સ સારમા આવતા હોય તો તે એક રીતે વખાણવા યોગ્ય ગણી શકાય, પર તુ અવિરતિ અને કષાય પરિપૂર્ણ જીવો પુન: પુન: જન્મે અને મરે એ તો ખરેખર તેમને માટે શરમભરેલુ છે

**શિષ્ય**—જીવને મૃત્યુ જ ન આવે એવો કઇ ઉપાય છે ખરો ?

**સૂરિ**—સર્વ વસ્તુઓની શક્તિ જાણવા છતાં તથા સર્વે વસ્તુઓ પાસે હોવા છતા શ્રી જિનભગવાનની જાણમા પણ મૃત્યુને દૂર કહાડવાનો કે આયુષ્ય વધારવાનો ઉપાય આવ્યો નહીં એ જ બતાવી આપે છે કે મૃત્યુ તો પ્રાણીમાત્રને માટે અનિવાર્ય જ છે વિચાર કરો કે જગતમા મૃત્યુ ન હોય તો આ લોકની શી સ્થિતિ થાય? સર્વ જીવના પૂર્વજો તો દૂર રહો,

પણ હરેક જીવ જો જગતમાં સ્થિર રહે તો પણ આ આખો લોક તેટલાથી ભરાઇ જાય.

શિષ્ય—મૃત્યુ સુધરે એવો તો કંઇ ઉપાય હશે ને ?

સૂરિ—વિવેકી પુરૂષો મરણ નજીક આવ્યે પ્રાયશ્ચિત, પ્રત્યાખ્યાન, અભયદાન તથા દેવગુરૂના સ્મરણને જ વાંછે છે મૃત્યુ સુધારવાને માટે વ્રત–તપ–જપ વિગેરે ઉત્તમમાં ઉત્તમ સાધનો છે તપસ્યા વિગેરેનો ઉદ્દેશ પણ સમાધિ મરણનો જ હોવો યોગ્ય છે એક સ્થળે કહ્યું છે કે આચરેલી તપસ્યા, સમ્યક્ પ્રકારે ભણેલું જ્ઞાન અને સારી પેઠે પાળેલું વ્રત એ બધેનું ફળ સમાધિ મરણ વખતે પ્રકટ થયા વિના રહેતું નથી. જે માણસ મરણ સમયે આર્તધ્યાન ન કરે પણ શાંતિમાં રહે તે માણસ તિર્યંચ અથવા નરક ગતિમાં જતો નથી. જે માણસ આખું જીવન ધર્મમય વ્યતીત કરે તે સમાધિ મૃત્યુ પામી દેવતા થાય અને જે અનશન કરી કાળધર્મ પામે તે તો દેવતાનો પણ સ્વામી થાય.

શિષ્ય—પુણ્યશાળી પુરૂષો દેહત્યાગ કેવી રીતે કરતા હશે ?

સૂરિ—બાલ્યાવસ્થાથી માંડી ચિરકાળ સુધી કરેલાં સુકૃતવડે પોતાનો જન્મ સફળ કરીને, ધર્મધ્યાનને વિષે પોતાનું મન તલ્લીન રાખનારા અને મોહનો નાશ કરવાને અર્થે પ્રયત્ન કરનારા એવા પુણ્યશાળી લોકો અવસર આવ્યે

પોતાના આયુષ્યનો છેડો વિશેષ જ્ઞાનથી જાણીને ઉપર કહેલી રીતે અર્થાત્ ધ્યાન–ત્યાગ તથા વૃત્તોચ્ચાર સાથે દેહનો ત્યાગ કરે છે જે પુરૂષ પોતાનું મરણ જાણે, જે મોહનીય કર્મનો અત્યંત ક્ષય કરી લોકના અંતે રહેલા શાશ્વતપદને–મુક્તિપદને પામે તે જ પુરૂષ જગતમા શ્રેષ્ઠ, મનુષ્યોમા શિરોમણિ, સુભટોનો અગ્રેસર, વખાણવા લાયક, પંડિત, કળામાં કુશળ, મુનિરાજ, યોગી, જ્ઞાની તથા ગુણી લોકોમા શ્રેષ્ઠ ગણાય

**શિષ્ય**—આજે આપની વાણી સાભળી મૃત્યુનો ઘણોખરો ભય દૂર થયો તપ–જપ અને વ્રત વિગેરેને સમાધિ મરણની સાથે શો સબંધ છે તે પણ સમજાયુ હવે તપ–જપનો ઉદ્દેશ સમજાયાથી તેમાં વધારે રસ પડશે એમ મને લાગે છે આપે મારા બાળોચિત પ્રશ્નોને પણ વધાવી લઇ જે ગંભીર અને ઉપકારક ખુલાસાઓ કર્યા છે તેનો બદલો હુ આ ભવમા તો કોઇ રીતે વાળી શકુ તેમ નથી આપે મને વાર્ત્તાલાપ દરમિયાન વ્યવહાર અને પરમાર્થનુ જે જ્ઞાન આપ્યું છે, તે હુ હમેશા મારા સ્મરણમા ભડારમા સગ્રહી રાખીશ. આપની ધર્માશિષ મારા જેવા પામર મનુષ્યનું તથા વિશ્વનુ કલ્યાણ કરો એ જ મ્હારી એક માત્ર અંતિમ યાચના છે.

આ ગ્રથમા સ્થળે સ્થળે સૂરિ અને શિષ્યનો જે નામોલ્લેખ કરવામા આવ્યો છે તેમનો સક્ષિપ્ત પરિચય આ પ્રકારે છે.—

## સૂરિ

આંબાના વૃક્ષની પેઠે જગતને પ્રીતિ ઉપજાવનાર અને શ્રેષ્ઠ સજ્જનો રૂપ કોકિલાઓથી વ્યાપ્ત, એવા, "વાયડ" ગચ્છમાં જૈનમતરૂપ નગરીનું રક્ષણ કરનારો જાણે કે એક મહા કોટ જ હોયની ?, અને ચારિત્રરૂપ શૂરવીરોથી કદાપિ હાર ન પામે એવા તેમજ સ્થિરતા વિગેરે સદ્ગુણોનું એક મોટું વસતિસ્થાન જ હોયની ? એવા શ્રી રાશિલપ્રભુ થઇ ગયા છે શ્રી જીનદેવ ગુરૂમહારાજના ગુણોની લીલા તો કંઈ અદ્ભુત જ છે કારણ કે તે ગુણો વિદ્વજ્જનોના મસ્તકરૂપ હીંચકાને કોઈ કાળે પણ મૂકતા નથી. અર્થાત વિદ્વાનો પણ જે જીનદેવ ગુરૂ મહારાજના ગુણોને સદમર્ષ—મસ્ત સ્થા કરે છે તે જીનદેવ ગુરૂ મહારાજની ચરણસેવાથી કલ્યાણની પરંપરા પામેલા એવા શ્રી જિનદત્તસૂરિ નામે આચાર્ય કે જે સર્વ આચાર્યોમાં પ્રસિદ્ધ જ છે તેમને પ્રસ્તુત ગ્રંથમાં "સૂરિ" તરીકે સ્વીકારવા.

## શિષ્ય

"ચાહુમા" વંશરૂપ સમુદ્રને ઉલ્લાસ પમાડવાને ચંદ્રમા સમાન એવો શ્રી ઉદયસિંહ નામે, જાબાલીપુરનો એક રાજા થઈ ગયો છે તે રાજાને મંત્રો વિશ્વાસુ તથા તેના આઠ ભારની રક્ષા કરવામાં નિપુણ એવો દેવપાળ નામે એક મોટો મંત્રી હતો તે મંત્રી બુદ્ધિરૂપ નંદનવનમાં ચંદન સરખો અર્થાત ગુણકથાણીઓની સભાને શોભાવે એવો હતો

તેને સર્વ ધર્મોનો આધાર, જ્ઞાનશાળી લોકોમા અગ્રેસર, સર્વ પુણ્યોનુ વસતિસ્થાન, તથા જાણે કે સર્વ સપદાઓની ખાણ કેમ ન હોય એવો પવિત્ર, બુદ્ધિશાળી, વિવેકથી વિકાસ પામતા મનને ધારણ કરનારો અને વાયડ વશમા ઉત્પન્ન થયેલો એવો "ધનપાળ" નામનો માનેલો પુત્ર હતો તે ધનપાળ જ પ્રસ્તુત ગ્રથમાનો શિષ્ય. શ્રી જિનદત્તસૂરિજીએ ધનપાળના મનને સતોષ પમાડવા ખાતર જ આ વિવેક-વિલાસ નામે ગ્રથ રચ્યો છે. અતે પ્રાર્થવાનુ કે.—

નાગકુમારનો સ્વામી ધરણેદ્ર દેવ, સ્ફુરણ પામતી સર્વે કળાઓને શોભાવનાર અને સર્વજ્ઞ એવા શ્રી યુગાદિનાથ ઋષભદેવ ભગવાનની અતિશય ભક્તિ જ્યાસુધી પ્રગટ કરે છે, ત્યાસુધી પડિત પુરૂષોવડે આદરપૂર્વક વારવાર પઠન કરાતો એવો આ ગ્રથ ચિરકાળ જયવત રહો !



છેલ્લી આવૃત્તિનો ખાસ વધારો.

ૐ

ત્રિલોકપૂજ્ય, શ્રી જૈન ગર્ગાચાર્ય મહાપુરૂષે

રાજા અગ્રસેન પાસે કહેલી

પ્રજાહિતકારિણી.

# શકુનાવલી.



(શ્રીખરતર બૃહદ્‌ભટ્ટારક પંડિત યુક્તિવારિધી

રામઋદ્ધિસારમુનિરચિત.)



# શકુનાવલી.



જ્ઞાનમા જ આનદ માનનાર, કર્મરૂપી વૈરીઓને જીતનાર, તરણુતારણુ, સર્વજ્ઞ શ્રી **મહાવીર તીર્થંકર પ્રભુને** નમસ્કાર કરી, શ્રી ગૌતમ ગણેશનુ સ્મરણુ કરી, શ્રી શારદાદેવીની કૃપાથી આ શકુનાવલી નામના ગ્રથનું ગુજરાતી ભાષામા અવતરણુ કરીએ છીએ

સત્યથી જ સસાર ચાલે છે દયાધર્મ એ સત્યધર્મનો પાયો છે એમ વિચારી, નીચે કહેલી વિધિ પ્રમાણે મત્રાદિનો ઉચ્ચાર કરી **સોપારી, બેઆની, ચારઆની** કે **વાંટી**-વડે, મનમા ધારેલ પ્રશ્નનો ઉત્તર નીચેના કોઠા ઉપરથી મેળવી લેવો. એકને એક પ્રશ્નનો એકથી વધારે વાર જવાબ મેળવવાની હઠ ન પકડવી. કેટલાક માણસો પોતાનો મનગમતો ઉત્તર મેળવવા બે ત્રણુ વાર કોશેષ કરે છે, પણુ તે ઠીક ન

અનુભવ. રાજાના હુકમની જેમ કેવળીના વચનને મહામાથી માથે ચઢાવવું જોઇએ. સારૂં થવું અથવા નરસું થવું તેનો આધાર કેવળ કર્મ ઉપર છે તીર્થંકર મહારાજ તો આપણા પ્રશ્નનો માત્ર જવાબ જ આપી શકે

મન અને શરીરથી શુદ્ધ બની, ધૂપ-દીપ પ્રકટાવી જો ગુરૂમહારાજ હાજર હોય તો તેમની રૂબરૂમાં —

ॐ नमो भगवती कुष्मांडिनी सर्वकार्यप्रसाधनी सर्वनिमित्तप्रकाशिनी एह्येहि एह्येहि वरं देहि वरं देहि हलि हलि, मातंगानि सत्यं ब्रूहि सत्यं ब्रूहि स्वाहा ॥

આ મંત્રનો સાત વાર પાઠ ભણવો અને ગુરૂમહારાજની પાસે જ મનમાં ધારેલા પ્રશ્નનું સમાધાન સાંભળવું ઉપરનો મંત્ર સાત વાર ભણ્યા પછી.

महावीरं नमस्कृत्य, केवलज्ञानभास्करं ।
वक्ष्ये सद्गुरुप्या दृष्टं, प्रेम येन शुभाशुभं ॥

એમ કહી "સત્ય હોય તે જ બ્હાર આવજો, અસત્ય દૂર રહેજો" એમ બોલી, નીચેના કોષ્ટક ઉપર ત્રણ વખત હાથની પ્રદક્ષિણા આપી ગમે તે અંક ઉપર આંગળી મૂકવી. પાશાની માફક પણ ઉત્તર મેળવી શકાય છે



| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧૧ | ૧૧૨ | ૧૧૩ | ૧૧૪ | ૧૨૧, | ૧૨૨, | ૧૨૩ | ૧૨૪ |
| ૧૩૧ | ૧૩૨ | ૧૩૩ | ૧૩૪ | ૧૪૧ | ૧૪૨ | ૧૪૩ | ૧૪૪ |
| ૨૧૧ | ૨૧૨ | ૨૧૩ | ૨૧૪ | ૨૨૧ | ૨૨૨ | ૨૨૩ | ૨૨૪ |
| ૨૩૧ | ૨૩૨ | ૨૩૩ | ૨૩૪ | ૨૪૧ | ૨૪૨ | ૨૪૩ | ૨૪૪ |
| ૩૧૧ | ૩૧૨ | ૩૧૩ | ૩૧૪ | ૩૨૧ | ૩૨૨ | ૩૨૩ | ૩૨૪ |
| ૩૨૧ | ૩૨૨ | ૩૨૩ | ૩૨૪ | ૩૩૧ | ૩૩૨ | ૩૩૩ | ૩૩૪ |
| ૪૧૧ | ૪૧૨ | ૪૧૩ | ૪૧૪ | ૪૨૧ | ૪૨૨ | ૪૨૩ | ૪૨૪ |
| ૪૩૧ | ૪૩૨ | ૪૩૩ | ૪૩૪ | ૪૪૧ | ૪૪૨ | ૪૪૩ | ૪૪૪ |



# ખુલાસા.

( ૧૧૧ ) હે ભાઈ! હવે તમારે માટે બહુ સારા દિવસો આવવાના છે તમે જે મોટા મનોરથો કરી રાખ્યા છે તે સિદ્ધ થવા જોઈએ, લડાઈમા તમારો વિજય થવાનો, વ્યાપારમાં પણ લાભ જ મળવાનો.

( ૧૧૨ ) પ્રશ્ન પૂછનાર ભાઈ! તું જે કાર્યની સિદ્ધિને માટે આતુર છે તેને હજી વાર છે હમણાં તો બીજા ધર્મ ધ્યાનમાં લક્ષ આપ અને દેવાધિદેવનું ધ્યાન કર. જો રાત્રીએ તને સ્વપ્ન આવે અને તેમાં કાગડા, ઘુવડ, બીજ અથવા માછીઓ અને મચ્છો જોવામાં આવે, તેમજ આખા શરીરને તેલ લગાડ્યું હોય એવો ભાસ થાય અથવા તો કાળો નાગ જોવામાં આવે તો સમજજે કે તારે માટે આ જવાબ બરાબર જ છે

( ૧૧૩ ) ભાઈ! તારા ક્લેશ અને ચિંતાના દિવસો હવે ગયા સમજ તું જે સ્થાન અથવા ધનની ઇચ્છા રાખી રહ્યો છે અને તું જે સજ્જનની શોધમાં છે તે તને થોડા વખતમાં આવી મળવા જોઈએ. આની નિશાની એ કે તારા પેટ ઉપર તલ, મસો અથવા કોઈ ધાનું કંઈક ચિહ્ન છે

( ૧૧૪ ) પ્રિય ભાઈ! તારૂ આ શુકન બહુ કલ્યાણકારી છે તારા કુળની વૃદ્ધિ થશે, જમીનનો લાભ થશે, ધન તેમજ

પુત્રની પ્રાપ્તિ થશે તારા પ્રિયમિત્રના પણ તને દર્શન થશે, કોઇની સાથે તારો નવો સબધ જોડાશે ત્રણ મહીનાની અદર તારા મનોરથો સિદ્ધ થવા જોઈએ તું દેવ-ગુરૂની ભક્તિ કરજે આ વાતની ખાત્રી કરવી હોય તો જો, તારા શરીરને બને બાજુએ મસ, તલ અથવા ઘાના ચિહ્ન છે

( ૧૨૧ ) હે જીજ્ઞાસુ ! તેં તારા મનમાં કોઇ એક સારા સ્થાનની આશા રાખી છે, કોઇ સજ્જન પુરૂષના સત્સગ માટે આતૂરતા ધરાવે છે. તારી એ આશા અને આતૂરતા ફલિભુત થશે ધાતુ તથા ધનસપત્તિ અને મિત્ર, પરિવાર વિગેરે પણ પહેલાની જેમ તને આવી મળશે. તારૂ જુનુ માન-સન્માન પણ તને પ્રાપ્ત થશે હવે તારા માર્ગમા કોઈ જાતનુ વિઘ્ન નથી તુ તારા સ્વપ્નમા કોઇ વડીલ પુરૂષને જુવે તો આ વાતની જરૂર ખાત્રી રાખજે

( ૧૨૨ ) બન્ધુ ! ધન, દોલત અને યશનો લાભ તેને જરૂર થવો જોઇએ તને સારૂ ઠામ-ઠેકાણું અને સન્માન મળશે તારી મનવાછિત વસ્તુ તને આવી મળશે હવે નિ:શક બની કામ કર, તારા પાપકર્મોનો હવે નાશ થયો છે, તારૂ કલ્યાણ નજીકમા છે આ વાતનો પૂરાવો એટલો જ કે તું સ્વપ્નમા અથવા જાગૃતિમા કોઇક ઝઘડો અથવા લડાઈ જોશે

( ૧૨૩ ) પ્રિય ભાઈ! તારા કામની અને ધનની સિદ્ધિ થશે. તારા મનમા જે મામલા-મુકદમાની ચિતા છે તે તારે માટે સફળ થશે. તારા કુટુબની ચઢતી કળા થશે. સ્ત્રીની

પ્રાપ્તિ તેમજ સ્વજન-સ્નેહી પણ આવી મળશે. ઘણા દિવસના તારા મનોરથ ફળશે. આની નિશાની એ કે તારા ઘરમાં એક કલેશ-કકાસ થઇ ગયો છે અને હજી પાંચ દિવસ ઉપર જ તને તારી સ્ત્રી સબંધી ભારે ફીકર થઇ હતી.

( ૧૨૪ ) ભાઇ ! તું તારા ભાઇઓ અને બાઇબંધોને મળવા બહુ આતૂર છે જરૂર થોડા વખતમાં તને તેમની ભેટ થવી જોઇએ. તારૂં પુણ્ય બહુ સારૂં છે ગ્રહ પણ સારા છે તારી કુલદેવીની કૃપાથી તારૂં કામ પાર પડશે.

( ૧૩૧ ) હે પૃચ્છક ભાઇ ! સ્થાન, ધન-ધાન્યની ચિંતા હવે મૂકી દેજે તારી બધી ફિકરની થોડા વખતમાં જ ધોવાઇ જશે. તને જે ખોટ આવી પડી છે અને તારૂં જે કામ બગડ્યું છે તે સુધરી જશે અને તને લાભ થશે. સ્વપ્નમાં લો ગાઠ જોવામાં આવે તો ઉપલી વાતની ખાત્રી રાખજે

( ૧૩૨ ) ભાઇ ! તારા મનોરથો ફળશે અને તે ફળવા જ જોઇએ તારી સ્ત્રી સાથે તને ઘણી જ પ્રીતિ છે એ જ આ વાતનો પૂરાવો.

( ૧૩૩ ) વ્હાલા ભાઇ ! તારા શરીરમા બીમારી પેદા થાય અને ધનનો નાશ થાય તેમ છે તારે કોઇક સ્થળે બંધાઇ રહેવુ પડે એવો સંભવ છે તારા માથે મોટી મુશ્કેલી વળુગી રહી છે તે જે મોટા મનસુબા કરી રાખ્યાં છે તે પાર પાડના તારે કેટલાક વિઘ્નોની સામે થવું પડશે.

( ૧૩૪ ) તારા હૃદયમા રાજકાજની, સરકારની અથવા તો સોના-ચાદીની તેમજ પરદેશને લગતી ફીકર ઘર કરી બેઠી છે. તુ તારા દુશ્મનને જીતવા માગે છે, પણ તે બધા કામ ધીમે ધીમે સિદ્ધ થશે હવે તને નુકશાન નહીં વેઠવું પડે. તારા પાપ ક્ષય થવા આવ્યા છે. શ્રી વીતરાગ દેવની ભક્તિપૂર્વક સેવા કરજે, એટલે તુ સુખી થશે

( ૧૪૧ ) હે પૂછનાર બધુ ! તને કોઇ એક વ્યાપાર વિષે ભારે ફીકર છે બીજી પણ ન્હાની મ્હોટી ચિતાઓથી તુ અકળાય છે એ બધામાથી તુ છુટો થશે તારે ત્યા મંગળ વર્તશે આજથી એક અઠવાડીયાની અદર તને કોઇક ખાસ લાભ થશે અથવા તો તારા વિચારો સુધરી જશે

( ૧૪૨ ) પ્રિય ભાઇ ! તને તારા ધન-ધાન્ય અને ઘર-ની બહુ ચિતા છે, પણ હવે તારા કુટુબની ઉન્નતિ થવાની છે, તારૂં કલ્યાણ થવાનુ છે, તને સારા દોસ્તોની સોબત મળશે, તારૂ જે કઈ ખોવાચુ છે તે તને પ્રાપ્ત થશે. આ વાતનો પૂરાવો એ છે કે તુ તારા ઘરમા અથવા ઘરની બ્હાર ક્યાઇ કલેશ-કકાસ થયેલો અથવા થતો જોશે

( ૧૪૩ ) હે ભાવિક! તારી મન કામના સિદ્ધ થશે. તારૂ શુભ થશે અને તારે ત્યાં પુત્રની પ્રાપ્તિ થશે આ વાતની નિશાની એ છે કે તું સ્વપ્નમા બહારગામ ગએલો તને જોશે

( ૧૪૪ ) હે મહાનુભાવ ! તારા બધા કામ પાર પડશે.

તને સંપત્તિ આવી મળશે. આ વાતની તને એટલાથી જ ખાત્રી થશે કે તું જે કામ પાર પડેલા જોવા માગે છે તે બધા તને સ્વપ્નમાં દેખાશે, અથવા તો સ્વપ્નમાં કોઇ તીર્થંકર મહારાજની પ્રતિમા, મંદિર કિંવા ચંદ્રમાના દર્શન થશે.

(૨૧૧) હે ભાઇ! તેં તારા મનમાં બહુ ભારે મનોરથ કર્યો છે તારી ધન સંબંધી ફીકર પણ ભારે છે; છતાં બધાં સારા વાના થશે. તને તારા પ્રિય ભાઇઓ અને સ્નેહીઓની મુલાકાત થશે. પૂરાવો એટલો જ કે સ્વપ્નમાં તું કોઇ એક ઉંચા મકાનમાં અથવા તો ડુંગર ઉપર ચઢયો હશે અથવા તો ચઢતો જોશે.

(૨૧૨) પ્રિય બંધુ! હવે તારા ગ્રહ સારા છે તારી ફત્તેહ થવાની છે તને તારા મિત્રો આવી મળશે. તારા વિવાહ પછી તારા કુળની સારી વૃદ્ધિ થશે. સોના-ચાંદી વિગેરેમાં તને સારી સંપત્તિ પ્રાપ્ત થશે. આનો પુરાવો એ જ કે સ્વપ્નમાં તે ગાય યા બળદ જોયો છે અથવા જોશે. તું પરદેશ જવાનો વિચાર કરે છે તે કુળદેવની કૃપાથી સિદ્ધ થશે.

(૨૧૩) ભાઇ! તું કોઇ દ્વિપદ અર્થાત્ બે પગવાળાં જીવ સંબંધી ચિંતા રાખી રહ્યો છે તેં કામ તો ઘણાં સારાં વિચારી રાખ્યા છે પણ તે એક મહીનાની અંદર સિદ્ધ થશે. તને તારા ભાઇઓ અને સત્પુરૂષનો સમાગમ થશે. તારૂં શરીર સુધરશે તારી ઘણી ભાવનાઓ સિદ્ધ થશે; એટલું યાદ રાખજે કે તારા માતાપિતાની બરાબર ભક્તિ કરજે

તારા સગાસંબધી પાસેથી જે આશા રાખે છે તે પાર પડશે. આ વાતની ખાત્રી એ છે કે તેં રાત્રીએ પ્રત્યક્ષ અથવા સ્વપ્નમા સ્ત્રી સાથે વિષય સેવ્યો છે

( ૨૧૪ ) પ્રિય ભાઇ! તારા ન્હાના–મ્હોટા કેટલાક કામ બગડી ગયા છે, તને નુકશાન પણ થયું છે, કોઈ કોઈ જગ્યાએ તારૂં લેણું બાકી રહી ગયુ છે, કોઇ કોઇએ તને દગો પણ દીધો છે, પરંતુ થોડે દૂર ગયા પછી તને લાભ થશે આજે તે સ્વપ્નમા દેવ–દેવી અથવા કુલના વડીલોના દર્શન ર્ક્યા છે અથવા નદી જોઈ છે અથવા તો કોઇસત્પુરૂષનો સમાગમ થયો છે

( ૨૨૧ ) મહાશય! આજ સુધી તે જે કામ ર્ક્યાં તેમા તને કલેશ અને નિરાશા જ મળી છે, સુખ નથી મળ્યું તુ તારા દિલમા તારૂ સુખ અને ધન વાછે છે મ્હોટી અને સારી જગ્યાએ જવાનો ચિતા ધરાવે છે, પણ તારૂ ચિત્ત ચચળ છે, એટલુ છતા તારા દુખ અને કલેશનો આરો હવે આવવો જોઇએ. તારૂ ભલુ થવુ જોઇએ આ નીશાની એ છે કે સ્વપ્નમા તુ વૃક્ષ જોશે.

( ૨૨૨ ) મહાનુભાવ! પૂર્વકર્મના પ્રતાપે તારે સજ્જનોની સાથે વઢવાડ થઇ છે અને દુર્જનો સાથે દોસ્તી થઇ છે. એ દોસ્તો પણ હવે તારા માર્ગમા તને નડયા કરે છે. તું હમેશા ચિંતાતુર રહ્યા કરે છે અને જે મહાન્ કામ તે માથે લીધુ છે તેનુ શું થશે તેનો ફીકર કરે છે, પરંતુ હજી થોડા

દિવસની વાર છે તારી ભાવના ફળશે. તારા જે પાપ કર્મ બાકી છે તે પૂર્ણ થયે તું સારી સ્થિતિને પ્રાપ્ત થશે.

( ૨૨૩ ) હે ભાઈ! તે અત્યારે તારા મનમાં જે સંકલ્પો કર્યાં છે તે પવિત્ર નથી પારકાના ધનનો આશરો લઈ તું વ્યાપારમા મોટા નફો કરવા માગે છે, પરંતુ એવી રીતે શ્રીમતાઈ મળવી મુશ્કેલી છે લાભ તો તને જરૂર મળશે, પણ પવિત્ર દીલથી વેપાર કર. તે જે ખરાબ-પાપી પ્રપંચ ધારી રાખ્યો છે તેનો ત્યાગ કર, અને પ્રમાણિકતા રાખતો જા. આનો પુરાવો એટલો જ કે સ્વપ્નમાં તું ખરાબ દિવસ જોશે.

( ૨૨૪ ) ભાઈ! તારા મનમા પરસ્ત્રી સંબંધી ચિંતા રોની ઠોઝી સળગ્યા કરે છે અને એને લીધે તું અનેક પ્રકારની વિટંબણા સહન કરે છે રખડપટ્ટી, હાયવોય અને કલેશ તે બહુ વેઠયા છે પણ હવે એ બધાનો અંત આવવાનો અને તું સુખી થવાનો. તારા ચિંતાના દિવસો નીકળી ગયા એમ માનજે દેવગુરૂની ભક્તિમા ચિત્ત પરોવ, કુળદેવની પૂજા કર તારૂં કલ્યાણ થશે.

( ૨૩૧ ) હે ભાઈ! તને અકસ્માત-અણધારી ધન સંપત્તિ આવી મળશે, તું નહીં ધારતો હો એવં કમાણથી પૈસાની પ્રાપ્તિ થશે. એક મહીનાની અંદર તારી કામનાઓ સિદ્ધ થશે. તારૂં ભાગ્ય ફળવાની તૈયારીમાં છે આ વાતનો પુરાવો એ જ કે તે ઓળખીતા સંબંધી વાર્તાલાપ કર્યો છે અથવા તો તું સ્વપ્નમાં સફેદ વાદ, સફેદ ઘર, ઉજ્જડ મેદાન, કિંવા સફેદ તળાવ જોશે.

( ૨૩૨ ) હે મિત્ર! તે બહુ મુશ્કીલ કામ હાથ ધર્યું છે, તેમા ફતેહ તો તારાથી દૂર જ રહેવાની તને તેમા ફાયદો નહીં થાય, કાર્યસિદ્ધિની આશા ન રાખ આ વાતની સત્યતા એટલા ઉપરથી જણાશે કે સ્વપ્નમા તુ ભેસ જોશે

( ૨૩૩ ) ભાઇ! તને હમણા થોડા જ વખતથી અણધારી એક યોજના સૂઝી આવી છે તુ પારકાના કામની ચિતા વધારે રાખે છે તારા મનમા જે ચિતાનો અગ્નિ સળગ્યા કરે છે તે ભારે તીવ્ર છે, તને અદરથી તે દાહ સળગાવે છે તે જે અનર્થ વિચારી રાખ્યો છે તેનો ત્યાગ કરજે અને તેને બદલે બીજુ કામ હાથમા લેજે. ગોત્રદેવીની આરાધના કરજે, એથી તારૂ કલ્યાણ થશે પુરાવો એ જ કે તારા ઘરમા કલેશ છે એવો અથવા તુ બ્હાર ફરે છે એવો ભાસ થશે અથવા તો સ્વપ્નમા તને દેવતાના દર્શન થશે

( ૨૩૪ ) હે ભવ્યાત્મા! તારા કામકાજનો કઇ પાર નથી, પણ તને ધનની પ્રાપ્ત થશે કુટુબ સબધી કાળજીથી તુ ઘણીવાર મુઝાઇ જાય છે અને દુ.ખી થાય છે, એટલુ જ નહી પણ ઘર–ઠેકાણાની અને ખેતર–જમીનની ચિતા પણ તને પજવે છે તારા મનમા પાપ નથી, એટલે તારી બધી ચિંતાઓ થોડા વખતમા નાશ પામશે પુરાવો એ કે સ્વપ્નમા તુ ગાય–ભેસ કે તુ તને પોતાનો પાણીમા તરતો જોશે તારા દુખનો કિનારો હવે સામે જ દેખાય છે તારી બુદ્ધિ સારી છે શુદ્ધ ભકિતપૂર્વક કૂલદેવતાનુ ધ્યાન ધરજે.

( ૨૪૧ ) ભાઈ ! તને વિવાહ સંબંધી ચિંતા રહ્યા કરે છે તું કમાવા માટે અથવા તો કોઈ એક લાભને માટે બ્હાર જવા માગે છે તારી મનકામના જલદી સિદ્ધ થશે. તારી અટકી કળા થશે. આ વાતનો પુરાવો એ કે તે વિષય સેવવાની વાત કરી છે

( ૨૪૨ ) ભાઈ ! તને તારા પરદેશ ગએલા સ્વજન સંબંધીઓની ચિંતા છે તેમને ગયા આસરે લાંબો વખત થઈ ગયો છે તું તેમને જલદી પાછા આવેલા જોવા ઈંતેજાર છે તે જે મનસુબો કર્યો છે તે બહુ સારો છે; પરંતુ ભાવી પ્રબળ છે તારા મનોરથ એકદમ પાર પડે એવો સંભવ નથી.

( ૨૪૩ ) હે ભાઈ ! તારા રોગ–શોક અને દુઃખ દૂર થવા સમજ તારા સુખના દિવસો નજીક આવી પહોંચ્યા છે તારી મનવાંછિત યોજના પાર પડશે. તારે માથે લટકી રહેલા ઉપદ્રવો શાંત થઈ જશે. અત્યારે તું ધારે છે ત્યાં જવાથી તને લાભ થશે.

( ૨૪૪ ) હે પૂછનાર ભાઈ ! તારા દિલમાં જે ફીકર ચિંતા છે તે દૂર થશે અને તારૂં કલ્યાણ થશે. તને હવે દરેક સ્થળે સિદ્ધિ જ મળવી જોઈએ. જો તારા ગુપ્ત અંગ ઉપર તલનું નિશાન હોય તો આ વાત સાચી જ સમજજે

( ૩૧૧ ) ભાઈ ! તું દેશાવરમાં જવાનો વિચાર કરે છે અને ત્યાં સારૂં સ્થાન–ઠેકાણું મળશે કે કેમ? તેની ચિંતા કરે છે; પણ જો કુળદેવી અને ગુરૂદેવનું અંતઃકરણપૂર્વક ધ્યાન

આરાધન કરશે તો તારા વિઘ્નો વિનાશને પામશે અને તને સારો લાભ મળશે. પુરાવો એ કે તુ સ્વપ્નામા કોઈ એક પહાડ અથવા ઉચ્ચ સ્થાનના દર્શન કરશે.

( ૩૧૨ ) ભાવિક ભાઇ ! તારા મનોરથ પૂર્ણ થશે તને ધનનો લાભ દેખીતો જ છે તારા કુટુંબની વૃદ્ધિ અને તારા શરીરનુ સુખ તને ધીમે ધીમે પ્રાપ્ત થશે દેવતાઓ અને ગ્રહોની જે પીડા તુ પહેલેથી ભોગવે છે તે દેવાધિદેવની આ-રાધનાથી દૂર થશે, ઉપસર્ગ સૌ દૂર થશે, તારા નવા કામ ફળીભૂત થશે આ વાતનો પુરાવો એજ કે તુ સ્વપ્નમા ગાય, ઘોડો અથવા હાથી વિગેરે જોશે

( ૩૧૩ ) પ્રિય બન્ધુ ! તારી પૈસા સબધી ચિતા એ મુખ્ય ચિતા છે તુ દિલનો જરા નરમ માણુસ છે, તેથી તારા દુશ્મનો તને દબાવી પોતાનો સ્વાર્થ સાધી જાય છે તારા મિત્રો પણુ તને જેવા જોઇએ તેવા કામમા નથી આવતા. તું બહુ ભોળો હોવાથી તારો પૈસો બીજા લોકો ઉડાવી જાય છે; પરન્તુ હવે તારી ચિતા વધારે વાર નહીં ટકે તારા દુખો દૂર થશે અને તારૂ કલ્યાણુ થશે આનો પુરાવો એ જ કે તારા ઘરમા એક કજીઓ થઇ ગયો છે અથવા થશે.

( ૩૧૪ ) હે ભાગ્યવાન્ ! આ શુકનના જેવુ બીજું કલ્યાણુકારી શુકન નહીં હોય. તું હવે નિશ્ચિત બની તારા મનોરથ સફળ થએલા જેવા ઉત્સુક છે, એ બધા મનોરથ ધીમે ધીમે પાર પડશે આનો પુરાવો એ કે સ્વપ્નમા તુ

વરસાદ પડતો જોશે અથવા તો સંપત્તિ, વળાવ યા માછલી જેવી ચીજો નજરે પડશે.

( ૩૨૧ ) હે મહાનુભાવ ! તારે માટે આ શુકન સારૂં નથી. તેં જે કામ કરવાનો વિચાર કરી રાખ્યો છે તે ઠીક નથી. હજી એક મહીના સુધી તારા પાપકર્મનો ઉદય છે માટે હમણા નવા કામનો વિચાર ન કર સરકાર અથવા રાજ તરફથી તને આફત નડે એવો સંભવ છે માટે તું આ સ્થળનો ત્યાગ કરી બીજે કયાંઇક ચાલ્યો જજે પછી તું આફતથી છેટો થઇ શકશે. પુરાવો એ જ કે સ્વપ્નમાં તું ગવૈયાઓ અથવા કોઇ મ્હોટું શહેર જોશે.

( ૩૨૨ ) ભાઇ ! બરાબર એક મહીનાથી તું પૈસાનો જાપ જપે છે તારા મનમાં ઉદ્વેગ અને ઉપાધી તો પારાવાર છે; પરંતુ હવે તારા દુશ્મનો પણ પોતાની દુશ્મનાવટ છોડી તારા દોસ્ત બની જશે. તારૂં ભાગ્ય ખુલ્લું છે એટલે તારી સુખ–સંપત્તિ વૃદ્ધિ પામશે. ધનનો લાભ તો જરૂર થવાનો સરકાર અથવા રાજ તરફથી તને સંમાન પણ મળવાનું આનો પુરાવો એ જ કે તે મિથુન સંબંધી વાતો કરી છે

( ૩૨૩ ) હે બન્ધુ ! તારા ભાગ્યનો ઉદય થનો જાય છે હવે તને તકલીફ કે દુઃખ જેવું કશુંજ નડવાનું નથી તને રહેવાને સારૂં સ્થાન, ધનનો લાભ, પ્રિય મિત્રો અને સજ્જનોનો સત્સંગ આવી મળશે. તારા બધા દુઃખો નાશ પામશે. તું હવે બિન્ધીકર રહેજે આ વાતનો પુરાવો એ કે તું સ્વપ્નમાં તારા પ્રિય સગા–સબંધીઓને નીહાળશે

( ૩૨૪ ) હે ભાગ્યશાલીન્ ! તારા મકાન અને જમીનની વૃદ્ધિ થશે વ્યાપારમા પણ તને સારો લાભ મળવાનો. તે મનમા જે મોટા મનોરથો બાધી રાખ્યા છે તે પાર પડવાના. તારા દિલમા જે એક મોટી ચિતા ઘર કરી રહી છે તે કાઢી નાખજે પુરાવો એટલો જ કે તારા માથામા એક જખમનુ નિશાન છે અથવા રાત્રીએ તુ કજીઓ કરીને સૂતો હશે

( ૩૩૧ ) હે પ્રિય પૃચ્છક ! તને તારા કામકાજની, કુટુંબકબીલાની, ઘરબારની તેમજ પૈસાની બહુ જ ચિતા રહ્યા કરે છે. ધનવૃદ્ધિ અને પુત્ર પ્રાપ્તિ માટે અહોનિશ ચિતા ગ્રસ્ત રહે છે. કુળદેવની ભક્તિ કરજે એથી તને આખરે લાભ જ મળશે. સ્વપ્નમા જો તુ ગાય જુએ તો શુકનને વિષે સન્દેહ ન આણીશ

( ૩૩૨ ) ભાઇ ! તારે માથે આપત્તિ છે એ વાત ખરી છે. તારા મિત્રો અને ભાઇઓ પણ તને અનુકૂળ નથી, તારી એકે યોજના પાર પડતી નથી અને તને કશો સારો લાભ મળતો નથી એટલા માટે હવે પરદેશ જવું એ જ મુનાસીબ છે. ત્યા તને ધનનો લાભ થશે. આ વાતની ખાત્રી એ કે સ્વપ્નમા તુ તારા ભાઇઓ અને મિત્રોને જોશે

( ૩૩૩ ) હે ભાવિક ભાઇ ! તારા મનના વિચારો પાર ઉતરવા જોઇએ સસાર વ્યવહારની તને ભારે ફીકર છે. સગાસબધીઓની કાળજી પણ કઇ ઓછી નથી, પણ હવે તારા મનોરથ બધા ફળે એવા સારા સયોગો આવતા જાય છે

(૩૩૪) ભાઈ ! તું હવે ચિંતા ન કરતો. તારા દુઃખના દિવસો વહી ગયા છે. તને કોઈક સારા માણસની સોબત થશે. તારા તમામ દુઃખોનો નાશ થવો જોઈએ અને તને ફતેહ મળવી જોઈએ.

(૩૪૧) મિત્ર બન્ધુ ! તું કોઈ એક પરાયા માણસ સાથે પ્રીતિ બાંધવા ઉત્સુક છે. ગભરામણ છોડી દેજે, તારું સારું જ થવાનું નિર્માયેલું છે. તને સુખ તથા ધન-ધાન્યની સારી પ્રાપ્તિ થશે. સારા માણસની સોબત થશે.

(૩૪૨) હે મહાશય ! કોઈ એક પરાયા માણસની સાથે મળવા અને વાતચીત કરવાની તને અભિલાષા છે. તારા પદ અને સ્થાનની વૃદ્ધિ થવાની છે. પ્રજાની વૃદ્ધિ અને આરોગ્યની પ્રાપ્તિ પણ તને થશે. સ્વપ્નમાં જો તું વૃક્ષ જુએ તો સમજજે કે આ શુકન તારે માટે નિરર્થક નથી.

(૩૪૩) ભાઈ ! તને તારા કોઈ દોસ્તે અથવા શત્રુએ ભારે દગો દીધો છે અને એથી કરીને તું બહુ મોટી મુશ્કેલીમાં આવી પડ્યો છે, પર તું આ શુકનથી જણાય છે કે હજી થોડા દિવસ સુધી તારા જીવને ચેન નહીં પડે. તારી ગુમ થએલી ચીજ પાછી મળે એવો સંભવ નથી છતાં વખત જતાં તારું કલ્યાણ થશે એ વાત ચોક્કસ છે.

(૩૪૪) હે મહાનુભાવ ! તારાં કેટલાક કર્મો બહુ ઉમદા છે અને તેના બદલામાં તારા મનોવાંછિત ફળવા જોઈએ. તને તારા વ્યાપાર તેમજ મિત્રો અને સ્નેહીઓની જે [illegible]

રહે છે તે દૂર થઇ જશે. આ વાતનો પુરાવો એ કે તારા માથામા કોઇ એક સ્થાને વાગ્યાનુ નિશાન છે. તુ હવે આળસ તજી ઉદ્યમ કરજે, કારણ કે સદ્‌ભાગ્ય તારી રાહ જુએ છે.

(૪૧૧) હે પ્રશ્નકર્ત્તા ભાઇ! સાત વર્ષથી તુ આધિ, વ્યાધિ અને ઉપાધિથી પીડાય છે તને ધનનો લાભ જેવો જોઇએ તેવો થતો નથી તેમ તારૂં શરીર પણ સારૂં રહેતું નથી ચિત્તની ચચળતા તો પારાવાર છે તે જે એક કામ માથે લીધુ હતુ તેમા નુકશાન ગયું છે, પણ હવે પ્રસન્ન બની કામ કરજે. તારી આધિ-વ્યાધિ-ઉપાધિ દૂર થઇ જશે અને તુ સુખી થશે થોડા જ વખતમા તને ધન, ધાન્ય અને સુખની પ્રાપ્તિ સારી રીતે થવી જોઇએ.

(૪૧૨) ભાઈ! તુ સ્ત્રી સબધી ચિતાથી સળગ્યા કરે છે તારી કેટલીક થાપણ અથવા લેણું લોકોમા દબાઇ ગયું છે, અને તને આજકાલ કરીને અળગો રાખે છે ધન સંબધી તકરારોમા પણ તને ફતેહ નથી મળતી હજી થોડા દિવસની રાહ જો, ત્યારબાદ તારા પાસા સવળા પડશે

(૪૧૩) પ્રિય બન્ધુ! તારા મનમા પૈસાની ચિતા મુખ્યતાએ કરીને છે તુ તારા પ્યારા મિત્રને મળવા માટે ઇંતેજાર છે તારો હવે વિજય થવાનો તને હવે એક એવું ઠેકાણું મળવાનુ કે જ્યાથી તને કોઇ ઠગાવી નહીં શકે પુત્રનો લાભ થશે પરદેશ જવા છતા તુ ત્યા કુશળક્ષેમ રહી શકશે. થોડા દિવસ પછી તારી ઘણી ઉન્નતિ થશે તુ સ્વપ્નમાં

સ્વપ્ન જુએ તો માનજે કે એ શુકન સાવ સત્ય જ નીવડવાનુ

( ૪૧૪ ) ભાઇ ! વીતરાગ દેવની કૃપાથી તારે માટે આ શુકન સારામા સારૂ છે તને કોઇ એક દ્વિપદ અથવા કોઇ એક મનુષ્ય વ્યક્તિની ચિંતા છે તે એક મહિનાની અંદર મટી જશે એઇએ. પૈસાની પ્રાપ્તિ અને મિત્રની મુલાકાત થવાની, તારૂ શરીર સુધરવાનુ તેમજ મનની આકાંક્ષાઓ પણ પૂરેપૂરી પાર પડવાની.

( ૪૨૧ ) હે ભવ્યાત્મા ! તુ પૈસાદાર બનવાની ઉત્કંઠા રાખે છે દુનિયામાં તારી પ્રતિષ્ઠા વધશે, પરદેશ જવાથી તારા મનોરથ ફળશે અને તને સારા મિત્રોનો લાભ થશે. શાસનદેવીના શરણે જા. તે તને ઘણી જાતના સરળ માર્ગ બતાવશે. આ વાતનુ પ્રમાણ એ છે કે તુ સ્વપ્નમાં ધન જોઇશે અથવા તો તે વિષે કોઇ સગાની સાથે વાતચીત કરી છે

( ૪૨૨ ) ભાઇ ! તને બહુ મોટાઇ મેળવવાની મહત્વાકાંક્ષા છે, પણ તારી પાછળ દરિદ્રતા એવી રીતે લાગે પડી છે કે તને આરામ સૂઝતો નથી અને મુંઝાય છે તારી મુંઝવણનો પાર નથી તુ બાપદાદાના કામ કરી આપે છે પણ જશ નથી મળતો. ઘણુ વર્ષોથી તારી આ સ્થિતિ ચાલી આવે છે એટલા માટે હવે જુના કામ ધંધા મૂકી નવા કામમાં ચિત્તને પરોવ. તેમા તને ફત્તેહ મળશે. તુ રાત્રે સ્વપ્નાં જુએ છે પણ તેની તને કશી સમજણ પડતી નથી પણ તુ તારા કુળધર્મને

બરાબર વળગી રહેજે, દેવ-ગુરૂની ભક્તિ કરજે, તારા સર્વ મનોરથ સિદ્ધ થશે.

( ૪૨૩ ) હે ભદ્રિક ભાઇ ! તારો વિજય થશે. શત્રુઓનુ સત્યાનાશ જશે. ધન અને ધાન્યની પ્રાપ્તિ થશે. સજ્જનોની સોબત થશે તારા કુટુબમા કુશળક્ષેમ વર્તશે હવે તારા પાપનો ક્ષય થવા બેઠો છે તુ જે કામ હાથ ધરીશ તેમાં તારી ફતેહ થશે સ્વપ્નામા જો ઝાડ જોવામા આવે તો આ શુકન તારે માટે જ છે એમ શ્રદ્ધાથી માનજે

( ૪૨૪ ) બન્ધુ ! તુ એક બહુ ભારે ચિતાથી પીડાય છે, પણ હવે તો તને પૈસાની પ્રાપ્તિ સારી થવી જોઇએ એવો તારો ગ્રહયોગ છે તને સુખ અને કલ્યાણ આવી મળશે. સજ્જનોની સોબત થશે પૈસા સંબંધી ચિંતા દૂર થશે. મનને આનદમા રાખજે, કારણ કે તારા દુખના દિવસો આજથી અસ્ત પામે છે

( ૪૩૧ ) હે ભવી જીવ ! આ શુકનથી તારૂં આયુષ બહુ લાબુ છે એમ માનજે. તુ કેટલીક નકામી ચિંતાઓ રાખે છે તે ઠીક નથી તારો મિત્ર-વિયોગ હવે પૂરો થાય છે અને તે થોડા જ દિવસમા તને આવી મળશે. તારા મનોરથ ફળીભૂત થશે, દુઃખ-દોહગ દૂર જશે. દેશાવર જવાથી તને મોટો લાભ થશે એટલુ જ નહીં પણ તુ કુશળક્ષેમ પાછો સ્વદેશમા ફરી શકશે. જો સ્વપ્નમા તું ઉચો પહાડ ચડે અથવા કોઇ મકાન જેવુ જોવામા આવે અથવા તારા હાથ-પગ

ઉપર કેશાનું નીશાન હોય તો આ શુકન વદન સત્ય જ છે એમ સમજજે

( ૪૩૨ ) હે ભાઇ ! તારા બધા દુ:ખ-રોગ દૂર થયા સમજ તારૂં કલ્યાણ હવે થવું જ જોઇએ. તને એક સ્થાન વિષે બહુ ચિંતા છે તેમજ તું કોઇ એક વસ્તુને મળવા બહુ આતુર છે ધીમે ધીમે એ બધું પાર પડશે દેશાવર સેવવાથી તને મનની સારી પ્રાપ્તિ થશે અને પાછો સુખ-ચેનથી ઘરે આવી શકશે.

( ૪૩૩ ) હે મહાનુભાવ ! પહેલા તારી પાસે અધિક ધન હતું અને તારા મિત્રો તથા ભાઇઓ વગેરે કુટુંબીજનો તારી આજ્ઞા પ્રમાણે બરાબર ચાલતા; પરંતુ તારા કેટલાક અવિચારી કૃત્યોથી તારૂં પુણ્ય ખવાઇ ગયું છે પરંતુ હવે ફીકર ન કર. તને ધન તો જરૂર મળવાનું ચિત્ત પ્રસન્ન થશે, તારા સ્વપ્નાં સારાં હશે.

( ૪૩૪ ) ભાઇ ! તું જેનો નાશ થએલો જોવા માગે છે તેને હજી વાર છે તું જે વસ્તુ સિદ્ધ થએલી જોવા માગે છે તેને પણ થોડો સમય લાગશે. ધીરજ રાખી શાંત રહેજે

( ૪૪૧ ) પ્રિય બન્ધુ ! તારા સ્વજનોના દુઃખે તું દુઃખી થાય છે પણ તારૂં એ દુઃખ અને ક્લેશ દૂર થઈ જશે. તેં બહુ ફીકરમાં તારા જુના દિવસો વીતાવ્યા છે હજી તારા બહુની પીડા પામ પખવાડીયા અથવા પોષ દિન- ની બાકી છે તે એ કામ તારા મનમાં નિર્ધારી રાખ્યું છે તે

હમણા મુલતવી રાખજે, કારણ કે તેમા તને લાભ નહી મળે. બીજુ કામ કર અને તેમા તને લાભ થશે

( ૪૪૨ ) ભાઇ ! તું જે કામ હાથમા લે છે તેમા કમ-ભાગ્યે પાછો પડે છે તારો કોઇ પ્રયત્ન સિદ્ધ નથી થતો આ શકુન તારે માટે લાભકારક નથી, માટે પહેલાના વિચાર માંડી વાળી બીજા કામમા મનને પરોવ

( ૪૪૩ ) હે પ્રશ્નકર્તા ભાઇ ! તુ બીજાને માટે પ્રાણ આપવા સૂધી તૈયાર છે, પણ તું તારે પોતાને માટે જે કામ હાથ ધરે છે તેમા તને નાસીપાસ જ થવુ પડશે તને કયાઇ જશ મળતો નથી જુની યોજનાઓ બધી જેમની તેમજ રહેવા દે અને બીજુ કામ હાથ ધર તેમા તને જરૂર ફત્તેહ મળશે.

( ૪૪૪ ) હે દેવાણુપ્રિય ! તું જે કામનો વારંવાર વિચાર કરે છે તે હવે તુરતમા જ ફત્તેહમદ થવાનુ તને પુત્રનો તેમજ સારા સ્થાનનો લાભ મળવાનો ગએલી વસ્તુ ફરીથી તને પ્રાપ્ત થશે ધનનો લાભ તો તને બહુ જ થોડી મુદતમા થવો જોઇએ



છેલ્લી આવૃત્તિનો ખાસ વધારો

યુરોપની ધરાને ધ્રુજાવનાર

નેપોલીયનની

# પ્રિય શકુનાવલી.

એમ કહેવાય છે કે યુરોપમાં નેપોલીયને જે ઉપરાઉપરી ફત્તેહો મેળવી હતી અને સર્વત્ર પોતાનો વિજય વાવટો ફરકાવ્યો હતો તેમાં મોટે ભાગે આ રમલશાસ્ત્ર અથવા શકુનાવલીનો જ પ્રભાવ હતો. લડાઇમાં ઉતરતાં પહેલાં તે પોતાના શકુન અથવા નિમિત્તને બરાબર વિચારતો અને પછી પરિણામની દરકાર કર્યા વિના ઠેઠ સુધી ઝઝુમતો।

કેટલાકોને હિન્દુસ્થાનની શકુનાવલી ઉપર ભારે શ્રદ્ધા હોય છે તો કેટલાકોને આ રમલશાસ્ત્ર ઉપર ભારે વિશ્વાસ હોય છે એ બન્ને પ્રકારના ભાઇઓને ઉપયોગી થઇ પડે તે માટે શકુનાવલી સાથે અહિં રમલનો પ્રયોગ પણ આપવામાં આવે છે જે ભાઇ-ઓની શ્રદ્ધા રમલ પ્રત્યે હોય તેમને આ ભાગ અવશ્ય ઉપયોગી થઇ પડશે.



# રમલ શકુનાવળી.

આ પુસ્તકમા પ્રશ્નોના ખુલાસાઓ મેળવવાની એકાદ બે શકુનાવલીઓ, બીજી તરફ આપવામા આવેલી છે, જે જો કે આ નાના ગ્રંથમા સંપૂર્ણ ગણાશે તથાપિ તે પ્રશ્નો-ઉત્તરાવળીઓ આપણા શાસ્ત્રોને આધારે આપવામાં આવી છે, ત્યારે આ શકુનાવલી અંગ્રેજી શાસ્ત્રના આધારે આપવામા આવી છે એ શકુનાવલી ફ્રાન્સના ધરતી ધ્રૂજાવનાર શહેનશાહ નેપોલિયન બોનાપાર્ટના પુસ્તક સંગ્રહમાથી મળી આવેલી જણાવવામા આવે છે તે જો કે બહુ વિસ્તીર્ણ છે, પણ તેમાથી અગત્ય જોગ જ પ્રશ્નો તારવી કહાડી તેની શકુનાવલી આ જગે આપવામા આવી છે —

નીચે લખેલા દિવસો પૈકીના એક પણ દિવસે આ પ્રશ્નોમાંનો કોઇપણ પ્રશ્ન જોવો નહિ અથવા કામ આરંભવું નહિ

| નામ | તારીખો |
|---|---|
| જાનેવારી .. .. .... | ૧–૨–૪–૬–૧૦–૨૦–૨૨ |
| ફેબ્રુઆરી .... ... .... | ૬–૧૭–૨૮ |
| માર્ચ.... ... .... . | ૨૪–૨૬ |
| એપ્રીલ .... .. .. | ૧૦–૨૭–૨૮ |
| મે .... ... .... .... | ૭–૮ |

| | |
|---|---|
| જુન.... .... .... .... | ૨૭ |
| જુલાઇ .... .... .... | ૧૭–૨૧ |
| ઓગષ્ટ .... .... .... | ૨૦–૨૨. |
| સપ્ટેમ્બર .... .... | ૫–૩૦ |
| અક્ટોબર .... .... .... | ૬ |
| નવેમ્બર .... .... .... | ૩–૨૬ |
| ડીસેમ્બર .... .... | ૬–૧૦–૧૫. |



## પ્રશ્ન જોવાની રીત.

પ્રથમ એક સલેટ ઉપર અથવા કાગળ ઉપર તમારા ધ્યાનમાં આવે તેટલા મીંડાં ● અથવા શુન્યની ચાર હાર નીચે મુજબ માંડવી.–

```
oooooo ⎫ દરેક મીંડાંની હાર બકી
o●●●o  ⎬ જુઓ અને બેકી હોય
  ● oo ⎪ તો બે મીંડા અને એકી
 oo o● ⎭ હોય તો એક માંડવું જોઇએ.
```

નીચે પ્રમાણે —

```
oo ⎫
o  ⎪
●o ⎬ જુઓ ઉપરની રીત મુજબ બન્યો.
o  ⎭
```

ઉપર મુજબ જ્યારે નક્કી તમારા લખેલા મીંડા આવે અને તૈયાર થાય પછી પ્રશ્ન જોવાની રીત નીચે મુજબ છે —

ઉપર બતાવ્યા મુજબ પ્રશ્ન જોવા માટે શૂન્યની માળા તૈયાર થઇ એટલે પ્રશ્નના કોઠાના માઠા ઉપર જે માળાઓ છે તેમા પોતે તૈયાર કરેલી માળા શોધી મેળવવી પછી કોઠાની ડાબી બાજુએ જે અંકો છે તેમા પોતાના પ્રશ્નનો અંક જોવો પછી પોતાની શોધેલી માળા સામે તે પ્રશ્નની લીટી ઉપર જે અક્ષર આવશે તે અક્ષરના પાનામા શૂન્યોની માળા સામે પ્રશ્નનો જવાબ મળશે દાખલા તરિકે "આજને દહાડે મને લાભ થશે કે નહીં" એ પ્રશ્નનો જવાબ શોધવો છે આ પ્રશ્નનો આંક ૧૫ છે, અને શૂન્યની માળા તો એ રીતે આપણે તૈયાર કરી લીધા છે હવે આપણે તૈયાર કરેલી શુન્યની માળા નીચે ૧૫ મા આકની સામે 'त' આવે છે માટે 'त' નો કોઠો તપાસવો, તેમા આપણી શુન્યની માળા સામે જ આપણા પ્રશ્નનો જવાબ તૈયાર મળશે

| | |
|---|---|
| ० | ० |
| | ० |
| ० | ० |
| | ० |



નીચેના પ્રશ્ન પૈકીનો કોઇ પણ તમારા ધ્યાનમાં આવે તે પ્રશ્ન ધારો.

મારી ઈચ્છા પૂરી થશે કે નહિ ?
મને મારા કામમાં જશ મળશે કે નહિ ?
મને મારા ધંધામાં લાભ થશે કે નહિ ?
મને પરદેશમાં રહેવું પડશે કે નહિ ?
ગામ ગયેલો પાછો આવશે કે નહિ ?
મારી ચોરાયેલી મીલકત પાછી મળશે કે નહિ ?
મારો મિત્ર મારી સાથે પ્રમાણિકપણે ચાલે છે કે નહિ ?
મને મુસાફરી કરવી પડશે કે નહિ ?
તે માણસ મને ચાહે છે કે નહિ ?
આ લગ્ન સફળ થશે કે નહિ ?
મને કયા પ્રકારની સ્ત્રી અથવા વર મળશે ?
તે બાઇડીને છોકરો થશે કે છોકરી ?
તે રોગી સારો થશે કે નહિ ?
તે કેદમાંથી છૂટશે કે નહિ ?
આજને દહાડે મન લાભ થશે કે નહિ ?
મારૂં સ્વપ્ન શું બતાવે છે ?

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | o | oo | o | oo | oo | oo | oo | oo | o | o | oo | o | o | o | o | oo |
| અંકો | o | o | oo | o | oo | oo | o | oo | o | o | o | oo | oo | o | oo | oo |
| | o | oo | o | o | oo | o | o | o | oo | o | oo | oo | oo | oo | o | oo |
| | o | o | o | oo | o | oo | o | o | oo | oo | oo | oo | o | o | oo | oo |
| ૧ | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત |
| ૨ | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક |
| ૩ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ |
| ૪ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ |
| ૫ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ |
| ૬ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ |
| ૭ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ |
| ૮ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ |
| ૯ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ |
| ૧૦ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ |
| ૧૧ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ |
| ૧૨ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ |
| ૧૩ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ |
| ૧૪ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ |
| ૧૫ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ઠ | ઢ |
| ૧૬ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ |

આ ઉપરના પ્રશ્નોના કોઠા ઉપરથી બરોબર જવાબ મળશે.

ફ ક

જે તું ઇચ્છે છે તે તને જલદીથી મળશે.

દુઃખ તથા સંકટ છે

જે તું કાંઈ કામ કરે છે તે ઉપર સાવધ રહેજે નહિ તો તારા ઉપર સંકટ પડશે.

તે કદિ મરશે અને તું બાબત તેના મિત્રને ઘણી ધાસ્તી લાગે છે

તે ઘણું જીવશે, પણ તેને મરવાનો ભય છે

એક સારી રૂપવાળી પણ ક્લેશ કરનારી છોકરી થશે.

તને એક ધર્માત્મા તથા સારા ગુણવાળી સ્ત્રી મળશે.

જો તું આ સ્ત્રી સાથે લગ્ન કરીશ તો ઓળખીતે ઠેકાણેથી શત્રુ પેદા થશે.

જો તું આ પ્રીતિ છોડીશ તો સારું છે કેમકે તે હમે શાની ખરી નથી

તું મુસાફરી કરવી રોકી દે, તેથી તારો સ્વાર્થ થવાનો નથી.

તારી ચોરાઈ ગયેલી મીલકત પાછી મળવાની નથી.

ગામ ગયેલો પાછો આનંદથી આવશે.

હમણાં જે ઠેકાણે તું છે ત્યાંથી તું ખસવાનો નથી.

સારા કામમાં પરમેશ્વર તુને સારો આશ્રય આપશે.

તુ હીણુ ભાગ્યવાન છે તેથી સહાય થવાને તુ પરમેશ્વર પાસે આજીજી કર.

તમો બનેમા સાચી તથા કપટવગરની મિત્રાઇ છે

## ખ ख.

જે લાભ તાહરા નસીબમા છે, તે લેવાને બીજા એકને લોભ પેદા થયો છે

જે કાંઇ તારી આશાઓ છે તે તુ હમણા છોડી દે

કોઇ એક પુરૂષથી તારા ઉપર કૃપા તથા મહેરબાની થશે એમ દેખાય છે.

તારા કેટલાએક શત્રુઓ છે તે તને ફાંસામા નાખીને દુઃખ દેશે

મોટી મહેનતથી તને ફરીથી માફી અથવા રજા મળશે

તે રોગી છે, તે બચવાનો નથી

તે બાયડીને છોકરો થશે, તે ભણેલો તથા શાણો થશે.

તને એક માતબર વરે એકાએકી મળશે.

આ હજાથી તને મોટું ભાગ્ય તથા દોલત મળશે.

આ પ્રીત એક પ્રમાણિક તથા નિષ્કપટી અનાયાસથી છે,

મુસાફરીમાં પરમેશ્વર તારી સંભાળ રાખશે તથા તારું કલ્યાણ કરશે.

જે ખોટા તથા કાચા મિત્ર છે તેથી હુશીયાર રહે.

તારી ચીજ તને એકાએક મળશે.

સ્નેહભાવ માટે તારાથી વેર પાછું વળાતું નથી

તારૂં રહેવાનું ઠેકાણું નથી માટે જગા બદલવાની તૈયારીમાં રહેજે

તને લાભ થવાનો નથી માટે સમજીને હુશીયાર રહે.

## મ ગ

પરમેશ્વરના આશીર્વાદથી તને મોટો લાભ થશે.

ખરેખર તું ભાગ્યહીન છે પરમેશ્વરની સહાયતા સારૂ તેની પ્રાર્થના કર.

તારી ઇચ્છાઓ જો નિર્મલ હશે તો પૂરી પડશે

તારા મિત્રો શાતિ તથા વૃદ્ધિ છે એમ દેખાય છે

આજ સારી પેઠે હુશિયાર રહે, નહિ તો તારાપર સકટ પડશે

તે કેદીઓને માફી અથવા છુટ મળવી ઘણી મુશ્કેલ પડશે.

તે રોગી સાજો થઇને આગળ શરીરસપત્તિ તથા દ્રવ્યસપત્તિ ભોગવશે.

તે સ્ત્રીને છોકરી થશે અને દુ:ખ પડશે.

તે માણુસ પાસે ઘણું ધન નથી, તે મધ્યમ અવસ્થાનો છે.

આ લગ્ન કરીશ નહિ, કરશે તો દુ:ખી થઈશ

લગ્નને માટે સ્ત્રીની ખુશામત કરવી છોડી દે, તેથી તારો નાશ થશે

તારૂ મુસાફરી જવુ મિથ્યા છે ઘેર રહીશ તો સારૂં છે

ખરી તથા નિષ્કપટી મિત્રાઇ ઉપર વિશ્વાસ રાખ

જે તે ખોયું છે તે ફરી મળવાનુ નથી

ગામ અજાણ્યો માણસ આવનારો છે, માટે તને મળવાનો નથી

જ્યાં છે ત્યાં જ રહેવું હાલ યટાસ્ત છે.

ધ પ

બીજા દેશમાં તને પુષ્કળ ધનદોલત મળશે.

પ્રમાણિકપણે જો તું રહેશે તો તને ખમણું મળશે.

પરમેશ્વર તારા નઠારા કામને ભૂલીને તને જય તથા સુખ આપશે.

તું પોતાની કલ્પના ફેરવ નહિ તો દુઃખી તથા દિલગીર થઈશ.

તારા ઉદ્યોગમાં ઘણું વિઘ્ન આડું આવશે એમ દેખાય છે

જે કાંઈ વાસનાઓ આજ તારા મનમાં હોય તે કાઢી નાંખ.

આ વખત પણ તે દેવીઓનો ભય ફરીથી ખલાસ થશે.

રોગીનું દુઃખ વધ્યા ઉપરાંત તથા સંદેહવાળું થશે.

તે સ્ત્રીને એક સ્વરૂપવાન તથા આબરૂ પામનારો એવો છોકરો થશે.

તે પુરૂષ હલકી પદવીનો છે પણ પ્રમાણિક મનનો છે.
એ લગ્ન તારા કલ્યાણની તથા સંપત્તિની વૃદ્ધિ કરશે.
તારૂ સારૂં બોલતો નથી એવા એક પુરૂષ ઉપર પ્રીતિ કરે છે.
આગળ પાછળ વિચારી જોઇને તુ ચાલશે તો તારી મુસાફરી સફળ થશે
તે જે બોલે છે તેવુ તેના મનમા નથી, કેમકે તે ખોટા મનનો છે
કાઇ પૈસા ખરચ કર્યાથી તથા શ્રમથી તારી વસ્તુ તને ફરી મળશે
ગમ ગયેલાને ફરીથી જોવાની આશા રાખીશ નહિ

૯ ૭

પરદેશ ગયેલો પાછો આવશે પણ જેમ તુ તેની રાહ જોવે છે તે પ્રમાણે તે વહેલો આવવાનો નથી.
તુ પોતાના મિત્રોમા રહે તેથી કરીને તારૂ સારૂ થશે.
જે તુ બોલે છે તે તને આગળ મળશે
તુ ભાગ્યહીન છે માટે પરમેશ્વરની પ્રાર્થના કર તથા પ્રમાણિકપણે રહે

એક મિત્રથી તારી આશા પૂરી થશે.

તારૂં સ્વપ્ન એમ કહે છે કે—તારા શત્રુઓ છે તે તારો નાશ કરવા તથા દુઃખ દેવાનો ઉદ્યોગ કરે છે

સંભાળ, એક વેરી તારી સાથે કજીઓ કરીને તને દુઃખમાં નાખવાનો ઉદ્યોગ કરે છે

કોઈને ચિંતા તથા દુઃખ મોટું છે અને તેનો છુટકો થવાનો સંભવ નથી.

રોગી જલદીથી સાજે થશે અને હવે તેને ભય નથી

તે સ્ત્રીને છોકરી થશે તે આબરૂ તથા માનવાળી થશે.

તને હાલરૂપી સ્ત્રી આપવા વર મળશે તે વ્યસનથી હલકી પાવીનો થશે.

આ લગ્નથી તને મુશ્કેલી પેદા થશે માટે કહ્યાપણું કર.

તેની પ્રીત તારા ઉપર ખોટી છે તથા બીજા ઉપર ખરી છે

હવે તુ મુસાફરી કરીશ નહિ તેથી તને સંકટ પેદા થશે.

આ માણસ ભલો તથા નગર કપટનો તથા સારૂં માન આપવા લાયક છે

તારી ચોરાયેલી જણસ મળવાની નથી.

## ચ ૫.

ઉતાવળ નહિ કરીશ તો તારી જણસ તને પાછી મળશે.

ગામ ગયેલા માણસનુ પાછું આવવું તેના હાથમા નથી.

પરદેશમા તને લાભ થશે તથા જશ મળશે

ધીરજ ધરીને રહે, નસીબમા મોટો લાભ થવાનો છે.

હમણા તારૂ કામ થવાને મોટી અડચણ છે

તારા ઉપર સકટ તથા દુખ પડશે એમ દેખાય છે.

આ દહાડા નઠારા છે માટે તુ તારી ધારણા ફેરવ.

કેદીનો બધ છુટો થઈને છુટી જશે.

તે રોગી સારો થશે, તે વિષે સદેહ છે.

તે સ્ત્રીને સારો શોભીતો છોકરો થશે.

તને એક ગમતા સ્વભાવનો વર અથવા સ્ત્રી મળશે



તારી ધારણાઓ તારી શાંતિ તથા સમાધાનનો નાશ
કરશે.
આ પ્રીતિ હમેશની તથા ખરી છે માટે બેઠીક નહિ.
તું મુસાફરી કરવાનો આરંભ કર તેથી તને દુઃખ
થવાનું નથી.
હમણાં તારી ઇચ્છાઓ નિષ્ફળ છે
જો તું આ મિત્ર ઉપર વિશ્વાસ રાખીશ તો તને દુઃખ
પેદા થશે.

૭ મ

આ મિત્ર બીજા સઘળા કરતા સરની વાતે સારો છે
તારે આ તોટો ધીરજથી સોસવો જોઇએ.
ઘણા વખતથી ગયેલો માણસ એકાએક પાછો આવશે.
તું પોતાના સમાચારમાં રહે તેથી તારા ઉપરની
આફત મટશે.
તારા ધંધામાં તને લાભ થનાર નથી.
તારા ઉપર પરમેશ્વર કૃપા કરશે.

નહિ બને.

તુ તારા પોતાના શત્રુના હાથમાંથી વહેલો છુટીશ.

તારા ઉપર આફત આવે છે તેમાં તને કષ્ટ પડશે.

તે કેદી મુવા વગર છુટવાનો નથી.

પરમેશ્વરની કૃપાથી તે રોગી સારો થશે.

તે બાઇડીને એક છોકરી થશે પણ તેનુ શરીર રોગી રહેશે

તને એક જુવાન શોભીતી સ્ત્રી અથવા પુરૂષ મળશે.

આ લગ્ન રહેવા દેવાથી તને સુખ થવાનું નથી

આ પ્રીતિ તું છોડી દે

કોઇ વખત તને બહાર મુસાફરી કરવી પડશે પણ કાંઇક અચાનક કારણથી પાછુ તારે ઘેર આવવું પડશે.



## ૪ ज.

તું પરદેશ જવા નીકળ, તેથી તારા મનમા છે તેવુ થશે.

તારો ગોપી મિત્ર તારા ઉપર વેર રાખે છે

તારી ખોવાયલી મિલકત પાછી મળવાની આશા થોડી છે

કાંઇ એક કામ માટે તેનાથી પાછું અવાતું નથી

પરદેશમાં તારૂં આમ્ય મોડું છે

આ ધંધો તું મૂકી દે એટલે તારૂં સારૂં થશે.

જે તું ઇચ્છે છે તે તને મળશે.

આજ તારૂં નશીબ ઉઘડ્યું એમ દેખાય છે

તું પોતાના જીવને ધીરજ આપ; તારૂં જલદીથી નશીબ ઉઘડશે.

ઘણા દહાડા તે કેદમાં રહીને છુટો થશે.

તે રોગી સારો થશે.

તે સ્ત્રીને એક નિરોગી છોકરો થશે.

થોડા દહાડામાં જ તું પોતાની બરાબરીના સાથે લગ્ન કરીશ

તારૂં કામ થવાનુ નથી, તારી આશા ફોકટ છે

જો તુ સુખી થવા ચાહતો હોય તો આ પુરૂષ અથવા સ્રી સાથે લગ્ન કરીશ.

તે માણુસની તારા ઉપર પ્રીતિ છે તથા છેવટ સુધી એમજ રહેશે

---

## ઝ झ.

---

પ્રીતિ ઘણી છે પણ લોક તેની અદેખાઇ કરશે

મુસાફરી કરવાથી કાઇ તને મળવાનુ નથી.

તારો મિત્ર તારા જેવો હોય એમ તુ ઇચ્છે છે તેવો જ તે પ્રમાણિક છે

એક ધુતારા માણુસથી તારી ચોરાયલી જણુસ મળશે

ગામ ગયેલુ માણુસ ખુશીથી વહેલુ પાછુ આવશે

પરદેશમા તારૂ સારૂ થનાર નથી

તારૂ નશીબ વહેલુ જ નઠારૂ થવા માટે ફરશે

તારા ધાર્યા પ્રમાણે કામ સિદ્ધ થશે

તારાપર સંકટ આવશે એવી જે તને બીક છે તે દૂર થયું એમ દેખાય છે

જે તારા વેરીઓ તારૂં નઠારૂં ઇચ્છે છે, તે વિષે, તું હુશિયાર રહે

થોડા દિવસ પછી તે કેદી વિષેની તારી ચિંતા મટશે.

જે થકી તુંને સુખ થવાનું નથી તેવી સ્ત્રી અથવા પુરૂષથી તું લગ્ન કરશે.

પરમેશ્વર તે રોગીને ફરીથી તંદુરસ્તી તથા શક્તિ આપશે.

સર્વનું સારૂં કરનાર જે પરમેશ્વર તે ઉપર તું ભરોસો રાખ.

તે સ્ત્રીને એક સારી શોભીતી છોકરી થશે.

એ લગ્ન તારી મરજી પ્રમાણે થનાર નથી

૩૧ મ

ઘણી વિપત્તિ ભોગવવા પછી સુખી થઇશ.

એક પ્રમાણિક માણસથી આખરી પ્રીતિ છે.

મુસાફરીમાં તારી આબાદી થશે.

તુ આ માણુસની દોસ્તી ઉપર વિશ્વાસ રાખીશ નહિ.

તારી જણુસ ચોરાઇ ગઇ પણ તેના ચોરને સજા મળશે.

તુ મુસાફરીથી કેટલાએક દહાડા સુધી આવવાનો નથી

પરદેશમા તને દ્રવ્ય તથા સુખ મળશે.

હમણા તારા કામની સિદ્ધિ થવાની નથી.

તારૂ કામ સિદ્ધ થશે.

તુ પોતાની ધારણા ફેરવ એટલે તારૂં સારૂં થશે

તારા પાસે ઘણા ઠગો છે એમ દેખાય છે

તે કેદી છુટશે

તે રોગી મરશે.

તે બાયડીને છોકરો થશે.

તુ સંપથી રહે એટલે તારૂં કામ વહેલુ થશે.



તારૂં કામ ચિંતુ કર્યું છે

---

તને કોઈ ખુબસુરત સ્ત્રી અથવા વર મળશે.

આ કામમાં ઘણું વિઘ્ન પડશે.

આ પ્રીતિ ખોટી તથા [illegible] છે

મુસાફરીમાં તને દેવ સામો થશે.

તારા ઉપર તે માણસની પ્રીતિ ખરી છે, તું વિશ્વાસ રાખ.

તારી વસ્તુ તને પાછી મળવાની નથી પણ તેના ચોરને સજા થશે.

ગામ ગયેલો માણસ વહેલો પૈસાદાર થઈને આવશે.

જો તું ઘેર રહેશે તો તારૂં સારૂં થશે.

તને વધો લાભ થનાર નથી

તને સંકટ તથા દુઃખ પેદા થશે.



તારી મરજી પ્રમાણે તારૂ કામ થશે.

તને પૈસા મળશે એમ દેખાય છે.

શત્રુની અદેખાઇને લીધે તુ સારૂ કરશે.

તે કેદીને કેદખાનામા ઘણા દિવસ રહેવું પડશે.

તે રોગી સાજો થશે.

તે બાયડીને છોકરી થશે

## ૬ ઠ.



આ બાયડીને એક છોકરો થશે.

ઘણા પૈસા ખરચ્યાથી તથા ઘણી મહેનત કર્યાથી તારૂં લગન થશે.

તે લગન સારી રીતે થશે

સ્ત્રી અથવા પુરૂષ આ વખત તારા થવા ઇચ્છે છે

બહારગામ ફર્યાથી તારૂ સારૂં થશે

તું માણસ ઉપર ઘણો વિશ્વાસ રાખીશ ના

એક મુકરર કરેલા વખતે તારી ખોવાયેલી વસ્તુ મળશે.

મુસાફરનું પાછું આવવું તેની મુલાકાતનું ઉપરથી ખચીત નથી.

પરદેશમાં તારી મરજી પ્રમાણે સિદ્ધ થશે.

લાભની આશા રાખીશ તે ફોકટ છે

તારી ઇચ્છા કરતાં તને વધુ મળશે.

જે કાંઇ તારી ઇચ્છાઓ છે તે જલદી પૂરી પડશે

તને લગ્નની વાતનું સારૂં આવશે એમ દેખાય છે.

ખરાબ નસીબ વિષે તને કંઇ ચિંતા કરવી પડશે નહીં

કોઇ એકને દયા આવ્યાથી તે કેદી છુટો થશે.

રોગીનું સારૂં થવું સંભવિત નથી

૬ ઙ.

| | |
|---|---|
| તે રોગી સારો થશે પણ ઘણા દિવસ જીવવાનો નથી | |
| તે બાયડીને છોકરો થશે | |
| તને એક સારો કુળવાન્ પુરૂષ અથવા સ્ત્રી મળશે. | |
| આ લગ્ન તુને કાઇ ફળવાનુ નથી | |
| થોડો વખત ધીરજ રાખ, તારા ઉપર તેની મોટી પ્રીત છે | |
| ઘરમાથી બહાર જઇશ નહિ | |
| આ માણસ ખરો મિત્ર છે | |
| તારી ચોરી મળવાની નથી | |
| મુસાફર વહેલો પાછો આવનાર નથી | |
| પરદેશમા તુ નઠારી સ્ત્રીઓથી દૂર રહે નહિ તો તુંને દુઃખ થશે. | |
| જે કાંઇ થોડુ તું ઇચ્છે છે તે વહેલુ મળશે. | |

તને મોટો જશ મળશે.

જે કંઇ તારા નસીબમાં લખ્યુ છે તેમાં તું સંતોષ માન.

દુઃખ આવીને સુખ મળશે એમ દેખાય છે

તારૂં નસીબ વહેલુ ઉઘડશે એમ દેખાય છે

તે કેદખાનામાં જ મરી જશે.

---

૯૬

---

તે કેદી મોટા કારણથી છુટશે.

તે રોગીનું જીવવુ સંભવિત નથી.

તે બાઇડીને છોકરો થશે. તે ઘણા દિવસ જીવશે.

તેને એક સારા સ્વભાવની સ્ત્રી અથવા પુરૂષ મળશે.

આ લગ્ન કરવામાં વાર લગાડીશ નહિ; તને સુખ છે

તારા ઉપર કોઇ પણ પ્રીતિ કરતુ નથી.

નિશ્ચયે કરી તુ મુસાફરી જા.

તે મિત્ર નથી પણ છાનો વૈરી છે

તારી ચોરાયેલી વસ્તુ જલદી મળશે

તે મુસાફરીથી પાછો આવનાર નથી

પરદેશમા એક સ્ત્રીથી તારૂં નસીબ ઉઘડશે.

તુ પોતાના લાભ થકી ઠગાયો જઇશ.

તારા નઠારા ભાગ્યનો નાશ થશે ને તુ સુખી થઇશ.

તારી આશા ફોકટ છે; હમણા તારૂ ભાગ્ય ઉલટું છે

તુ એકાદી સારી વાત વહેલો સાંભળીશ

તારા ઉપર નઠારૂ ભાગ્ય ટાપી રહ્યુ છે

पु ग.

આ દિવસોમા તારા સુખની વૃદ્ધિ થશે.

આ કેદી પોતાના શત્રુના હાથમાંથી છુટશે

તે રોગી સારો થશે તથા ઘણા દિવસ જીવશે,

તે બાઇડીને છોકરો થશે.

એક જુવાન પૈસાદાર સ્ત્રી અથવા પુરૂષ સાથે લગ્ન કરશે.

તું લગ્ન કરવાની ઉતાવળ કર જેથી તને સુખ મળશે.

તે માણસ તને દિલથી ચાહે છે

પરદેશમાં તારા કામની સિદ્ધિ થવાની નથી

આ મિત્ર સોના કરતાં વધારે મુલનો છે

તારી ખોવાએલી જણસ પાછી મળવાની નથી

તે રોગી ઘણો બેમાર છે માટે તેનાથી પાછું થવાતું નથી

તું પોતાની મહેનત ઉપર વિશ્વાસ રાખ તથા ધીર રહે.

તું ખુશીથી ધીર રહે, ભાગ્યવાન થઈશ.



તુ તારા સારા ભાગ્ય ઉપર વિશ્વાસ રાખીશ નહિ.

જે તુ ઇચ્છે છે તે તુને મળતુ જ જશે

તારૂ સ્વપ્નુ એમ કહે છે કે આજ તુ હુશીઆર રહે નહિ તો એકાએક જોખમમા પડશે



## ત ત.

તુ તારા મિત્રોમા ઘણુ સુખ તથા આનંદ ભોગવીશ એમ દેખાય છે

આ દહાડા ઘણા નઠારા છે

જો તુ હમણા દુઃખ ભોગવે છે તો આગળ મોટી આબરૂ મેળવશે

તે રોગી સારો થશે પણ ખચીત મરશે

તે બાઇડીને છોકરો થશે તે આગળ સારો નીવડશે

એક નઠારા સ્વભાવની માતબર સ્ત્રી અથવા વર મળશે

આ સ્ત્રી યા પુરૂષ સાથે લગ્ન કરીશ તો મૂકરર સુખ મળશે

આ માણસની તારા ઉપર પ્રીત છે પણ ઉઘાડી કરવા ચાહતો નથી



તું નિર્ભયપણાથી મુસાફરી કર.

તેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ, તે ચપળ તથા કપટી છે

તને વિચિત્ર રીતે તારી ખોવાયેલી મીલકત પાછી મળશે

મુસાફર ઘણો વહેલો આવશે

તું પરદેશમાં સુખ તથા શાન્તિથી રહીશ.

જો તું પ્રમાણિકપણે રહેશે તો જશ પામશે.

હજી તું વૈભવમાં તથા દોલતમાં રહીશ.

તું પોતાની હમણાંની સ્થિતિમાં રહીશ તો સારૂં છે



# જૈન જ્યોતિષશાસ્ત્રનો મહાન્ ગ્રંથ.

ચૌદ પૂર્વધર શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુસ્વામીએ રચેલી

# શ્રી ભદ્રબાહુસંહિતા.

( સંવાદ રૂપે તૈયાર કરનાર રા. સુશીલ )

કિંમત રૂા ત્રણ પોષ્ટેજ અલગ

આ દુર્લભ અને અમૂલ્ય ગ્રંથમા સૂર્ય, ચંદ્ર અને બીજા ગ્રહોની ગતિ સ્થિતિ ઉપરથી આ પૃથ્વી ઉપર કેવી જાતની અસર થાય છે તેનુ વિગતવાર સ્પષ્ટીકરણ કરવામાં આવ્યુ છે. વીજળી, વરસાદ, ઉલ્કાપાત અને ખાધા ખોરાકીની ચીજોના ભાવ, રૂ વિગેરેની તેજી-મંદી, વિવિધ સ્વપ્નોના પરિણામ તેમજ બીજી દૈવી વિદ્યાઓ વિષે એક બાળક પણ સમજી શકે એવી રીતે વિવેચન કરવામાં આવ્યુ છે લગભગ કેવળી ભગવાન જેટલુ અપૂર્વ જ્ઞાન ધરાવનાર પૂર્વાચાર્યોની કૃતિ વિષે અભિપ્રાય આપવો એ સહજ ગણાય, એમ ધારી અમે તે વિષે માનજ રહીએ છીએ

આ ગ્રંથ એક ગરીબથી લઇ લક્ષાધિપતિને, એક શ્રાવકથી લઇ મુનિમહારાજને એક સરખો ઉપયોગી થઇ પડે તેમ છે, કારણ કે તેમાં વ્યવહાર અને બીજી જાણવા જેવી વાતોના ખુબખુબીથી ખુલાસા કરવામાં આવ્યા છે.

શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર

## ભવિષ્ય ભાવફળ

યાને

## ભવિષ્ય જાણવાની વિદ્યા.

કર્તા તલકચંદ સૌરચંદ જૈન જ્યોતિષી.

પૃષ્ઠ સંખ્યા ૫૦૫ કિંમત રૂ. ૫-૦-૦ પોસ્ટેજ અલગ.



આ અમૂલ્ય ગ્રંથ દરેક ગૃહસ્થ વાંચી પોતાનું ભવિષ્ય સહેલાઇથી જાણી શકે છે, કારણ કે કુંડળી બનાવવાની છેલ્લામાં છેલ્લી રીત બતાવી છે આ ગ્રંથથી ખાસ, કરીને વર્ષ કેવું નીવડશે, તેજી—મંદીનું સ્વરૂપ તથા સારા નરસા ગ્રહો કયે કયે વખતે પોતાનું સ્વરૂપ બતાવે છે અને તેને કયા ગ્રહો વધારે ખરાબ બનાવે છે તેનું સ્પષ્ટીકરણ સહેલાઈથી સમજી શકાય છે સંસ્કૃત ગ્રંથોના આધારે ૭૮ મનોહર ચિત્રોથી પણ પુસ્તકને સરસ બનાવ્યું છે આ પુસ્તકમાં લગભગ ૪૨૯ વિષયોમાં શુકનશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર સ્ત્રી, પુરૂષ પરીક્ષા, સ્વપ્નફળ, ભૂગોળ અને ખગોળાધ્યાય તથા સૂર, [illegible], ગ્રહોને શાંત કરવાની વિધિ આદિ અનેક દેવી વિદ્યાઓ સામાન્ય અભ્યાસી પણ સમજી શકે તેવી રીતે વિસ્તારપૂર્વક લખવામાં આવેલ છે પાકી સુંદર બાઈન્ડીંગ કિંમત રૂ. ૫—૦—૦ વી. પી. પોસ્ટેજ અલગ

ગોડીજીની ચાલ, પાયધુની—મુંબઈ નં. ૩